# વિષયાનુક્રમણિકા.

## ખંડ ૧ લો—સ્વરોદય વિદ્યા.

---

## ખંડ ૨ જો—યોગવિદ્યા.

---

## ખંડ ૩ જો—સૂર્યચક્ર જ્યોતિષ અથવા જન્મતારીખ ઉપરથી ભવિષ્ય-પરીક્ષણ.

---

## ખંડ ૪ થો—રમલ વિદ્યા.

## ખંડ ૫ મો—ત્રિકાળદૃષ્ટિવિકાસ અથવા ક્લૅઅરવૉયન્સ.



---

## ખંડ ૬ ઠો—સંવત્સર-પરિજ્ઞાન.

---

ખંડ ૭ મો—મુહૂર્ત-પરિજ્ઞાન.

---

## ખંડ ૮ મો—જાદુ વિદ્યા અથવા મૅજીક.

---

## ખંડ ૯ મો—મંત્ર વિજ્ઞાનવિદ્યા.

---

## ખંડ ૧૦ મો—યંત્રસાધન વિદ્યા.

થામે. ૭૫૧ જ્વરનાશક યંત્ર. ૭૫૨ રાજસભામાં માન મળે. ૭૫૩ કાર્યસિદ્ધિનો યંત્ર. ૭૫૪ વિરોધવર્ધક યંત્ર. ૭૫૫ ભૂત-પ્રેતનો ભય દૂર થાય. ૭૫૬ જુગારનો દાવ જીતવાનો યંત્ર. ૭૫૭ ગૃહસુખપ્રાપ્તિનો યંત્ર. ૭૫૮ સ્ત્રીના સ્તન પાકે નહિ. ૭૫૯ ઘરમાં સર્પ આવે નહિ. ૭૬૦ દેવતા પ્રસન્ન થાય. ૭૬૧ વિષયમાં મસ્તી. ૭૬૨ બગીચો તાજો રહે. ૭૬૩ સર્વાર્થસિદ્ધિનો યંત્ર. ૭૬૪ અનાજ સળે નહિ. ૭૬૫ કંઠમાળા જાય. ૭૬૬ બુદ્ધિવર્ધક યંત્ર ૭૬૭ બાળકની ભૂતબાધા દૂર રહે. ૭૬૮ મનચિંતિત કાર્ય થાય. ૭૬૯ કાલિકા દેવી પ્રસન્ન થાય ૭૭૦ હનુમાનજી પ્રસન્ન થાય. ૭૭૧ નજર ન લાગે. ૭૭૨ રોજીંદો તાવ દૂર થાય. ૭૭૩ એકાંતરીયો તાવ દૂર થાય. ૭૭૪ તરીયો તાવ દૂર થાય. ૭૭૫ શીતળાનો યંત્ર.

---

## ખંડ ૧૧ મો—તંત્રપ્રયોગ–સંગ્રહ.

### પરિ. ૧ વશીકરણ, મોહન, આકર્ષણ ઇત્યાદિના પ્રયોગો...૨૭૫

૭૭૬ તિલકથી વશીકરણ. ૭૭૭ અંજનવશીકરણ. ૭૭૮ રાજવશીકરણ. ૭૭૯ અદ્ભુત વશીકરણ. ૭૮૦ સ્ત્રીનું વશીકરણ. ૭૮૧ પતિનું વશીકરણ. ૭૮૨ સ્ત્રીના આકર્ષણના પ્રયોગો. ૭૮૩ જયપ્રાપ્તિના પ્રયોગો. ૭૮૪ સૌભાગ્યપ્રાપ્તિ. ૭૮૫ ગજવશીકરણ. ૭૮૬ વ્યાઘ્રભયનિવારણ. ૭૮૭ શત્રુમુખસ્તંભન. ૭૮૮ નિદ્રાસ્તંભન. ૭૮૯ રાજસ્તંભન. ૭૯૦ અગ્નિસ્તંભન. ૭૯૧ જલસ્તંભન. ૭૯૨ દૃષ્ટિસ્તંભન. ૭૯૩ ગમનસ્તંભન. ૭૯૪ ગર્ભસ્તંભન. ૭૯૫ વીર્યસ્તંભન. ૭૯૬ પુરૂષમોહન. ૭૯૭ સ્ત્રીમોહન. ૭૯૮ મોહિની. ૭૯૯ શત્રુમોહન. ૮૦૦ પંઢીકરણ. ૮૦૧ યોનિબંધન. ૮૦૨ ભૂતગ્રહનિવારણ. ૮૦૩ દુર્ભગાકરણ ૮૦૪ કલહકરણ. ૮૦૫ ઉચ્ચાટન. ૮૦૬ વ્યાધિકરણ. ૮૦૭ શત્રુભ્રામણ. ૮૦૮ ઉન્મત્તીકરણ.

### પરિ. ૨ ઇંદ્રજાલિક–ચમત્કારિક પ્રયોગો ... ... ૨૮૦

૮૦૯ દ્રવ્ય ગુપ્ત થાય. ૮૧૦ અંગુલી તેલ. ૮૧૧ રાવણસ્વરૂપ. ૮૧૨ અગ્નિસ્વરૂપ. ૮૧૩ જળમાં તારાદર્શન. ૮૧૪ દિવ્ય દૃષ્ટિ. ૮૧૫ મરેલો દેડકો બોલે. ૮૧૬ માખીનો ઉપદ્રવ દૂર થાય. ૮૧૭ ઉંદરનો ઉપદ્રવ દૂર થાય. ૮૧૮ દીવા પાસે પતંગ ન આવે. ૮૧૯ એક દિવસમાં તાવ જાય. ૮૨૦ તુરત સરસવ ઉગાડવા. ૮૨૧ અગ્નિથી હાથ દાઝે નહિ. ૮૨૨ સુએ અન્ન પાકે નહિ. ૮૨૩ જમતાં છતાં પેટ ન ભરાય. ૮૨૪ જમતાં હિસદી કરે. ૮૨૫ બગડેલું ઘી સુધારવું ૮૨૬ બાળકના દાંતના

ગુણ. ૮૨૭ બાળકના નાળના ગુણ. ૮૨૮ બાળક ઉંઘમાં પિસાબ ન કરે. ૮૨૯ ઓનું લોહી વહે અને રાકાય. ૮૩૦ ઘરમાં ભૂત ન રહે. ૮૩૧ જૂદી જૂદી જાતના ગુપ્ત અક્ષરો. ૮૩૨ માટી ખાય અને ગોળનો સ્વાદ આવે. ૮૩૩ જાદૂઇ રંગો. ૮૩૪ વરસાદથી દીવો ન બૂઝે. ૮૩૫ મધપૂડો તોડવાની યુક્તિ. ૮૩૬ ખૂંટી વિનાની ચાખડીઓ પહેરવી. ૮૩૭ જાદૂઇ સાબુ. ૮૩૮ તોપ જેવો અવાજ. ૮૩૯ માથામાં જૂ ન રહે. ૮૪૦ બળેલા દોરા પર વીંટી લટકે. ૮૪૧ હાથ પરથી ડુંગળીની ગંધ દૂર કરવી. ૮૪૨ માંકડ-મચ્છરને ઉપદ્રવ દૂર કરવો. ૮૪૩ બે કડવી ચીજોને મીઠી કરવી ૮૪૪ પાંચ પ્રકારના રંગ બદલવા. ૮૪૫ નિર્મળ પાણીને રંગીન બનાવવું. ૮૪૬ કપડા પર ગુપ્ત અક્ષર. ૮૪૭ એક ડાળી પર અનેક જાતનાં ફૂલો. ૮૪૮ શીશામાં દર્પણ ઉતારવું. ૮૪૯ ચીમની કાળી ન થાય. ૮૫૦ પુત્ર કે પુત્રી ? ૮૫૧ ગર્ભ રહે નહિ. ૮૫૨ મદ્યપાન છોડાવવું. ૮૫૩ બે વાસણ લડે ૮૫૪ પારાનો પ્યાલો બનાવવાની રીતો. ૮૫૫ કબૂતરનું વિચિત્ર બચ્ચું. ૮૫૬ દીવામાં જવાહીર દેખાય. ૮૫૭ રેશમી વસ્ત્રની ચીકાશ દૂર કરવી ૮૫૮ વૃક્ષ ઉપર દીપમાળા.



૮૫૯ નાકનું લોહી બંધ થાય. ૮૬૦ દમનો ઇલાજ. ૮૬૧ કાનના દર્દનો ઉપાય. ૮૬૨ વાળ સફેદ થાય ૮૬૩ ઉડી ગયેલા વાળ ઉગે. ૮૬૪ મરેલુ બાળક કાઢવાનો ઉપાય. ૮૬૫ ગર્ભ રહે. ૮૬૬ પરમીયાનો ઉપાય ૮૬૭ મસા દૂર થાય ૮૬૮ બનાવટી કેસર. ૮૬૯ વમન કરવું. ૮૭૦ દેહની દુર્ગંધ દૂર કરવાના ઉપાયો. ૮૭૧ મુખરંજન. ૮૭૨ વદનની કાન્તિ વધે. ૮૭૩ કેશરંજન. ૮૭૪ ઇન્દ્રલુપ્ત દૂર થાય. ૮૭૫ વાળ વધે. ૮૭૬ વાજીકરણ ૮૭૭ મદનમોદક. ૮૭૮ અનંગસુંદરી વટિકા. ૮૭૯ મદનોદય રસ. ૮૮૦ યોનિસંકોચનના ઉપાયો ૮૮૧ દ્રાવણના પ્રયોગો. ૮૮૨ ઇંદ્રિયવૃદ્ધિના પ્રયોગો. ૮૮૩ સ્તનવૃદ્ધિના ઉપાયો. ૮૮૪ યોનિસંસ્કાર. ૮૮૫ કેશનાશ. ૮૮૬ નષ્ટ પુષ્પપ્રાપ્તિ. ૮૮૭ રક્તનિવારણ. ૮૮૮ કંઠસુધારણ. ૮૮૯ નેત્રવિકારનાં દરી. ૮૯૦ કર્ણરોગના ઉપાયો. ૮૯૧ દાંતના રોગના ઉપાયો. ૮૯૨ વિષનિવારણ. ૮૯૩ સર્પવિષનિવારણ. ૮૯૪ વૃશ્ચિકવિષનિવારણ. ૮૯૫ કાનખજુરાના વિષનું નિવારણ ૮૯૬ ઉંદરનું ઝેર ઉતારવાના ઉપાયો ૮૯૭ શ્વાનવિષનિવારણ. ૮૯૮ વ્યાઘ્રવિષનિવારણ. ૮૯૯ કીટવિષનિવારણ ૯૦૦ જંતુવિષનિવારણ. ૯૦૧ ઉપવિષનિવારણ ૯૦૨ કૃત્રિમ વિષનિવારણ. ૯૦૩ યોગજ

## ખંડ ૧૨ મો—હસ્તસામુદ્રિક વિદ્યા અથવા પામીસ્ટ્રી.

---

## ખંડ ૧૩ મો–મુખસામુદ્રિક વિદ્યા અથવા ફીઝીઓગ્નોમી.

---

## ખંડ ૧૪ મો—દાંપત્ય-વિજ્ઞાન વિદ્યા.

# સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક

## ગ્રંથ ૧ લો.

આ ગ્રંથમાં નીચેની ૧૪ વિદ્યાઓ આપી છે. ગ્રંથની ત્રીજી આવૃત્તિ બહાર પડી છે. **મૂલ્ય.** રૂ. ૮ વી. પી. પોસ્ટેજ ૦-૧૦-૦. ગ્રંથ અત્યંત લોકપ્રિય થયો છે. તેમાં ૧૩૮ પરિચ્છેદો, ૯૬૯ બાબતો, ૧૦૯ ચિત્રો અથવા આકૃતિઓ અને ૪૨૦ પૃષ્ઠ છે. પુંઠું સળંગ કાપડનું પાકું છે.

**(૧) માનસ વિદ્યા અથવા મેન્ટલ સાયન્સ**—શરીરની ઇંદ્રિયોની તથા મનની અદ્ભુત શક્તિઓની સમજ.

**(૨) આકર્ષણ વિદ્યા અથવા પર્સનલ મેગ્નેટિઝમ**—મનુષ્યની આકર્ષણશક્તિ વધારવાની રીતો (સચિત્ર).

**(૩) મસ્તકવિદ્યા અથવા ફ્રેનોલૉજી**—મસ્તકમાં રહેલી વિધવિધ શક્તિઓ. (સચિત્ર).

**(૪) માન સંદેશ વિદ્યા અથવા મેન્ટલ ટેલિપથી**—કેવળ ઇચ્છાશક્તિથી સંદેશા મોકલવાની શક્તિ કેળવવાની સમજ. (સચિત્ર).

**(૫) મોહિની વિદ્યા અથવા મેસ્મેરિઝમ**—મેસ્મેરિઝમ અને હિપ્નોટીઝમનું શિક્ષણ (સચિત્ર).

**(૬) પ્રેતાવાહન વિદ્યા અથવા સ્પિરિચ્યુએલિઝમ**—પ્રેતાત્માની શક્તિ અને તેના આવાહનનું સંક્ષેપમાં શિક્ષણ (સચિત્ર).

**(૭) ત્રિકાળદર્શન વિદ્યા**—હજરત, ત્રિકાળદર્શી આયનો, કાજળી, પ્લેંચેટ, વિચારશક્તિથી ત્રિકાળદર્શન ઇત્યાદિ. (સચિત્ર)

**(૮) મંત્રવિદ્યા**—મંત્રોનું રહસ્ય, સિદ્ધ કરવાની રીતો, મંત્રનો સારો માઠો સંબંધ અને સંખ્યાબંધ મંત્રો.

**(૯) યંત્રવિદ્યા**—યંત્રોની શક્તિ, તે સિદ્ધ કરવાની રીતો અને વિધવિધ આકૃતિઓ સાથે સંખ્યાબંધ યંત્રો.

**(૧૦) તંત્રવિદ્યા**—ઇંદ્રજાલિક, ચમત્કારિક અને શારીરવિજ્ઞાનના પ્રયોગો.

**(૧૧) સ્વપ્નવિદ્યા**—વિધવિધ સ્વપ્નો અને તેનાં ફળ વિષે સમજ.

**(૧૨) શકુનવિદ્યા**—વિધવિધ સારાં-માઠાં શકુન અને તેનાં ફળ.

**(૧૩) હસ્તાક્ષર-પરીક્ષણ વિદ્યા**—હસ્તાક્ષરપરથીમનુષ્યનીખાસીયત સમજવાની રીત-ઘણા જાણીતા મનુષ્યોના હસ્તાક્ષરના નમૂના સાથે.

**(૧૪) કોકશાસ્ત્ર અથવા રતિવિદ્યા**—સ્ત્રી પુરૂષ વિષે માહિતી, સમાગમના પ્રકાર, ગર્ભાધાન, ગુપ્ત રોગો અને ઔષધપ્રયોગો ઇત્યાદિ.

મળવાનું સ્થળ-મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા-અમદાવાદ.

મંત્ર, તંત્ર, ઇંદ્રજાલ, યંત્ર, સામુદ્રિક શાસ્ત્ર, પ્રેતાત્મવિદ્યા, રમલ શાસ્ત્ર વિગેરે શાસ્ત્રોમાંથી શોધન કરી ખાસ ચુંટી કાઢેલા વિષયોનો સંગ્રહ.

# ભારતે ભગવાન

કર્તા ; બરજોરજી હીરજીભાઈ ઇન્જીનીયર. આમાં મંત્ર, તંત્ર તથા યંત્રના પ્રયોગો સંપૂર્ણ સમજણ સાથે આપવામાં આવેલા હોવાથી કોઇની પાસે ખુલાસો માગવાની જરૂર રહેતી નથી. આ પુસ્તકના કર્તા બરજોરજી હીરજીભાઈ ઇન્જીનીયર પારસી ભાઈ હોવા છતાં મંત્ર શાસ્ત્રના ઘણા ઉંડા અભ્યાસ પછી આ પુસ્તક લખેલું હોવાથી દરેકે દરેક બાબત એટલી બધી ખુલાસાવર જણાવેલી છે કે કોઇ પણ બાબતમાં કોઇને શંકા રાખવાની જરૂર નથી. મંત્ર શાસ્ત્ર સંબંધમાં આટલા બધા પરીપૂર્ણ ખુલાસાવાળું આ એકજ પુસ્તક છે. આ પુસ્તક જ્યારે ન મળતું ત્યારે આઠકો રૂપીઆ પચીસ પચીસ આપી ફક્ત વાંચવા સારૂ લઇ જતા હતા એ ઉપરથી જ સમજી શકાશે કે આ પુસ્તક કેટલી મહત્તાનું છે. આમાં સિદ્ધ નાગાર્જુન ચરિત્ર, તાંત્રીક શિષ્યનાં લક્ષણ, ગુરૂ અને શિષ્યની કર્તવ્યતા, ષટજ્ઞાન, દેહશુદ્ધિ, દિક્ષા વિધિ, ષટકર્મણા, વર્ણભેદ, દેવતાના ઉચિતાદય, સાત્વિકાદિ નિર્ણય, મંત્રસ્થ આધષ્ટાતા દેવતા, યોજન પલ્લવાદિ નિર્ણય, કર્મ વિષે, હુંફટ વષટાદીની, વનસ્પતિ સાધન, મંત્રતંત્ર સાધવાને ઉત્તમ તિથિવાર, દેહરક્ષણ, સાપ નસાડનાર મંત્ર, વશીકરણ સ્થંભન, મોહન, વિદ્વેષણ, ઉચ્ચાટન, આકર્ષણ, શત્રુદમન, ભૂતાદિ ભય નિવારણ, નિધિદર્શન, દિવ્ય દ્રષ્ટિ, અદ્રસ્ય કરણ, પાદુકા સાધન, જમીનમાં ધન હોય તે જાણવાની રીત, ઇન્દ્રજાળ, મંત્ર, સાધના, ધંધો રોજગાર વધારનાર મંત્ર, આશાશીશીનો મંત્ર, તાવનો મંત્ર, ભૂત ઉતારનાર મંત્ર, મનવાંછીત ફળ પ્રાપ્ત કરનાર મંત્ર, માતા ચંડીનો મંત્ર, મહાવીરનો મંત્ર, નિરંજન નિરાકાર યંત્ર, પંદરનો યંત્ર, વીસો યંત્ર એમ ઘણી બાબતોથી તેમજ તેનો ખુલાસાવાર સમજણથી પુસ્તક ભરપૂર છે. કિં. રૂ. ૧૨-૮-૦ પોસ્ટેજ ૧-૦-૦

મળવાનું ઠેકાણું :—

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

ત્રણ દરવાજા, અમદાવાદ.

# સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક

અથવા

## અદ્‌ભુત વિદ્યાઓનો મહાસાગર.

### ગ્રંથ ૨ જો

### ખંડ ૧ લો

## સ્વરોદય વિદ્યા.

પરિચ્છેદ ૧ લો.

### પાંચ તત્ત્વો અને સ્વરનો સંબંધ.

'સ્વરોદયવિદ્યા' એ યોગવિદ્યાનું જ એક અંગ છે, બલ્કે યોગવિદ્યાના મહાલયમાં પ્રવેશ કરવા માટેનું તે સિંહદ્વાર છે, એટલે આ ગ્રંથમાં યોગવિદ્યાનો વિષય ચર્ચવામાં આવે તે પૂર્વે 'સ્વરોદય વિદ્યા' આપવામાં આવી છે. તેનો અભ્યાસ અને અનુભવ કરનાર શરીરસુખાકારી, સંકટનિવર્તન અને ધ્યાનમાં પણ સારી પેઠે આગળ વધવા શક્તિમાન બને છે. કહ્યું છે કે—इदं स्वरोदयं ज्ञानं ज्ञानानां मस्तके मणिः

અર્થાત્ સ્વરોદય જ્ઞાન એ સર્વ જ્ઞાનોમાં શિરોમણિ તુલ્ય છે. નાસ્તિક જનો તેથી આશ્ચર્ય પામે છે અને આસ્તિક જનોને તે આધારરૂપ બને છે, કારણકે એ વિદ્યાથી મવેત્જ્ઞાનં ત્રિકાલજ અર્થાત્ ત્રિકાળજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

**સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ શું?**—આ સૃષ્ટિ કેવી રીતે શામાંથી ઉદ્ભવી? વર્તમાન કાળમાં કેવી રીતે ચાલી રહે છે? અને ભવિષ્યમાં તેનો કેવી રીતે લય થશે? ઈત્યાદિ પ્રશ્નો પ્રત્યેક તત્ત્વમીમાંસક મનુષ્યના મનમાં સ્વાભાવિક રીતે જ ઉદ્ભૂત થાય છે. આ વિદ્યામાં એ પ્રશ્નોનું જ નિરાકરણ કરવામાં આવનાર છે. આ સૃષ્ટિની ઉત્પત્તિ આકાશાદિ પાંચ તત્ત્વોમાંથી થઈ છે. એ તત્ત્વોના બળથી જ તે સ્થિર રહી છે અને ઉત્પત્તિના વિપરીત ક્રમે કરીને એ જ તત્ત્વોમાં તેનો લય થશે.

**પાંચ તત્ત્વો**—પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ એ પાંચ તત્ત્વો ચિદાકાશમાં લીન થયા છે. અત્યંત સૂક્ષ્મ પરમાણુની પ્રસરણ અવસ્થા, આકાશ તત્ત્વ કહેવાય છે. પરમાણુસમૂહમાં મધ્યાકર્ષણને લીધે જે ગતિ ઉત્પન્ન થાય છે, તે વાયુ કહેવાય છે. એ ગતિ પામેલા પરમાણુઓના પરસ્પર ઘર્ષણથી ઉષ્ણતા અને પ્રકાશરૂપી તેજસ તત્ત્વ અસ્તિત્વમાં આવ્યું. એ તેજસ્ તત્ત્વમાંના જે પરમાણુઓ શીતળ થતા ગયા તે જળરૂપ બન્યા અને એ જળતત્ત્વમાના જે પરમાણુઓ સ્થૂળ સ્વરૂપને પ્રાપ્ત થયા તે પૃથ્વીતત્ત્વરૂપે અસ્તિત્વમાં આવ્યા. એ પ્રમાણે અત્યંત સૂક્ષ્મ તત્ત્વમાંથી આકાશ, આકાશમાંથી વાયુ, વાયુમાંથી તેજ, તેજમાંથી જલ અને જલમાંથી પૃથ્વી અસ્તિત્વમાં આવી. આ પૃથક્ પૃથક્–છૂટાં છૂટાં પાંચ તત્ત્વો પરસ્પરમાં લીન થવાથી સ્થૂળ પાંચ તત્ત્વો બનેલા છે. આ સ્થૂળ તત્ત્વોમાં પૃથ્વી, જળ અને તેજ એ દશ્ય છે, વાયુ સ્પર્શથી જ્ઞાત થાય છે અને આકાશ બુદ્ધિપ્રભાવથી અનુભવમાં આવે છે. આ પાચે તત્ત્વો જેવી રીતે આખા વિશ્વમાં ભરેલાં છે, તેવી જ રીતે પ્રત્યે જીવંત પ્રાણીમાં પણ ભરેલાં છે.

***સ્વરનો અભ્યાસ અને તેનો પ્રભાવ***—સ્વર=પ્રાણ+ઉદય=ઉદ્ભવ અર્થાત્ પ્રાણનો ઉદ્ભવ તેનું નામ 'સ્વરોદય.' શ્વાસપ્રવાહ ઉપર પોતાનો કાબૂ રાખી શકાય તે પૂર્વે નિયમબદ્ધ રીતે શ્વાસોચ્છ્વાસ કરવાનો પહેલેથી જ અભ્યાસ કરવો જોઈએ. તેથી મનુષ્ય આ લોકમાં તેમજ

પરલોકમાં સુખપ્રાપ્તિ કરી શકે છે. અભ્યાસના પ્રારંભમાં પહેલા કેટલાક દિવસ બહુ જ ત્રાસ સહન કરવો પડે છે, પરન્તુ જેમ જેમ ગુંચવણો ઉકેલાતી જાય છે તેમ તેમ તે અભ્યાસ એક ગમતનું સાધન થઇ પડે છે. સ્વર એ સર્વ વસ્તુઓનું જીવન છે. આ વિશ્વમાં જેને જન્મ અને મરણ હોય છે, તે સર્વનો આ સ્વરની સાથે સંબંધ રહેલો છે. એ સ્વરપ્રભાવથી વૈરીનો સુખે પરાભવ કરી શકાય છે; અધિકાર, દ્રવ્ય, કીર્તિ અને ઇષ્ટ ફળપ્રાપ્તિ થઇ શકે છે.

---

## પરિચ્છેદ ૨ જો.

---

## પ્રાણવાહક નાડીઓ.

**શરીરમાંની દસ નાડીઓ**—સૂર્ય આ સૃષ્ટિમાંનાં સર્વ પ્રાણીઓનું પોષક સ્થાન છે. સૂર્યનું સુષુમ્ણા નામનું કિરણ મનુષ્યશરીરમાંની સુષુમ્ણા નાડી સાથે એકતા પામીને પ્રાણનું પોષણ કરે છે. બાહ્ય અનુકૂળ તત્ત્વો તેમ જ ઔષધ પદાર્થો પ્રાણરક્ષક છે. મનુષ્યના સ્થૂળ શરીરમાં અનેક પ્રાણવાહી નાડીઓ રહેલી છે, તેમાં ઇડા, પિંગળા, સુષુમ્ણા, ગાંધારી, હસ્તિજિહ્વા, પૂષા, યશસ્વિની, અલંબૂસા, કુહૂ અને શંખિની એ દસ નાડીઓ મુખ્ય છે. એ દસમાંએ પહેલી ત્રણ ઇડા, પિંગળા અને સુષુમ્ણા એ ત્રણ મુખ્ય છે. ઇડા નાડી શરીરના ડાબા ભાગમાં, પિંગળા જમણા ભાગમાં અને સુષુમ્ણા ઉક્ત બેઉ નાડીઓની વચ્ચે રહેલી છે. ગાંધારી ડાબા નેત્રમાં અને હસ્તિજિહ્વા જમણા નેત્રમાં છે. યશસ્વિની ડાબા કાનમાં અને પૂષા જમણા કાનમાં છે. અલંબૂસા મુખમાં, કુહૂ લિંગદેશમાં અને શંખિની ગુદાસ્થાનમાં રહેલી છે.

**પ્રાણ તત્ત્વનાં સ્થાન અને તેમની ક્રિયા**—સ્થૂળ શરીરમાં રહેલી આ સર્વ પ્રાણવાહક નાડીઓમાં પ્રાણતત્ત્વ ભરેલું છે. જેમ બ્રહ્માંડમાં પ્રાણના આવહ, પ્રવહ, ઉદ્વહ, પરિવહ, પરાવહ, વિવહ અને સંવહ એવા સાત ભેદ ક્રિયાનુસાર કલ્પેલા છે, તેમ શરીરમાંનાં પ્રાણતત્ત્વોનાં સ્થાન અને ક્રિયાભેદો દસ પ્રકારના નીચે મુજબ છે.

અર્થાત્ સ્વરોદય જ્ઞાન એ સર્વ જ્ઞાનોમાં શિરોમણિ તુલ્ય છે. નાસ્તિક જનો તેથી આશ્ચર્ય પામે છે અને આસ્તિક જનોને તે આધારરૂપ બને છે, કારણકે એ વિદ્યાથી સર્વજ્ઞત્વં ત્રિકાલજ્ઞ અર્થાત્ ત્રિકાળજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

**સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ શું?**—આ સૃષ્ટિ કેવી રીતે શામાંથી ઉદ્ભવી? વર્તમાન કાળમાં કેવી રીતે ચાલી રહે છે? અને ભવિષ્યમાં તેનો કેવી રીતે લય થશે? ઈત્યાદિ પ્રશ્નો પ્રત્યેક તત્ત્વમીમાંસક મનુષ્યના મનમાં સ્વાભાવિક રીતે જ ઉદ્ભૂત થાય છે. આ વિદ્યામાં એ પ્રશ્નોનું જ નિરાકરણ કરવામાં આવનાર છે. આ સૃષ્ટિની ઉત્પત્તિ આકાશાદિ પાંચ તત્ત્વોમાંથી થઈ છે. એ તત્ત્વોના બળથી જ તે સ્થિર રહી છે અને ઉત્પત્તિના વિપરીત ક્રમે કરીને એ જ તત્ત્વોમાં તેનો લય થશે.

**પાંચ તત્ત્વો**—પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ એ પાંચ તત્ત્વો ચિદાકાશમાં લીન થયા છે. અત્યંત સૂક્ષ્મ પરમાણુની પ્રસરણ અવસ્થા આકાશ તત્ત્વ કહેવાય છે. પરમાણુસમૂહમાં મધ્યાકર્ષણને લીધે જે ગતિ ઉત્પન્ન થાય છે, તે વાયુ કહેવાય છે. એ ગતિ પામેલા પરમાણુઓના પરસ્પર ઘર્ષણથી ઉષ્ણતા અને પ્રકાશરૂપી તેજસ તત્ત્વ અસ્તિત્વમાં આવ્યું. એ તેજસ્ તત્ત્વમાંના જે પરમાણુઓ શીતળ થતા ગયા તે જળરૂપ બન્યા અને એ જળતત્ત્વમાંના જે પરમાણુઓ સ્થૂળ સ્વરૂપને પ્રાપ્ત થયા તે પૃથ્વીતત્ત્વરૂપે અસ્તિત્વમાં આવ્યા. એ પ્રમાણે અત્યંત સૂક્ષ્મ તત્ત્વમાંથી આકાશ, આકાશમાંથી વાયુ, વાયુમાંથી તેજ, તેજમાંથી જલ અને જલમાંથી પૃથ્વી અસ્તિત્વમાં આવી. આ પૃથક્ પૃથક્–છૂટાં છૂટાં પાંચ તત્ત્વો પરસ્પરમાં લીન થવાથી સ્થૂળ પાંચ તત્ત્વો બનેલાં છે. આ સ્થૂળ તત્ત્વોમાં પૃથ્વી, જળ અને તેજ એ દૃશ્ય છે, વાયુ સ્પર્શથી જ્ઞાત થાય છે અને આકાશ બુદ્ધિપ્રભાવથી અનુભવમાં આવે છે. આ પાંચે તત્ત્વો જેવી રીતે આખા વિશ્વમાં ભરેલાં છે, તેવી જ રીતે પ્રત્યે જીવંત પ્રાણીમાં પણ ભરેલાં છે.

**સ્વરનો અભ્યાસ અને તેનો પ્રભાવ**—સ્વર=પ્રાણ+ઉદય=ઉદ્ભવ અર્થાત્ પ્રાણનો ઉદ્ભવ તેનું નામ 'સ્વરોદય.' શ્વાસપ્રવાહ ઉપર પોતાનો કાબૂ રાખી શકાય તે પૂર્વે નિયમબદ્ધ રીતે શ્વાસોચ્છ્વાસ કરવાનો પહેલેથી જ અભ્યાસ કરવો જોઇએ. તેથી મનુષ્ય આ લોકમાં તેમજ

પરલોકમાં સુખપ્રાપ્તિ કરી શકે છે. અભ્યાસના પ્રારંભમાં પહેલા કેટલાક દિવસ બહુ જ ત્રાસ સહન કરવો પડે છે, પરન્તુ જેમ જેમ ગ્રંથિઓ ઉકેલાતી જાય છે તેમ તેમ તે અભ્યાસ એક ગમતનું સાધન થઈ પડે છે. સ્વર એ સર્વ વસ્તુઓનું જીવન છે. આ વિશ્વમાં જેને જન્મ અને મરણ હોય છે, તે સર્વનો આ સ્વરની સાથે સંબંધ રહેલો છે. એ સ્વરપ્રભાવથી વૈરીનો સુખે પરાભવ કરી શકાય છે; અધિકાર, દ્રવ્ય, કીર્તિ અને ઇષ્ટ ફળપ્રાપ્તિ થઈ શકે છે.

---

## પરિચ્છેદ ૨ જો.

---

## પ્રાણવાહક નાડીઓ.

**શરીરમાંની દસ નાડીઓ**—સૂર્ય આ સૃષ્ટિમાંના સર્વ પ્રાણીઓનું પોષક સ્થાન છે. સૂર્યનું સુષુમ્ણા નામનું કિરણ મનુષ્યશરીરમાંની સુષુમ્ણા નાડી સાથે એકતા પામીને પ્રાણનું પોષણ કરે છે. બાહ્ય અનુકૂળ તત્ત્વો તેમ જ ખોરાક પદાર્થો પ્રાણરક્ષક છે. મનુષ્યના સ્થૂળ શરીરમાં અનેક પ્રાણવાહી નાડીઓ રહેલી છે, તેમાં ઇડા, પિંગળા, સુષુમ્ણા, ગાંધારી, હસ્તિજિહ્વા, પૂષા, યશસ્વિની, અલંબૂષા, કુહૂ અને શંખિની એ દસ નાડીઓ મુખ્ય છે. એ દસમાંએ પહેલી ત્રણ ઈડા, પિંગળા અને સુષુમ્ણા એ ત્રણ મુખ્ય છે. ઇડા નાડી શરીરના ડાબા ભાગમાં, પિંગળા જમણા ભાગમાં અને સુષુમ્ણા ઉક્ત બેઉ નાડીઓની વચ્ચે રહેલી છે. ગાંધારી ડાબા નેત્રમાં અને હસ્તિજિહ્વા જમણા નેત્રમાં છે. યશસ્વિની ડાબા કાનમાં અને પૂષા જમણા કાનમાં છે. અલંબૂષા મુખમાં, કુહૂ લિંગદેશમાં અને શંખિની ગુદાસ્થાનમાં રહેલી છે.

**પ્રાણ તત્ત્વનાં સ્થાન અને તેમની ક્રિયા**—સ્થૂળ શરીરમાં રહેલી આ સર્વ પ્રાણવાહક નાડીઓમાં પ્રાણતત્ત્વ ભરેલું છે. જેમ બ્રહ્માંડમાં પ્રાણના આવહ, પ્રવહ, ઉદ્વહ, પરિવહ, પરાવહ, વિવહ અને સંવહ એવા સાત ભેદ ક્રિયાનુસાર કરેલા છે, તેમ શરીરમાંનાં પ્રાણતત્ત્વોનાં સ્થાન અને ક્રિયાભેદો દસ પ્રકારના નીચે મુજબ છે

| નાડી | સ્થાન | ક્રિયા |
|---|---|---|
| ૧ પ્રાણ | હૃદય | શ્વાસોચ્છ્વાસ |
| ૨ અપાન | ગુદા | મળમૂત્રવિસર્જન. |
| ૩ સમાન | નાભી | ખાધેલા અન્નને પાચનયોગ સમરસ કરવું. |
| ૪ ઉદાન | કંઠ | શરીરને ધારણ કરવું. |
| ૫ વ્યાન | શરીરની નસોની સમીપે | રૂધિરાભિસરણ કરવું. |
| ૬ નાગ | નાભીનો ઉપરનો ભાગ | ઓડકાર. |
| ૭ કૂર્મ | આંખનાં પોપચાં | આંખો ઉઘાડ-મીંચ કરવી. |
| ૮ કૃકલ | હોજરીનો ઉપરનો ભાગ | છીંક આવવી. |
| ૯ દેવદત્ત | કંઠનો નીચલો ભાગ | બગાસાં આવવાં. |
| ૧૦ ધનંજય | શરીરમાંનાં પાર્થિવ પરમાણુ | મૃત શરીરને ફુલાવવું. |

આ દસ પ્રકારના પ્રાણમાંના પહેલા પાંચને મુખ્ય પ્રાણ અને બીજા પાંચને ઉપપ્રાણ કહે છે. એ દસે પ્રાણ પોતપોતાનાં કર્તવ્યો યોગ્ય રીતે બજાવે તો જ શરીર નીરોગી રહી શકે. શરીરમાંની બીજી પ્રાણવાહક નાડીઓની ગતિ વગેરેનો આધાર ઇડા, પિંગળા અને સુષુમ્ણા ઉપર અવલંબી રહેલો છે.

**સ્વરવહન ઉપરથી નાડીની ઓળખ**—નાકના ડાબા છિદ્રમાંથી જ્યારે શ્વાસોચ્છ્વાસ વહન કરવા લાગે ત્યારે ઇડા નાડી વહે છે એમ સમજવું; નાકના જમણા છિદ્રમાંથી શ્વાસોચ્છ્વાસને ગતિ મળે ત્યારે પિંગળા નાડીને વહેતી જાણવી; અને જ્યારે બેઉ છિદ્રોદ્વારા શ્વાસોચ્છ્વાસ ચાલે ત્યારે સુષુમ્ણા નાડી વહન કરે છે એમ જાણવું. આ ત્રણે નાડીઓ કેવા ક્રમે વહે છે, તે હવે સમજાવવામાં આવશે.

## પરિચ્છેદ ૩ જો.

## સ્વરના ગુણદોષ અને પ્રાસંગિક ઇષ્ટાનિષ્ટતા.

**પ્રાણની ગતિ ઓછી કરવા વિષે**—પ્રાણવાયુનો આરોહ અને અવરોહ બાર આંગળ ચાલે છે, પરન્તુ યોગાભ્યાસવડે તેમાંથી એક આંગળ ઓછો કરવાથી તે યોગાભ્યાસીને નિષ્કામતા પ્રાપ્ત થાય છે. બે આંગળ ઓછો કરવાથી આનંદપ્રાપ્તિ, ત્રણ આંગળ ઓછો કરવાથી કાવ્યસ્ફૂર્તિ, ચાર આંગળ ઓછો કરવાથી વાચાસિદ્ધિ, પાંચ આંગળ ઓછો કરવાથી દૂર દૃષ્ટિ, છ આંગળ ઓછો કરવાથી આકાશગમન-શક્તિ, સાત આંગળ ઓછો કરવાથી શીઘ્ર વેગપ્રાપ્તિ, આઠ આંગળ ઓછો કરવાથી અષ્ટસિદ્ધિની પ્રાપ્તિ, નવ આંગળ ઓછો કરવાથી નવનિધિની પ્રાપ્તિ, દસ આંગળ ઓછો કરવાથી દસ અવસ્થાની પ્રાપ્તિ, અગીઆર આંગળ ઓછો કરવાથી છાયાનિવૃત્તિની પ્રાપ્તિ અને બાર આંગળ ઓછો કરવાથી હંસમતિ અને કૈવલ્યપદની પ્રાપ્તિ થાય.

**સૂર્ય સ્વર અને ચંદ્ર સ્વર**—ઇડા નાડી એ ચંદ્રનાડી અને પિંગળા નાડી એ સૂર્યનાડી કહેવાય છે. પ્રાણગતિનો શ્વાસ જ્યારે ચંદ્ર નાડીમાં ચાલે છે ત્યારે તે ચંદ્રસ્વર અને સૂર્યનાડીમાં ચાલે છે ત્યારે સૂર્યસ્વર કહેવાય છે. ચંદ્રનાડીમાં જ્યારે પ્રાણની ગતિ થાય છે કિંવા સ્વર ચાલે છે ત્યારે શરીર શીતળ રહે છે અને સૂર્યનાડીમાં પ્રાણવાયુ વહે છે ત્યારે શરીર ઊનું રહે છે. ઇડા, પિંગળા અને સુષુમ્ણા એ ત્રણે નાંડીઓને અનુક્રમે ગંગા, યમુના અને સરસ્વતી એવાં નામો પણ આપવામાં આવ્યાં છે. હકારના ઉચ્ચારથી જે પ્રાણવાયુ બહાર નીકળે છે તે પ્રાણવાયુ સકારના ઉચ્ચારથી અંતઃપ્રવેશ કરે છે, એ રીતે 'હંસ' શબ્દનો ઉચ્ચાર થતો હોવાથી પ્રાણ 'હંસ'રૂપ મનાય છે. પ્રાણવાયુ બહાર નીકળે છે ત્યારે તેને સંહારક શિવરૂપ માનવામાં આવે છે અને અંદર જતી વેળાએ તેને પ્રાણપોષક-શક્તિરૂપ માનવામાં આવે છે. સૂર્ય અને ચંદ્ર એ બે ગ્રહોમાં પણ સૂર્ય શિવરૂપ અને ચંદ્ર શક્તિ-રૂપ મનાય છે.

**શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષ સાથે સ્વરનો સંબંધ**—શુક્લપક્ષમાં ચંદ્રની કળા વૃદ્ધિ પામે છે અને કૃષ્ણપક્ષમાં તેનો ક્ષય થતો જાય છે. શુક્લપક્ષની પડવોને દિને ચંદ્રસ્વરનું વહન અતિ ઉત્તમ છે. બીજ

અને ત્રીજાને દિવસે પણ તે જ નાડીમાં સ્વરનું વહન હોવું જોઇએ. ચોથ, પાંચમ અને છઠને દિવસે સૂર્યસ્વરનું વહન સારૂં છે. સાતમ, આઠમ અને નોમને દિવસે ચંદ્રસ્વર વહેવો જોઇએ. દશમ, અગીઆરશ અને બારશને દિવસે સૂર્યસ્વર તથા તેરશ, ચૌદશ અને પુનમને દિવસે ચંદ્રસ્વર ચાલુ હોવો જોઇએ. કૃષ્ણપક્ષમાં શુકલપક્ષથી ઉલટો ક્રમ ચાલુ થાય છે, એટલે કે પહેલી ત્રણ તિથિએ સૂર્યસ્વર, ત્યારપછી ચંદ્રસ્વર, એ પ્રમાણે અમાસસુધી દર ત્રણ ત્રણ દિવસે સ્વર બદલાતો રહે છે. કોઇ પણ તિથિનો આરંભ સૂર્યોદયની સાથે થાય છે એમ સમજવું નહિ, પરન્તુ પંચાંગમાં તિથિનો આરંભ ક્યારથી થાય છે તે દર્શાવેલું હોય છે, તેને અનુસરીને તિથિ નિશ્ચિત કરવી જોઇએ. પ્રત્યેક સ્વરનું વહન નીરોગી માણસને અઢી ઘડી એટલે એક કલાક જેટલો સમય ચાલુ રહે છે. એ પ્રમાણે એક પખવાડીયાની પહેલી તિથિના આરંભકાળે ચંદ્રસ્વર ચાલુ થાય છે અને અઢી ઘડી પછી સૂર્યસ્વર ચાલુ થાય છે. તેટલો વખત રહીને પુનઃ ચંદ્રસ્વર ચાલુ થાય છે. ચંદ્રસ્વરથી આરંભ થતી સઘળી તિથિઓમાં એ પ્રમાણે ક્રમશઃ સ્વરવહન ચાલુ થાય છે. કૃષ્ણપક્ષની પહેલી તિથિના આરંભકાળે સૂર્ય સ્વર ચાલુ થવો જોઇએ અને પૂર્વોક્ત અઢી ઘડીએ અને ત્રણ દિવસે તે બદલાવા કરવો જોઇએ. એ પ્રમાણે મહિનાના સઘળા દિવસો ઇડા અને પિંગળામાં વહેંચાઇ ગયા છે. શુકલપક્ષનો સ્વામી ચન્દ્ર હોવાથી તે પક્ષની પડવોએ જેને આરંભમાં ચંદ્રસ્વર ચાલે અને કૃષ્ણપક્ષનો સ્વામી સૂર્ય હોવાથી તેની પડવોએ જેને આરંભમાં સૂર્યસ્વર ચાલે તેને તે પક્ષો સુખદાયક થાય છે. સ્વર બદલાતી વેળાએ તે સુષુમ્ણા નાડીમાંથી નીકળે છે અને તેર શ્વાસોચ્છ્વાસસુધી તે નાડીમાંથી તેનું વહન ચાલુ રહે છે. એ પ્રમાણે સ્વાભાવિક રીતે સુષુમ્ણા નાડી વહે છે, પરન્તુ કેટલાક કૃત્રિમ ઉપાયોથી પણ તે નાડી વહાવી શકાય છે. ચંદ્રપક્ષમાં ચંદ્રનાડી અને સૂર્યપક્ષમાં સૂર્યનાડી વહેતી હોય તો તે પુષ્ટિવર્ધક અને સુખદાયક લેખાય છે અને જો તેથી ઉલટો સ્વર વહે તો તે પીડા-કલહ વગેરે દુઃખને ઉત્પન્ન કરનાર નીવડે છે. જ્યારે સ્હવારમાં સ્વર વિપરીત ચાલે એટલે સૂર્ય સ્વરને બદલે ચંદ્રસ્વર અને ચંદ્રસ્વરને બદલે સૂર્યસ્વર ચાલે, ત્યારે પ્રથમ દિવસે મનમાં ગભરાટ થાય છે, બીજે દિવસે ધનનું નુકસાન થાય છે, ત્રીજે દિવસે મુસાફરી કરવી પડે છે, ચોથે દિવસે ઇષ્ટ વસ્તુનો વિનાશ થાય છે, પાંચમે દિવસે કીર્તિ કે પદવીની હાનિ થાય છે, છઠ્ઠે દિવસે

સર્વ વસ્તુઓનો નાશ થાય છે, સાતમે દિવસે રોગ અને દુઃખ થાય છે અને આઠમે દિવસે મરણ થાય છે. આઠ દિવસસુધી લાગલાગટ સવારે, બપોરે અને સાંજે સ્વર વિપરીત ચાલતો હોય તો અવશ્ય તેની અસર માઠી થાય છે, પણ જો તે પ્રમાણે ન હોય તો થોડી-ઘણી સારી અસર થાય છે.

**સાત વાર અને સ્વરનો સંબંધ**—મંગળ, શનિ અને રવિવારનો સ્વામી સૂર્ય છે, અને સોમ, બુધ, ગુરુ તથા શુક્રવારનો સ્વામી ચંદ્ર છે, એટલે તે તે દિવસે સૂર્યોદય સમયે તે તે સ્વર વહેતો હોય તો તે લાભદાયક નીવડે છે.

**રાશિ અને સ્વરનો સંબંધ**—વૃશ્ચિક, સિંહ, વૃષભ અને કુમ્ભ એ ચંદ્રની રાશિઓ છે; તેઓ ચંદ્રના યોગથી સ્થિર કાર્યમાં લાભકારક છે. કર્ક, મકર, તુલા અને મેષ એ સૂર્યની રાશિઓ છે, તે ચર કામમાં સૂર્યના યોગથી લાભકારક નીવડે છે. મીન, મિથુન, ધન અને કન્યા એ સુષુમ્ણાની રાશિઓ છે અને સુષુમ્ણાના યોગથી તે રાશિમાં કામ કરવાથી હાનિ થાય છે.

**તત્ત્વવહન**—પૂર્વે જણાવ્યા પ્રમાણે પ્રાણવાયુ એક નસકોરામાં અઢી ઘડીસુધી વહે છે-આવજા કરે છે. આ અઢી ઘડીમાં પચાસ પળ પૃથ્વીતત્ત્વ, ચાળીસ પળ જલતત્ત્વ, ત્રીસ પળ તૈજસતત્ત્વ, વીસ પળ વાયુતત્ત્વ અને દસ પળ આકાશ તત્ત્વ, એ પ્રમાણે પ્રત્યેક તત્ત્વ પોતપોતાની ગતિ પ્રમાણે કાર્ય કરે છે. એક મિનિટનું માપ ૨॥ પળ બરાબર છે. એક અહોરાત્રમાં એટલે ૬૦ ઘડીમાં તે તત્ત્વો પોતપોતાનાં કામો કરતાં રહે છે. મનુષ્યની નીરોગી સ્થિતિમાં પ્રત્યેક સ્વરમાં પ્રથમ વાયુ તત્ત્વ, પછી અગ્નિ તત્ત્વ, પછી પૃથ્વી તત્ત્વ, પછી જળ તત્ત્વ અને છેલ્લે આકાશ તત્ત્વ વહે છે. અમુક સમયે કયું તત્ત્વ ગતિમાન છે એ માત્ર ગણિતશાસ્ત્રને આધારે જ નક્કી થઇ શકે છે એમ સમજવું નહિ, પણ પ્રત્યક્ષ પ્રમાણથી પણ તે જાણી શકાય છે. આ વાત આ વિદ્યાના અનુભવસિદ્ધ જ્ઞાનનું એક કેંદ્રસ્થાન છે.

**ઇડા નાડીમાં કરવા યોગ્ય કાર્યો**—જ્યારે ઇડા નાડી ચાલતી હોય અર્થાત્ ચંદ્રસ્વર ચાલતો હોય ત્યારે નીચે દર્શાવેલાં કાર્યોમાંનું કોઈ પણ કાર્ય કરવામાં આવે તો તે શુભ ફળદાતા થાય. જે કાર્યો લાંબા વખતસુધી ચાલે તેવાં હોય તેવાં કાર્યોમાં, અલંકાર પહેરવામાં, દૂર મુસાફરીએ જવામાં, કોઈ પણ આશ્રમમાં દાખલ થવામાં, ધન એકઠું

કરવામાં, કૂવા, તળાવ અને સરોવર ખોદાવવામાં, સ્થંભ આદિ સ્થાપવામાં, વાસણ ખરીદવામાં, લગ્નમાં, વસ્ત્ર, ઝવેરાત અથવા દાગીના તૈયાર કરાવવામાં, શાન્ત અને પોષણ કરનારી દવાઓ તૈયાર કરવામાં, પોતાના શેઠ-સ્વામીને મળવામાં, વ્યાપારમાં, અનાજ એકઠું કરવામાં, નવા ઘરમાં પ્રવેશ કરવામાં, નવી જગ્યાનું વાસ્તુ લેવામાં, ખેડવામાં, બીજ નાંખવામાં, મંગળ તથા શાન્તિનાં કામોમાં અને બહાર જવામાં ચંદ્રસ્વર ઉત્તમ છે. વાંચવાના કામનો આરંભ કરવામાં, સગાં-સ્નેહીઓને મળવામાં, ધર્મ કાર્યમાં, ધર્મગુરૂ પાસેથી કંઇ શાસ્ત્ર શીખવામાં, મંત્રનો જાપ કરવામાં, કાળજ્ઞાનનાં સૂત્રો વાંચવામાં, બહારથી ચોપગાં જાનવર ઘેર લાવવામાં, રોગનો ઉપચાર કરવામાં, ઘોડા કે હાથી ઉપર સવારી કરવામાં, બીજાનું ભલું કરવામાં, થાપણ મૂકવામાં, ગાવામાં, વાજીંત્રો વગાડવામાં, ગાયનના સૂરોનું શાસ્ત્ર વિચારવામાં, કોઈ ગામ કે શહેરમાં પ્રવેશ કરવામાં, રાજ્યાભિષેકમાં, રોગમાં, શોકમાં, ઉદાસીનતામાં, તાવમાં, મૂર્છામાં, પોતાના હાથની નીચેના અથવા ઉપરી માણસો સાથે કોન્ટ્રાક્ટ કરવામાં, ધાન્ય અને લાકડાં એકઠાં કરવામાં, સ્ત્રીએ શણગાર સજવામાં, વરસાદ આવતો હોય ત્યારે, ગુરૂભક્તિમાં, દેવળનું ખાતમુહૂર્ત કરવામાં, દેવની પ્રતિષ્ઠા કરવામાં કે દેવળ ઉપર ઇંડું ચડાવવામાં ચંદ્રસ્વર મંગળકારી છે. યોગાભ્યાસ જેવાં કાર્યો પણ ઇડાનાડીમાં-ચંદ્રસ્વરમાં થઇ શકે છે. જો ચંદ્રસ્વર ચાલતો હોય તો સઘળાં મંગળકારી કાર્યોમાં રાત્રે કે દિવસે લાભ થાય છે. ચંદ્રસ્વરમાં પૃથ્વી તત્ત્વ કિંવા જલ તત્ત્વ ગતિમાં હોય તો વિશેષ લાભ થાય છે. તાવ આવતો હોય ત્યારે ચંદ્રસ્વર અને જલ તત્ત્વ ગતિમાં લાવવાં. તેમ કરવાથી ઘણા થોડા સમયમાં જ્વરની નિવૃત્તિ થાય છે.

**પિંગલા નાડીમાં કરવા યોગ્ય કાર્યો**—સઘળાં દીપ્ત કાર્યોમાં, કઠણ શાસ્ત્રો શીખવામાં કે શિખવવામાં, વહાણ ઉપર મુસાફરી કરવામાં, સઘળાં ખરાબ કાર્યોમાં, જળ પીવામાં, ભૈરવ જેવા વિકરાળ દેવનો મંત્ર જપવામાં, શાસ્ત્રાભ્યાસમાં, જવામાં, શિકારમાં, પ્રાણીઓ વેચવામાં, ઇંટો લાકડાં પત્થર અને ઝવેરાત મહામહેનતે મેળવવામાં, ગાયનકળાનો અભ્યાસ કરવામાં, જંત્ર-તંત્ર કરવામાં, પર્વત કે ઉંચી જગ્યા પર ચડવામાં, જુગારમાં, ચોરીમાં, હાથી કે ઘોડાને કેળવીને વશ કરવામાં, ઝરો ઓળંગવામાં, દવામાં કે લખવામાં, મલ્લકુસ્તીમાં, મારવામાં કે ગભરાટ ફેલાવવામાં, ષટ્કર્મ કરવામાં, યક્ષિણી, યક્ષ, વૈતાળ, ભૂત વગેરે તથા ઝેરી

વસ્તુઓ ઉપર વિજય મેળવવામાં, શત્રુતામાં, મેસ્મેરિઝમથી બીજાને બેભાન કરવામાં, પોતાની આજ્ઞા પ્રમાણે બીજાને ચલાવવામાં, કોઇને કોઈ પણ બાબતમાં ખેંચવામાં, ખૂન કે ઘોંઘાટ કરવામાં, દાનમાં, વેચવામાં કે ખરીદવામાં, તરવાર સાથે પટા ખેલવામાં, યુદ્ધમાં, રાજાને મળવામાં, ખાવામાં, ન્હાવામાં, વેપારની લેવડ-દેવડમાં, સખ્ત અને ગરમ કામોમાં, સ્ત્રીસમાગમમાં, શયન કરવામાં અને પૂર્વ તથા ઉત્તર બાજુનાં કાર્યો કરવામાં સૂર્યસ્વરને ઉત્તમ જાણવો. જમ્યા પછી તુરત જ જો સૂર્યસ્વર ચાલે તો તે મંગળકારી છે. જ્યારે સૂર્યનાડી ચાલતી હોય ત્યારે ડાહ્યા પુરૂષે સૂઈ રહેવું. જે કામો સ્વભાવથી જ ક્ષણભંગુર અને અસ્થાયી છે તે સર્વ સૂર્યસ્વરમાં વિજયવંત થાય છે. જેઓ દિવસે ચંદ્ર ને રાત્રે સૂર્યસ્વર ચલાવવાનો અભ્યાસ કરતા હોય તેમણે કાર્ય-પરત્વે તે તે સ્વર ચલાવી તે તે કાર્ય કરવાં. સૂર્યસ્વરમાં અગ્નિ તથા વાયુ તત્ત્વ સારાં છે.

**સુષુમ્ણા નાડીમાં કરવાયોગ્ય કાર્યો**—સુષુમ્ણા નાડી સર્વ કાર્યોનો નાશ કરનારી છે. નાડીઓ એક પછી એક ચલાવવી જોઇએ. તેને બદલે જો બંને નાડીઓ એક જ વખતે ચાલે તો તે ભય આપનાર ગણાય છે. આ સ્થિતિ 'વિષુવત્' કહેવાય છે. તેવે, વખતે સ્થિર કે ચરકામો ન કરતાં ઈશ્વરભજન કરવું હિતકર છે. યોગ કે ધ્યાન કરવું એ સારૂં છે પણ બીજું કશું કામ કરવું નહિ. એવે કાળે આશીર્વાદ દેવામાં આવે કે શાપ દેવામાં આવે તોપણ તે નિષ્ફળ જાય છે. સુષુમ્ણા નાડીમાં યાત્રા કે પ્રવાસે નીકળવું જ નહિ, કારણકે તેથી દુઃખ કે મૃત્યુ નીપજે છે. એવે પ્રસંગે નીકળતાં સૂર્ય અથવા ચંદ્ર જે સ્વર ચાલતો હોય તે બાજુનો પગ પ્રથમ માંડવો, અર્થાત્ જો તે વેળાએ ચંદ્રસ્વર ચાલતો હોય તો ચાર ડાબાં પગલાં પ્રથમ ભરવાં અને જો સૂર્ય-સ્વર ચાલતો હોય તો ચાર જમણાં પગલાં પ્રથમ ભરવાં. આમ રીતે પ્રારંભેલી યાત્રા સુખરૂપ નીવડે છે.

**દિશાઓ અને સ્વરનો સંબંધ**—સન્મુખ, ડાબી બાજુએ અને ઉંચે ચંદ્ર છે; પછવાડે, જમણી બાજુએ અને નીચે સૂર્ય છે. જે ખબર આપનાર દૂત ઉંચે, સન્મુખ કે ડાબી બાજુએ હોય તે ચંદ્રના માર્ગમાં છે અને જે નીચે, પછવાડે કે જમણી બાજુએ હોય તે સૂર્યના માર્ગમાં છે એમ સમજવું.



## પરિચ્છેદ ૪ થો.

## પાંચ તત્ત્વો સંબંધી વિવેચન.

**તત્ત્વોના રંગ**—પૃથ્વીતત્ત્વ અને જલતત્ત્વનો સ્વામી ચંદ્ર છે. તૈજસ, વાયુ અને આકાશ તત્ત્વનો સ્વામી સૂર્ય છે. પ્રત્યેક તત્ત્વના પરમાણુ જૂદા જૂદા રંગના છે, તેમાં આકાશતત્ત્વનો રંગ કાળો, વાયુતત્ત્વનો રંગ લીલો, તૈજસ્તત્ત્વનો રંગ લાલ, જલતત્ત્વનો રંગ સફેદ અને પૃથ્વીતત્ત્વનો રંગ પીળો છે.

**તત્ત્વને કેવી રીતે ઓળખવું?**—મંગળવારે સૂર્યોદયને વખતે અગ્નિતત્ત્વ, બુધવારે પૃથ્વીતત્ત્વ, ગુરૂવારે વાયુતત્ત્વ, શુક્રવારે અગ્નિતત્ત્વ, શનિવારે અને રવિવારે જળતત્ત્વ અને સોમવારે પૃથ્વીતત્ત્વ વહેતું હોય તો શરીર નીરોગી છે એમ સમજવું. બંને હાથના બંને અંગુઠાથી બંને કાન, બંને તર્જની-અંગુઠા પાસેની. આંગળાથી બંને નેત્ર, બંને વચલી આંગળીઓથી બંને નાસિકા, અને બંને અનામિકા તથા બંને ટચલી આંગળીઓથી મુખ દાબી રાખીને ચિત્તવૃત્તિ ભ્રૂકુટીમાં રાખવી, એટલે એક રંગનું બિંદુ દેખાવા લાગશે. તે બિંદુનો જે રંગ દેખાય તે ઉપરથી ઉપર જણાવેલાં તત્ત્વોની ઓળખ પડશે, એટલે કે જો પીળું બિંદુ દેખાય તો પૃથ્વીતત્ત્વ તે કાળે ગતિમાં છે એમ સમજવું. એ જ રીતે અન્ય રંગો ઉપરથી અન્ય તત્ત્વોનું વહન સમજવું.

**તત્ત્વોના આકાર**—રંગોની પેઠે પ્રત્યેક તત્ત્વને પોતાનો આકાર, સ્વાદ, લંબાઈ, ગુણ તથા ગતિ પણ છે અને તે ઉપરથી તત્ત્વોને ઓળખી શકાય છે. એક સ્વચ્છ અરીસો લઈને નાકમાંથી સ્વાભાવિક રીતે જે શ્વાસ નીકળે તે તે ઉપર છોડવો. ઉચ્છ્વાસ પડવાથી તે અરીસાનો કેટલોક ભાગ ઝાંખો થઈ જશે. એ ઝાંખો થએલો ભાગ જો ચાર ખૂણાવાળો હોય તો તે વખતે પૃથ્વીતત્ત્વ વહે છે એમ જાણવું. પૃથ્વીનો આકાર ગોળ છે તે બાબતને આ વાત સાથે કશો સંબંધ નથી. તે ઝાંખો ભાગ જો અર્ધચંદ્રાકૃતિનો હોય તો તે વખતે જળતત્ત્વ ગતિમાન છે એમ સમજવું એ જ રીતે ત્રિકોણાકૃતિ હોય તો તૈજસતત્ત્વ, ગોળાકૃતિ હોય અથવા ધ્વજાકૃતિ હોય તો વાયુતત્ત્વ અને એ ઝાંખો ભાગ જો અનેક બિંદુરૂપ હોય તો આકાશતત્ત્વ ગતિમાં છે એમ સમજવું. આ આકારો અરીસા ઉપર સ્વલ્પ સમય જ રહે છે, એટલે તે અરીસા પર પડતાં જ તેને ઓળખી લેવાની ટેવ પાડવી આવશ્યક છે.

**તત્ત્વોના સ્વાદ**—પૃથ્વીતત્ત્વનો સ્વાદ મધુર હોય છે, જલતત્ત્વનો સ્વાદ તુરો હોય છે, તૈજસ્ તત્ત્વનો સ્વાદ તીખો હોય છે, વાયુતત્ત્વનો સ્વાદ ખારો હોય છે અને આકાશતત્ત્વનો સ્વાદ બેસ્વાદ હોય છે. જિહ્વા પર થતી સૂક્ષ્મ અસરથી કિંવા ભક્ષ્ય કે પેય પદાર્થ પર કેટલોક સમય ચાલતા સ્વરને પકડવા દઈ પછી તે પદાર્થનું અસ્વાદન કરવાથી તે તત્ત્વનો સ્વાદ જાણવામાં આવે છે.

**તત્ત્વોની લંબાઈ**—જ્યારે પૃથ્વીતત્ત્વ વહેતું હોય ત્યારે ઉચ્છ્વાસ ગમે તે નસકોરામાંથી જતો આવતો હોય તોપણ નાસિકાની બહાર બાર આંગળસુધી તેની ગતિ હોય છે. જ્યારે જળતત્ત્વ ગતિમાં હોય ત્યાર સોળ આંગળ, તૈજસ્તત્ત્વ ચાર આંગળ, વાયુતત્ત્વ આઠ આંગળ અને આકાશતત્ત્વ વહેતું હોય તો નાસિકાની બહાર પ્રાણની ગતિ અસ્પષ્ટ હોય છે.

**તત્ત્વોના ગુણો**—પૃથ્વીતત્ત્વ જડતાવાળું, જલતત્ત્વ શીતળ, તૈજસ્ તત્ત્વ ઉષ્ણ, વાયુતત્ત્વ સાવધાનતા પ્રાપ્ત કરાવનાર અને આકાશતત્ત્વ શાન્તતા પ્રાપ્ત કરાવનારૂ છે.

**તત્ત્વોની ગતિ**—પૃથ્વીતત્ત્વ નાસિકાની સમીપે વહન કરે છે, જલતત્ત્વ નાસિકાની નીચેના ભાગમાં વહે છે, તૈજસ્તત્ત્વ નાકના ઉપલા ભાગ તરફ વહે છે, વાયુતત્ત્વ નાકની જમણી યા ડાબી બાજુએ વહે છે અને આકાશતત્ત્વ હમેશાં બેઉ સ્વરની અંદર વહીને ગતિશૂન્ય થાય છે.

**તત્ત્વની પરીક્ષા અને તત્ત્વનો અભ્યાસ**—તત્ત્વોના પાચ રગ પ્રમાણેની પાંચ ગોળાઓ લેવી અને તે પોતાની પાસે રાખવી પછી આંખો બંધ કરીને નિર્વિકલ્પ થઈ તેમાંની એક ગોળી ઉપાડવી એટલે જે તત્ત્વ તે વખતે ગતિમાં હશે તે જ તત્ત્વના રગની ગોળી હાથમા આવશે. તે ગોળીનો રગ જોયા પછી પૂર્વની પેઠે પુન: આંખો બંધ કરવી. તે જ ગોળીનો રગ ભ્રૂમધ્ય ભાગમાં સ્થિત થાય છે કે નહિ તે જોવું. જો તે જ રગ સ્થિત થાય તો સમજવું કે તત્ત્વપરીક્ષા યથાર્થ થઈ છે; પરન્તુ એમ ન સમજી લેવુ કે બહુ થોડા વખતમાં એ પ્રમાણે પરીક્ષા કરવાની શક્તિ પોતામાં આવી જશે. એકાદ મહિના સુધી અથવા તો તેથી પણ વધારે વખત સુધી તે રંગ સમજવામાં આવશે નહિ; તેથી જો અભ્યાસી અધીરો હશે તો હતાશ થશે, પરન્તુ જેમ જેમ અભ્યાસ તથા પરિચય વધતો જશે, તેમ તેમ તે રંગ ભૂલ વિના માલૂમ પડવા લાગશે. તેટલા માટે ચિત્તને એકાગ્ર કરવું જોઈએ અને

દૃષ્ટિને પણ સ્થિર રાખવી જોઇએ. અભ્યાસને માટે આપણા કોઈ મિત્રને કોઇ પણ રંગ મનમાં ધારવાનું કહેવું, માત્ર તે રંગ ઉપર કહેલા પાંચ રંગ પૈકીનો જ એક રંગ હોવો જોઇએ. હવે જો આ મિત્રના મનમાં પ્રથમ જે પુષ્પ આવે તે જો તે ધારે તો તેણે નિઃસંશય માનવું કે તે વખતે જે તત્ત્વ વહે છે તે તત્ત્વનો રંગ તે પુષ્પનો છે. પછી સાધકે તુરત જ પોતાની આંખો બંધ કરવી અને તત્ત્વ શોધીને તે મિત્રને કહેવું કે તેં મનમાં ધારેલા પુષ્પનો રંગ અમુક 'છે, આ તત્ત્વપરીક્ષા એક કલાકમાં ફક્ત એક જ વખત સ્વસ્થ ચિત્તે કરવી જે વખતે પોતાના મિત્રો પોતાની પાસે બેઠા હોય તે વખતે જો વાયુ તત્ત્વ ગતિમાં આવે તો મિત્રોમાંની જે વ્યક્તિ શાન્ત ચિત્તે બેઠી હશે તેને ત્યાંથી ઊઠી જવાની ઇચ્છા થઈ છે એમ સમજવું અને આપણો એ સંશય ખરો છે કે ખોટો એવું તેને પૂછતાં જો તે સત્યવાદી હશે, તો આપણો સંશય ખરો હતો એમ તે સ્પષ્ટ રીતે કહેશે. એ પ્રમાણે સ્વરોદય વિદ્યાનો અભ્યાસ કરનારાએ ધીમે ધીમે અને સાવધાન ચિત્તે પોતાનાં અનુમાનો નિશ્ચિત કરતાં જવું,. પરન્તુ જરાએ ઉતાવળ કરવી નહિ.

**કયા તત્ત્વમાં કેવાં કામો કરવાં ?**—જ્યારે પૃથ્વી તત્ત્વ ગતિમાં હોય, ત્યારે વિચારપ્રધાન સ્થિર કાર્યો જે ચંદ્રસ્વર ચાલુ હોય ત્યારે કરવાનાં કહ્યાં છે તે કરવાં. જલતત્ત્વ વહેતું હોય ત્યારે ચર કાર્યોનો પ્રારંભ કરવો એટલે તેમાં સત્વર વિજયપ્રાપ્તિ થાય છે. તૈજસ્ તત્ત્વ વહેતું હોય ત્યારે બહુ પરિશ્રમે સાધ્ય થાય તેવાં મુશ્કેલ કાર્યો કરવાં. વાયુતત્ત્વમાં એવાં કાર્યો કરવાં કે જેમાં ક્રૂરતાની બહુ આવશ્યકતા હોય આકાશ તત્ત્વ ગતિમાં હોય ત્યારે અભ્યાસીએ તત્ત્વવિદ્યાના અભ્યાસ સિવાય બીજું કશું કામ કરવું નહિ. સૌમ્યકાર્યમાં ચંદ્રસ્વર અને પૃથ્વીતત્ત્વ તથા ક્રૂરતાનાં કાર્યોમાં સૂર્યસ્વર અને અગ્નિતત્ત્વની સહાયતા લેવી જોઈએ.

**સ્વરજ્ઞાન પ્રાપ્ત કરવાની રીત**—શરીરને સીધું રાખી બેઠા પછી નાકનાં બેઉ છિદ્રો દ્વારા લોહારની ધમણની પેઠે પ્રાણવાયુને અંદર ખેંચવો તથા બહાર છોડવો. આ પ્રમાણે કેટલીક વાર કર્યા પછી સ્વરમાર્ગ શુદ્ધ થાય છે અને તેથી સ્વરજ્ઞાન સત્વર થવા લાગે છે. જે દિવસે આકાશ સ્વચ્છ—નિરભ્ર હોય તે દિવસે ચિત્તને એકાગ્ર કરવા ઇચ્છનારે એક અથવા બે વાર એકાદ કલાક સુધી પોતાની આસપાસની બાહ્ય વસ્તુઓ ઉપરથી પોતાનું ચિત્ત ઉઠાડી લઈ સ્વસ્થપણે બેસી પોતાની

દૃષ્ટિ નીલા રંગના આકાશના કોઇ પણ ભાગ ઉપર સ્થિર કરવી. આ વખતે આંખ મીટ ન મારે તેવી સાવધાનતા રાખવી. આ અભ્યાસથી પહેલાં અત્યંત તેજસ્વી એવો જળસમુદાય દેખાવા લાગશે, પરન્તુ થોડા વધુ અભ્યાસથી વાતાવરણમાં નાના પ્રકારના ગ્રહો વગેરે પદાર્થો તરંગિત થતા દેખાવા લાગશે અને ધીરે ધીરે ભવિષ્યકાલિન વસ્તુસ્થિતિનાં આબેહૂબ ચિત્રો દેખાવા લાગશે.

**તત્ત્વાભ્યાસનો પ્રારંભ કેવી રીતે કરવો ?**—તત્ત્વાભ્યાસીએ પાછલી રાત્રે સુમારે બે વાગતાં જ્યારે આસપાસ સઘળે શાન્તિ પ્રસરી રહી હોય, ત્યારે ઊઠીને હાથ–પગનું પ્રક્ષાલન કરીને તથા મુખશુદ્ધિ આદિ કરીને એક પવિત્ર સ્થળે અર્ધપદ્માસન વાળીને પૂર્વાભિમુખ બેસવું અને દૃષ્ટિને નસિકાના અગ્ર ભાગ પર રાખી અંતઃકરણની વૃત્તિ પ્રાણવાયુની જે અંતર્બહિર્ગતિ થાય છે તે ઉપર રાખવી. એ પ્રમાણે અભ્યાસ કરવા લાગવાથી સ્વર બહાર જતી વખતે જે હં શબ્દ થાય છે અને અંદર આવતી વેળાએ સ શબ્દ થાય છે તે સ્પષ્ટ રીતે સાંભળવામાં આવે છે. અંતઃકરણ અને ઇંદ્રિયોને પોતપોતાની વૃત્તિ પ્રમાણે રાગદ્વેષાદિ હોય છે, પરન્તુ પ્રાણ એ રાગદ્વેષથી રહિત હોવાથી કેવળ અલિપ્ત છે, તેટલા માટે જ તેને હંસ કહેવામાં આવે છે. આ પ્રમાણેના અભ્યાસદ્વારા હંસ એ શબ્દનું સ્પષ્ટ ઉચ્ચારણ થવા લાગે અને શ્રવણગોચર થવા લાગે ત્યારપછી તત્ત્વાભ્યાસનો પ્રારંભ કરવો. અભ્યાસકાળે જે તત્ત્વની ગતિ ચાલતી હોય તે તત્ત્વના બીજમંત્રનો તે કાળે સાધકે જપ કરવો. તે વખતે જો પૃથ્વી તત્ત્વ ગતિમાં હશે તો તે ચાર ખૂણાવાળું, પીળા રંગનું, મધુર સ્વાદનું અને વ્યાધિહારક માલૂમ પડશે. તે વખતે સાધકે લં એ બીજ મંત્રનો જપ કરવો. જો તે વેળાએ જળ તત્ત્વ ગતિમાં હશે તો તે અર્ધચંદ્રાકાર, ચળકતું, ઉષ્ણતા તથા તૃષા શમાવનારૂં જણાશે. એ તત્ત્વના પ્રભાવથી અભ્યાસીને એવી પણ અસર થશે કે જાણે તે પાણીના મહાસાગરમાં નિમગ્ન થયો હોય. એ વખતે વં એ બીજમંત્રનો જપ કરવો. તેજસ્ તત્ત્વ વહેતું હશે તો તેનો આકાર ત્રિકોણ, પ્રકાશ લાલ, પાચનશક્તિને ઉત્તેજિત કરનાર અને ઉષ્ણતાવાળું જણાશે. તે વખતે રં બીજમંત્ર જપવો. વાયુતત્ત્વ ગતિમાં હોય તો તેનો આકાર ગોળ અને રંગ લીલો જણાશે. તેથી પક્ષીની ગતિ પ્રમાણે ભાસ થશે. એ વખતે યં એ બીજમંત્ર જપવો. જો તે સમયે આકાશ તત્ત્વ ગતિમાં હોય તો તેની કોઇ પણ આકૃતિ જણાતી નથી અને કિં-

ચિત્ તેજસ્વી દેખાશે. એ સમયે 'રં' એ બીજમંત્ર જપવો. એ પ્રમાણે કેટલાક દિવસ તત્ત્વાભ્યાસ કરવાથી તે તે તત્ત્વના બીજમંત્રનો ૧૦ વાર જપ કરવો જેથી તે તે તત્ત્વનો પ્રાદુર્ભાવ કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે.

**સ્વર અને તત્ત્વના સંયોગનાં પરિણામો**—ચંદ્ર સ્વરમાં પૃથ્વી તત્ત્વ વહેતું હોય ત્યારે અંતઃકરણમાં ધૈર્ય, ઉત્સાહ, પ્રેમ, સુખ, શાન્તિ અને પ્રકાશનો અનુભવ થાય છે. તે સ્વરમાં જ્યારે જળતત્ત્વ વહે, ત્યારે, મિત્રપ્રેમ, માનધનની પ્રાપ્તિ, ક્રીડા, હાસ્યવિનોદ વગેરેનો અનુભવ થાય છે. અગ્નિતત્ત્વ વહેતું હોય, ત્યારે ક્લેશ, હાનિ, ક્રોધ, સંતાપ, ઉદાસીનતા, પ્રીતિભંગ અનુભવાય છે; અને એ સ્વરમાં આકાશતત્ત્વ વહે છે ત્યારે શૂન્યતા, નિરુદ્યમિતા, નિદ્રા, આલસ્ય અને પ્રમાદનો અનુભવ થાય છે. સૂર્ય સ્વરમાં જ્યારે પૃથ્વી તત્ત્વ વહે છે, ત્યારે મનુષ્યના અંતઃકરણમાં સુખ, વિનોદ, સજ્જન-સમાગમ, સાહસ, સ્થિરતા વગેરેનો અનુભવ થાય છે. જળતત્ત્વ વહે છે ત્યારે સંતોષ, નિષ્કામવૃત્તિ, વિવેક, શાન્તિ, ઉદારતા, દયા, દાન, પ્રીતિ, નીરોગીપણું, ઉત્સાહ, ઉદ્યમલાભ વગેરે પ્રાપ્ત થાય છે. જ્યારે તે સ્વરમાં અગ્નિતત્ત્વ વહે છે ત્યારે અંતઃકરણમાં ઉદ્વેગ, અપ્રીતિ, સંતાપ, માનભંગ, ક્રૂરતા, કલહ, નિંદા, ગર્વ વગેરેનો અનુભવ થાય છે. જ્યારે તે સ્વરમાં વાયુતત્ત્વ વહે છે ત્યારે અંતઃકરણમાં દુઃખ, સંતાપ, ભ્રમણા, ચંચળતા, શોક, સંશય, જડતા, દુર્બુદ્ધિ, વિકલતા, કુટિલતા, ક્ષુદ્રતા, મૂર્ખતા, પરપીડક વૃત્તિ વગેરેનો જન્મ થાય છે. આકાશ તત્ત્વ વહે, ત્યારે અંતઃકરણમાં ઉદ્વેગ, પ્રીતિભંગ, ભય, શોક, રોગોદ્ભવ, મૃત્યુભય, કલહ, કુતર્ક, દંભ, મૂઢતા વગેરેનો અનુભવ થાય છે.

**શરીરમાં રહેલાં તત્ત્વો**—શરીરમાં હાડકાં, માંસ, ત્વચા, નાડી અને રોમ એ પાંચ પૃથ્વી તત્ત્વનાં છે. વીર્ય, લોહી, મજ્જા, મૂત્ર અને લાળ એ પાંચ જળતત્ત્વનાં છે. ક્ષુધા, તૃષ્ણા, નિદ્રા, જડતા અને આળસ એ પાંચ તેજસ્ તત્ત્વનાં ઉપાંગો છે. દોડવું, ચાલવું, શરીર મરડવું, સંકોચાવું અને પ્રસરવું એ વાયુ તત્ત્વનાં લક્ષણો છે. રાગ, દ્વેષ, લજ્જા, ભય અને મોહ એ પાંચ આકાશ તત્ત્વનાં છે. જ્યાંસુધી પૃથ્વી તત્ત્વ અને જળતત્ત્વ મતિમાન હોય છે, ત્યાંસુધી મનુષ્ય આરોગ્ય અનુભવે છે. તે તત્ત્વના વહનમાં કરેલાં કાર્યો હમેશાં સુફળદાયી નીવડે છે. વાયુતત્ત્વ અને આકાશતત્ત્વ આરોગ્યકારક શુભ કાર્યો કરવા માટે અનુચિત છે.

**તત્ત્વપોષક દિશાઓ**—જળતત્ત્વ પૂર્વ દિશામાં, પૃથ્વીતત્ત્વ પશ્ચિમમાં, તેજસ્ તત્ત્વ દક્ષિણમાં અને વાયુ તત્ત્વ ઉત્તરમાં બળવાન હોય છે;

આકાશ તત્ત્વ સર્વ દિશાઓની મધ્યમાં બળવાન હોય છે અને તે વ્યાવહારિક કાર્યો માટે નિરૂપયોગી હોઇ માત્ર યોગાદિ સાધનમાં શ્રેષ્ઠ છે.

**તત્ત્વપોષક નક્ષત્રો**—ચંદ્ર જ્યારે ધનિષ્ઠા, રોહિણી, જ્યેષ્ઠા, અનુરાધા, શ્રવણ, અભિજિત અને ઉત્તરાષાઢા નક્ષત્રમાં હોય છે, ત્યારે પૃથ્વી તત્ત્વ શુભ છે. પૂર્વાષાઢા; અશ્લેષા, મૂળ, આર્દ્રા, રેવતી, ઉત્તરાભાદ્રપદા અને શતતારકા નક્ષત્રમાં ચંદ્ર હોય છે, ત્યારે જળ તત્ત્વ શુભદાયક હોય છે. જ્યારે ભરણી, કૃતિકા, પુષ્ય, મઘા, પૂર્વાફાલ્ગુની, પૂર્વાભાદ્રપદા અને સ્વાતી નક્ષત્રમાં ચંદ્ર હોય છે ત્યારે તૈજસ્ તત્ત્વ શુભ છે; અને જ્યારે વિશાખા, ઉત્તરાફાલ્ગુની, હસ્ત, ચિત્રા, પુનર્વસુ, અશ્વિની અને મૃગશીર્ષ નક્ષત્રોમાં ચંદ્ર હોય છે ત્યારે વાયુતત્ત્વ શુભદાયી છે.

---

## પરિચ્છેદ ૫ મો.

## રોગશમન કરવાના નિયમો.

**રોગના ઉદ્‌ભવ તથા શમનનો સામાન્ય નિયમ**—જે વખતે કોઇ રોગનો પ્રાદુર્ભાવ થાય છે, તે વખતે જે નસકોરામાંથી શ્વાસ નીકળવો જોઇએ તેની વિરૂદ્ધના નસકોરામાંથી તે નીકળવા લાગે છે અને તે વખતે જે તત્ત્વ અંતિમાં હોવું જોઇએ તેને બદલે તેની વિરૂદ્ધનું તત્ત્વ અંતિમાં હોય છે. તેટલા માટે તે સ્વર અને તત્ત્વનો આવિર્ભાવ જો કરવામાં આવે તો તેથી રોગ મટી જાય છે; પરન્તુ એ ઉપાયથી રોગ તુરત મટી જશે એમ કદિ માનવું નહિ. જો રોગ બહુ જૂનો હોય અથવાતો તે વખતે બહુ જ જોરમાં હોય તો રોગ ઉપર જીત મેળવતાંસુધી ઉપર જણાવ્યા પ્રમાણે દૃઢ નિશ્ચયથી તે સ્વર અને તત્ત્વ યોગ્ય અંતિમાં આવે ત્યાંસુધી પ્રયત્ન કરવો જોઇએ. જો લાંબા સમય સુધી એવો અભ્યાસ કરતાં કંટાળો આવે અને વિલંબ અસહ્ય થઇ પડે તો તેણે પોતાની પ્રાણશક્તિને યોગ્ય થાય તેવા ઔષધની સહાય લેવી. જે તત્ત્વથી રોગનું શમન થશે એમ નિશ્ચિત ઠરે, તે તત્ત્વના રંગનું ઔષધ લેવાથી સ્વર અને તત્ત્વને પુષ્ટિ મળે છે અને રોગનું નિવારણ થાય છે. પિત્તપ્રકોપથી થતા રોગોની નિવૃત્તિ ચંદ્રસ્વરદ્વારા થાય છે અને વાત તથા કફના પ્રકોપથી ઉદ્‌ભવતા રોગોનું નિવારણ સૂર્યસ્વરદ્વારા થઇ શકે છે. પ્રાણવાયુમાં કોઈ પણ તરેહની વિકૃતિ થવાથી રોગોત્પત્તિ થાય છે. ત્યાંસુધી પ્રત્યેક સ્વર અને તત્ત્વ પોતપોતાનાં કામો યથાયોગ્ય રીતે કરે છે ત્યાંસુધી મનુષ્યના શરીરમાં કોઇ પણ તરેહનો રોગ ઉત્પન્ન થતો નથી.

આરોગ્ય માટે તત્ત્વોના ગુણદોષ—આરોગ્ય માટે બહુધા જલ તત્ત્વ અને પૃથ્વી તત્ત્વ સર્વોત્તમ લેખાય છે. જલ તત્ત્વ ગતિમાં હોય છે ત્યારે નાકની નીચે ૧૬ આંગળસુધી શ્વાસનો સ્પર્શ થતો જણાય છે અને પૃથ્વી તત્ત્વ ગતિમાં હોય છે ત્યારે ૧૨ આંગળસુધી સ્પર્શ થાય છે. એ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે નાકની નીચે ૮, ૪ અને ૦ આંગળ સુધી ઉચ્છ્વાસનો સ્પર્શ જણાય, ત્યારે જેટલું આરોગ્ય અનુભવાય છે તે કરતાં ઉપર જણાવેલાં બે તત્ત્વો ગતિમાં હોય છે ત્યારે શરીર વિશેષ આરોગ્યને અનુભવે છે. આરોગ્ય માટે આકાશ તત્ત્વ કનિષ્ઠ છે. કોઇ પણ માણસ વ્યાધિગ્રસ્ત થાય-છે, ત્યારે આકાશ, વાયુ કિંવા તૈજસ્ તત્ત્વ ગતિમાં હોય છે.

સ્વર બદલાવીને તેને અનુકૂળ કરવાથી રીત—સૂર્યસ્વર બાજુની જમણી નાસિકા અને તે બાજુનું પડખું તકીયા કિંવા અન્ય કોઇ રીતે દાબીને કિંવા તે નાડીથી વારંવાર પૂરક કરી બીજી નાડીદ્વારા રેચક કરવાથી કિંવા ઇડા નાડીના મૂળને કાંઈ ઉપાયથી–યોગ્યયુક્તિથી બંધ કરવાથી આરામ થાય છે. ચંદ્રસ્વરને એથી ઉલટી રીતે બંધ કરી શકાય છે. જે સ્વરને બંધ કરવો હોય તે સ્વરના નસકોરામાં કોમળ રૂ નાંખી રાખવાથી પણ તે સ્વર બંધ થાય છે અને બીજો સ્વર વહેવા લાગે છે.

તત્ત્વ બદલાવીને તેને અનુકૂળ કરવાની રીત—ઉપરની રીતે કોઇ નસકોરામાં સ્વર વહન ચાલુ કર્યો પછી અને પાછો બદલાઇ ન જાય તે માટે સામી બાજુએ તેની વિરૂદ્ધનું નસકોરૂં દાબી રાખવા માટે એક તકીયો રાખી પછી એક આરામખુરશી પર બેસવું અને પોતાની ડાબી જાંગ ઘુંટણના સાંધાથી લગાર ઉપર પાતળા વસ્ત્રથી બાંધવી તથા પૃથ્વી તત્ત્વની ધારણા રાખી લં મંત્રનો માનસિક જાપ કરવો. થોડા સમયમાં (અભ્યાસ અને વ્યાધિના પ્રમાણાનુસાર ન્યૂનાધિક કાળમાં) તેને જણાશે કે તત્ત્વો એક પછી એક એમ અનુક્રમે બદલાવા લાગ્યાં છે અને મન પણ ઉત્તરોત્તર શાન્ત થતું જાય છે. જરૂર જણાય તો વસ્ત્રને વધારે તાણીને બાંધવું. અંતે જ્યારે પૃથ્વી તત્ત્વનું વહન શરૂ થશે, ત્યારે દર્દીને પોતાના આરોગ્યમાં સારો લાભ થએલો માલુમ પડશે. આ પ્રમાણે કરવાથી રોગનો ક્ષોભ શાન્ત થયા પછી કેટલીક વાર જલ તત્ત્વ ગતિમાં લાવવું અને પછી પાછું પૃથ્વી તત્ત્વનું વહન કરાવવું. આમ પુનઃ પુનઃ કરવાથી રોગની નિવૃત્તિ થઇ જશે.

---

## પરિચ્છેદ ૬ ઠો.

## પ્રશ્નચિકિત્સા.

**પૃચ્છક, તેનો પ્રશ્ન અને પ્રત્યુત્તર**—કોઇ પણ માણસ સ્વરજ્ઞાની પાસે આવીને પ્રશ્ન કરે ત્યારે પહેલાં જોવું કે તેના આગમનની વેળાએ સ્વરજ્ઞાનીના સ્વરમાં કયું તત્ત્વ વહે છે ? જો તે વેળાએ તેના ચંદ્રસ્વરમાં પૃથ્વી તત્ત્વ ગતિમાં હોય તો તે પ્રશ્ન વનસ્પતિ કિંવા કંદમૂળ સંબંધી અથવા જે વિષયમાં પૃથ્વી તત્ત્વનો સમાવેશ થાય તે પૈકીનો છે એમ સમજવું. જો તેના સ્વરમાં જલ તત્ત્વ વહેતું હોય તો પ્રશ્ન જન્મમૃત્યુ સંબંધી છે એમ સમજવું. તૈજસ્ તત્ત્વ સ્વરમાં વહેતું હોય તો કોઇ ખનિજ પદાર્થ વિષે કિંવા લાભહાનિ વિષે પ્રશ્ન છે એમ સમજવું. જો સ્વરમાં વાયુ તત્ત્વ વહેતું હોય, તો પ્રશ્ન પ્રવાસ સંબંધી છે એમ જાણવું. જો સ્વરમાં આકાશ તત્ત્વ ગતિમાન હોય તો વાસ્તવિક રીતે પૃચ્છકના મનમાં કાંઇ દૃઢમૂલક હેતુ નથી એમ સમજવું. સૂર્યસ્વરમાં પણ તે તે તત્ત્વના અનુરોધથી જ ઉત્તર આપવાનો છે. તત્ત્વચિકિત્સા ઉત્કૃષ્ટ રીતે કરતાં આવડે તો પૃચ્છકને તેના પ્રશ્નના ઉત્તરો વધારે સ્પષ્ટ રીતે આપી શકાય છે. ચંદ્રસ્વરમાં પૃથ્વી કિંવા જલ તત્ત્વ વહેતું હોય તો પ્રશ્ન કરનારનું કાર્ય સિદ્ધ થશે એમ સમજવું. તે સ્વરમાં તૈજસ્, વાયુ અને આકાશ એ તત્ત્વોમાંનું કોઈ તત્ત્વ ચાલતું હોય તો પૃચ્છકનું કાર્ય નિષ્ફળ થશે એમ સમજવું, અગ્નિ તત્ત્વ વહેતું હોય અને કોઇ રાજ્ય પ્રકરણ સંબંધી પ્રશ્ન કરે તો રાજ્યક્રાન્તિ થશે એમ સમજવું. વૃષ્ટિ સંબંધી કોઇ પૂછે તો અનાવૃષ્ટિ થાય એમ સમજવું. વ્યાપાર સંબંધી પ્રશ્ન હોય તો તેમાં હાનિ થશે એવો ઉત્તર આપવો. જો ચંદ્રસ્વરમાં પૃથ્વી અથવા જળ તત્ત્વ હોય તો સ્થિર કાર્યમાં સફળતા મળે અને ચર કાર્યમાં નિષ્ફળતા મળે. ચર કાર્યમાં સૂર્યસ્વરનું અગ્નિ અને વાયુ એ એ તત્ત્વ સારાં છે, માટે ઉત્તર આપતાં એ કાર્યનો પ્રકાર વિચારવો.

**ગામ ગએલો માણસ ક્યારે આવશે ?**—એવો પ્રશ્ન કોઇ પૂછે, ત્યારે પૃથ્વી તત્ત્વ અથવા જળ તત્ત્વ વહેતું હોય તો કહેવું કે તે માણસ માર્ગ આક્રમણ કરે છે; અગ્નિ કિંવા વાયુ તત્ત્વ ચાલતું હોય, તો કહેવું કે તે નજીક આવતો જાય છે; અગ્નિ તત્ત્વ પૂર્ણ ઉત્તેજિત થયું હોય તો તે માણસ તે ગામથી બીજે દૂરને ગામે ગએલો છે એમ સમજવું; વાયુ તત્ત્વ વિશેષ બળવાન હોય તો સમજવું કે ગામ ગએલા માણસને કાંઈ

શારીરિક અથવા માનસિક કલેશ થયો છે; આકાશ તત્ત્વ વહેતું હોય તો તેનું મૃત્યુ થયાનું જણાય છે એમ પૃચ્છકને સમજાવ્યા દીધા વિના સવિનય કહેવું. પ્રવાસે ગએલા માણસની સ્થિતિના સંબંધમાં પ્રશ્ન પૂછવામાં આવે તો તે વખતે જો જળ અથવા પૃથ્વી તત્ત્વ વહેતું હોય તો તે સુખી છે એમ સમજવું; અગ્નિ કિંવા વાયુ તત્ત્વ વહેતું હોય તો તે દુઃખી છે એમ સમજવું અને આકાશ તત્ત્વ ગતિમાન હોય તો તે મરણ પામ્યો છે એમ સમજવું.

**પૃચ્છકના પ્રશ્નનો સરલ ઉત્તર**—આપણી જે બાજુની નાડી વહેતી હોય, તે બાજુએ ઊભો રહીને કિંવા સામે અથવા ઉંચે રહીને પૃચ્છક પ્રશ્ન કરે તો તેનું કાર્ય સિદ્ધ થશે એમ જાણવું; તેની વિરુદ્ધ દિશાએ ઊભો રહીને પ્રશ્ન કરે તો તેનું કાર્ય નિષ્ફળ જાય. પૃચ્છક સ્વરના પ્રવેશકાળે પ્રશ્ન પૂછે-ઉચ્છ્વાસ લેતી વખતે પ્રશ્ન પૂછે તો તેનું કાર્ય સિદ્ધ થાય અને સ્વર બહાર નીકળતી વખતે પ્રશ્ન પૂછે તો તેનું કાર્ય સિદ્ધ ન થાય. પૃચ્છક ચંદ્ર નાડીમાં રહીને પ્રશ્ન કરે અને આપણી પણ ચંદ્ર નાડી જ વહેતી હોય તો તેનું ઇષ્ટ કાર્ય સફળ થાય. આપણને ચંદ્રસ્વર વહેતો હોય અને પૃચ્છકે જે પ્રશ્ન પૂછ્યો હોય તેના અક્ષર ગણતાં જો તે બેકી થતા હોય, તો તેના કાર્યની સિદ્ધિ જાણવી અને જો એકી અક્ષર થતા હોય તો કાર્યની નિષ્ફળતા જાણવી. સૌમ્ય કાર્ય સંબંધી પ્રશ્ન હોય અને આપણને ચંદ્રસ્વર ચાલતો હોય, અથવા ક્રૂર કાર્યસંબંધી પ્રશ્ન હોય અને આપણને સૂર્યસ્વર ચાલતો હોય, તો પૂછનારનું તે કાર્ય સિદ્ધ થશે એમ જાણવું. પ્રશ્ન સમયે શૂન્ય નાડી હોય પણ પછી શીઘ્ર પૂર્ણ નાડી ચાલવા લાગે તો કાર્યની સિદ્ધિ જાણવી. આપણને સૂર્યસ્વર ચાલતો હોય તે સમયે જો કોઇ જમણી બાજુથી, નીચેથી કે પાછળથી પ્રશ્ન કરે તો તેના કાર્યની સિદ્ધિ જાણવી.

**ગર્ભ સંબંધી પ્રશ્નો**—આપણા ચંદ્રસ્વરમાં પૃથ્વી કિંવા વાયુતત્ત્વ વહેતું હોય અને પૃચ્છકનો પણ તે જ સ્વર અને તે જ તત્ત્વ ગતિમાં હોય તો ગર્ભમાં કન્યા છે એમ સમજવું; પણ તે સંબંધી પૃચ્છકનો સૂર્યસ્વર ચાલુ હોય તો કન્યા જન્મશે અને તુરત મૃત્યુ પામશે એમ સમજવું આપણો જલતત્ત્વ સાથે સૂર્યસ્વર વહેતો હોય અને પૃચ્છકનો પણ સૂર્યસ્વર ચાલતો હોય તો ગર્ભમાં પુત્ર છે એમ સમજવું; પરંતુ પૃચ્છકનો ચંદ્રસ્વર ચાલતો હોય તો અલ્પાયુષી પુત્ર અવતરશે એમ કહેવું. આપણને તૈજસ તત્ત્વ સહિત કિંવા આકાશતત્ત્વ સહિત સુષુમ્ણા

નાડી વહેતી હોય તે વખતે જો પૃચ્છક પ્રશ્ન કરે તો ગર્ભનાશ થાય અથવા નપુંસક અવતરે. પ્રશ્નકાળે ચંદ્ર તથા સૂર્ય બેઉ સ્વર ચાલતા હોય અને તેમાં ચંદ્ર બળવાન હોય તો બે કન્યા આવશે એમ સમજવું અને સૂર્યસ્વર બળવાન હોય તો બે પુત્ર અવતરશે એમ કહેવું.

**રોગી સંબંધી પ્રશ્નો**—પ્રશ્ન કરનારનો જે સ્વર ચાલતો હોય તે જ સ્વરમાં આવીને રોગી સંબંધી તે પ્રશ્ન કરે તો રોગીને મરણનો ભય નથી એમ સમજવું. પૃચ્છક ખાલી સ્વરવાળા ભાગમાં આવી ચાલતા સ્વરવાળા ભાગમાં આવી બેસે અને રોગીના સંબંધમાં પ્રશ્ન કરે તો તે રોગી જીવશે. સૂર્યસ્વર ચાલતો હોય ત્યારે પૃચ્છક ભયાનક મુદ્રા ધારણ કરીને પ્રશ્ન કરે તો રોગી હજી જીવે છે એમ સમજવું. ચંદ્રસ્વરમાં એ પ્રમાણે બને તો સામાન્ય ફળ મળે છે. સ્વરનો અન્તઃપ્રવેશ થતી વેળાએ પ્રશ્ન થાય તો રોગી જીવે છે એમ સમજવું; પ્રશ્ન કરતી વેળાએ પૃચ્છક નીચે ઊભો રહીને પૂછે તો રોગી જીવે છે એમ સમજવું અને ઉપર ઊભો રહીને પૂછે તો રોગી મૃત્યુ પામ્યો છે એમ જાણવું. આપણને ચંદ્રસ્વર ચાલતો હોય અને પૃચ્છકને સૂર્યસ્વર ચાલતો હોય અથવા આપણને સૂર્યસ્વર ચાલતો હોય અને પૃચ્છક વામભાગમાં બેસીને પૂછે તો રોગીનું મરણ જાણવું. લાલ, ભગવાં અથવા કાળાં વસ્ત્ર પરિધાન કરેલો, દાંત પડેલા હોય તેવો, મુંડન કરેલો, શરીરે તેલ ચોપડેલો, હાથમાં દોરડું, ભસ્મ, અંગારા, ઠીકરાં, પાશ કે સાંબેલું લઈને સૂર્યાસ્ત સમયે આવેલો અને રોગી માણસ સ્વર ચાલતો હોય તે દિશાએ બેસીને પૂછે તોપણ રોગી મૃત્યુ પામશે એમ સમજવું.

**યુદ્ધ સંબંધી પ્રશ્નો**—યુદ્ધમાં બે સૈન્યમાંથી કયા સૈન્યનો જય થશે એવો પ્રશ્ન થાય, ત્યારે જો પાંચમ, દશમ કે પૂર્ણિમા હોય અને પ્રશ્નકાળે પૃથ્વી તત્ત્વ વહેતું હોય તો તે જે પક્ષનો હોય, તે પક્ષના સૈન્યનો જય થાય અને ચોથ, આઠમ કે ચૌદશ હોય ને પ્રશ્નકાળે જળ તત્ત્વ વહેતું હોય તો સામા પક્ષનો જય થાય. આ યુદ્ધનું શું પરિણામ આવશે એવો કોઇ પ્રશ્ન કરે, તે કાળે જો ચંદ્રનાડી વહેતી હોય તો યુદ્ધ વધશે એમ કહેવુ અને સુષુમ્ણા નાડી વહેતી હોય તો કહેવું કે યુદ્ધની મધ્યમ સ્થિતિ રહેશે.

**કાર્યસિદ્ધિ સંબંધી પ્રશ્નો**—ચંદ્રસ્વર ચાલુ હોય અને શુક્લપક્ષ, પડવો, બીજ, ત્રીજ, સાતમ, આઠમ, નોમ, તેરશ, ચૌદશ કિંવા પૂનમ એમાંની કોઇ તિથિ હોય, પૃચ્છક પશ્ચિમ કિંવા દક્ષિણ દિશાએ ઊભો

હોય તો પૃચ્છકે મનમાં ધારેલા કાર્યની સિદ્ધિ થાય. જો સૂર્યસ્વર સાથે કૃષ્ણપક્ષ હોય, ઉપર કહેલી તિથિઓમાંની કોઇ તિથિ હોય અને પૃચ્છક પૂર્વ અથવા ઉત્તર દિશામાં ઊભો હોય તો ચરકાર્ય સંબંધી પૃચ્છકનું કાર્ય સિદ્ધ થાય. એમાંની કોઇ પણ સામગ્રી અપૂર્ણ હોય તો કાર્યસિદ્ધિ તેટલે અંશે અપૂર્ણ રહે. જો એમાંની કોઇ પણ સામગ્રી અનુકૂળ ન હોય તો કાર્ય નહિ થાય એમ સમજવું. પ્રશ્નકાળે સુષુમ્ણા નાડી વહેતી હોય તો કાર્યની જરૂર અસિદ્ધિ થાય.

## પરિચ્છેદ ૭ મો.

### અનુકૂળ અને પ્રતિકૂળ સ્વરવહન.

**માસના પ્રારંભમાં સ્વરવહન**—જો દિવસના પ્રારંભમાં વિપરીત સ્વર એટલે ચંદ્ર ને બદલે સૂર્યસ્વર અથવા સૂર્યને બદલે ચંદ્રસ્વર વહન કરે તો જાણવું કે આજે કાંઇક અયોગ્ય પ્રસંગ બનશે. જો ચૈત્ર સુદી પડવાને દિવસે ચંદ્રસ્વર ન હોય તો જાણવું કે ત્રણ માસમાં કાંઇક માનસિક દુઃખ થશે. જો બીજને દિવસે પણ એમ બને તો જાણવું કે પ્રવાસે જવાનું થશે અને કાંઇક નાણાં સંબંધી નુકસાન થશે. જો ત્રીજને દિવસે પણ એમ બને તો શરીરમાં પિત્તજ્વરાદિ થશે અથવા પ્રવાસે જવાનું થશે એમ સમજવું. જો ચોથને દિવસે વિપરીત સ્વર ચાલે તો સમજવું કે નવ માસમાં શરીરનો કિંવા કોઇ ઇષ્ટ પદાર્થનો નાશ થશે. જો પાંચમને દિવસે વિપરીત સ્વર ચાલે તો સમજવું કે રાજા તરફથી કાંઇક દુઃખ થશે કિંવા રાજ્યનો નાશ થશે. જો છઠ્ઠને દિવસે વિપરીત સ્વર ચાલે તો એક વર્ષમાં ભાઇનું કિંવા મિત્રનું મરણ થાય, અથવા પોતાના સર્વસ્વનો નાશ થાય. જો સાતમને દિવસે વિપરીત સ્વર ચાલે તો સ્ત્રીનું મૃત્યુ થાય કિંવા પોતાને રોગાદિથી દુઃખ થાય; અને જો આઠમને દિવસે વિપરીત સ્વર ચાલે તો મૃત્યુકાળ સમીપ આવે છે એમ સમજવું. બીજા માસમાં વિપરીત સ્વર ચાલવાથી પણ આવાં જ ફળ થાય છે. આઠ દિવસ સુધી પ્રાતઃકાળ, મધ્યાહ્ન અને સાયંકાળ એ ત્રણે કાળમાં વિપરીત સ્વર ચાલે તો દુષ્ટ ફળ થાય અને કાંઇ ન્યૂનાધિકતા હોય તો તેના પ્રમાણમાં ફળ થાય.

**શાપ અને આશીર્વાદ**—કૃષ્ણપક્ષ, સૂર્યસ્વરની તિથિ, સૂર્યસ્વરનો વાર, સૂર્યસ્વર અને અમિત્રતત્ત્વ હોય, તે કાળે આપેલો શાપ અને શુક્લ-

પક્ષ, ચંદ્રસ્વરની તિથિ, ચંદ્રસ્વરનો વાર, ચંદ્રસ્વર તથા પૃથ્વીતત્ત્વ હોય તો તે કાળે આપેલો આશીર્વાદ ફળદાતા થાય છે.

**વીર્યની સ્થિરતા**—રાત્રિએ ચંદ્ર નાડીને સૂર્યનાડીથી પીએ અર્થાત્ ચંદ્રને રૂંધી જે સૂર્યસ્વર ચલાવે તો વીર્યની સ્થિરતા થાય છે. પ્રાતઃકાળ અને મધ્યાહ્નકાળમાં જો ચંદ્રસ્વર ચાલતો હોય અને સાયંકાળમાં સૂર્યસ્વર ચાલતો હોય તો નિત્ય જય અને લાભ થાય છે અને તેથી વિપરીત હોય તો દુઃખ થાય છે. સૂઇને ઉઠેલો મનુષ્ય પોતાનો જે સ્વર વહેતો હોય તે સ્વરભણીના હાથની હથેળીનો મુખપર સ્પર્શ કરે તો વાંછિત ફળને પામે છે.

**સ્વરની દિશાએ રહેલી સફળતા**—બીજાને કાંઇ દેવામાં તથા બીજાની પાસેથી કાંઇ લેવામાં અને ઘરમાંથી બહાર જવામાં જે અંગનો સ્વર ચાલતો હોય તે જ અંગના હાથપગથી કાર્ય કરવાથી શુભ ફળ થાય છે. જે ગમનો સ્વર ન ચાલતો હોય તે ગમ શત્રુનાં સૈન્યાદિ રાખીને પોતાનાં સૈન્યાદિને પૂર્ણ સ્વરમાં રાખી તથા પોતે પૂર્ણ સ્વરમાં રહી યુદ્ધ કરે તો યુદ્ધમાં વિજય મળે. જે માણસ પ્રવાસે જવા નીકળે તેણે ખાલી નસકોરા ભણીનો પગ પ્રથમ ઉપાડીને ચાલવું નહિ, કેમકે તેમ કરવાથી ધ્રચ્છિત લાભ થતો નથી, માટે ભરેલા નસકોરા ભણીનો પગ પ્રથમ ઉપાડીને ચાલવું. જો સૂર્યસ્વર ચાલતો હોય તો જમણા પગથી એકી ડગલાં પ્રથમ ભરવાં ને ચંદ્રસ્વર ચાલતો હોય તો ડાબા પગથી બેકી ડગલાં પ્રથમ ભરવાં. પોતાનું સ્થાન ત્યજી અન્યત્ર જવામાં ચંદ્રસ્વર લાભકારક છે અને ત્યાંથી પોતાના ગૃહપ્રતિ પાછા ફરવામાં સૂર્યસ્વર લાભકારક છે. દૂરના પ્રદેશમાં યુદ્ધાર્થે જવા માટે ચંદ્રસ્વર ચાલતો હોય ત્યારે નીકળવું, તેથી જય મળે છે. જો નજીકના દેશમાં યુદ્ધાર્થે જવું હોય તો સૂર્યસ્વરમાં નીકળવું લાભકારક છે.

**પૂર્ણાંગ સ્વરમાં રહેલી સફળતા**—ગુરુ, માતા, પિતા, બંધુ, રાજા, મંત્રી અને અન્ય શુભેચ્છકને પૂર્ણાંગમાં રાખી–આપણા સ્વરવહનની દિશામાં રાખી કાર્ય કરવાથી ચિંતિત કાર્યની સિદ્ધિ થાય છે. જો કોઇ મનુષ્ય એવું ઇચ્છે કે મારો શેઠ કે કોઇ અપરિચિત માણસ અમુક વિષયનું પરિણામ મારા નિર્દોષ લાભમાં ઉતારે અથવા મારા ઉપર કાંઇ કૃપા કરે, તો તે કૃપા માંગતી વેળા તેણે તેમના ભણી ખાલી નસકોરૂં આવે એવી રીતે ઊભા રહેવું કિંવા બેસવું, જેથી તેની કૃપા અવશ્ય

પ્રાપ્ત થશે. જેનો પરાજય કરવો હોય તેને પણ ખાલી નાડી ભણી રાખી વિવાદ આરંભ્યો હોય તો તેનો પરાજય કરી શકાય છે.

**આરોગ્યપ્રદ સ્વરવહન**—દિવસે ચંદ્ર અને રાત્રે સૂર્યસ્વર ચલાવવાનો અભ્યાસ કરવાથી આરોગ્યનો લાભ થાય છે. એવા અભ્યાસીએ કાર્યાનુસાર નાડીઓનું વહન કરાવવું જોઇએ, એટલે કે સૂર્યસ્વરમાં ભોજન કરી અર્ધ પ્રહર સૂર્યસ્વર ચલાવવો જોઇએ અને ચંદ્રમાં જળપાન કરી અર્ધ ઘડી ચંદ્રસ્વર ચલાવવો જોઇએ. કોઇ કારણથી કયો સ્વર ચાલે છે તે ન જાણી શકાય, ત્યારે મનને નિશ્ચલ કરી એક પુષ્પ ઉપરથી સંમુખ પડતું મૂકવું. તે પુષ્પ જે અંગભણી પડે તે અંગનો સ્વર ગતિમાં જાણવો.

---

## પરિચ્છેદ ૮ મો.

---

## વશીકરણ-વિચાર.

**સ્ત્રીના સ્વરનું આકર્ષણ**—જે પુરૂષ સ્ત્રીના સ્વરને પોતાના સૂર્યસ્વરથી આકર્ષે છે અને પછી એ સ્વરને જીવમંડળમાં સ્થિત કરી રાખે છે તે પુરૂષ સ્ત્રીને જીવનભર વશ રાખી રહે છે. રાત્રીના પાછલા પહોરમાં જ્યારે સ્ત્રી સૂતી હોય ત્યારે જે પુરૂષ સ્ત્રીના સુષુમ્ણા સ્વરને પોતાના સ્વરથી પીએ છે—આકર્ષે છે, તે પુરૂષ સ્ત્રીના પ્રાણને વશ કરે છે. શયનમાં અથવા, રતિસમયે જે પુરૂષ પોતાના સૂર્યસ્વરથી સ્ત્રીના ચંદ્રસ્વરને પીએ છે તે પુરૂષ સ્ત્રીને કામદેવની સમાન પ્રિય થાય છે.

**સ્ત્રીને પુરૂષના સ્વરનું પાન કરાવવું**—જે પુરૂષ પોતાના ચાલતા સ્વરથી સ્ત્રીના ચાલતા સ્વરને ગ્રહણ કરે છે અને પોતાના ચાલતા સ્વરનું સ્ત્રીના ચાલતા સ્વરવડે પાન કરાવે છે તે સ્ત્રીની તે પુરૂષમાં પૂર્ણ પ્રીતિ થાય છે. શયનમાં અથવા રતિસમયમાં જે પુરૂષ પોતાનો સૂર્યસ્વર સ્ત્રીના ચન્દ્રસ્વરને પાય છે તે પુરૂષ સ્ત્રીને અત્યંત પ્રિય થાય છે. જો રતિસમયે સ્ત્રી-પુરૂષનો સ્વર મળી જાય એટલે કે પુરૂષનો સૂર્યસ્વર ચાલે અને સ્ત્રીનો ચંદ્રસ્વર ચાલે અને એ રીતે બેઉ એકબીજાને પોતપોતાના સ્વરનું પાન કરાવે તો પુરૂષ સ્ત્રીને મોહિત કરે છે. પોતાના સૂર્ય તથા ચંદ્ર સ્વરથી સ્ત્રીના સ્વરને સર્પની ચાલની પેઠે આકર્ષીને પોતાના મુખથી સ્ત્રીના અધરોષ્ઠને ચુંબન કરનાર પુરૂષ સ્ત્રીના પ્રેમને જીતી લે છે. નિદ્રાયુક્ત સ્ત્રીના સ્વરનું આકર્ષણ કિંવા પાન પણ સમાન અસર કરે છે.

## પરિચ્છેદ ૯ મો.

## ગર્ભવિચાર.

**સમાગમ સમયનું સ્વરવહન**—સ્ત્રીને ઋતુપ્રાપ્તિ થયા પછી પાંચમે દિવસે પતિના સમાગમકાળે જો ડાબા નસકોરામાંથી શ્વાસ ચાલતો હોય અને તેના પતિનો શ્વાસ જમણા નસકોરામાંથી ચાલતો હોય, તો એમ જાણવું કે ગર્ભ રહેવાથી તેને પુત્રનો જન્મ થશે. તે કાળે સૂર્ય-સ્વરમાં જો સુષુમ્ણા નાડી જોડાય તો તે પુત્ર કોઇ પણ એક અંગ વિનાનો કિંવા કુરૂપવાળો અવતરશે એમ જાણવું.

**તત્ત્વ સાથે ગર્ભનો સંબંધ**—જ્યારે પૃથ્વી તત્ત્વ અથવા જળ તત્ત્વ ચાલતું હોય, ત્યારે સ્ત્રી ઋતુસ્નાન કરીને ગાયના દૂધમાં શંખ-વલ્લી પીએ અને પછી જો પતિનો સમાગમ કરે તો તેને રૂપલાવણ્યથી યુક્ત બળવાન પુત્ર થાય. પૃથ્વીતત્ત્વમાં ગર્ભ રહે તો ભોગી, ભવ્ય અને ધનવાન પુત્ર થાય, જળતત્ત્વમાં ગર્ભ રહે તો ધનવાન, સુખી અને ઐશ્વર્યવાન બાળક થાય, અગ્નિતત્ત્વમાં ગર્ભ રહે તો તે ગર્ભનો નાશ થાય કિંવા અવતર્યા પછી તે બાળક અલ્પકાળ જીવે, વાયુતત્ત્વમાં ગર્ભ રહે તો અવતરેલું બાળક દુઃખ ભોગવે અને જો આકાશતત્ત્વમાં ગર્ભ રહે તો તે ગર્ભ નાશ પામે છે.

**પુત્રપુત્રીની ઉત્પત્તિ**—પૃથ્વીતત્ત્વમાં ગર્ભ રહે તો પુત્રની ઉત્પત્તિ થાય છે, જળ તત્ત્વમાં ગર્ભ રહે તો પુત્રીની ઉત્પત્તિ થાય છે અને બીજાં તત્ત્વોમાં ગર્ભ રહે તો ગર્ભનો નાશ થાય છે અથવા તે ઉત્પન્ન થતાં જ મરણ પામે છે.

## પરિચ્છેદ ૧૦ મો.

## વર્ષફળ-વિચાર.

**ચૈત્ર માસ ઉપરથી વર્ષફળ**—ચૈત્ર માસના શુકલ પક્ષની પડવોને દિને આવતા વર્ષના પાક આદિની સ્થિતિ માટે સ્વરોદયશાસ્ત્રને આધારે નિર્ણય થઈ શકે છે. તે વેળાએ ચંદ્રસ્વરમાં જો તૈજસ્તત્ત્વ અથવા આકાશ તત્ત્વ ગતિમાં હોય તો જાણવું કે દેશનો બધો પાક સુકાઈ જશે અથવા દુષ્કાળ પડશે. તે સમયે જો વાયુ તત્ત્વ ગતિમાં

હોય તો વર્ષ મધ્યમ પ્રકારનું સમજવું અને જો ચંદ્રસ્વરમાં પૃથ્વી તત્ત્વ અથવા જળ તત્ત્વ ગતિમાં હોય તો પાકની સ્થિતિ ઘણી સારી રહેશે, રાજા પ્રજા સુખી રહેશે અને ભયનાં કારણો નહિ ઉપજે એમ સમજવું. સૂર્ય સ્વરમાં જો એ બેમાંનું એક તત્ત્વ વહે તો વર્ષ મધ્યમ પ્રકારનું જાણવું, તૈજસતત્ત્વ વહે તો રોગાદિકથી તથા દુષ્કાળથી રાજા પ્રજા દુઃખી થાય, વાયુ તત્ત્વ વહે તો રાજાઓ વચ્ચે લડાઇ થાય તથા વૃષ્ટિ થોડી થાય. તે સમયે જો શ્વાસોચ્છ્વાસ સુષુમ્ણામાંથી જા-આવ કરતો હોય, તો તે બહુ અશુભ ગણાય છે અર્થાત્ જોનારનું મૃત્યુ થાય છે, દેશનો નાશ થાય છે, રોગાદિકનો વધારો થાય છે અને લોકોને બહુ સહન કરવું પડે છે.

**મેષ રાશિમાં સૂર્યનો પ્રવેશ**—સૂર્ય જ્યારે મેષરાશિમાં પ્રવેશ કરે, ત્યારે જો ચંદ્રસ્વરમાં પૃથ્વીતત્ત્વ ગતિમાન હોય તો દેશની સમૃદ્ધિમાં વધારો થાય, અન્ન તૃણાદિકનો પાક સારો ઊતરે, વૃષ્ટિ પુષ્કળ થાય અને લોકો સર્વ પ્રકારે સુખી થાય. જો તે સમયે જળતત્ત્વ ગતિમાન હોય તો મેઘવૃષ્ટિ પુષ્કળ થાય, અન્ન પુષ્કળ પાકે, પ્રજા સુખી રહે, મનુષ્યોમાં ધર્મબુદ્ધિ વધે, પુણ્યદાનમાં લોકોની પ્રીતિ અધિક રહે અને રાજા સારાં આચરણથી ચાલે તે કાળે જો અગ્નિતત્ત્વ ગતિમાન હોય તો અલ્પવૃષ્ટિ થાય, કિંવા દુષ્કાળ પડે, અથવા રોગાદિકથી પ્રજા બહુ દુઃખી થાય. જો તે વખતે વાયુતત્ત્વ ગતિમાન હોય તો વાયુનો વેગ પ્રચંડ થાય, વૃષ્ટિ થોડી થાય અને તેથી વર્ષ મધ્યમ પ્રકારનું થાય. તે સમયે જો આકાશ તત્ત્વ ગતિમાન હોય તો અન્ન કે ઘાસ કશું ઉત્પન્ન ન થાય. સ્વરોદય વિદ્યાથી વર્ષફળનો વિચાર કરવામાં આ મેષ-સંક્રાન્તિથી કરવામાં આવેલો વિચાર બીજા પ્રકારના વિચારો કરતાં વધારે બળવાન લેખાય છે.

**અક્ષયતૃતીયા અને માઘ-સપ્તમી**—વૈશાખ સુદી ૩ (અક્ષય તૃતીયા) અને માઘ માસની સુદી સાતમ એ ઉપરથી પણ વર્ષફળનો વિચાર કરી શકાય છે. તે દિવસોએ પ્રભાતમાં જો ચંદ્રસ્વરમાં પૃથ્વી-તત્ત્વ કિંવા જળતત્ત્વ ગતિમાન હોય તો દેશમાંનાં રાજા-પ્રજા સુખી થાય. તે સ્વરમાં અન્ય ત્રણ તત્ત્વમાંનું કોઇ તત્ત્વ વહેતું હોય તો કનિષ્ઠ ફળ જાણવું. સૂર્યસ્વરમાં પૃથ્વી તત્ત્વ કિંવા જળ તત્ત્વ વહેતું હોય તો મધ્યમ ફળ જાણવું અને બાકીનાં ત્રણ તત્ત્વોમાંનું કોઇ તત્ત્વ વહેતું હોય તો તેનું ફળ અશુભ જાણવું.

## પરિચ્છેદ ૧૧ મો.

## આયુષ્યવિચાર.

**એક સ્વરવહન**—જે મનુષ્યનો શ્વાસવાયુ રાત-દિવસ એક જ સ્વરમાં વહે તેનું આયુષ્ય ૩ વર્ષનું સમજવું. બે અહોરાત્રસુધી જેનો શ્વાસવાયુ પિંગળામાં જ વળા કરે તેનું આયુષ્ય બે વર્ષનું સમજવું. જેનો શ્વાસવાયુ ત્રણ અહોરાત્રસુધી એક જ નાસિકાપુટમાં વહે તો તેનું આયુષ્ય એક વર્ષનું જાણવું. જે માણસને રાત્રિમાં ચંદ્રસ્વર અને દિવસમાં સૂર્યસ્વર કેટલાક દિવસસુધી વહે તેનું મૃત્યુ ૭ માસમાં થાય.

**સૂર્યના પ્રતિબિંબનું દર્શન**—મધ્યાહ્નને સમયે કાંસાના વાસણમાં પાણી ભરી તેમાં પડેલા સૂર્યના પ્રતિબિંબને શાન્ત મનથી જોવું. તે પ્રતિબિંબ જો દક્ષિણ દિશામાં ક્ષીણ દેખાય તો ૭ માસમાં જોનારનું મૃત્યુ થાય, જો પશ્ચિમ દિશામાં ક્ષીણ દેખાય તો ત્રણ માસમાં જોનારનું મૃત્યુ થાય, જો ઉત્તર દિશામાં ક્ષીણ દેખાય તો બે માસમાં તેનું મૃત્યુ થાય, જો પૂર્વ દિશામાં ક્ષીણ દેખાય તો એક માસમાં મૃત્યુ થાય, જો વચમાં છિદ્ર દેખાય તો દસ દિવસમાં મૃત્યુ થાય અને જો ધુમાડાથી આચ્છાદિત દેખાય તો તે દિવસે તેનું મૃત્યુ થાય એમ સમજવું.

**રંગદર્શન અને તેજોદર્શનમાં વિકૃતિ**—જે નેત્રરોગરહિત પુરૂષ ધ્રુવ, આકાશગંગા, કૃત્તિકા, અરૂંધતી, ચંદ્ર, શુક્ર અને અગસ્ત્ય એમાંના કોઇ એકને પણ સ્પષ્ટ ન દેખે તે પુરૂષ એક વર્ષથી વિશેષ જીવતો નથી. જે નેત્રરોગરહિત મનુષ્યને સૂર્ય ચંદ્રનાં કિરણો દેખાતાં નથી અને જે અગ્નિને નિસ્તેજ દેખે છે તે મનુષ્ય ૧૧ માસથી વધારે જીવતો નથી. જે માણસ સ્વપ્નમાં અથવા જાગ્રત અવસ્થામાં વાવમાં મળમૂત્રને તથા સોનારૂપાને જૂએ તે દસ માસથી વધારે જીવતો નથી. જે માણસ કવચિત્ દીવાને સોનાના જેવા રંગવાળો દેખે છે અને કવચિત્ તેને કાળા વર્ણનો જુએ છે અથવા વિરૂપ પ્રાણીઓને દેખે છે તે મનુષ્ય ૯ માસથી વધારે જીવતો નથી.

**કાળજ્ઞાનનો વિશેષ વિચાર**—જે સ્થૂળ શરીરવાળો પુરૂષ સહસા કૃશ થઇ જાય, કિંવા કૃશ શરીરવાળો સહસા સ્થૂળ થઇ જાય, કાળા રંગવાળો સહસા સુવર્ણ સમાન કાન્તિવાળો થઇ જાય, ધાર્મિક અધાર્મિક થઇ જાય અને શાન્ત સ્વભાવવાળો ચંચળ સ્વભાવવાળો થઇ જાય,

તો તેમાંનો કોઇ પણ પુરૂષ ૮ માસથી વધારે જીવતો નથી. જે પુરૂષની હથેળીમાં અને જીભના મૂળમાં પીડા થાય, લોહી કાળું થઇ જાય અને જેના શરીરમાં વીંધવા વગેરેથી પીડા ન જણાય તે ૭ માસસુધી જીવે છે. જેની વચલી ત્રણ આંગળી સીધી રહે પણ વળી શકે નહિ, રોગ વિના જ જેનો કંઠ સુકાયા કરે, અને વારંવાર જડતાથી પ્રશ્ન કર્યા કરે, એવો માણસ ૬ માસસુધી જીવે છે. જેના સ્તનની ચામડી બહેરી થઇ જાય અને જેને કાંઇ પણ સ્મરણમાં રહેતું નથી, તે માણસ પાંચ માસસુધી જીવે છે. જેના દાંત અને વૃષણ દબાવવાથી પીડા ન થાય તે માણસ ત્રણ માસ સુધી જીવે છે. જે માણસને ૧૬ દિવસસુધી નિરંતર એકલો સૂર્યસ્વર કે એકલો ચંદ્રસ્વર જ વહે છે તે માણસ એક માસમાં મૃત્યુ પામે છે. જેના શરીરમાંથી મળ-મૂત્ર અને વાયુ એકી સાથે નીકળે છે, તે માણસ દસ દિવસમાં મૃત્યુ પામે છે. ભ્રકુટી ન દેખનાર મનુષ્ય નવં દિવસમાં મરે, કાનનાં છિદ્રો બંધ કર્યા છતાં કાનમાં સાંભળવામાં આવતો નાદ ન સાંભળનાર માણસ સાત દિવસમાં મરે, પ્રતિબિંબમાં નેત્રની તારા-કીકી ન દેખનાર માણસ પાંચ દિવસમાં મરે, નાસિકા ન દેખનાર ત્રણ દિવસમાં મરે અને જીભ ન દેખનાર એક દિવસમાં મૃત્યુ પામે. આંગળીઓથી આંખોના ખૂણાને થોડા દબાવી નિરીક્ષણ કરતાં જો તેજનું બિંદુ ન જણાય તો તે મનુષ્યનું દસ દિવસમાં મૃત્યુ થાય.

વિષનિવૃત્તિ—ચંદ્રસ્વરને જો જળ તત્ત્વની સહાય મળે તો તે શરીરમાં પ્રવેશેલા સ્થાવર જંગમ વિષની નિવૃત્તિ કરવામાં શ્રેષ્ઠ ઉપાય છે.

---

## પરિચ્છેદ ૧૨ મો.

---

## છાયાપુરૂષદર્શન.

દર્શન કેવી રીતે થાય ?—અભ્યાસીએ કોઇ એકાન્ત સ્થળમાં સૂર્યનો ઉદય થયા પછી કિંવા સુદી ચૌદસ-પૂનમ કે વદી પડવો-બીજના ચંદ્રનો ઉદય થયાપછી આઠથી દસ ઘડીસુધીમાં સૂર્ય કે ચંદ્રની તરફ પીઠ કરીને ઊભા રહેવું, એવી રીતે ઊભા રહેવાથી શરીરનો પડછાયો સામે પડશે. એ પડછાયામાં ગળાના પડછાયા ઉપર અભ્યાસીએ પોતાની દષ્ટિને ઠરાવવી અને ॐ ह्रीं परमब्रह्मणे नमः એ મંત્રનો ૧૦૮ વાર માનસિક

જાપ એ જ સ્થિતિમાં ઊભા રહીને કરવો. ત્યારપછી તેણે આંખો હલાવ્યા વિના જ ઉતાવળે પોતાની દૃષ્ટિને લંબાવી, ઉંચે આકાશમાં સ્થાપી, ત્યાં જોઇ રહેવું. ત્યાં તેને પોતાના શરીરની વિશાળ છાયા પડેલી જોવામાં આવશે.

**દર્શન પછી થતું સૂચન**—આકાશમાં પડેલા પૂર્વોક્ત પડછાયાનો રંગ જો કાળો જણાય તો તે જોનાર માણસ ૬ માસમાં મૃત્યુ પામે, જો તેનો રંગ પીળો જણાય તો તેને કોઇ મહાન્ વ્યાધિ થાય, જો તેનો રંગ રાતો જણાય તો તેને ભય ઉત્પન્ન થાય, જો તેનો રંગ નીલ જણાય તો તેને કાંઇક હાનિ થાય અને જો તેનો રંગ અનેક પ્રકારનો જણાય તો જોનાર કોઇ પ્રકારની ઇષ્ટ સિદ્ધિને પામે. જો તે પડછાયામાં તે માણસને પોતાનો જમણો હાથ ન જણાય તો તેના બંધુનું મૃત્યુ થાય, જો તેનો ડાબો હાથ ન જણાય તો તેની સ્ત્રીનું મૃત્યુ થાય, જો તેના પગ, ઘુંટી અને પેટ કિંવા બેઉ હાથ ન જણાય તો જોનારનું મૃત્યુ થાય; જો મસ્તક ન દેખાય તો જોનારનું એક માસમાં મરણ થાય; જો જાંગ અને ખભા ન દેખાય તો તે આઠ દિવસમાં મરણ પામે; છાયાપુરૂષનો અભ્યાસ જ્ઞાત છતાં જો તેને છાયાપુરૂષ આકાશમાં ન જણાય તો સમજવું કે તેનું મૃત્યુ અત્યંત સમીપ છે.

---

**ઉપસંહાર**—સ્વરોદય વિદ્યાના અભ્યાસ પછી યોગ વિદ્યાનો અભ્યાસ પ્રારંભાય છે. શરીર ઉપર નિગ્રહ મેળવવા સારૂ યોગીએ પૂરક, રેચક અને કુંભક ક્રિયા જાણવી. જમણી નાસિકાથી શ્વાસ અંદર ખેંચવો અને જેટલી વારસુધી તે અંદર રહી શકે તેટલી વારસુધી પ્રાણને અંદર રોકવો અને પછી ડાબી નાસિકાવડે તેને બહાર કાઢવો. બીજી વાર ડાબી નાસિકાથી શ્વાસ અંદર લેઇ, જમણી નાસિકામાંથી બહાર કાઢવો. શ્વાસ ખેંચવાની ક્રિયા પૂરક કહેવાય છે, તેથી વૃદ્ધિ અને પોષણ મળે છે. શ્વાસને અંદર રોકી રાખવાની ક્રિયા કુંભક કહેવાય છે, તેથી શરીરની સ્થિરતા વધે છે અને આયુષ્ય લંબાય છે. શ્વાસને બહાર કાઢવાની ક્રિયા રેચક કહેવાય છે, તે સઘળાં પાપોને હરે છે. આ બાબતનો વિશેષ અભ્યાસ માટે હવે પછીના ખંડમાં 'યોગ વિદ્યા' આપવામાં આવી છે.

ખંડ ૨ જો

# યોગ વિદ્યા.

## પરિચ્છેદ ૧ લો

### યોગ એટલે શું ?

'યોગ' શબ્દનો અર્થ—'યોગ' એ એક સંસ્કૃત ભાષાનો શબ્દ છે. યુજ્ એટલે 'જોડવું–જોડાણ કરવું' એવા ધાતુમાંથી એ શબ્દ બનેલો છે; અર્થાત્–ચિત્તમાંથી સર્વ પ્રકારની પ્રવૃત્તિને હઠાવીને–દૂર કરીને–સ્વસ્વરૂપમાં સ્થિર થવું એટલે 'યોગ.' 'યોગદર્શન'માં પહેલું સૂત્ર એવું છે કે योगश्चित्तवृत्तिनिरोधः–અર્થાત્–ચિત્તવૃત્તિનો જે નિરોધ કરવો તેનું નામ યોગ. હરેક વસ્તુ જોઇને તે માટે વિચાર કરી કિંવા ન જોએલી વસ્તુના સંબંધમાં સાંભળીને તે માટે વિચાર મનન કરવાથી જે મન ઉપર પરિણામ થાય છે તેને 'વૃત્તિ' કહે છે. તે જ વૃત્તિનો નિરોધ કરવો તેનું નામ યોગ. દશ્ય વસ્તુનો પ્રભાવ પહેલાં બાહ્યેન્દ્રિય તરફથી મસ્તક દ્વારા મન ઉપર ઉતરીને તેનું પરિણામ બુદ્ધિ પર થાય છે અને બુદ્ધિ તે માટે નિર્ણય કરીને આત્માને તે નિર્ણયનું કથન કરે છે. તે પરથી એવું ઠરે છે કે—આત્માનો સંબંધ મન અને બુદ્ધિની સાથે છે અને મનનો સંબંધ ઇંદ્રિયો સાથે તથા ઇંદ્રિયોનો સંબંધ વિષયોની સાથે રહેલો છે.

વૃત્તિનો નિરોધ—ઇંદ્રિયવિષયોનો જે પ્રભાવ ચિત્ત ઉપર પડે છે તે જ 'વૃત્તિ' કહેવાય છે અને તે વૃત્તિનો નિરોધ જ્યાંસુધી કરવામાં આવતો નથી, કોઇ પણ અવસ્થામાં ' થવું હશે તે થશે ' એવો બોધ જ્યાંસુધી થતો નથી, ત્યાંસુધી મનનો વિષય હાજર જ હોય છે. તેનો દૃષ્ટા અર્થાત્ આત્મા પોતાનું સ્વરૂપ તદ્રૂપ જ બનાવે છે અને તેથી મનોવૃત્તિ તેવી થઇને તે વૃત્તિ પ્રમાણે સુખદુઃખનો અનુભવ થાય છે. લોહચુંબક જેવી રીતે લોખંડના ટુકડાને પોતાની તરફ ખેંચે છે તે પ્રમાણે જ્યાંસુધી આપણી વૃત્તિનો આપણે નિરોધ કરી શકતા નથી, ત્યાંસુધી તેને વિષય પોતા તરફ ખેંચ્યા કરે છે. જેવી રીતે મલિન થએલા અરીસામાં આપણે

ચહેરો આપણુને દેખાતો નથી, તેની રીતે જ્યાંસુધી મનોદર્પણ શુદ્ધ થએલું નથી હોતું ત્યાંસુધી આપણુને આપણા ખરા સ્વરૂપનું દર્શન થતું નથી.

**યોગની મહત્તા**—આર્યાવર્તની ખરી મહત્તા તેના યોગીઓથી છે. યોગવિદ્યામાં પૂર્વે ભારતવર્ષ એટલો આગળ વધેલો હતો કે આખી દુનિયામાં તેની કીર્તિ વ્યાપેલી હતી. જ્યારે કુરુક્ષેત્રની યુદ્ધભૂમિ પર કૌરવો અને પાંડવો લડી રહ્યા હતા, તે વખતે સંજયે હસ્તિનાપુરમાં બેસીને કુરુક્ષેત્રમાં થએલા યુદ્ધના સમાચાર અંધ ધૃતરાષ્ટ્રને આપ્યા હતા. તે વખતે કાંઈ તારનાં દોરડાં કે બીનતારી સંદેશા નહોતા, પરન્તુ એ યોગવિદ્યાનું જ પરિણામ હતું. સંજય પાસે યોગવિદ્યા હતી તેનું જ એ પરિણામ હતું. એ જ રીતે, બંધુઓની સામે લડવા માટે ઊભા રહેતાં અર્જુને પોતાનાં ધનુષ્યબાણુનો ત્યાગ કર્યો, ત્યારે શ્રીકૃષ્ણે તેને પોતાનું વિરાટ સ્વરૂપ બતાવીને આગળ યુદ્ધમાં જે બનવાનું હતું તેનું ચિત્ર તેની સમક્ષ સાક્ષાત્ આલેખી બતાવ્યું ત્યારે તેને યુદ્ધમાં જોડાવાને તૈયાર થવું પડયું ! આ બધો યોગનો પ્રભાવ છે. યોગના પ્રભાવથી શત્રુને મિત્ર બનાવી શકાય છે અને સર્પ, સિંહ કે વીંછી જેવાં પ્રાણીઓને પણ તેમનો દુષ્ટ સ્વભાવ વિસરાવી દેવાય છે. એ પ્રમાણે યોગ એ એક કલ્પવૃક્ષ છે. યોગચિંતામણિ જન્મ-મરણના ફેરામાં પડેલા અજ્ઞાન પ્રાણીને સામે તીરે પહોંચાડનારું નાવ છે. યોગજ્ઞાનયુક્ત મન પર કોઈ પણ વિપત્તિનો આઘાત થઈ શકતો નથી: યોગપ્રાપ્તિ થયા પછી વ્યાવહારિક અને પારમાર્થિક સાધનો મેળવવામાં ચિત્ત અધિકાધિક મગ્ન થાય છે, સ્વાસ્થ્યભંગ થતાં તેનો વિષાદ ચિત્તને વળગતો નથી અને બધાં પ્રાણીઓ પર વિશુદ્ધ પ્રેમ પ્રકટ થાય છે.

**યોગનું બીજ**—જે વખતે મનુષ્યના હૃદયમાંથી કામ, ક્રોધ, ભય, ચિન્તા, લોભ, મોહ, મદ, રોગ, જરા, મૃત્યુ, કૃપણુતા, શોક, નિદ્રા, ક્ષુધા, તૃષ્ણા, દ્વેષ, લજ્જા, દુઃખ, સુખ, વિષાદ, હર્ષ, જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિ, શંકા, ગર્વ વગેરે દોષો દૂર થાય છે, ત્યારે જીવનો શિવમાં અંતર્ભાવ થાય છે અને તેવી આનંદમય સ્થિતિ પ્રાપ્ત થવામાં યોગસાધના સિવાય અન્ય કોઈ માર્ગ નથી. કેટલાકો જ્ઞાનને આ બાબતમાં શ્રેષ્ઠ માને છે, પરન્તુ યોગ વિના એકલું જ્ઞાન મોક્ષદાયક થઇ શકતું નથી અને જ્ઞાન વિનાનો યોગ પણ મંગલકારક થઇ શકતો નથી. તેટલા માટે પહેલાં જ્ઞાનની શુદ્ધિ કરી લેવી જોઇએ અને તેના ઉદયથી જ્ઞેય વસ્તુની પ્રાપ્તિ યોગસાધનદ્વારા સહજ કરી શકાય છે. જ્યાંસુધી કામક્રોધાદિ વિકારોથી જીવ બદ્ધ થએલો છે ત્યાંસુધી તે મુક્તિલાભ પ્રાપ્ત કરી

શકતો નથી. જે વખતે સ્વકીય તત્ત્વનું જ્ઞાન થાય છે, તે વખતે જીવ વ્યાપક રૂપમાં પૂર્ણાનન્દમય થાય છે અને કામક્રોધાદિ દોષોનું સ્વરૂપ તથા તેની ભિન્નતા સમૂળી નાશ પામે છે. આવી અવસ્થા પ્રાપ્ત થયા પછી વિધિનિષેધનો અધિકાર અસંભવનીય થાય છે અને વિવેકી જન સદૈવ મુક્ત થઈને સંસારભ્રમણથી રહિત થાય છે.

**યોગ વિના મુક્તિ નથી**—જ્ઞાનનિષ્ઠ મનુષ્ય જો ધાર્મિક અને જીતેન્દ્રિય હોય તોપણ તેને યોગસાધના વિના મોક્ષપ્રાપ્તિ થઈ શકતી નથી. મનુષ્યની અપક્વાવસ્થા તે તેની યોગહીનાવસ્થા અને પક્વાવસ્થા તે તેની યોગયુક્ત અવસ્થા છે. જે મનુષ્ય યોગાગ્નિના સંયોગથી શોકરહિત થઈને અજડ ભાવમાં સ્થિર થાય છે તે પક્વ કહેવાય અને જે મનુષ્ય પાર્થિવ વસ્તુઓ પર હમેશાં પ્રેમ રાખીને જડ ભાવમાં જ રહ્યા કરે તે અપક્વ કહેવાય. પ્રાણી જ્યારે ઇંદ્રિયાદિકની આસક્તિ પર વિજય મેળવવાનો પ્રયત્ન કરવા લાગે છે ત્યારે ક્રમે ક્રમે તેને સંયમનું શિક્ષણ પ્રાપ્ત થઈને તે ધ્યાનધારણામાં સ્થિર થવા લાગે છે અને પછી સમાધિમાં લીન થઇ પ્રબુદ્ધ થઇ શકે છે. યોગીનો દેહ સૂક્ષ્મમાં સૂક્ષ્મ અથવા સ્થૂલમાં સ્થૂલ અને જડ અથવા અજડ પણ હોય છે. તેનો અર્થ એ જ કે, યોગી જન સ્વેચ્છાધીન હોવાથી જરામરણરહિત હોય છે. તે પોતાના યોગબળની લીલાથી ત્રણે લોકમાં હરકોઇ સ્થળે પ્રવેશ કરી શકે છે. તે ઇચ્છા પ્રમાણે પોતાનું સ્વરૂપ ધારણ કરી શકે છે, તેથી તેની શક્તિ અચિંતનીય લેખાય છે. મૃત્યુ તેનાથી દૂર નાસે છે. કદાચિત્ મૃત્યુ તેના પર જય મેળવે છે તો તે યોગબળવડે શરીર ધારણ કરી શકે છે.

**જીવ અને ચિત્ત**—જીવ અને ચિત્તનો સંબંધ દોરી અને તેને છેડે બાંધેલા મણિના જેવો દૃઢ હોય છે. વિચાર અથવા ઉપાયની જો બિલકુલ યોજના કરી નહીં હોય, તો મનને સ્વાધીન કરવું એ દુઃસાધ્ય બને છે. મનને જીતવાને પ્રાણની મદદ લેવી પડે છે. તેના સિવાય કાર્યસિદ્ધિ થતી નથી. તર્ક, કલ્પના, શાસ્ત્રચર્ચા, યુક્તિવાદ, મંત્રપ્રયોગ અથવા ઔષધિ એને સિદ્ધ લોકો કદી વશીભૂત થતા નથી. તે યોગમાર્ગથી પ્રાણને પોતાના તાબામાં રાખે છે. અંતઃકરણ નિર્મળ થવાથી જ આત્મજ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે. સાધકે પ્રથમ યોગાભ્યાસ કરવો જોઇએ. મુમુક્ષુએ પ્રાણજય કરવો જ ઉચિત છે. યોગ એ જ પુણ્ય, યોગ એ જ સુખ, યોગ એ જ મોક્ષપથ છે એવું યોગીએ ચિત્તમાં ધારી રાખવું જોઇએ.

## પરિચ્છેદ ૨ જો.

## યોગાભ્યાસની તૈયારી.

**યોગનો અધિકારી**—લૌકિક અથવા પરમાર્થિક સાધનોનો યોગ્ય રીતે પ્રારંભ કરનારો, ગંભીર મનોવૃત્તિ ધારણ કરનારો, કુશાગ્ર અને નિર્મળ બુદ્ધિનો, ફક્ત શરીર પર જ પ્રેમ ન કરનારો, ઇંદ્રિયદમન તથા પ્રાપ્ત પ્રસંગોને સદસદ્વિવેકબુદ્ધિથી ધ્યાનમાં લેનારો મનુષ્ય જ યોગનો અધિકારી છે. જેને ક્ષુદ્ર વસ્તુઓનો સંગ્રહ કરવાનું બહુ ગમે છે, જે વિષયોત્સુક રહે છે, જે અનિશ્ચલ અને સંશયગ્રસ્ત રહે છે, જે અહિતકારક વ્યાપારમાં રાતદહાડો ગુંથાઇ ગએલો હોય છે, એવો માણસ બહુધા સંસારલોલુપ જ હોય છે, એટલે તેને હાથે યોગાનુષ્ઠાન થઇ શકતું નથી. મનની ભોગેચ્છા પુષ્કળ અંશે નિવૃત્ત થયા સિવાય એ પરમ તત્ત્વની પ્રાપ્તિની ઇચ્છા મનુષ્યમાં પ્રબળ થતી નથી. પાપસંસ્કાર બળહીન થઈને જ્યારે અંતઃકરણની શુદ્ધિ થાય, ત્યારે જ તે ઇચ્છાનો પ્રાદુર્ભાવ થાય છે. અવિવેક, ક્રોધ અને દ્વેષ એ ત્રણેના પ્રાબલ્યથી હતાશ થએલા મૂઢ જનની કથા કદાપિ મુમુક્ષુએ સાંભળવી નહિ.

**ગુરૂની આવશ્યકતા**—બુદ્ધિમાન પુરૂષ આત્મસ્વરૂપ અને તેની પ્રાપ્તિનાં સાધનોના નિર્ણય માટે જ સદ્ગુરુ તથા સત્શાસ્ત્રનાં વચનો પર શ્રદ્ધા તથા પ્રેમ રાખે છે. જે મનુષ્યનો સદ્ગુરુ તથા સત્શાસ્ત્ર પર પ્રેમ નથી, તેની જ્ઞાનપ્રાપ્તિ સંબંધીની મહેનત આંધળાના પરિશ્રમ જેવી હોય છે. જે અહંકારરહિત, શ્રદ્ધાભક્તિથી અલંકૃત થએલો વિવેકી પુરૂષ, ગ્રાહ્યાગ્રાહ્ય વિચારથી જ્ઞાનપ્રાપ્તિ માટે પરિશ્રમ કરે છે, તેની જ સર્વ ઇચ્છા તૃપ્ત થાય છે, જેનો સદ્ગુરુ તથા સત્શાસ્ત્રનાં વચનો પર ભરોસો નથી, તેનાં તે બાબતનાં આદર તથા શ્રદ્ધા એક ભ્રમિષ્ટ મનુષ્યનાં આચરણ જેવાં હોય છે. સદ્ગુરુ અને સત્શાસ્ત્ર ઉપરની શ્રદ્ધાભક્તિ એ મોક્ષદૂતી છે. આલંબન વિના કોઇ પણ મુમુક્ષુ પરમતત્ત્વપ્રાપ્તિએ પહોંચવાનો માર્ગ કાપી શકતો નથી.

**પૂર્વ તૈયારી**—યોગાભ્યાસ કરવા ઇચ્છનારે પોતાનું ચિત્ત દારૂડીયાની પેઠે પ્રક્ષુબ્ધ ન રાખતાં મહાસાગર જેવું ગંભીર રાખવું જોઇએ કે જે અસાધારણ પ્રસંગે પણ મર્યાદા મૂકે નહિ. યોગસાધકે ધૈર્યનું અવલંબન કરીને નિર્જનાવસ્થાનો પ્રથમ આશ્રય કરવો અને પછી પ્રાણાદિ સ્વરૂપનું અમૃતપાન કર્યાબાદ પરમાર્થતત્ત્વનો વિચાર કરવો. કેવળ સા-

ત્વિક આહાર જ લેવો અને ઉગ્ર રસોવાળો રાજસ-તામસ ગુણોત્પાદક આહાર વર્જવો.

તત્વચિંતન—સંસારરોગ ઉપર પરમાર્થતત્ત્વવિચાર એ અદ્વિતીય ઔષધ છે. પરમાર્થ એટલે આ સંસારનો પરમ હેતુ જે કૈવલ્ય-પ્રાપ્તિનો છે તેનું, તેના સ્વરૂપનું, કૈવલ્યને પ્રાપ્ત કરી ચૂકેલા પરમ યોગીશ્વરોના જીવનનું ચિંતન કર્યા કરવાથી પણ યોગદ્વારમાં પ્રવેશ કરતાં પડતા કેટલાક અંતરાયો દૂર થાય છે.

---

## પરિચ્છેદ ૩ જો.

---

## યોગવિદ્યાનો વેદાન્ત સાથે સંબંધ.

ચાર પ્રકારનાં શરીર—આપણું જે સાડાત્રણું હાથનું બોલતું-ચાલતું અને ખાતું-પીતું શરીર છે તેની સૌને જેવી માહિતી હોય છે, તેવી માહિતી બીજા એક જન્મ મરણના નિકટ સહવાસમાં સૂક્ષ્મ શરીર છે તેની માત્ર સૌને હોતી નથી. પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ એવી સત્તર વસ્તુનું તે બનેલું છે. આ સૂક્ષ્મ શરીર પાસેથી જીવાત્મા સૂક્ષ્મ ભોગનો ઉપભોગ કરે છે. ત્રીજું એક કારણ શરીર છે તેને સુષુપ્તિ એટલે નિદ્રા પ્રાપ્ત થાય છે. આ ત્રણ સિવાય એક ચોથું શરીર છે. આ જ શરીરમાં મહાત્માઓ અથવા સાધુઓ સમાધિની અવસ્થામાં બ્રહ્માનન્દનું સુખ ભોગવે છે. આ જ શરીરમાં જાગૃતિ, સુષુપ્તિ અને તુરીયાવસ્થાનો સંગમ થાય છે. મનુષ્ય જાગૃત અવસ્થામાં સ્થૂળ દેહ પાસેથી કામ લે છે અને સ્વપ્નાવસ્થામાં સૂક્ષ્મ શરીર પાસેથી કામ લે છે. જાગ્રતાવસ્થામાં આપણા ચિત્તમાં જે વાતો રમ્યા કરે છે તે સ્વપ્નાવસ્થામાં અનેક રૂપે ઉદ્ભૂત થાય છે. જાગ્રતાવસ્થામાં જ્યારે આપણી બુદ્ધિ રૂપ, રસ, ગંધાદિ સ્થૂલ પદાર્થમાં નિમગ્ન થએલી હોય છે, ત્યારે આત્માને સ્થૂલોપભોગી કહે છે. જાગ્રતાવસ્થામાં સ્થૂલમાં, સ્વપ્નાવસ્થામાં સૂક્ષ્મમાં અને સુષુપ્તિમાં કારણ શરીરમાં આત્મા રહે છે. આમ હોવા છતાં આત્મા એક જ છે અને તેને રહેવાની તે ત્રણ *ભિન્ન જગાઓ જ માત્ર જુદી જુદી છે.*

અન્નમય કોશ—આપણો આત્મા પંચકોશની અંદર વીંટળાઇ રહેલો છે. એ કોશના પડદાની અંદર પેસી જઇને જ્યાંસુધી ત્યાં પોતાનો પ્રવેશ કરી શકતો નથી ત્યાંસુધી આપણને આપણા આત્માનું

દર્શન થવું દુર્લભ છે. સર્વની ઉપરનો પડદો એ " અન્નમય કોશ " છે. ચર્મ, માંસ, રૂધિર, હાડકાં વગેરેનું જે શરીર બનેલું છે તેને વેદાન્તની પરિભાષામાં અન્નમય કોશ કહે છે, કારણકે તેનું પાલન પોષણ અન્નથી થાય છે.

**પ્રાણમય કોશ**—એ અન્નમય કોશની અંદર તે કરતાં પણ સૂક્ષ્મ એવો પ્રાણમય કોશ છે. પ્રાણ, અપાન, ઉદાન, સમાન અને વ્યાન—એ પાંચ વાયુ શરીરની અંદર રહેલા છે. પ્રાણવાયુનું સ્થાન હૃદય છે. તે શ્વાસ ચલાવવાનું કામ કરે છે. અપાનવાયુ મલમૂત્રવિસર્જનનું કામ કરે છે, તેનું સ્થાન ગુદા છે. સમાનવાયુ નાભિકમળમાં રહે છે. ભોજન વગેરેનો જે રસ બને છે, તેને તે આખા શરીરમાં ફેરવે છે. ઉદાન વાયુનું સ્થાન કંઠ છે. અન્ન અને પાણી આપણે ખાઇએ પીએ છીએ તેને તે યોગ્ય ઠેકાણે પહોંચાડીને એકમેકથી દૂર કરે છે. વ્યાન વાયુ આખા શરીરમાં સંચાર કરીને ભૂખ, તરસ, ઉંઘ વગેરેની ઇચ્છા ઉત્પન્ન કરે છે.

**મનોમય કોશ**—એ પ્રાણમય કોશની અંદર તે કરતાં પણ જે એક સૂક્ષ્મ કોશ છે, તેને મનોમય કોશ કહે છે. તે દ્વારા સંકલ્પ, વિકલ્પ અને અહંકાર ઉત્પન્ન થાય છે.

**વિજ્ઞાનમય કોશ**—તે મનોમય કોશની અંદર તે કરતાં પણ જે એક સૂક્ષ્મ કોશ છે તેને વિજ્ઞાનમય કોશ કહે છે. જે પાંચ જ્ઞાનેન્દ્રિયો વિજ્ઞાનનું ગ્રહણ કરે છે તે અને છઠ્ઠી બુદ્ધિ મળીને આ કોશ બનેલો છે.

**આનંદમય કોશ**—આ વિજ્ઞાનમય કોશની અંદર જે કોશ છે તેને આનંદમય કોશ કહે છે. ત્યાં આત્માને લય પ્રાપ્ત થાય છે.

**યોગીની અદ્ભુત વિભૂતિઓ**—સાધક જ્યારે અભ્યાસ કરીને પોતાના ચિત્તને સ્થિર કરે છે અને બુદ્ધિને સૂક્ષ્મ બનાવે છે, ત્યારે આ પાંચે પડદાની અંદર પ્રવેશ કરીને પાંચમા પડદાની પેલી મેર આવી રહેલા આત્માનો સાક્ષાત્કાર તેને પ્રાપ્ત થાય છે. સાધક આવી સ્થિતિમાં આવી પહોંચ્યા પછી તે સિદ્ધિને વરે છે. આવી તરેહનો યોગી કેવળ વિચાર કિંવા સંકલ્પથી જ અદૃશ્ય થઇ શકે છે. તે પ્રકાર જોઇને પુષ્કળ લોક અસંભાવ્ય વાત સંભાવ્ય કરી એવું માનીને આશ્ચર્યચકિત થાય છે; પણ જ્યાંસુધી એક વસ્તુમાં દર્શન દેવાની અને જોનારમાં જોવાની શક્તિ જ ઉત્પન્ન થએલી નથી હોતી, ત્યાંસુધી એવો ચમત્કાર જોવામાં આવતો નથી. વસ્તુમાં દર્શન દેવાની શક્તિ હોય પરન્તુ જોનારમાં જોવાની શક્તિ ન હોય તો વસ્તુ શી રીતે દેખાય? જોનારમાં જોવાની શક્તિ હોય પણ વસ્તુમાં દર્શન આપવાની શક્તિ ન હોય તોપણ તે

કેવી રીતે બની શકે? આ સિદ્ધાન્ત મુજબ યોગી જ્યારે પોતાના શરીરમાં આત્મશક્તિનો સંચય કરે છે, ત્યારે તે કોઇના જોવામાં આવતો નથી. યોગીની ઇચ્છા હોય તો તે સેંકડો હાથીનું બળ પોતાનાં શરીરમાં ઉત્પન્ન કરી શકે છે. યોગી પોતાની શક્તિને વિજળી પેઠે પ્રવાહી બનાવીને હાથીની શક્તિમાં મેળવી તે માર્ગે પોતાના દેહમાં શક્તિ ઉત્પન્ન કરી શકે છે. એક દીવાથી જેમ બીજો દીવો સળગાવી શકાય છે તેમ યોગીને માટે કશું અશક્ય નથી. ઉદાન વાયુના સંચયથી યોગી પોતાના શરીરને પાણી પર તરાવી શકે છે અને પાણી ઉપર જમીનની પેઠે સરલતાથી ચાલી શકે છે. ક્ષણે ક્ષણે પોતાનું શરીર પલટાવવું, ભૂખ અને તરસથી અલિપ્ત રહેવું, દૂરની ખબર લાવવી, પોતાનું શરીર અગ્નિ પ્રમાણે તેજસ્વી કરવું, વગેરે અનેક સિદ્ધિઓ યોગીને વશ થઇ શકે છે.

## પરિચ્છેદ ૪ થો.

## યોગના ચાર પ્રકાર.

યોગ ચાર પ્રકારનો છેઃ—(૧) હઠયોગ, (૨) લયયોગ, (૩) મંત્રયોગ અને (૪) રાજયોગ, તેમાં અત્ર પ્રથમ હઠયોગનું વર્ણન કરવામાં આવે છે.

હઠયોગ—હઠયોગનું લક્ષણ સૂર્ય ચંદ્રનો યોગ એ પ્રકારનું છે; હ નામ સૂર્યનું છે અને ઠ નામ ચંદ્રમાનું છે. પૂર્વે 'સ્વરોદય વિદ્યા' માં જણાવ્યા પ્રમાણે જે પ્રાણ ઇડા નાડીમાં ચાલે છે તેને ચંદ્ર કહે છે અને પિંગળામાં ચાલે છે તેને સૂર્ય કહે છે. જ્યારે પ્રાણાયામ તથા મુદ્રાદિના અભ્યાસથી કુંડલિનીનું ઉત્થાન થવાથી સૂર્યચંદ્રનો પ્રવાહ નરમ પડે છે, ત્યારે પ્રાણવાયુ સુષુમ્ણામાં પ્રવેશ કરે છે. એ પ્રમાણે સૂર્યચંદ્રને એકત્ર કરવાની કળા હઠયોગ કહેવાય છે. સૂર્યચંદ્રની એકતાથી પ્રાણાયામની પણ એકતા થાય છે. હૃદયમાં સૂર્યનો નિવાસ છે અને નાસિકાની અણીથી બહાર બાર આંગળ છેટું ચંદ્રનું સ્થાન છે, તેથી જ્યારે હૃદયમાંના સૂર્યનો સ્પર્શ કરી પ્રાણવાયુ બહાર આવે છે, ત્યારે તે ઉષ્ણ હોય છે અને બહાર બાર આંગળ પર ચંદ્રનો સ્પર્શ કરીને તે અંદર આવે છે ત્યારે તે શીતળ હોય છે. હૃદયમાં ચંદ્ર એટલે અપાનવાયુ આવતે પ્રાણતત્ત્વ પાસે છે અને સૂર્ય પ્રાણરૂપ થઇ બહાર નીકળ્યો ન હોય ત્યાંસુધી તે આંતર કુંભક કહેવાય છે; અને ચંદ્રમાના સ્થાનમાં સૂર્ય નામ પ્રાણ જ્યારે લયભાવને પામ્યો હોય છે અને જ્યાંસુધી ચંદ્રરૂપે અપાનરૂપે થઇને

પાછો વળવો શરૂ ન થયો હોય ત્યાંસુધી તે બાહ્ય કુંભક કહેવાય છે. આમાંના કોઈ પણ એક પ્રકારના કુંભકનો અભ્યાસ કરવો તે પણ હઠયોગની જ એક પ્રક્રિયા છે.

લયયોગ—જે ઉપાયથી વિષયની અથવા તો ધ્યેયાકારની વિસ્મૃતિ થાય છે તે ઉપાયરૂપ યોગને લયયોગ કહે છે. પ્રાણાયામાદિ ક્રમ વિના શાંભવીમુદ્રાના* અભ્યાસથી લયયોગની પ્રાપ્તિ થાય છે. ઉદરના તદ્દન નીચેના ભાગમાં ગુદાસ્થાનમાં આધારચક્ર છે, તે આધારચક્રથી મસ્તકના ઉચ્ચતમ ભાગમાં આવેલા બ્રહ્મરંધ્ર સુધીમાંના ચક્રોમાંના કોઈ પણ વાંછિત ચક્રમાં અંતઃકરણની વૃત્તિને સ્થાપન કરવી ને દૃષ્ટિને મટકું પણ માર્યા વિના શરીરની બહારના પ્રદેશમાં સ્થિર સ્થાપવી તે શાંભવી મુદ્રા કહેવાય છે. દૃષ્ટિ, પ્રાણ અને ચિત્તને જે બ્રહ્મમાં સ્થાપન કરી શકે છે તે જ ખરો લયયોગી છે. નાસિકાના અગ્ર ભાગાદિક દેશોમાં લગાડ્યા વિના જેની દૃષ્ટિ સ્થિર રહે છે, રેચકાદિ પ્રાણાયામના અભ્યાસ વિના જેના પ્રાણવાયુનો નિરોધ થાય છે અનેષટ્ ચક્રાદિના અવલંબન વિના જેનું ચિત્ત એકાગ્ર રહે છે તે પુરુષ ખરો લયયોગી છે.




[ આકૃતિ ૧ ] યોગપુરુષ.

મંત્રયોગ—શ્વાસ હકારથી બહાર આવે છે અને સકારથી પુનઃ પ્રવેશ કરે છે. 'હંસ' એ પ્રકારના મંત્ર આ જીવ સદા જપે છે. સુષુ-

* જુઓ 'મુદ્રાઓ' વિષેનો પરિચ્છેદ.

ગણામાં 'હંસ હંસ'થી ઉલટો 'સોહં સોહં' એ પ્રકારનો પ્રાપ્ત થયેલ જપ થાય છે તે મંત્રયોગ કહેવાય છે. નીરોગી શરીરસ્થિતિમાં જીવ એક રાત દિવસમાં ૨૧૬૦૦૦ 'હંસઃ' મંત્રનું ઉચ્ચારણ કર્યા કરે છે. 'હંસ' ને ઉલટાવીને 'સોહં' મંત્ર કરી તે દ્વારા ઉદરસ્થ કુંડલિની ચક્રના ઉત્થાનની ભાવના કરી મૂલાધાર ચક્રમાં વૃત્તિદ્વારા અભિમાનીએ પ્રવેશ કરી ત્યાં રહેલા શ્રી ગણેશનું પૂજન કરી તેને રાત દિવસમાં ૬૦૦ અજપા મંત્ર નિવેદન કરવા. એ રીતે ઉપરનાં ચક્રોમાં પણ કરવું.

ચક્રોનું કોષ્ટક—આ નીચે ચક્રોનું કોષ્ટક આપેલું છે તે ઉપરથી મંત્રસંખ્યા સમજવી.

| સ્થાન | અક્ષરો, દળ, વર્ણ. | ચક્રનું નામ. | દેવતા અને જપનું નિવેદન. |
|---|---|---|---|
| ગુદા | વં, શં, ષં, સં, એ ૪ અક્ષરો તથા ચાર દળવાળું અગ્નિના વર્ણવાળું | આધાર ચક્ર | શ્રી ગણેશ ૬૦૦ |
| લિંગસ્થાનનું મૂલ | બં, ભં, મં, યં, રં, લં, એ ૬ અક્ષરવાળું ૭ દળવાળું સૂર્ય સમાન વર્ણવાળું. | સ્વાધિષ્ઠાન ચક્ર. | શ્રી બ્રહ્મા ૬૦૦૦ |
| નાભિ. | ડં, ઢં, ણં, તં, થ, દં, ધ, નં, પં, ફં, ૧૦ અક્ષર તથા ૧૦ દળવાળું લાલ વર્ણનું. | મણિપૂરચક્ર | શ્રી વિષ્ણુ ૬૦૦૦ |
| હૃદય | કં, ખં, ગં, ઘં, ઙં, ચં, છં, જં, ઝં, ઞં, ટં, ઠં, એ ૧૨ અક્ષરો તથા ૧૨ દળવાળું અને સુવર્ણ સમાન વર્ણવાળું. | અનાહતચક્ર | શ્રી મહાદેવ ૬૦૦૦ |
| કંઠ | અં, આં, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, ૠ, લૃ, લૄ, એં, ઐં, ઓં, ઔં, અં, અઃ એ ૧૬ સ્વર વાળું અને ૧૬ દળવાળું ચંદ્ર જેવા વર્ણવાળું. | વિશુદ્ધ ચક્ર | જીવાત્મા ૧૦૦૦ |
| ભ્રૂનું મધ્ય સ્થાન | હં, ક્ષં, એ બે અક્ષર અને બે દળવાળું લાલ વર્ણનું. | આજ્ઞાચક્ર | શ્રી ગુરૂ ૧૦૦૦ |
| દશમુ દ્વાર | નિરંતર સચ્ચિદાનંદ જ્યોતિઃ સ્વરૂપ, સહસ્રદળયુક્ત અને શુદ્ધ સ્ફટિક સમાન. | અજરામરચક્ર (બ્રહ્મરંધ્રચક્ર) | વ્યાપક બ્રહ્મ ૧૦૦૦<br>૨૧૬૦૦ જપ(કુલ) |

એ પ્રમાણે રોજ એકાગ્ર ચિત્તથી જપસંખ્યાને અર્પણ કરવાથી એક કરોડ જપ પૂરા થયા પછી દસ પ્રકારના નાદ સાંભળવામાં આવે છે. તમરાં, ચકલાં, ઘંટ, શંખ, વીણા, તાલ, વાંસળી, તબલાં, ભેરી અને મેઘના જેવો નાદ અનુક્રમે સંભળાવા લાગે છે. દશમો નાદ સાંભળતાં બ્રહ્મોત્માની સંનિધિ થતાં સાધક બ્રહ્મરૂપ થાય છે. એ રીતે બ્રહ્મમાં મનનો વિલય થવાથી સંકલ્પ-વિકલ્પનો લય થાય છે. અને પાપનો નાશ થતાં જીવ શિવરૂપ થાય છે.

રાજયોગ—રાજયોગ અષ્ટ પાદમાં વહેંચાયો છે. (૧) યમ—અહિંસા, સત્ય, અસ્તેય, ઈંદ્રિયનિગ્રહ અને કોઇ પણ પ્રકારના દાનનો અસ્વીકાર. (૨) નિયમ-બાહ્યાભ્યંતર શુચિ, પરમ સંતોષ, નિગ્રહ કિંવા કામવિરક્તિ, અધ્યયન અને પરમાત્મસ્વાર્પણ. (૩) આસન—આસન ૮૪ પ્રકારનાં છે. (૪) પ્રાણાયામ-પ્રાણને રોકવાની ક્રિયા. (૫) પ્રત્યાહાર-ચિત્તવૃત્તિઓને અંતર્મુખ કરવી. (૬) ધારણા—ચિત્તની એકાગ્રતા. (૭) ધ્યાન-ચિંતન. (૮) સમાધિ-સ્વરૂપાનુસંધાન આ અષ્ટપાદ સંબંધે હવે પછી વિસ્તૃત વર્ણન કરવામાં આવશે.

---

## પરિચ્છેદ ૫ મો.

---

### પાંચ યમ.

અહિંસા, સત્ય અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહથી વિષયોનું દમન થાય છે તેથી તે પાંચ યમ કહેવાય છે. તેને વિદ્વાનોએ યોગબીજ રૂપ લેખ્યા છે.

અહિંસા—મનથી કોઇ પણ પ્રાણીનું અનિષ્ટ ચિંતવવું, વાણીથી નિષ્પ્રયોજન કોઇ પ્રાણીને અપ્રિય વચન સંભળાવવું, કોઇ તરફ ક્રૂર દૃષ્ટિથી જોવું, તેને તાડન કરવું, કોઇ પ્રાણીના શરીર તથા પ્રાણનો સંબંધ છૂટે એવું કોઇ કૃત્ય કરવું તે હિંસા કહેવાય છે. એ નિંદ્ય કૃત્યને જે શુદ્ધ ભાવનાથી ટાળી શકાય તે અહિંસા કહેવાય છે. ચિત્ત એકાગ્ર કરવા ઈચ્છનાર મનુષ્યે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરાદિ દુષ્ટ મનોવિકારથી બદ્ધ થઈને કોઇ પણ પ્રાણીની ઉપર જણાવ્યું તે પ્રમાણે, કોઈ પણ રીતે સ્વતઃ અથવા બીજાને હાથે હિંસા કરવી નહિ, કિંવા બીજાએ કરી હોય કિંવા તે કરવાનો યત્ન કરતો હોય તો તેને આપણા તરફથી અનુમોદન આપવું નહિ.

**સત્ય**—યોગ્ય પ્રમાણદ્વારા આપણને જે સત્ય જણવામાં આવ્યું હોય તે જ બીજાને કહેવું. તે જ સાંભળનારને અપ્રિય લાગે નહિ કિંવા તેથી તેનું કાંઈ અહિત થાય નહિ એવી રીતે તેને સત્ય પણ કહેવું. તેથી વિપરીત બોલવું તે અસત્ય છે. આખા જગતનું અધિષ્ઠાન સત્ય જ છે; માટે તે સત્ય પ્રાપ્ત કરવાના શુદ્ધ ભાવથી સાધકે સાવધાનતા, નિઃસ્પૃહતા, નિર્ભયતા અને દઢતાનું અવલંબન કરી સત્યભાષણ કરવું ઉચિત છે.

**અસ્તેય**—જે વસ્તુ પર બીજાની માલકી છે તે તેના માલેકની સંમતિ સિવાય લેવી તે ચોરી છે અથવા સ્તેય છે. તેથી ઉલટું આચરણ તે અસ્તેય છે. સમાજના નિયમ પ્રમાણે સ્થાપિત થએલી કોઈની માલકીની સ્થાવર યા જંગલ મીલકતનું અપહરણ કરવું તે ચોરી છે. તેથી ચિત્તસ્વાસ્થ્યને ધક્કો લાગે છે અને યોગાભ્યાસને માટે નાલાયક થવાય છે.

**બ્રહ્મચર્ય**—નેત્ર, વાણી, જીભ, હાથ અને ઉપસ્થેંદ્રિયાદિનો નિગ્રહ કરવો તે બ્રહ્મચર્ય કહેવાય છે, જ્યારે જ્યારે અંતઃકરણમાં કામવાસના પ્રજ્વલિત થાય છે, ત્યારે ત્યારે અંતઃકરણમાં અથવા જે ઇંદ્રિયમાં તેનો ક્ષોભ થયો હોય છે તે ઇંદ્રિયનું તે સ્થળના પ્રાણવાયુના આકર્ષણથી સાંત્વન કરવું તે બ્રહ્મચર્ય છે.

**અપરિગ્રહ**—દશ્ય વસ્તુ પર પ્રેમ રાખીને તેનો સંગ્રહ કરવો તે જ પરિગ્રહ છે, અને તેથી ઉલટી મનોવૃત્તિ રાખવી તે અપરિગ્રહ કહેવાય છે. ધર્મપરિપાલનાર્થ શાસ્ત્રાદિ ઉપયુક્ત વસ્તુઓ, તેમજ પ્રાણરક્ષણાર્થ અન્નવસ્ત્રાદિ અત્યાવશ્યક વસ્તુઓ પર યોગાભ્યાસી પુરુષે મમતા રાખવી નહિ. મનુષ્યે અભ્યાસથી જ મમતા જોડી છે તો અભ્યાસથી જ તેનો ત્યાગ કરવો આવશ્યક છે.

અહિંસાથી યોગસાધકના અંતઃકરણમાં નિર્વૈરબુદ્ધિનો વિકાસ થાય છે, અને તેના આચરણનું પરિણામ ઈતર પ્રાણીઓ પર પણ થાય છે. સત્યથી વાચાસિદ્ધિ પ્રાપ્ત થાય છે. અસ્તેયથી ઇચ્છાશક્તિ સફલિત થાય છે. બ્રહ્મચર્યથી અંતઃકરણાદિ ઇંદ્રિયોને પુષ્ટિ મળે છે તથા આત્મસંયમન કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે અને અપરિગ્રહવૃત્તિથી ત્રિકાળજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

**દશ યમ**—પાતંજલ યોગસૂત્રમાં ઉપર જણાવેલા પાંચ યમ દર્શાવેલા છે, પરન્તુ શ્રી યાજ્ઞવલ્કયસંહિતામાં દશ યમ દર્શાવેલા છે. (૧) અહિંસા, (૨) સત્ય, (૩) અસ્તેય, (૪) બ્રહ્મચર્ય, (૫) ક્ષમા, અર્થાત્

અપકાર કરનાર ઉપર વેર વાળવાની વૃત્તિ ન ઉપજવા દેવી તે, (૬) ધૃતિ અર્થાત્ અનેક પ્રકારનાં વિઘ્નો પ્રાપ્ત થયા છતાં પોતાના પરમાર્થનાં સાધનોના અભ્યાસનો પરિત્યાગ ન કરવો તે, (૭) દયા, અર્થાત્ દીન પ્રાણીઓનાં દુઃખો તથા તેમની પડતી સ્થિતિ જોઈ હૃદય પલળે તે, (૮) આર્જવ, અર્થાત્ અહંતાને ત્યજીને સર્વ પ્રાણીઓ પ્રતિ મનસા, વાચા, કર્મણા નમ્રતા તથા સરલતા રાખવી તે, (૯) મિતાહાર, અર્થાત્ સ્વાદને માટે નહિ પણ દેહરક્ષાર્થે ગળેલા અન્નનો ઔષધની પેઠે પ્રસન્ન મનથી ઉપયોગ કરવો અને જોઇએ તે કરતાં વધારે આહાર ન કરવો તે, (૧૦) શૌચ, અર્થાત્ માટી તથા જળવડે સ્થૂળ શરીરને પવિત્ર રાખવું તે બાહ્ય-શૌચ, અને સમાન પ્રાણીને જોઇ મૈત્રીની, દુઃખી પ્રાણીને જોઈ કરુણાની તથા સુખીને જોઇ મુદિતાની ભાવના ધારણ કરી, પાપીની ઉપેક્ષા કરી અથવા મનમાંનો રાગદ્વેષ દૂર કરી, કિંવા પ્રાણાયામ કરી હૃદયને પવિત્ર રાખવું કિંવા નેતિ, ધૌતિ, ઇત્યાદિથી શરીરની અંદરના મળને દૂર કરવા તે આભ્યંતર શૌચ કહેવાય છે. એ રીતે શૌચના બે પ્રકાર છે.

---

પરિચ્છેદ ૬ ઠ્ઠો.

## પાંચ નિયમો.

મનુષ્યને સકામ કર્મથી પરાવૃત્ત કરીને નિષ્કામવૃત્તિ ધારણ કરવામાં મદદ કરનારાં શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાનરૂપ પાંચ ક્રિયાઓ એ પાંચ નિયમો છે. પૂર્વે કહેલા પાંચ યમનો પૂર્ણ અભ્યાસ કર્યા સિવાય આ નિયમોનો અભ્યાસ કરી શકાતો નથી.

**શૌચ**—આપણા નિવાસસ્થાનની આસપાસનો પ્રદેશ, નિવાસસ્થાન, તેમાંનાં વસ્ત્રાદિ ઉપકરણો, ધર્મ કર્મ આચરવા માટે મુકરર કરેલી જગા, શરીર પરનાં વસ્ત્રો, આસન, શરીર, ઇંદ્રિયો અને અંતઃકરણ શુદ્ધ રાખવાં તે શૌચ કહેવાય છે. * (૧) નેતિ, (૨) બ્રહ્મદાતણ, (૩) ધૌતિ, (૪) બસ્તિ, (૫) નૌલિ, (૬) ત્રાટક, (૭) કપાલભાતિ અને (૮) ગજકરણી એ ક્રિયાઓ મળનિવારક હોઇ તેનું આચરણ પણ શૌચ કહેવાય છે. પ્રાણાયામદ્વારા ઇંદ્રિયો અને અંતઃકરણના મળનો નાશ કરવો એ પણ શૌચ છે. શારીર શૌચ અથવા બાહ્ય શૌચથી અન્ય શરીરસ્પર્શની સકામ

---

* જુઓ 'દેહાંતર શુદ્ધિની ક્રિયાઓ' વિષેનો પરિચ્છેદ.

બુદ્ધિ નાશ પામે છે અને આંતર શૌચથી મનુષ્ય જિતેન્દ્રિયતા અને આત્મસાક્ષાત્કારને પાત્ર થાય છે.

સંતોષ—સ્વસામર્થ્યાનુસાર આપણા વર્ણાશ્રમધર્મને યોગ્ય ઉદ્યોગ કરવાથી જે ઉપજીવિકાનાં સાધનો પ્રાપ્ત થાય છે, તેમાં જ મનને સંતુષ્ટ રાખવું, તે સંતોષ કહેવાય છે. પોતાના સામર્થ્યથી વધારે મેળવવાનો લોભ કરનારને સદૈવ પણ સહાય કરતું નથી. પ્રાણધારણ માટે મનુષ્યને અન્ન, જળ, વસ્ત્ર અને નિવાસસ્થાનની વિશેષ જરૂર રહે છે અને તે જો સુખપૂર્વક પ્રાપ્ત થાય તો પછી અધિકની આશા રાખી દુઃખી શા માટે થવું જોઇએ ?

તપ—આહાર નિયમબદ્ધ રાખવો, દિવસમાં એક વખત જમવું, શકિત પ્રમાણે ઉપવાસ કરવો, વ્રતવૈકલ્ય આચરવાં અથવા વર્ણાશ્રમ ધર્મનું પાલન કરવું, શરીર ઇંદ્રિયો તથા અંતઃકરણને પોતાના તાબામાં રાખવું તે જ તપ કહેવાય છે. વિવેકપૂર્ણ તપથી અંતઃકરણના સામર્થ્યની વૃદ્ધિ થાય છે અને યોગાભ્યાસમાં વિઘ્ન કરનાર સંસ્કારોનો નાશ થાય છે. તપ સિવાય ઇહલોકનાં કાર્યોની ઉગ્ર સિદ્ધિ થતી નથી એટલે નિર્વિઘ્ને યોગાભ્યાસ થઇ શકતો નથી. એ તપમાં પણ (૧) તામસ, (૨) રાજસ અને (૩) સાત્વિક એવા ત્રણ ભેદો છે. પોતાના શરીરને કષ્ટ દઇને અથવા ઇતર પ્રાણીઓને કષ્ટ દેવાની ઇચ્છાથી કરેલું તપ તે તામસ તપ; અવિવેકી મનુષ્ય પાસેથી માન-મરતબો અને સત્કારાદિ પ્રાપ્ત કરવા માટે શ્રદ્ધાવિહીન આચરેલું તપ તે રાજસ તપ અને નિષ્કામબુદ્ધિથી સર્વ પ્રાણીના હિતાર્થે કાયિક, વાચિક અને માનસિક તપ આચરવું તે સાત્વિક તપ કહેવાય છે.

સ્વાધ્યાય—મોક્ષશાસ્ત્રના શુદ્ધોચ્ચાર, અર્થજ્ઞાન અને રહસ્યજ્ઞાન સહિત અધ્યયન કરવું અથવા સદ્ગુરૂએ કરેલા ઉપદેશ-મંત્રનો પોતાના અધિકાર પ્રમાણે જપ કરવો તથા પરમાત્માનું ધ્યાન કરવું એ સ્વાધ્યાય કહેવાય છે. સ્વાધ્યાયથી ઇષ્ટ દેવતાનો સાક્ષાત્કાર થાય છે અને મનની એકાગ્રતાથી તેની સાથે સંભાષણ પણ કરી શકાય છે.

ઇશ્વરપ્રણિધાન—પરમેશ્વરની પ્રાપ્તિ અર્થે સર્વલૌકિક અને શાસ્ત્રીય કર્મો આચરીને સ્વાર્થવૃત્તિનો ઉચ્છેદ કરવો એ જ ઇશ્વરપ્રણિધાન કહેવાય છે. કર્તાપણાનું અભિમાન ન રાખવું અથવા કર્મફળેચ્છા વિષે નિષ્કામ રહેવું તથા શુભ કર્મ આચરવાનો દૃઢ નિશ્ચય, ચિત્તવિક્ષેપ દૂર કરવા માટે જે જે કાર્યો કરવાં, તે વડે ચિત્તની એકાગ્રતા થાય છે.

દશ નિયમ—અન્યથા નિયમ દશ પ્રકારના પણ છે: (૧) તપ. (૨) સંતોષ. (૩) આસ્તિક્ય એટલે શાસ્ત્રોક્ત ધર્માધર્મ વિષે, તેના ફળ વિષે તથા પરમેશ્વરના અસ્તિત્વ વિષે જે દૃઢ વિશ્વાસ તે. (૪) દાન, અર્થાત્ ન્યાયપૂર્વક એકત્ર કરેલા ધનમાંથી પોતાની શક્તિ પ્રમાણે યોગ્ય ધનને વિધ્યનુસાર સુપાત્રને શ્રદ્ધાપૂર્વક દાન કરવું તે. (૫) ઇશ્વરપૂજન એટલે ઇષ્ટ દેવતાનું એકાગ્ર મનથી, શ્રદ્ધાપૂર્વક, પવિત્ર ઉપકરણોવડે પૂજન કરવું તે બાહ્યપૂજન અને મનને રાગદ્વેષરહિત કરવાનો અભ્યાસ તે માનસિક ઈશ્વરપૂજન. (૬) સિદ્ધાન્તવાક્યશ્રવણ અર્થાત્ ધર્મગ્રંથોનું વિધિપૂર્વક શ્રવણ કરવું તે. (૭) મતિ અર્થાત્ યોગાદિ સત્કર્મમાં સંશય-વિપર્યયરહિત શ્રદ્ધા તે. (૮) લજ્જા, અર્થાત્ લોકમાં નિંદિત લેખાતાં કર્મો કરવામાં લોકાપવાદભય રાખવો તે. (૯) જપ અર્થાત્ સદ્‌ગુરુએ ઉપદેશેલા મંત્રનું સ્મરણ કર્યા કરવું તે. (૧૦) હોમ અર્થાત્ મનસહિત એકાદશ ઇંદ્રિયોને અયોગ્ય વિષયોથી નિવૃત્ત કરી બ્રહ્મરૂપ અગ્નિને વિષે હોમવી તે સાત્વિક હોમ અને જ્ઞાન યજ્ઞ, તથા ચિત્તની એકાગ્રતારૂપી અગ્નિમાં ઇંદ્રિયોને હોમવી તે યોગયજ્ઞ છે. અગ્નિમાં પશુઓને હોમવાં તે અર્થ હોમનો નથી. ધૃતાદિ વસ્તુઓનો હોમ વાતાવરણની શુદ્ધિ કરે છે. યાજ્ઞવલ્કય હોમને સ્થાને વ્રતનું પ્રતિપાદન કરે છે.

---

પરિચ્છેદ ૭ મો.

## આસનો.

**આસન એટલે શું?**—શરીરના કોઇ પણ અવયવને ખેંચ-તાણ ન પડતાં શરીર નિશ્ચળ રહે એવી રીતે બેસી શકાય તે આસન કહેવાય છે. યમ-નિયમના અભ્યાસની ન્યૂનાધિક માહિતી વિના આસનો સિદ્ધ થઇ શકતાં નથી. આસનો અનેક પ્રકારનાં છે, તેમાંનાં કેટલાંક યોગાભ્યાસ માટે ઉપયોગનાં છે, કેટલાંક આત્મવિજય માટે, કેટલાંક રોગનિવારણ માટે અને કેટલાંક શરીરને નીરોગી રાખવા માટે ઉપયોગી છે.

**આસનનો અભ્યાસ**—આસનના અભ્યાસ માટે જે વખત એક વાર નિશ્ચિત કર્યો હોય તે જ વખતે મનમાં અલૌકિક, વૈદિક કિંવા અન્ય કાર્યસંબંધી વિચાર આવે તે નિરુપયોગી છે. આસનના અભ્યાસમાં મન નિર્મમ રહે તેવો યત્ન કરવો જોઈએ. અભ્યાસ ચાલુ હોય તેટલા દિવસ શરીર, ઇંદ્રિય અને અંતઃકરણને શ્રમ થાય એવું કશું પણ

કામ કરવું નહિ, પરન્તુ આસનાભ્યાસનું એક જ કામ ઉત્સાહપૂર્વક કરવાથી તેમાં જયપ્રાપ્તિ સત્વર થશે. એક પહોર અથવા ત્રણ કલાક સુધી કોઇ એક આસન મનને અથવા શરીરને કોઇ પણ તરેહનો ત્રાસ પહોંચ્યા વિના રાખી શકાય એટલે આસનસિદ્ધિ થએલી સમજવી. તેવી સિદ્ધિ કેટલા દિવસે થશે એ કહી શકાય નહિ કારણકે તેનો આધાર શ્રદ્ધા તથા ઉત્સાહ પર રહેલો છે.

**ચોરાસી આસન**—યોગશાસ્ત્રમાં તો ચોરાસી લાખ આસનનું વિધાન છે પરન્તુ તેમાં ચોરાસી આસન મુખ્ય લેખાય છે; છતાં પ્રવીણ યોગી જનો તેથી પણ વધારે આસનો ઉપયોગમાં લે છે. અહીં એવાં આસનોની નામાવલિ આપી છે. (૧) સિદ્ધાસન, (૨) બદ્ધપદ્માસન, (૩) દઢાસન, (૪) વીરાસન, (૫) પવનમુક્તાસન, (૬) વામપાદ પવનમુક્તાસન, (૭) ધીરાસન તથા દક્ષિણપાદ ધીરાસન, (૮) દક્ષિણપાદ પવનમુકતાસન, (૯) વામદક્ષિણ શ્વાસગમનાસન, (૧૦) પશ્ચિમ તાનાસન, (૧૧) વાતાયનાસન, (૧૨) મયૂરાસન, (૧૩) મત્સ્યેંદ્રાસન, (૧૪) અર્ધ પદ્માસન, (૧૫) કુકકુટાસન, (૧૬) ગોરક્ષાસન, (૧૭) ભદ્રાસન, (૧૮) ઊર્ધ્વ પદ્માસન, (૧૯) અર્ધ પાદાસન, (૨૦) પૂર્ણ પાદાસન, (૨૧) દક્ષિણાસન, (૨૨) શવાસન અથવા દંડાસન, (૨૩) અશ્વાસન-મકરાસન, (૨૪) વામ-દક્ષિણ પાદાસન, (૨૫) ધનુરાસન, (૨૬) દક્ષિણપાદ શિરાસન, (૨૭) દ્વિપાદ શિરાસન, (૨૮) સ્થિરાસન–શિષ્ટાસન, (૨૯) વૃક્ષાસન, (૩૦) અર્ધવૃક્ષાસન, (૩૧) ચક્રાસન, (૩૨) તાડાસન, (૩૩) દક્ષિણ–વામ–ચતુર્થાંશ પાદાસન, (૩૪) ઉર્ધ્વ ધનુષ્યાસન, (૩૫) વામદક્ષિણ સિદ્ધાસન, (૩૬) સ્વસ્તિકાસન, (૩૭) સ્થિત વિવેકાસન, (૩૮) ઉત્થિત વિવેકાસન, (૩૯) દક્ષિણવામ તર્કાસન, (૪૦) પૂર્ણ તર્કાસન, (૪૧) નિઃશ્વાસન, (૪૨) અર્ધ કૂર્માસન, (૪૩) ગરૂડાસન, (૪૪) સિંહાસન અથવા વ્યાઘ્રાસન, (૪૫) ત્રિકોણાસન, (૪૬) પ્રાર્થનાસન, (૪૭) દક્ષિણ–વામપાદ ત્રિકોણાસન, (૪૮) પૂર્ણપાદ ત્રિકોણાસન, (૪૯) વામ–દક્ષિણ ભુજંગાસન, (૫૦) વામ–દક્ષિણ હસ્ત ભયંકરાસન, (૫૧) અંગુષ્ઠાસન, (૫૨) ઉત્કટાસન, (૫૩) વામ અંગુષ્ઠાસન, (૫૪) જ્યેષ્ઠિકાસન, (૫૫) વામ–દક્ષિણ અર્ધ પાદાસન, (૫૬) હસ્ત ભુજંગાસન; (૫૭) વામ-દક્ષિણ હસ્ત ભુજંગાસન, (૫૮) વામ–દક્ષિણ વક્રાસન, (૫૯) વામ–દક્ષિણ જાન્વાસન, (૬૦) વામ-દક્ષિણ શાખાસન, (૬૧) ત્રિસ્તંભાસન, (૬૨) વામ–દક્ષિણ પાદ અપાનગમનાસન, (૬૩) વામ હસ્ત ચતુષ્કોણાસન,

(૬૪) કૂર્માસન-ગોમુખાસન, (૬૫) ગર્ભાસન-ઉત્તાનકૂર્માસન, (૬૬) વૃક્ષાસન, (૬૭) દ્વિપાદપીડનાસન, (૬૮) કંદપીડનાસન, (૬૯) પ્રૌઢાસન-દક્ષિણાવામાર્ધ પદ્માસન, (૭૦) ઉપધાનાસન, (૭૧) અર્ધશવાસન-પર્યંકાસન, (૭૨) ઉત્તાનકૂર્માસન, (૭૩) ઉત્કટાસન, (૭૪) અપાનાસન, સખાનાસન, (૭૫) યોન્યાસન, (૭૬) મંડૂકાસન-ઉત્તાનમંડૂકાસન, (૭૭) પર્વતાસન, (૭૮) શલભાસન, (૭૯) કોકિલાસન, (૮૦) લોલાસન-ઉત્તમાંગાસન, (૮૧) ઊષ્ટ્રાસન, (૮૨) હંસાસન, (૮૩) પ્રાણાસન, (૮૪) કાર્મુકાસન, (૮૫) આનંદમંદિરાસન, (૮૬) ખંજનાસન, (૮૭) ક્ષેમાસન, (૮૮) ગ્રંથિભેદનાસન, (૮૯) સર્વાંગાસન, (૯૦) ભુજંગાસન, (૯૧) પવનાસન, (૯૨) મત્સ્યાસન, (૯૩) કુંજરાસન, (૯૪) સમસંસ્થાનાસન, (૯૫) સંકટાસન, (૯૬) શકટાસન, (૯૭) વૃષાસન, (૯૮) ઊષ્ટ્રનિષદનાસન, (૯૯) સોપાશ્રયાસન, (૧૦૦) જ્ઞાનમુદ્રા કિંવા ભદ્રામુદ્રા.

ઉપર આપેલાં આસનોમાંથી કેટલાંક અગત્યનાં આસનો આ નીચે વિશેષ સમજૂતી અને ચિત્રો સાથે આપવામાં આવેલાં છે.

સિદ્ધાસન—ડાબા પગને આડો રાખીને તેની પાની વૃષણના મૂળ તથા ગુદાના છિદ્રની વચ્ચેના ભાગમાં રાખવી; જમણા પગની પાની ગુહ્યેન્દ્રિય ઉપર રાખી ડોકને નીચી નમાવી, હડપચી હૃદયની ઉપર ચાર આંગળ પર લગાડી સરલ તથા નિશ્ચલ સ્થિતિવડે ઇંદ્રિયોને વશીભૂત કરી બેસવું; આંખને ઉઘાડી રાખીને દૃષ્ટિને ભ્રૂમધ્યમાં રાખવી. ડાબા હાથના ચત્તા પંજા પર જમણા હાથનો ચત્તો પંજો રાખવો તે સિદ્ધાસન કહેવાય છે.



[ આકૃતિ ૨ ] સિદ્ધાસન.

આ આસને બેસવાથી શરીરનો મધ્યમ ભાગ સીધો રહે છે અને શ્વાસોચ્છ્વાસ સીધો ચાલી તેની અતિ મંદ પડવા લાગે છે. તે પ્રાણવહા નાડીઓના સર્વ મળને દૂર કરે છે.

બદ્ધપદ્માસન—જમણા પગને ડાબા સાથળ પર અને ડાબા પગને જમણા સાથળ પર રાખીને ડોકને સહજ નીચી નમાવી, હડપચીને હૃદયથી ચાર આંગળ ઉપર રાખી બેસવું; પછી બન્ને હાથને પીઠની પછવાડેથી ફેરવીને બેઉ હાથના પંજા ચત્તા રાખી જમણા હાથના અંગુઠા તથા તર્જનીથી જમણા પગનો અંગુઠો ને ડાબા હાથના અંગુઠા તથા તર્જનીથી ડાબા પગનો અંગુઠો પકડવો; તથા આંખોને ઉઘાડી રાખી દૃષ્ટિને નાસિકાના અગ્ર ભાગ ઉપર ટગવવી તે બદ્ધપદ્માસન કહેવાય છે. આ આસનથી શરીરમાં લોહીનું અભિસરણ નિયમિત થવાથી આરોગ્ય જળવાઇ રહે છે, પીઠની ખુંધ કાઢીને બેસવાની ટેવ દૂર થાય છે તથા વ્યાધિઓનું શમન થાય છે.



[ આકૃતિ ૩. ] બદ્ધપદ્માસન.

વીરાસન—ડાબા પગને ઢીંચણથી વાળી, જાંગની નીચે લઇ, તેનો ફણો ગુદાની નીચે ઉત્તર-દક્ષિણ (જમણો ડાબો) રાખવો; જમણા પગની પાની ડાબા પગના અંગુઠાને અડાડી ગોઠણ ઉંચું રાખી બેસવું તે વીરાસન છે. આ આસને બેસવાથી આંખ ઓછી મીટ મારે છે તથા અપાન ઉર્ધ્વ થવાથી શરીરબળ વધે છે.



[ આકૃતિ ૪. ] વીરાસન.

પશ્ચિમ તાનાસન—નીચે બેસી, બન્ને પગ દંડની પેઠે સન્મુખ



લાંબા કરી, બન્ને હાથથી ઢીંચણની નીચેનો ભાગ ભૂમિથી ઉપડે નહિ એવી રીતે બન્ને પગ રાખી તે પગના અંગુઠા પકડવા ને લલાટને ઢીંચણ ઉપર રાખવું તે પશ્ચિમ તાનાસન છે. આ આસનથી પ્રાણનું સુષુમ્ણામાં વહન થાય છે તથા જઠરાગ્નિ વૃદ્ધિંગત થવાથી નીરોગી રહેવાય છે.

[ આકૃતિ ૫ ] પશ્ચિમ તાનાસન.

**મત્સ્યેન્દ્રાસન**—ડાબા સાથળના મૂળમાં પરેલો જમણો પગ, તેની એડીને પાઠની પછવાડેથી ડાબો હાથ લઈ જઇ તેથી પકડી, પછી જમણા પગના ઢીંચણ આગળ ભૂમિ પર રાખેલા ડાબા પગના અંગુઠાને જમણો હાથ તે પગના ઢીંચણથી બહાર કાઢી, તે હાથથી પકડી, મુખને ડાબા ભાગની પીઠ ભણી ફેરવી, નાકની અણી પર નજર રાખીને બેસવું તે મત્સ્યેદ્રાસન છે. આ આસન અનેક મોટા રોગોને દૂર કરે છે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, કુંડલિનીને જાગ્રત કરે છે, નિદ્રાને નિયમમાં રાખે છે તથા તાળવાની ઉપરથી ઝરતા ચંદ્રામૃતને નહિ ઝરવા દેતાં ત્યાં જ સ્થિર કરે છે.



[ આકૃતિ ૬. ] મત્સ્યેંદ્રાસન.

**મયૂરાસન**—બન્ને હાથનાં તળાં, આગળાં પહોળાં રહે તે રીતે



[ આકૃતિ ૭ ] મયૂરાસન.

પૃથ્વી પર રાખી, તે હાથને કોણીથી વાળી, તળીયાં નાભીને પડખે ભરાવી, શરીરને મયૂરની પેઠે બન્ને હાથના આધારથી અદ્ધર રાખવું તે મયૂરાસન છે. આ આસનથી ઉદરમાંનો ગોળાનો વ્યાધિ, જળોદર, પ્લીહા—બરોળ, વાત, પિત્ત, કફ તથા આળસનો નાશ થાય છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે તથા પેટના રોગ મટે છે.

કુક્કુટાસન—જમણા પગને ડાબા સાથળ પર રાખવો ને ડાબા પગને જમણા સાથળ પર રાખવો તથા બે હાથને જંઘા તથા ઉરૂની વચ્ચે લાવી ચિબુકને હૃદય સમીપ રાખી, ગુદાને સંકોચી, જીભને ઉપરની દાઢોના મૂળના મધ્યભાગમાં ઉંચી સ્થાપી નાસાગ્ર પર દૃષ્ટિ રાખી દેહ ઉપાડવો તે કુક્કુટાસન કહેવાય છે. આ આસનથી આળસ તથા તંદ્રાનો નાશ ને જઠરાગ્નિની પ્રબલતા થાય છે તથા નાડીઓનો મળ દૂર થાય છે.


[ આકૃતિ ૮. ] કુક્કુટાસન.

શવાસન—બન્ને હાથ તથા પગ લાંબા કરી, મ્હોં આકાશ ભણી રાખી સ્વચ્છતાથી પીઠ પર ચત્તું શયન કરવું તે શવાસન કહેવાય છે.


[ આકૃતિ ૯ ] શવાસન.

યોગાભ્યાસ કરતાં થાક લાગે ત્યારે આ આસન કરવાથી વિશ્રાન્તિ મળે છે. શવાસનની રીતે શયન કરી બન્ને ગોઠણ, પાની તથા ઘુંટીને અડાડી રાખી બન્ને હાથ માથા ભણી લાંબા કરી રાખવા તે દંડાસન કહેવાય છે.



[ આકૃતિ ૧૦ ] ધનુરાસન.

**ધનુરાસન**—બેસીને બન્ને પગના અંગુઠાને એક વિપરીત હાથથી એટલે જમણેથી ડાબો ને ડાબેથી જમણો એ રીતે પકડવા; પછી એક પગ લાંબો રાખવો, ને બીજા પગને કાન-સુધી ખેંચી લાવવો તે ધનુરાસન છે. તેથી આળસ દૂર થાય છે, કુંડલિની ચલાયમાન થાય છે અને ખેંચેલા પગ બ-ણીના શરીરના ભાગની નાડી-ઓમાંનો પવન ઉર્ધ્વ થાય છે.

**સ્થિરાસન**—જમણા પગનો ફણો ડાબા પગની જાંગ નીચે રાખવો, ને ડાબા પગનો ફણો જમણા પગની જાંઅ નીચે રાખી પલાંઠી વાળી બેસવું તે સ્થિરાસન અથવા શિષ્ટાસન કહે-વાય છે. જેને પદ્માસન કે સિદ્ધાસન સાધ્ય ન થાય તેણે આ આસને બેસી યોગાભ્યાસ કરવો.

**વૃક્ષાસન**—બન્ને હાથના પંજા માથા પાસે સહજ ચત્તા રાખી તેની પાસે માથું ભૂમિથી ટેકાવી પગ લાંબા કરી ઉંધે મસ્તકે રહેવું તે વૃક્ષાસન કહેવાય છે. તેને મુંડાસન કે કપાલાસન પણ કહે છે. પ્રાણાયામનો ઉચ્ચ અભ્યાસ કરનારે આ આસન અનુભ-વવું લાભકારક છે.



[ આકૃતિ ૧૧ ] વૃક્ષાસન.

**સિંહાસન-વ્યાઘ્રાસન**—સીવનીના જમણા ભાગમાં ડાબા પગની પાની અને ડાબા ભાગમાં જમણા પગની પાની રાખી, જાંઘ ઉપર બન્ને હાથનાં તળીયાં રાખી આંગળાં પહોળાં કરવાં ને મોઢું


[ આકૃતિ ૧૨ ] સિંહાસન

કાઢી જીભ બહાર કાઢી સ્થિર દૃષ્ટિથી જોયા કરવું તે સિંહાસન છે. એ આસન વડે મૂલબંધ,* ઉડ્ડિયાન બંધ ને જાલંધરબંધ સિદ્ધ થાય છે, શરીરનું બળ વધે છે ને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે. પગની સ્થિતિ સિંહાસનની પેઠે રાખી, બન્ને હાથના પંજા બન્ને ઢીંચણની બહાર ભૂમિ પર ખોડી, શરીર નમાવી, મ્હોં કાડી, જીભને અર્ધી બહાર કાઢી, આંખો સારી રીતે ઉઘાડી રાખી સ્થિર થવું તે વ્યાઘ્રાસન.

**સ્વસ્તિકાસન**—બન્ને સાથળની નીચેના ભાગની તથા બન્ને પિંડીઓની વચ્ચે બન્ને પગના ફણા, કરી શરીરને સીધુ રાખી બેસવુ તે સ્વસ્તિકાસન કહેવાય છે. આ આસન જપાદિમા ઉપયોગી અને શરીરને નીરોગી રાખનારૂં છે.


[ આકૃતિ ૧૩ ] સ્વસ્તિકાસન

**ભૂજંગાસન**—ઉંધા સૂઈ, પગના અંગુઠાથી નાભિપર્યંતનો ભાગ ભૂમિને સ્પર્શ કરેલો રાખી નાભિથી ઉપરનો માથા પર્યંતનો ભાગ, બન્ને કરતલ નાભિને બન્ને પડખે પૃથ્વી પર એમી ઉંચો રાખવો તે ભૂજંગાસન કહેવાય છે તે આસનથી કુંડલિની જાગ્રત થાય છે, જઠરાગ્નિ વૃદ્ધિ પામે છે અને શરીરમાંના વ્યાધિઓનું શમન થાય છે.

* જુઓ 'મુદ્રાઓ' વિષેનો પરિચ્છેદ



[ આકૃતિ ૧૪ ] ભૂજંગાસન.

**આસન સંબંધી વિશેષ સૂચના**—આસન કર્યા પછી હાથ, પગ, છાતી અને મસ્તક બહુ જરૂર સિવાય કંપવા દેવાં નહિ. પોતાના સામર્થ્યને અનુસરતું આસન કરવું. તે વખતે આપણી પાસે સદ્‌ગુરુ, સત્પુરુષ, અથવા ઇષ્ટ દેવતા અધિષ્ઠિત છે એમ કલ્પીને તેને ભક્તિપૂર્વક નમન કરવું. પછી પૂર્વાભિમુખ બેસીને આસનના અભ્યાસનો પ્રારંભ કરવો. જે જગ્યાએ બેસવાનું હોય તે જગ્યાને ધૂપ વગેરેથી સુગંધિત કરવી. જે આસન પર બેસવાનું હોય તે બહુ ઉંચું અથવા નીચું પણ ન હોવું જોઈએ. બેસવાને માટે ઊનનું વસ્ત્ર, મૃગચર્મ અથવા વ્યાઘ્રચર્મ જોઈએ. કાંતો સ્હવારે અથવાતો સાંજે એક વખત આસનનો અભ્યાસ કરવો. આસનનો અભ્યાસ ચાલુ હોય ત્યાંસુધી મિતાહાર કરવો. બની શકે તો મધ્યાહ્‌ન પછી એક જ વાર આહાર કરવો. જરૂર જણાય તો રાત્રે થોડું દૂધ પીવું. આસનસિદ્ધિ થાય ત્યાંસુધી મન, વાણી અને શરીરથી બ્રહ્મચર્ય પાળવું.

**આસનના સામાન્ય લાભો**—આસનનો અભ્યાસ કરવા ઇચ્છનારે તે આસનો જેણે સાધ્ય કર્યા હોય તેની પાસેથી બરાબર સમજી લઈને કરવાં એ વધારે સારૂં છે. આસનસિદ્ધિ થવાથી ટાઢ, તડકો, ક્ષુધા, તૃષા, હર્ષ, શોક વગેરે મનોવિકાર પીડા કરી શકતા નથી. પંચ પ્રાણવાયુની ગતિ તેમ જ રૂધિરાભિસરણ યથાયોગ્ય રીતે ચાલી શકે છે. તમોગુણનો નાશ થઇને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે. ચાંચલ્યરૂપ રજોગુણની શાન્ત વૃત્તિથી ઇંદ્રિયોનો બાહ્ય વેગ શિથિલ થઇને અંતઃકરણ શાન્ત તથા નિર્મળ રહે છે.

## પરિચ્છેદ ૮ મો.

### પ્રાણાયામ.

**પ્રાણાયામ એટલે શું?**—મુખ્ય પ્રાણને સર્વ બાજુથી રોકવો તે જ પ્રાણાયામ કહેવાય છે. મુખ્ય પ્રાણના બાહ્ય વેગનો નિરોધ થયાથી ઇંદ્રિયો તથા અંતઃકરણ જેને ગૌણ પ્રાણ કહેવામાં આવે છે તેમાંના બાહ્ય વેગનો પણ આ પ્રાણાયામ ક્રિયાથી નિરોધ થઈ શકે છે.

**પ્રાણાયામના અભ્યાસ પૂર્વે**—આસનનો ન્યૂનાધિક અભ્યાસ કર્યા સિવાય પ્રાણાયામનો અભ્યાસ કરવાથી તેમાં મુદ્રા આવતી તો દૂર રહી પરન્તુ તેથી ઉલટું શરીરમાં રોગનો ઉદ્ભવ થવાનો સંભવ રહે છે; માટે આસનનો અભ્યાસ સારી પેઠે આગળ વધ્યા પછી જ પ્રાણાયામમાં આગળ વધવું. એ અભ્યાસ શરૂ કર્યા પૂર્વે આહારવિહાર પરિમિત કરવા, તથા મનસા, વાચા, કર્મણા બ્રહ્મચર્ય સેવવું.

**પ્રાણાયામના પ્રકાર**—પ્રાણાયામના એકંદર ૧૧ પ્રકાર છે. (૧) અનુલોમ, (૨) વિલોમ, (૩) સ્વાભાવિક, (૪) સૂર્યભેદન, (૫) ચન્દ્રભેદન, (૬) ઉજ્જાયી, (૭) સીત્કારી, (૮) શીતલી, (૯) ભસ્ત્રિકા, (૧૦) ભ્રામરી, (૧૧) મૂર્ચ્છાઃ તેમાંના અનુલોમ, વિલોમ, સ્વાભાવિક, ઉજ્જાયી અને ભસ્ત્રિકા એ યોગસાધકને વધારે ઉપયોગી છે.

**પ્રાણાયામ કરવાની રીત**—પ્રસન્ન ચિત્તથી શુદ્ધ હવાવાળે સ્થળે એક ઓરડામાં અથવા ખુલ્લી જગ્યામાં પદ્માસન કરીને પૂર્વાભિમુખે બેસી ઈષ્ટદેવતાને પ્રણામ કરી જમણા હાથની પહેલી-બીજી આંગળીઓ અંગૂઠાના મૂળમાં રાખીને તે હાથની અનામિકા તથા ટચલી આંગળીથી ડાબી નાસિકા બંધ કરી જમણી નાસિકાથી ધીમે ધીમે શ્વાસ છોડવો. પછી કેટલીક વારે જમણી નાસિકા એ જ રીતે બંધ કરીને શ્વાસ ડાબી નાસિકાથી ધીમે ધીમે એકથી સોળસુધી ગણતાં જેટલી વાર થાય તેટલી વારમાં ખેંચવો. એકથી ચોસઠ ગણતાં જેટલી વાર થાય તેટલી વાર અથવા યથાશક્તિ કાળસુધી વાયુને ઉદરમાં રૂંધી રાખવો. પછી પેટ ફુલાવીને નાભીની બાજુથી વાયુ ઉપર ખેંચી જમણી નાસિકા પરથી આંગળી ઉઠાવી તે માર્ગે વાયુને એકથી બત્રીસ ગણતાં થાય તેટલી વારમાં ધીમે ધીમે બહાર કાઢવો. પુનઃ એ જ પ્રમાણે જમણી નાસિકાથી વાયુને અંદર ખેંચી ઉદરમાં તેને ફેરવી પુનઃ તેને ડાબી નાસિકાથી બહાર કાઢવો. વાયુને અંદર લેવાની ક્રિયા પૂરક, રૂંધવાની ક્રિયા કુંભક

અને બહાર કાઢવાની ક્રિયા રેચક કહેવાય છે. જે નાડીદ્વારા પૂરક કરવામાં આવે તે દ્વારા રેચક કરવો નહિ પરન્તુ જે નાડીથી રેચક કર્યો હોય તે નાડીથી પૂરક કરવામાં હરકત નથી. રેચક ધીમે ધીમે કરવો. પૂરક ધીમે ધીમે અથવા સાધકની ઇચ્છા પ્રમાણે કરી શકાય. પ્રાણાયામ સવારે, બપોરે ને સાંજે-દિવસમાં ત્રણ વાર પાંચથી નેવું અણુતાંસુધીના કાળ માટે કરી શકાય છે. એ પ્રમાણે ત્રણ માસ અથવા તેથી વધારે કાળ આ અનુલોમ અને વિલોમ પ્રાણાયામનો અભ્યાસ કરવાથી સાધકની સુષુમ્ણા નાડીમાંના કશાદિ મળ દૂર થાય છે અને નાડી સાફ થાય છે. પ્રાણાયામ કરતાં જો ઘામ લાગવા માંડે તો કનિષ્ઠ પ્રકાર, શરીરમાં કંપ છૂટે તો મધ્યમ પ્રકાર અને પ્રાણવાયુ બ્રહ્મરંધ્રમાં સ્થિર થાય તો સર્વોત્કૃષ્ટ પ્રકાર સમજવો. પ્રાણાયામ કરતી વખતે નિદ્રા, ચિત્તભ્રમણ, રોમાંચ, કંઠનાદ, ઘંટાનાદ થાય, વચમાં અંગ થરથરે, ચમત્કારિક શબ્દ સંભળાય, મૂર્છાનો પ્રાદુર્ભાવ ન થાય તો અભ્યાસ ઉત્તમ પ્રકારે થાય છે એમ સમજવું. પંદર સેકંડ પૂરક, એક મિનિટ કુંભક અને અર્ધી મિનિટ રેચક કરતાં આવડે એટલે પ્રાણાયામ ઉત્તમ રીતે કરી શકાશે એમ સમજવું.

**કુંભકના ભેદ**—ઉપર અનુલોમ-વિલોમ પ્રાણાયામ અથવા કુંભકના ભેદ સમજાવવામાં આવ્યા છે. નાસિકાને દાબ્યા વિના પ્રાણવાયુને ખેંચી રૂંધવો ને છોડવો-જેમ દરેક પ્રાણી સ્વાભાવિક રીતે કરે છે, તે સ્વાભાવિક કુંભક છે. જમણી નાસિકાથી વાયુને અંદર ખેંચી, રૂંધી, ડાબી નાસિકાથી તેને છોડવો તે સૂર્યભેદન કુંભક કહેવાય છે. તેથી ઉદરસ્થ વાયુના દોષ મટે છે, કૃમિરોગ નાશ પામે છે અને મસ્તક શુદ્ધ થાય છે. મ્હોં બંધ કરી બેઉ નાસિકાથી શ્વાસ ખેંચી રૂંધવો અને ડાબી નાસિકાથી તેને ધીરે ધીરે છોડવો તે ઉજ્જાયી કુંભક કહેવાય છે. તેથી સળેખમ, નાડીવિકાર, ઉદરવિકાર તથા ધાતુના રોગ નાશ પામી જઠરાગ્નિ બળવાન થાય છે. બેઉ નાસિકા બંધ કરી જીભને અર્ધ ગોળાકારે રાખી મુખદ્વારા ખેંચવો અને તેને રૂંધીને બેઉ નાસિકાથી છોડવો તે સીત્કારી કહેવાય છે. તેથી આળસ, નિદ્રા તથા અશક્તિ નાશ પામી શરીર તથા બુદ્ધિનું બળ વધે છે. બેઉ નાસિકાને બંધ કરી જીભને હોઠની બહાર કાઢી પવનને ખેંચી, રૂંધી, બેઉ નાસિકાથી તે છોડવો તે શીતલી કુંભક કહેવાય છે. તેથી ગોળો, બરોલ, તાવ અને પિત્તવિકાર નાશ પામે છે. અર્ધ પદ્માસન અને મૂલબંધ કરી ડાબી નાસિકાથી પવનને બહાર કાઢી, પુનઃ તે જ નાસિકાથી પવનને અંદર ખેંચી



[ આકૃતિ ૧૨ ] સિંહાસન

કાઢી જીભ બહાર કાઢી સ્થિર દૃષ્ટિથી જોયા કરવું તે સિંહાસન છે. એ આસન વડે મૂલબંધ,* ઉડ્ડિયાન બંધ ને જાલંધરબંધ સિદ્ધ થાય છે, શરીરનું બળ વધે છે ને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે. પગની સ્થિતિ સિંહાસનની પેઠે રાખી, બન્ને હાથના પંજા બન્ને ઢીંચણની બહાર ભૂમિ પર ખોડી, શરીર નમાવી, મ્હોં ફાડી, જીભને અર્ધી બહાર કાઢી, આંખો સારી રીતે ઉઘાડી રાખી સ્થિર થવું તે વ્યાઘ્રાસન.

સ્વસ્તિકાસન—બન્ને સાથળની નીચેના ભાગની તથા બન્ને પિંડીઓની વચ્ચે બન્ને પગના ફણા, કરી શરીરને સીધું રાખી બેસવું તે સ્વસ્તિકાસન કહેવાય છે. આ આસન જપાદિમાં ઉપયોગી અને શરીરને નીરોગી રાખનારૂં છે.



[ આકૃતિ ૧૩. ] સ્વસ્તિકાસન.

ભૂજંગાસન—ઉંધા સુઈ, પગના અંગુઠાથી નાભિપર્યંતનો ભાગ ભૂમિને સ્પર્શ કરેલો રાખી નાભિથી ઉપરનો , માથા પર્યંતનો ભાગ, બન્ને કરતલ નાભિને બન્ને પડખે પૃથ્વી પર ખેંચી ઉંચો રાખવો તે ભૂજંગાસન કહેવાય છે. તે આસનથી કુંડલિની જાગ્રત થાય છે, જઠરાગ્નિ વૃદ્ધિ પામે છે અને શરીરમાંના વ્યાધિઓનું શમન થાય છે.

* જુઓ 'મુદ્રાઓ' વિષેનો પરિચ્છેદ



[ આકૃતિ ૧૪ ] ભુજંગાસન.

**આસન સંબંધી વિશેષ સૂચના**—આસન કર્યા પછી હાથ, પગ, છાતી અને મસ્તક બહુ જરૂર સિવાય કંપવા દેવાં નહિ. પોતાના સામર્થ્યને અનુસરતું આસન કરવું. તે વખતે આપણી પાસે સદ્‌ગુરુ, સત્પુરુષ, અથવા ઇષ્ટ દેવતા અધિષ્ઠિત છે એમ કલ્પીને તેને ભક્તિપૂર્વક નમન કરવું. પછી પૂર્વાભિમુખ બેસીને આસનના અભ્યાસનો પ્રારંભ કરવો. જે જગ્યાએ બેસવાનું હોય તે જગ્યાને ધૂપ વગેરેથી સુગંધિત કરવી. જે આસન પર બેસવાનું હોય તે બહુ ઉંચું અથવા નીચું પણ ન હોવું જોઈએ. બેસવાને માટે ઊનનું વસ્ત્ર, મૃગચર્મ અથવા વ્યાઘ્રચર્મ જોઈએ. કાંતો રહનારે અથવાતો સાંજે એક વખત આસનનો અભ્યાસ કરવો. આસનનો અભ્યાસ ચાલુ હોય ત્યાંસુધી મિતાહાર કરવો. બની શકે તો મધ્યાહ્ન પછી એક જ વાર આહાર કરવો. જરૂર જણાય તો રાત્રે થોડું દૂધ પીવુ આસનસિદ્ધિ થાય ત્યાંસુધી મન, વાણી અને શરીરથી બ્રહ્મચર્ય પાળવું.

**આસનના સામાન્ય લાભો**—આસનનો અભ્યાસ કરવા ઇચ્છનારે તે આસનો જેણે સાધ્ય કર્યાં હોય તેની પાસેથી બરાબર સમજી લઈને કરવાં એ વધારે સારૂં છે. આસનસિદ્ધિ થવાથી ટાઢ, તડકો, ક્ષુધા, તૃષા, હર્ષ, શોક વગેરે મનોવિકાર પીડા કરી શકતા નથી. પંચ પ્રાણવાયુની ગતિ તેમ જ રુધિરાભિસરણ યથાયોગ્ય રીતે ચાલી શકે છે. તમોગુણનો નાશ થઇને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે. શાંતસ્વરૂપ રજોગુણની શાન્ત વૃત્તિથી ઇંદ્રિયોનો બાહ્ય વેગ શિથિલ થઇને અંતઃકરણ શાન્ત તથા નિર્મળ રહે છે.

વારંવાર એ રીતે રેચક–પૂરક કરી, કેટલીક વારે કુંભક કરવો અને ત્યાર-પછી જમણી નાસિકાથી એ જ રીતે રેચક–પૂરક કરી કુંભક કરવો, અને ડાબી નાસિકાથી વાયુને છોડવો, એ ભસ્ત્રિકા કુંભક કહેવાય છે. તેથી કફ, પિત્ત અને વાયુના દોષો નાશ પામી જઠરાગ્નિની વૃદ્ધિ થાય છે. આ કુંભક સારી રીતે કરી શકનાર કુંડલિનીને જાગ્રત પણ કરી શકે છે. ડાબી નાસિકાથી ભ્રમરના જેવા નાદ સહિત પવનને ખેંચી, રૂંધી, જમણી નાસિકાથી ભ્રમરના જેવા નાદ સહિત બહાર કાઢવો તે ભ્રામરી કહેવાય છે. તેથી ચિત્તની ચંચળતાનો નાશ થાય છે. પદ્માસને બેસી, ઈડા-વડે પૂરક કરી, તેને અંતે દૃઢ જાલંધર બંધ કરવો. પછી બેઉ હાથના અંગુઠાથી બેઉ કાન, બેઉ તર્જનીથી બેઉ આંખો, બેઉ મધ્યમાથી બેઉ નાક અને બાકીની આંગળીઓથી મ્હોં-બંધ કરી કુંભક કરવો અને ધીરે ધીરે જાલંધર બંધ સહિત જમણી નાસિકાથી રેચક કરવો. તે મૂર્છા કહેવાય છે. તેથી ચિત્તનું ચાંચલ્ય નાશ પામે છે. અર્ધ પદ્માસને બેસી છાતી બહાર કાઢી, બેઉ હાથ ઉંચા કરી, હાથના અંગુઠાને બીડી, પૂરક કરીને સ્થિર થઈ સૂવું તે પ્લાવિની કુંભક કહેવાય છે. તેથી શરીરમાં શીતલતા ઉત્પન્ન થાય છે.

**પ્રાણાયામ સંબંધી વિશેષ સૂચના**—પ્રાણાયામ કરતી વેળાએ નેત્ર અર્ધમિલિત અને દૃષ્ટિ નાસિકાગ્ર રાખવી અથવા નેત્ર તદ્દન બંધ રાખવાં. પૂરક કરતી વેળાએ સાધકે પોતાની બધી ઇચ્છાઓ ચન્દ્રાકા-રમાં લાવવી. કુંભક સમયે પોતાની અંતઃકરણની વૃત્તિ હૃદયમાં અથવા નાભીના આંતર ભાગમાં–બ્રહ્મમાં સ્થિર કરવી રેચક સમયે વૃત્તિને બ્રહ્મમાં સ્થિર રાખવી પ્રાણવાયુ સુષુમ્ણા નાડીમાં પ્રવેશ કરે છે, તેથી મન અત્યંત સ્થિર થાય છે ત્યારે તે અવસ્થાને મનોન્મની અથવા ઉન્મની અવસ્થા કહેવામાં આવે છે. કુંભકમાં જેમ જેમ વૃદ્ધિ થતી જાય તેમ તેમ પ્રાણાયામ વધારે સફળતાને પામે છે. વારવાર રેચક કરવાથી ઉદરરોગ દૂર થાય છે, અને કફની નિવૃત્તિ થાય છે. પૂરકથી શરીરને પુષ્ટિ મળે છે તથા સર્વ વ્યાધિનો નાશ થાય છે. કુંભકથી હૃત્પદ્મનો વિકાસ થાય છે અને સુષુમ્ણામાંની ગ્રંથીનો ભેદ થઈને મનોબળ વૃદ્ધિ પામી મન સ્થિર થાય છે. પ્રાણવાયુ નાભિમાં સ્થિર થવાથી જ્વરાદિનો નાશ થાય છે, કંઠસ્થિત થવાથી ક્ષુધા–તૃષાની પીડા થતી નથી અને કપાળમાં સ્થિત થવાથી ક્રોધની નિવૃત્તિ થાય છે.

પરિચ્છેદ ૯ મો.

---

## દેહાંતર શુદ્ધિની ક્રિયાઓ.

**ક્રિયાઓના પ્રકાર**—દેહાંતર શુદ્ધિની અથવા મળનિવારણની ક્રિયાઓના પ્રકાર કેટલાક યોગીઓ આઠ જણાવે છે અને કેટલાક ૭ જણાવે છે. ધોતિ, બસ્તિ, નેતિ, ત્રાટક, નૌલિ અને કપાલભાતિ એ ૭ પ્રકાર છે અને બ્રહ્મદાતણ તથા ગજકરણી એ બે પ્રકારો ઉમેરતાં આઠ થાય છે. અન્ય રીતે ગણતાં બ્રહ્મદાતણ અને ગજકરણી એ ધોતિના પ્રકારો પણ છે. જે મનુષ્યના શરીરમાં મેદ અથવા શ્લેષ્મ કફ વધારે હોય તેણે પ્રાણાયામનો અભ્યાસ કર્યાં પૂર્વે નેતિ, ધોતિ, બસ્તિ ઇત્યાદિ દેહાંતર શુદ્ધિની ક્રિયા કરવી હિતાવહ છે. આમાં પણ ત્રાટક અને કપાલભાતિ એ બે પ્રકાર સામાન્ય જનોને માટે વિશેષ હિતાવહ છે.

**ધોતિ**—ધોતિ ચાર પ્રકારની છે: (૧) આંતરધોતિ, (૨) દંતધોતિ, (૩) હૃદ્ધોતિ અને (૪) મૂલશોધન. પુનઃ આંતરધોતિ ચાર પ્રકારની છે: વાતસાર, વારિસાર, વહ્નિસાર અને બહિષ્કૃત.

મુખને કાગડાની ચાંચના આકારનું કરીને ધીરે ધીરે વાયુનું પાન કરી પેટમાં તેને ચલાવી–ફેરવી પછી ધીરે ધીરે તેને મ્હોંથી બહાર કાઢવો તે વાતસાર કહેવાય છે. તે રોગનો નાશ કરી દેહની અગ્નિને વધારનારો છે. મુખથી ધીરે ધીરે કંઠસુધી પાણી પીને પછી તેને પેટમાં ફેરવી ગુદાવાટે બહાર કાઢી નાંખવું તે વારિસાર કહેવાય છે. તેથી દેહ નિર્મળ થાય છે. ડુંટીને સો વાર મેરૂપૃષ્ટમાં લગાવવી એટલે પેટને એવું સંકોચવું કે જેથી ડુંટી બરડાની કરોડને અડી જાય તે વહ્નિસાર ધોતિ કહેવાય છે. તેથી પેટના રોગ દૂર થાય છે અને જઠરાગ્નિ વધે છે. પહેલાં કાગડાની ચાંચ જેવું મ્હોં કરી તેથી વાયુનું પાન કરવું કે જેથી પેટ ભરી જાય. તે પવનને દોઢ કલાક પેટમાં રાખીને પછી ગુદાદ્વારા બહાર કાઢવો તે બહિષ્કૃત કહેવાય. જ્યાંસુધી અર્ધાં પ્રહરસુધી શ્વાસ રોકતાં ન આવડે ત્યાંસુધી સાધકે બહિષ્કૃત આંતરધોતિનો પ્રયોગ કરવો નહિ.

દંતધોતિ પાંચ પ્રકારની છે: દાંતના મૂળને, જીભના મૂળને, કાનના બેઉ છિદ્રોને અને કપાળના છિદ્રને ધોવાં તે. ખેરસારની ભૂકીથી અથવા ચોખ્ખી સૂકી માટીથી દાંતના મૂળને એવી રીતે ઘસવાં કે જેથી તે પરનો મેલ દૂર થઈ જાય, તેથી દંતધોતિ થાય છે. તેથી દાંતનું રક્ષણ થાય છે.

તર્જની, મધ્યમા અને અનામિકા એ ત્રણ આંગળીઓ ગળાની અંદર નાખીને જીભના મૂળને વારંવાર ઘસવાથી ધીરે ધીરે જે કાંઇ કફનો દોષ હોય છે તે બહાર નીકળી જાય છે. પછી તે ત્રણે આંગળીઓને માખણ લગાડીને જીભના નીચેના મૂળ ઉપર ઘર્ષણ કરવું તથા જીભને અગ્રભાગે પકડીને ધીરે ધીરે ખેંચવી કે જેથી જીભનું દોહન થાય. એમ કરવાથી જીભ લાંબી થાય છે અને પરિણામે વૃદ્ધાવસ્થા દૂર જાય છે. તર્જની અને અનામિકાથી કાનના બેઉ છેદને રોજ શુદ્ધ કરવાથી એક પ્રકારનો વિશુદ્ધ નાદ પ્રકટ થયા કરે છે. આ કર્ણધૌતિ કહેવાય છે. જમણા હાથના અંગુઠાને રોજ સવારે ભોજન પછી અને સુર્યાસ્ત સમયે કપાલરંધ્રમાં અર્થાત્ મસ્તકની વચ્ચેના અને કપાલની પાછળના ભાગમાં ઘસવો તે કપાલરંધ્ર ધૌતિ કહેવાય છે. તેથી કફ દૂર થાય છે, નાડીઓ નિર્મળ થાય છે અને દૃષ્ટિ દિવ્ય થાય છે.

હૃદ્ધૌતિ અર્થાત્ હૃદયને સાફ કરવાનો વિધિ ત્રણ પ્રકારનો છે. દંડધૌતિ, વમનધૌતિ અને વસ્ત્રધૌતિ. કેળાની લૂમનો વચ્ચેનો દંડ અથવા વડવાઇનો દંડ અંગૂઠા જેવડો જાડો લઇને તેને સાફ તથા લીસો બનાવવો. તેને એક છેડે ઝીણો સાફ કૂચો કરવો અને તેને ધોઈ નાંખવો. પછી ઊભડક બેસીને તેને ગળાવાટે પ્રવેશ કરાવવો. શ્વાસ ધીમો પાડવાની જરૂર પડે તો તેમ કરવું. શ્વાસનળ દંડને અંદર જતો અટકાવે તો પણ ગભરાવું નહિ પણ ધીરે ધીરે દંડને અંદર ઉતારવો. પ્રથમ જરા ઉલટી થવા જેવું લાગે તોપણ ગભરાવું નહિ. પછી ધીરે ધીરે દંડને બહાર કાઢવો. એથી કફ પિત્તાદિ મળ નાશ પામે છે. આ પ્રયોગ કરનારે પ્રારંભમાં કફ ઉત્પન્ન કરનારી વસ્તુઓ ખાવી નહિ. એ દંડ ધૌતિ કહેવાય છે. ભોજનાંતે કંઠસુધી જળ પીને પછી થોડી વારસુધી ઉપર જોઇ રહી પછી થોડી વારે જળને વમન કરી નાંખવું તે વમનધૌતિ કહેવાય છે. તેથી પિત્તદોષ નાશ પામે છે. એને ગજકરણી પણ કહે છે. ચાર હાથ લાંબો (કેટલાક ૧૫ હાથ લાંબો પણ વાપરી શકે છે.) અને ચાર-છ આંગળ પહોળો મલમલનો કકડો લેવો અને પાણીથી સારી પેઠે ધોઈને શુદ્ધ કરવો. પછી તેને દંડધૌતિની રીતે મુખદ્વારા ધીરે ધીરે ચાવતા જઈને ગળવો. પ્રારંભમાં ઉલટી જેવું લાગે



[આકૃતિ ૫] દંડધૌતિ વા બહુદાતણ.

તો ગરમ ઉકાળાનું સેવન કરવું. પહેલાં દૂધમાં પલાળેલી ધોતિ ઉતારતાં શીખવું, પછી પાણીમાં પલાળેલી ચાલશે અને છેવટે સૂકી ધોતિ પણ ઉતારી શકાશે. ધોતિ પેટમાં ગયા પછી પેટને સારી પેઠે હલાવવું. ધોતિનો બીજો છેડો દાઢની વચ્ચે મજબૂત દબાવી રાખવો, નહિતો પેટમાં ઉતરી જશે તો તેને કાઢવાનું મુશ્કેલ થઈ પડશે. પછી ધોતિને હાથવડે ધીરે ધીરે બહાર ખેંચવી. તેને કફાદિ મળ લાગેલો જણાઈ આવશે. આ વસ્ત્રધોતિથી ઉદરના રોગો, કફ, બરોળ, વગેરે નાશ પામે છે.

મળત્યાગ કર્યા પછી નેતરના નાના ટુકડાવડે અથવા મધ્યમા-વડે ગુદામાંનો મળ સાફ કરી નાંખવો અને તેને જળથી ધોઇ નાંખવો તે મૂલશોધન ધોતિ કહેવાય છે. તેથી અપાનની ક્રૂરતા નાશ પામે છે.

બસ્તિ—દુંટીસુધી ઉંડા પાણીમાં ઉત્કટાસને બેસી ગુદાને સંકોચવી તથા ફેલાવવી તે બસ્તિ કહેવાય છે. પરન્તુ શરૂઆતમાં ગુદામાં પાણીનો પ્રવેશ કરાવવામાં વાંસની પાંચ-છ આંગળની નળી લઇને તેને સુંવાળી કરી ગુદા દ્વારમાં ચાર આંગળ જેટલી પ્રવેશ કરાવવી જોઇએ અને પછી ગુદાનું આકુંચન કરવાથી તેમાં ધીરે ધીરે પાણી ચડવા લાગે છે. [જુઓ આકૃતિ ૧૬] જળનો અંદર પ્રવેશ થયા પછી પેટના નળને સારી પેઠે હલાવવા અને પછી પાણી છોડી દેવું. જળનો કાંઇ ભાગ અંદર રહી ગયો હોય તે મયૂરાસન કરીને કાઢી નાંખવો. એનીમા નામના યંત્રથી પણ બસ્તિકર્મ થાય છે અને મળાશયમાંનો મળ પાણીદ્વારા ડાક્તરો સાફ કરે છે એ જાણીતી વાત છે. ધોતિ અને


[આકૃતિ ૧૬] ઉત્કટાસન સાથે બસ્તિ.

બસ્તિકર્મ હમેશાં જમ્યા પહેલાં કરવાં અને તે કર્યા પછી થોડી વિશ્રાન્તિ લઇ જમવું. તેથી ગોળો, બરોળ, અન્ત્રવિકાર અને પિત્ત કફથી થએલા રોગો દૂર થાય છે.

નેતિ—ચીકણા અને પાતળા દોરા લઇ નાસિકાદ્વારા ચડાવી મુખમાંથી બહાર કાઢવા તે નેતિ નામની ક્રિયા કહેવાય છે. એ ત્રણ હાથ લાંબું દશ કે પંદર તારનું સુતર લેવું. સુતરના અર્ધ ભાગને મીણ પાઇ સુંવાળું કરવું. પછી એ મીણ પાએલા છેડાની અણી એક નસકોરામાં ઘાલી બીજા નસકોરાને દાબી પૂરક પ્રાણાયામ કરતાં એ છેડાને અંદર ઘાલતાં જવું. પછી મુખથી વાયુનું રેચન કરવું એટલે સારી પેઠે અભ્યાસ કરવાથી મુખમાં સુતરનો અગ્ર ભાગ આવી જાય છે, એ જ રીતે સુતરનો બીજો છેડો બીજી નાસિકામાં ઘાલીને પણ મુખદ્વારા કાઢી શકાય છે. આ અભ્યાસ ઘણો કિલષ્ટ છે અને બહુ યત્ન કરતાં છતાં કેટલીક વાર સિદ્ધ થતો નથી. તેથી નાસિકા, કપાલ અને સ્કંધના સાંધા શુદ્ધ થાય છે.

નૌલિ—બેઉ ખાંધને નમાવી બેઉ હાથને ઢીંચણ પર રાખી, ઉભા રહીને, (અથવા બેઉ હાથને ઘુંટણ પર ટેકો આપતાં બેસીને) જળની ઘુમરી સમાન વેગથી પોતાના પેટનું દક્ષિણ અને વામ ભાગથી ભ્રમણ કરે તે નૌલિ ક્રિયા કહેવાય છે. નળ છૂટા હોય તે આ ક્રિયા સારી ત્વરાથી કરી શકે છે. તેથી મંદાગ્નિ નાશ પામે છે અને આમાશયના રોગ દૂર થાય છે.



[આકૃતિ ૧૭] નૌલિ (બેસીને).

ત્રાટક—એકાગ્ર ચિત્તથી અને નિશ્ચલ દૃષ્ટિથી સૂક્ષ્મ લક્ષ્યને અર્થાત્ કોઇ નાની ચીજને જ્યાંસુધી આંખમાંથી અશ્રુપાત ન થાય ત્યાંસુધી

જુએ તે ત્રાટક કહેવાય છે. તેથી આંખોના રોગો દૂર થાય છે. ચિત્રમાં દર્શાવ્યા મુજબ સામે દર્પણ રાખી દર્પણ માંના પોતાના પ્રતિબિંબમાં કપાળ પરના ચાંલ્લા સામે દૃષ્ટિ સ્થિર રાખવાથી પણ ત્રાટકની કેળવણી મળે છે.



[ આકૃતિ ૧૮ ] ત્રાટક.

કપાલભાતિ—અર્ધ પદ્માસને બેસી લોહારની ધમણની પેઠે સંભ્રમથી અર્થાત્ એક વાર અત્યન્ત ઉતાવળથી રેચક—પુરક પ્રાણાયામ કરવો એ કપાલભાતિ કહેવાય છે. ઈડાથી પૂરક કરી પિંગલાથી રેચક કરે તે વાતક્રમ કપાલભાતિ કહેવાય છે; નાકથી પાણી ખેંચી મુખથી છોડે અથવા મુખથી પાણી ખેંચી નાકથી છોડે તે વ્યુત્ક્રમ કપાલભાતિ કહેવાય છે. મુખથી સીત્કાર કરી પાણી પીએ અને નાકથી છોડી દે તે શીતક્રમ કપાલભાતિ કહેવાય છે. આ કપાલભાતિ કફના સર્વ વિકારોને દૂર કરે છે.

---

## પરિચ્છેદ ૧૦ મો.

---

## મુદ્રાઓ.

(૧) મહામુદ્રા—ડાબા કે જમણા પગની પાનીથી ગુદા અને ઉપસ્થ-ઇંદ્રિયની મધ્યના ભાગને બરાબર દબાવીને જમણો કે ડાબો પગ, તેની પાની ભૂમિને અડે એવી રીતે સીધો લાંબો કરવો, અને તેની આંગળીઓ ઉંચી રાખી તે પગના અંગુઠાને જમણા કે ડાબા હાથના

અંગુઠા તથા તર્જની આંગળીથી પકડી રાખવો. પછી ચંદ્રથી કે સૂર્યથી પૂરક પ્રાણાયામ કરી કંઠમાં જાલંધર બંધ કરીને ડાબા કે જમણા હાથના અંગુઠાને તર્જની આંગળીથી લાંબા કરેલા પગના અંગુઠાને પકડી વાયુને ઉપર સુષુમ્ણામાં ધારણ કરવો. આમ કરવાથી મૂલબંધ પણ થાય છે. યોનિસ્થાનને દબાવવાથી અને જિહ્વા બંધ કરવાથી કુંડલિની પોતાનો સર્પાકાર તજી સીધી થઇ જાય છે અને સુષુમ્ણામાં પ્રાણનો પ્રવેશ પણ થાય છે. પછી તે રૂંધેલા વાયુને ધીમે ધીમે રેચક કરી બહાર કાઢવો. ચંદ્રાંગ એટલે જમણા નાસાપુટમાં પ્રથમ અભ્યાસ કરીને પછી સૂર્યાંગ એટલે જમણા નાસાપુટમાં અભ્યાસ કરવો. બન્ને ભાગમાં સરખા કુંભક થાય ત્યારે મહામુદ્રાનો અભ્યાસ તે સમય માટે છોડી દેવો. આરંભમાં દશ-દશ કુંભક કરી પછી હમેશાં તેમાં યથાશક્તિ વધારો કરી છેવટે સો સો કુંભક કરવા. ડાબા પગની પાનીને યોનિસ્થાનમાં લગાડી જમણો પગ સીધો લાંબો કરી તેના અંગુઠાને જમણા હાથની તર્જની આંગળી તથા અંગુઠાથી પકડી દૃષ્ટિ ભ્રૂકુટિમાં રાખી, ડાબા નાસાપુટદ્વારા પૂરક પ્રાણાયામ કરી પછી જાલંધર બંધ કરવો અને ડાબા હાથના અંગુઠા તથા તર્જનીવડે પણ જમણા પગના અંગુઠાને પકડવો. કુંભક કાળે મંત્રો મનમાં ભણવા. પછી ડાબો હાથ ઉપાડીને તે હાથના અંગુઠાવડે ડાબું નાસાપુટ દબાવી જમણા નાસાપુટદ્વારા ધીરે ધીરે રેચક પ્રાણાયામ કરવો. આ ચંદ્રાંગનો અભ્યાસ કહેવાય છે. એથી ઉલટી રીતે એટલે જમણા પગની પાનીને યોનિસ્થાનમાં લગાવી, ડાબો પગ લાંબો કરી, તેના અંગુઠાને ડાબા હાથની તર્જની તથા અંગુઠાથી પકડી દૃષ્ટિ ભ્રૂકુટીમાં રાખી જમણા નાસાપુટદ્વારા પૂરક કરી પછી જાલંધર બંધ કરવો અને જમણા હાથના અંગુઠા તથા તર્જનીવડે પણ ડાબા પગના અંગુઠાને પકડવો; પછી જમણો હાથ ઉપાડી લઇ તે હાથના અંગુઠાવડે જમણું નાસાપુટ દબાવી ડાબા નાસાપુટદ્વારા ધીરે ધીરે રેચક પ્રાણાયામ કરવો. આ સૂર્યાંગનો અભ્યાસ કહેવાય છે.

(૨) મહાબંધ મુદ્રા—ડાબા પગની પાની યોનિસ્થાનમાં લગાડીને જમણો પગ ડાબા પગના સાથળ પર રાખવો ને તે જમણા પગના ઢીંચણ પર જમણા હાથનો પંજો સારી રીતે બરાબર દૃષ્ટિ ભ્રૂકુટીમાં રાખી પછી ડાબા હાથની આંગળીઓથી જમણું નાસાપુટ દબાવી ડાબા નાસાપુટથી પૂરક કરી પવનને શરીરમાં પૂરવો ને દાઢી છાતી સરખી

રાખી જાલંધર બંધ કરી યથાશક્તિ કુંભક પ્રાણાયામ કરવો. તે વેળા ડાબા હાથનો પંજો પણ જમણા પગના ઢીંચણ પર સારી રીતે ભરાવી વો. કુંભકકાળે યોનિસ્થાન દબાવી-મૂલબંધ કરી-મનનો સુષુમ્ણામાં પ્રવેશ કરાવવો. યથાશક્તિ કુંભક કરીને પછી ડાબો હાથ ઉપાડી તેના અંગુઠાથી ડાબું નાસાપુટ દબાવી જમણા નાસાપુટથી મંદ મંદ રીતે રેચક કરી વાયુને બહાર કાઢવો. એ ચદ્રાંગનો અભ્યાસ થયો. પગો તથા હાથોની પરિસ્થિતિ બદલી સૂર્યદ્વારા પૂરક અને ચંદ્રદ્વારા રેચક કરવાથી સૂર્યાંગનો અભ્યાસ થાય છે. ચંદ્રાંક ને સૂર્યાંકમાં કુંભકની સંખ્યા જ્યાં-સુધી સમાન થાય ત્યાંસુધી પૂર્વ મુદ્રાનુસાર આ અભ્યાસ ચાલુ રાખવો.

(૩) **મહાવેધ મુદ્રા**—મહાબંધ મુદ્રામાં જણાવ્યું છે તે મુજબ ગની સ્થિતિ કરી નાસિકાના બન્ને પુટથી પૂરક પ્રાણાયામ કરી પછી ાયુની ઉપર નીચેની ગતિને જાલંધર બંધથી રોકવી ને દૃષ્ટિ ભ્રૂમધ્યમાં સ્થાપવી. પછી બન્ને હાથની હથેળીઓ બન્ને પડખે ભૂમિને અડાડીને થી શરીરને થોડું ઉંચુ-નીચું કરવું અને અનુક્રમે બન્ને પગની પાની-થી યોનિસ્થાનને દબાવવું. આમ કરવાથી પવન ઈડા પિંગળાનો ત્યાગ કરી સુષુમ્ણામાં પ્રવેશ કરે છે. ઈડા-પિંગળામાં પ્રાણનો સંચાર બંધ પડે એટલે યોગીએ ધીરે ધીરે રેચક કરવો. આ મુદ્રાના દીર્ઘ અભ્યાસથી અણિમાદિક મહાસિદ્ધિઓ ઉત્પન્ન થાય છે અને વૃદ્ધાવસ્થા દૂર જાય છે.

(૪) **ખેચરી મુદ્રા**—કપાળની અંદરના છીદ્રમાં જિહ્વા પ્રવેશ કરે છે અને દૃષ્ટિ ભ્રુકુટિની મધ્યમાં રહે છે તે ખેચરી મુદ્રા કહેવાય છે. આ મુદ્રામાં છેદન, ચાલન અને દોહન એ ત્રણ ક્રિયાઓ કરવાની હોય છે. અતિ તીક્ષ્ણ અને સ્વચ્છ લોહના શસ્ત્રવડે સાવધાનતાથી જીભના નીચલા મૂળ આગળની ત્રણ શિરાઓમાંની વચલી શિરાનું રોમ માત્ર એટલું-એક વાળપુર છેદન કરવું છેદન કર્યા પછી મીઠુ અથવા સિંધવ તથા હરડેનું ઝીણું ચૂર્ણ કરીને સાત દિવસસુધી સાંજે તથા સવારે છેદન કરેલા ભાગ પર લગાડવું અને જીભને ઉંચી રાખી જમણા હાથના અંગુઠાથી અંગુઠો નીચેથી ઉપર થાય એવી રીતે તે ભાગ પર સારી રીતે ઘર્ષણ કરવું. પછી આઠમે દિવસે વળી રોમમાત્રનું વધારે છેદન કરવું. વળી પૂર્વોક્ત રીતે સાત દિવસસુધી ફરીથી લવણ તથા હરડેનું ચૂર્ણ ઘસવું. એ પ્રમાણે ૭ માસસુધી સૂકી ભૂમિવાળા ગુફામાં અથવાનો ાહુ પવન ન લાગે એવા સ્થાનમાં વસી અભ્યાસ કરે તો જીભની નીચેની શિરાનો બંધ જે જીભને કપાળની અંદરના છિદ્રમાં જતી અટ-

કાવે છે તેનો નાશ થાય છે. અભ્યાસકાળમાં સાકર સાથે દૂધ ભાતનું ભોજન કરવું અથવા બહુ ખાટા–ખારા–કડવા પદાર્થોનો ત્યાગ કરી પ્રવાહી ને કોમળ પદાર્થો ખાવા. બન્ને હાથના અંગુઠા તથા બન્ને તર્જની આંગળીથી જીભને પકડીને ડાબી–જમણી હલાવવી તે 'ચાલન', બન્ને હાથના અંગુઠા તથા બન્ને તર્જની આંગળીથી ગાયના આંચળને દોહે છે, તેમ જીભને ખેંચીને જ્યાંસુધી તે બહાર નીકળીને ભ્રુકુટિના મધ્યમાં અડે, ત્યાંસુધી તેને લાંબી કરવી તે 'દોહન' અને ઉપર જણાવ્યું છે તે 'છેદન' કહેવાય છે. છેદન, ઘર્ષણ, ચાલન તથા દોહનનો છ માસસુધી અભ્યાસ કરવાથી ખેચરી મુદ્રાની સિદ્ધિ થાય છે. નાકની દાંડીસુધી પહોંચે એટલી જીભની લંબાઈ વધ્યા પછી સાધકે સ્વસ્તિકાસને બેસી શ્વાસોચ્છ્વાસની ગતિ ધીમી પાડી ઉડ્ડિયાન બંધ રાખી કપાલકુહર, (કપાળની અંદરનું છિદ્ર જેમાં ત્રણ નાડીઓનું વહન થાય છે તે) માં જમણા હાથની તર્જનીદ્વારા અથવાતો અંગુઠાદ્વારા જિહ્વાનો પ્રવેશ કરાવવો. તાળવાની સમીપના છીદ્રમાં જાય એ રીતે જિહ્વાને ઉંચી લંબાવીને એક ઘડી માત્ર ખેચરી મુદ્રા કરી સ્થિત રહે તો તે યોગીને લાંબા સમયના અભ્યાસ પછી સર્પ કે વીંછી જેવા વિષયુક્ત જંતુઓનું વિષ ચડતું નથી, વૃદ્ધાવસ્થાનાં ચિહ્નો દૂર થાય છે, આળસ, નિદ્રા, ભય અને ક્ષુધા–તૃષા પીડા ઉપજાવતાં નથી.

**છેદનરહિત ખેચરી મુદ્રા**—જો જિહ્વાનું છેદન કર્યા વિના જ ખેચરીનો અભ્યાસ કરવો હોય તો તે શિશિર ઋતુના પંદર દિવસ બાકી રહે ત્યારે નીચેના ક્રમ મુજબ ખેચરીનો અભ્યાસ કરે અને તે અઢી માસ ચાલુ રાખે. સવારના સાત વાગ્યે ને દસ વાગ્યે, તથા સાંજના ચાર વાગ્યે અને આઠ વાગ્યે એમ પ્રત્યેક દિવસે ચાર વાર અભ્યાસ કરવો. સ્હવારના બે વખતનો અભ્યાસ એક–એક કલાક કરવો અને સાંજના બે સમયનો અભ્યાસ અર્ધો–અર્ધો કલાક કરવો. જમણા હાથની પહેલી ત્રણ આંગળીઓ પર થોડું માખણ લઈ જીભને બને તેટલી બહાર કાઢી જીભના મૂળ પર ફરી ફરી તે આંગળીઓવડે ઘર્ષણ કરવું. પછી જીભને ઉપાડી, અવળી પાછી વાળી, જમણા અંગુઠાવડે જીભની નીચેની વચલી શિરા પર નીચેથી ઉપર જાય એવી રીતે માખણ વિના સારી રીતે બાર દઈ ઘર્ષણ કરવું. પછી ઉપરના પ્રયોગમાં કહેલી રીતે ક્રમથી ચાલન તથા દોહન કરવું. ઘર્ષણ વધારે વખત કરવું અને ચાલન તથા દોહન થોડો સમય કરવું. એમ કરતાં જ્યારે નાકની દાંડીસુધી

પહોંચી શકે એટલી જીભની લંબાઇ થએલી જણાય ત્યારે જમણા હાથની તર્જનીના અથવા અંગુઠાના આધારવડે જિહ્વાને કપાલકુહરમાં ચડાવવાનો અભ્યાસ કરવો. થોડા દિવસ એ પ્રમાણે કરી પછી તર્જનીના અથવા અગુંઠાના આધાર વિના જ તે કપાલકુહરમાં પ્રવેશ કરે એવો યત્ન કરવો. પછી જીભને કુહરમાં વધારે વખત રાખવાનો યત્ન કરવો. જીભ અર્ધ ઘડીસુધી કપાલકુહરમાં સ્થિર ન થઇ શકે, ત્યાંસુધી કપાલકુહરમાંથી ટપકતા રસને બહાર કાઢી નાંખવો. તે પછી તેનું પાન કર્યા કરવું અને તેમાંના સ્થૂળ ભાગને માત્ર બહાર કાઢી નાખવો. ભ્રુકુટીની અંદરનો ભાગ જ્યાં જીભનો અગ્ર ભાગ સ્થિર રાખવામાં આવે છે, ત્યાં અમૃતનું સ્થાન છે.

**(૫) ઉડ્ડિયાન બંધ મુદ્રા**—નાભિના ઉપરના તથા નીચેના ભાગને બરડાને અડી જાય એવી રીતે બળપૂર્વક પાછા ખેંચવાની ક્રિયાને ઉડ્ડિયાન બંધ મુદ્રા કહેવામાં આવે છે. રેચકમાં એટલે વાયુને બહાર કાઢવામાં આ સાધનનો ઉપયોગ થાય છે. કુંડલિનીને જાગ્રત કરવામાં તેનો સારો ઉપયોગ થાય છે.


[ આકૃતિ ૧૯ ] ઉડ્ડિયાન બંધ (ઊભા રહીને).

**(૬) મૂલબંધ મુદ્રા**—બે પગમાંના કોઇ એકની પાનીવડે યોનિસ્થાનને દાબી બીજી પાની સાથળના મૂળપર રાખી ગુદાને ઉર્ધ્વ તથા નાભિને મેરૂદંડ ભણી બળપૂર્વક સંકોચી અપાન વાયુને ઉંચો ચડાવવો તે મૂલબંધ મુદ્રા કહેવાય છે. કેડ તથા નિતંબને આગળ કાઢી એક પગની પાનીથી ગુદાને દબાવી બીજો પગ સાથળના મૂળ પર રાખી સીધી રીતે બેસી અપાનને ઉર્ધ્વ ખેંચવાથી પણ આ બંધ થાય છે. આ ક્રિયાથી ગુદાનું સારી રીતે બંધન થાય છે. આ મુદ્રાથી પ્રાણ, અપાન, નાદ તથા

નાદની અંતાવસ્થારૂપ સૂક્ષ્મધ્વનિનું એકત્વ થાય છે. રોજ મૂલબંધ મુદ્રાને અભ્યાસ કરવાથી જ્યારે અપાન વાયુની તથા પ્રાણવાયુની એકતા થાય ત્યારે મૂત્ર તથા વિષ્ટા મળરૂપે રહેવા પામતાં નથી. દીર્ઘ કાળ નિરંતર મૂલબંધ કરવાથી અપાન વાયુ ઉપર ચાલવા લાગે છે, તેથી જઠરાગ્નિની જ્વાળા વધે છે, કુંડલિની શક્તિ જાગ્રત થાય છે. કુંડલિનીને જગાડવા માટે મૂલબંધ બહુ ઉપયોગી છે.



[ આકૃતિ ૨૦ ] ઉડ્ડિયાન બંધ (બેસીને).

(૭) જાલંધરબંધ મુદ્રા—કંઠના છિદ્રને સંકોચ કરીને વક્ષઃસ્થળની સમીપે હૃદયમાં ચાર આંગળને અંતરે દાઢીને દૃઢતાપૂર્વક સ્થાપન કરવી અર્થાત્ કંઠના આકુંચનરૂપ ચાર આંગળના અંતર પર હૃદયના સમીપમાં નીચે નમનપૂર્વક દાઢીના સ્થાપવારૂપ જાલંધર બંધ છે. જાલંધર બંધથી ઇડા પિંગલાનું વહન સ્તંભન પામે છે. કંઠને નીચે નમાવી જાલંધર બંધ કરવાથી ચંદ્રામૃત જઠરાગ્નિમાં પડતું નથી અને કંઠનું દૃઢ સંકોચન થવાથી ઇડા પિંગળાના વહનનું પણ સ્તંભન થાય છે. જાલંધર બંધથી કંઠમાં રહેલું મધ્યચક્ર બંધન પામતાં શરીરના સોળ આધાર ( અંગુઠો, ઘુંટી, જાનુ, સાથળ, યોનિસ્થાન, લિંગ, નાભિ, હૃદય, ગ્રીવા, કંઠદેશ, જીભ, નાસિકા, ભ્રકુટી, લલાટ, મુર્ધા અને બ્રહ્મરંધ્ર ) પણ બંધાય છે.

(૮) વિપરીતકરણી મુદ્રા—તાળવાના મૂળમાં સુધારૂપ ચંદ્ર છે, તેમાંથી નિત્ય અમૃત ઝરે છે,* તે અમૃતને નાભિમાં રહેલ જે અગ્નિરૂપ સૂર્ય છે તે ગ્રાસ કરે છે; તેથી વિપરીતકરણી મુદ્રા કરવાથી અમૃતને નાશ થતો નથી. નાભિ આગળના સૂર્યને ઉપર રાખવો અને તાળવા આગળના ચંદ્રને નીચે રાખવો તે વિપરીતકરણી મુદ્રા કહેવાય છે. માથું ભૂમિ પર રાખી બન્ને હાથના આંકડા બીડી માથાને અડાડી રાખી પગને

ઊંચા રાખવા તે વિપરીતકરણી મુદ્રા કહેવાય છે. પહેલાં પગ ભીંતને આધારે રાખવા ને વચ્ચે વચ્ચે બન્ને હાથની તર્જનીથી નાભિ દબાય એમ કેડની ઉપરના ભાગને બન્ને હાથના પંજાથી દબાવતા જવું. પહેલે દિવસે એ મુદ્રા થોડો સમય રાખવી પણ પછી રોજ ક્ષણુ ક્ષણનો વધારો કરતા જવું. ૭ માસના એવા અભ્યાસથી શરીરના સામર્થ્યમાં વૃદ્ધિ થાય છે. પ્રથમ શવાસન કરીને પછી બન્ને હાથ કેડમાં ભરાવવા અને કોણીના પાછળના ભાગો, સ્કંધો, ગળાની પાછળનો ભાગ ને માથાની પાછળનો ભાગ એમ ટેકાવડે શરીરને ઊંચું રાખવું.

**(૯) વજ્રોલી મુદ્રા**—પુરૂષ અથવા સ્ત્રી ધીમે ધીમે મેહન (બિંદુનું ઝરવું) થી ઉપર તરફ સંકોચનો અભ્યાસ કરે, અર્થાત્ લિંગ-ઇંદ્રિયના આકુંચનથી બિંદુને ઉપર ખેંચવાનો અભ્યાસ કરે તો વજ્રોલી મુદ્રાની સિદ્ધિ થાય છે. લિંગના છિદ્રમાં પ્રવેશ કરી શકે એવી જાડાઇ વાળો ચૌદ આંગળ લાંબો, સીધો અને સુંવાળો ગજ તૈયાર કરાવવો અને તેનો આગળનો ભાગ અર્ધગોળ જેવો રાખવો. પછી ઇંદ્રિયમાર્ગ શુદ્ધ કરવા માટે ધીમે ધીમે તે ગજને તેલવાળો કરીને ઈંદ્રિયના છિદ્રમાં પહેલે દિવસે એક આંગળ જેટલો નાંખવો. બીજે દિવસે બે આંગળ જેટલો નાંખવો. એ પ્રમાણે ધીમે ધીમે એક એક આંગળ વધારતા જઇને બાર આંગળ જેટલો ગજ અંદર જાય ત્યાંસુધી એ અભ્યાસ ચાલુ રાખવો. પછી તે ગજના જેવી પોલી રૂપાની સળી તૈયાર કરાવવી. તેની પાછળનો બે આંગળનો ભાગ વાળેલો રાખવો. પછી તેનો આગલો ભાગ ઇંદ્રિયની અંદર પ્રવેશ કરાવી નાના ધમાના છેડાનો ભાગ પેલી સળીના પાછલા ભાગના બહારના છિદ્રમાં સારી રીતે નાંખી ધમા દ્વારા ફુંકો મારવી. એ રીતે ઇંદ્રિયમાર્ગ શુદ્ધ થાય છે. થોડો પિસાબ કર્યો પછી પિસાબને પાછો ખેંચવો, પછી પાછો છોડવો, ને વળી પાછો ખેંચવો, પછી પાછો છોડવો. એમ થોડે થોડે પિસાબ કરવાથી પણ


[આકૃતિ ૨૧] વજ્રોલીની રૂપાની સળી.

ઇંદ્રિયમાર્ગ શુદ્ધ થાય છે. આ ક્રિયાસાધ્ય થયા પછી ખેચરી મુદ્રા તથા પ્રાણાયામ જાણ-


[આકૃતિ ૨૨] વજ્રોલીની ધમની.

નાર યોગીએ ઇંદ્રિયદ્વારા પાણીને ઉપર ચડાવતાં શીખવું, પછી ધીમે

ધીમે દૂધનું આકર્ષણ કરવું. તેમ જ સાધક ગૃહસ્થાશ્રમી હોય તો તેણે વીર્યનું આકર્ષણ પણ કરવું. આ મુદ્રા સાધનાર યોગીઓને ઇંદ્રિયદ્વારા પારો ખેંચતાં પણ આ લેખકે જોયા છે. દૂધ પાણીની પેઠે રૂપાની સળીનો વાળેલો છેડો પાણી કે દૂધના પાત્રમાં રાખીને ખેંચી શકાય છે. મૈથુનના અંતમાં ખેચરી મુદ્રા તથા ઉડ્ડિયાન બંધદ્વારા ઇંદ્રિયમાંના અપાનને ઊંચે આકર્ષી ઇંદ્રિયના મુખપર્યંત આવેલા વીર્યને કે સ્ત્રીના ગુહ્યાંગમાં પડેલા વીર્ય તથા સ્ત્રીના રજ એ બન્નેને ઇંદ્રિયના છિદ્રદ્વારા હળવે હળવે ઉપર ખેંચી લેઇ શકાય છે. વીર્યનું સ્ખલન થયા પૂર્વે ખેંચાય તો ઠીક, નહિતો પતન થયા પછી વીર્ય તથા રજને ખેંચી શકાય છે. એ પ્રમાણે વીર્યની રક્ષા કરનાર યોગી મૃત્યુ પર વિજય મેળવે છે. આ મુદ્રા સિદ્ધ કરવા ઇચ્છનારને માટે યોગશાસ્ત્રમાં બે વસ્તુઓની ખાસ જરૂર દર્શાવી છે. એક તો સમાગમ પછી પીવા માટે દૂધ અને બીજું આજ્ઞા પ્રમાણે વર્તનારી વિનયી સ્ત્રી. ધનહીનને માટે આ વસ્તુઓ સુલભ નથી.

**સહજોલી મુદ્રા**—સહજોલી મુદ્રા એ વજ્રોલીનો એક ભેદ છે. બાળવામાં આવેલા ગાયના છાણના છાણાની ભસ્મને જળમાં નાંખવી અને મિશ્રિત કરવી. વજ્રોલી મુદ્રાની સિદ્ધિને વાસ્તે મૈથુનની પછી આનંદથી બેઠેલાં અને રતિના ઉત્સાહયુક્ત વ્યાપારવાળાં દંપતી પૂર્વોક્ત ભસ્મને પોતપોતાનાં અંગે એટલે, મસ્તક, શિર, નેત્ર, હૃદય, સ્કંધ ભુજા આદિ અંગો પર લેપન કરે. આ સહજોલી મુદ્રા કહેવાય છે.

**અમરોલી મુદ્રા**—પિત્ત છે અધિક જેમાં એવું જે પ્રથમ શિવાંબુ (બિંદુ)ની ધારા છે તેને અને જેમાં સારભૂત અંશ નથી એવી અંત્ય ધારાને છોડીને અર્થાત્ પહેલી અને પાછળની થોડી થોડી ધારાને છોડીને શીતળ મધ્ય ધારાનું જે પ્રકારે સેવન-પાન કરવારૂપ ક્રિયા કરવામાં આવે છે, તે કાપાલિક મતમાં અમરોલી મુદ્રા કહેવાય છે. જે પુરૂષ શિવાંબુરૂપ અમરીને નાસિકાદ્વારા નિત્ય પીએ છે અને મૈથુનથી પ્રતિદિન વજ્રોલીનો અભ્યાસ કરે છે તે મુદ્રાને કાપાલિક મતવાળાઓ અમરોલી કહે છે. આ પણ વજ્રોલીનો એક ભેદ છે.

**સ્ત્રીની વજ્રોલી મુદ્રા**—પૂર્ણ અભ્યાસવડે જે સ્ત્રી વજ્રોલી મુદ્રાથી પુરૂષના બિંદુનું આકર્ષણ કરીને પોતાના રજની રક્ષા કરે તે સ્ત્રી પણ યોગિની કહેવાય છે. વજ્રોલીનો અભ્યાસ કરવામાં શીલવતી નારીનું થોડું પણ રજ નાશ પામતું નથી, અર્થાત્ પોતાના સ્થાનથી

પતિત થતું નથી. એ સ્ત્રીના શરીરમાં નાદ હૃદયના ઉપર બિંદુના સંગે એક થઇ જાય છે. જો નારી પોતાની યોનિના સંકોચથી રજને ઉર્ધ્વ સ્થાનમાં લઇ જઇને રજની રક્ષા કરે તો તે સ્ત્રી યોગિની થાય છે અને ભૂત ભવિષ્ય તથા વર્તમાન જાણી શકે છે તથા તે ખેચરી બને છે. આ વજ્રોલીના અભ્યાસનો યોગ પુણ્યનો ઉત્પાદક છે અને ભોગોને ભોગવવા છતાં પણ મુક્તિને આપવાવાળો છે.

**(૧૦) શક્તિચાલન મુદ્રા**—હઠાભ્યાસથી કુંડલિનીવડે સુષુમ્ણાનું ભેદન કરી શકાય છે. મૂલાધારમાં આત્મશક્તિ કુંડલિની સર્પના આકારમાં સાડા ત્રણ લપેટા મારીને સૂઈ રહેલી છે. જ્યાંસુધી તે દેહમાં સૂઈ રહી છે ત્યાંસુધી જીવ પશુની પેઠે અજ્ઞાન રહ્યા કરે છે અને તેને સત્ય–અસત્ય કશાની સમજ પડતી નથી. આથી બંધ કપાટને વાસેલા તાળામાં બળપૂર્વક કુંચી નાંખીને ખોલવામાં આવે છે, તે રીતે કુંડલિનીને યોગી જાગ્રત કરે છે. સુષુમ્ણાના મુખ આગળ પોતાનું મ્હોં રાખીને કુંડલિની કંદના ઉપલા ભાગમાં સૂતી છે. પિંડમાં બ્રહ્મરંધ્ર એ સુષુમ્ણાનું સ્થૂળ મૂળ છે, અને નાભિ એ સુષુમ્ણાનું સ્થૂળ મુખ છે. આથી કુંડલિનીને પુચ્છ પકડીને બળાત્કારે જગાડવાની અને તેને હઠથી ઉપર સ્થિર રાખી બ્રહ્મરંધ્રમાં લઇ જવાની યોગીને જરૂર રહે છે. સાંજ સવાર સૂર્ય નાડીથી પૂરક કરી, પરિધાનપૂર્વક–સિદ્ધાસને બેસી બન્ને હાથની તર્જનીઓવડે પોતાની નાભિ દબાવી બન્ને હાથના અંગુઠા પર કમર રાખી પોતાના મસ્તકને સો વાર સામાન્ય વેગથી ઉચું–નીચું કરવાથી અને કુંડલિનીને એ રીતે ગ્રહણ કરીને ચાર ચાર ઘડી તેને ચારે બાજુથી ચલાયમાન કરવાથી તે સુષુમ્ણામાં કંઇક ઉપર ચડે છે. આમ થવાથી તે સુષુમ્ણાનું મુખ છોડી દે છે એટલે પ્રાણ પોતાની મેળે સુષુમ્ણામાં પ્રવેશ કરવા લાગે છે. મૂલસ્થાનની ઉપર નાભિની નીચે કંદનું સ્થાન છે. સિદ્ધાસને બેસી પછી બન્ને હાથથી ઉપરાઉપર રાખેલા બન્ને પગની ઘુંટીઓની પાસેનો ભાગ પકડી રાખી બન્ને પગોની પાનીઓવડે ૧૦૧ વાર કંદ ઉપર તાડન કરવું તે શક્તિચાલન મુદ્રાનું બીજું અંગ છે. આમ શક્તિચાલન મુદ્રાના બેઉ અંગ સાધી કુંડલિનીને ચલાયમાન કરી સિદ્ધાસને બેસી ભસ્ત્રિકા કુંભક કરવાથી કુંડલિની શીઘ્ર જાગે છે. પછી પદ્માસને બેસી 'સોહં'ના જપપૂર્વક નાભિમાં રહેલા સૂર્યનું નાભિના આકુંચનદ્વારા આકુંચન કરી કુંડલિનીને ઉંચે જવા માટે ચલાયમાન કરી બ્રહ્મરંધ્રમાં પહોંચાડવાથી શક્તિચાલન મુદ્રાનો અભ્યાસ પૂર્ણ થાય છે. તેથી

ઉધરસ, શ્વાસ ને જૂદાવસ્થાથી મુક્ત થવાય છે. આ અભ્યાસ બહુ ખંત અને ચતુરાઇથી કરવામાં આવે તો ૪૦ દિવસમાં પૂરો થાય છે. ઉપર જણાવેલા ભસ્ત્રિકા કુંભકમાં ઘણું બહુ ઉતાવળે નહિ પણ મધ્યમ વેગથી કરવું અને શ્વાસોચ્છ્વાસ લાંબા કરવા. કુંભક વેળા નાભિ, હૃદય તથા કંઠનું સંકોચન યથાશક્તિ રાખવું. 'સોહં'ના જાપ વખતે મનોવૃત્તિને કુંડલિની પર સ્થિર કરવી. ભસ્ત્રિકા કુંભક વેળા આવેલા પ્રસ્વેદથી પોતાના શરીરનું મર્દન કરવાથી જડતા નાશ પામે છે. આ મુદ્રામાં મલમૂત્રના આવેગને રોકવો નહિ. અભ્યાસમાં જો શરીરે કળતર જણાય તો મિતાહારી રહેવું. જો જપ વેળા હાથ ઉંચા નીચા થાય તો તે સૂક્ષ્મ લયનું ચિહ્ન સમજવું અને વારંવાર કંપ જણાય તો એ તેના રેચકનો દોષ છે એમ સમજવું. પરિધાન, તાડન અને ભસ્ત્રિકા વચ્ચે વિશ્રાન્તિની જરૂર જણાય તો પાંચ-પાંચ મિનિટ વિશ્રાન્તિ લેવામાં હરકત નથી પરન્તુ બહુ લાંબું અંતર રાખીને તે અભ્યાસને જૂદા ન પાડવા. જો મેરૂદંડના મધ્ય ભાગમાં અથવા છાતીમાં દુઃખાવો થાય તો ગભરાવું નહિ પણ અંગારાથી શેક લેવો. કુંડલિની જાગ્રત થઇને જ્યારે સુષુમ્ણામાં મનસહિત પ્રાણનો પ્રવેશ થાય ત્યારે જાણે નાનું જીવડું સુષુમ્ણાની અંદર પેસતું હોય તથા ઉપર ચડતું હોય એવા સ્પર્શનો અનુભવ થાય છે. એ અભ્યાસથી મળશુદ્ધિ સારી થાય છે, મનોવૃત્તિઓ શાન્ત થાય છે અને વીર્યનું સ્તંભન સારી રીતે થાય છે.

નાભિની નીચે સુષુમ્ણાના મુખનો આરંભ થાય છે અને કંઠથી આગળ જતાં તેના બે ફાંટા થાય છે. એક ફાંટો ઓડના ભાગમાં થઇને સહસ્ત્રદલમાં જાય છે અને બીજો ફાંટો ગળાના પાછળના ભાગમાં તથા તાળવાની નીચેના ભાગમાં થઇને ભ્રમધ્યમાં જાય છે અને ત્યાંથી કપાળના ઉપલા ભાગમાં થઈ સહસ્ત્રદલમાં જાય છે. સહસ્ત્રદલમાં જવાનો આ બીજો માર્ગ સરલ છે. પ્રાણનું મુખ્ય સ્થાન મસ્તિક છે. ત્યાંથી તે બરડાની કરોડદ્વારા–સુષુમ્ણાદ્વારા નીચે આવે છે. જ્યારે કુંડલિની જાગ્રત થઇ પ્રાણવાયુ સુષુમ્ણામાં પ્રવેશ કરે છે ત્યારે નીચેનાં બે ચક્રોમાંથી (આધાર ને સ્વાધિષ્ઠાન) અપાન વાયુ ખેંચાઇને મણિપૂરક ચક્રસુધી આવી ત્યાંથી પ્રાણ સાથે મિશ્ર થઇને ઉપર જાય છે. અભ્યાસવડે કુંડલિની જરા જાગ્રત થાય ત્યારે ઇડા અને પિંગલા એ બેઉ નાડીઓ સમ થઇ શ્વાસ ચાલે છે અને મેરૂદંડમાંની સુષુમ્ણા સાથે તેનો સંબંધ થાય છે. આ અભ્યાસથી ઉપસ્થમાંનો વાયુ ખેંચવાથી પૂર્વે કુવિચારવડે

વૃષણમાં વીર્ય ઉપજી તે વીર્યાશયમાં આવ્યું હોય તો તે ત્યાંની ઉષ્ણતાથી ઓજસ્ નામક આઠમી ધાતુ થાય છે અને શરીર તથા બુદ્ધિને પોષે છે. વીર્યની ઉત્પત્તિ વૃષણમાં થાય છે જ્યાં તે અપક્વ દશામાં હોય છે. વીર્યાશયમાં આવ્યા પછી તે પક્વ થાય છે. કુવિચાર તથા કુપ્રવૃત્તિ નિવૃત્ત થતાં વિકારી વીર્ય ઉત્પન્ન થતું નથી અને સ્વાભાવિક ઉપજતા નિર્વિકારી વીર્યનું ઓજસ્ થઈ જવાથી તે નીચે આવી બહાર પતિત થતું નથી. યોગબળવડે કુવિચાર તથા ઇંદ્રિયોના બાહ્ય વેગને રોકી વીર્યને ઉર્ધ્વ રાખવું એ યોગાભ્યાસ માટે બહુ ઉપયોગી છે.

**બીજી રીત**—ઘેરંડસંહિતામાં શક્તિચાલન મુદ્રાની બીજી રીત કહી છે, જોકે વસ્તુતઃ કુંડલિનીને જાગ્રત કરીને સુષુમ્ણામાં ઉંચે ચડાવવાનો જ એ પણ વિધિ છે. એક લાંબું અને ચાર આંગળ પહોળું નરમ સફેદ કપડું લેવું અને તે નાભી ઉપર લપેટીને તેના છેડાવડે કમરને બાંધી લેવી. પછી ભસ્મનું અંગ ઉપર લેપન કરીને તથા સિદ્ધાસને બેસીને, નાકના બેઉ છિદ્રોમાંથી પ્રાણવાયુને ખેંચી બળપૂર્વક અપાન વાયુની સાથે મેળવી દેવો. જ્યાંસુધી વાયુ સુષુમ્ણા નાડીની અંદર જઈને પ્રકાશિત ન થાય ત્યાંસુધી અશ્વિની મુદ્રાદ્વારા ધીરે ધીરે ગુદાને સંકોચવી. એ રીતે નિઃશ્વાસને રોકીને કુંભક પ્રાણાયામ ધારણ કરવાથી કુંડલિની શક્તિ જાગ્રત થઈ ઉપર ચડવા લાગે છે અને સહસ્રદલ કમળને જઈ મળે છે.

**(૧૧) સંક્ષોભણી મુદ્રા**—ગુદાનું સંકોચન-વિકાસન સ્વસ્તિકાસને બેસી કરવું અને અપાનની ઉષ્ણતાથી કુંડલિનીને જાગ્રત કરવી તે સંક્ષોભણી મુદ્રા કહેવાય છે. કેટલાકો તેને અશ્વિની મુદ્રા પણ કહે છે.

**(૧૨) દ્રાવણી મુદ્રા**—સ્વસ્તિકાસને બેસી થોડા અનુલોમ-વિલોમ પ્રાણાયામ કરી જીભને ઉંચે બ્રહ્મરંધ્રમાં લગાડી તથા શરીરમાંના વાયુને ઊર્ધ્વ કરી, ત્યાંથી અમૃત દ્રવાવી તેનું પાન કરવું તે દ્રાવણી મુદ્રા કહેવાય છે. જીભને કેવળ તાળવામાં લગાવી રાખવી તે નભોમુદ્રા કહેવાય છે.

**(૧૩) આકર્ષણી મુદ્રા**—સ્વસ્તિકાસને બેસી શરીરમાંના સર્વ વાયુનું ધીરે ધીરે નાભિ ભણી આકર્ષણ કરી તેને સુષુમ્ણામાં લાવવો અને પછી તેને બ્રહ્મરંધ્રમાં સ્થિર કરવો તેને આકર્ષણી મુદ્રા કહેવાય છે.

**(૧૪) વશી મુદ્રા**—સિદ્ધાસને બેસી હ્રીં એ બીજમંત્રનો બળપૂર્વક દીર્ઘ ઉચ્ચાર કરી પ્રાણાયામના આકર્ષણથી કુંડલિનીને વશ કરવી તે વશી મુદ્રા કહેવાય છે.

(૧૫) ઉન્માદ મુદ્રા—પદ્માસને બેસી શરીરમાંનાં નવ દ્વારનો નિરોધ કરી તેમાંથી નિકળતા પ્રાણપ્રવાહને પાછો ઉલટાવી મનસહિત બ્રહ્મરંધ્રમાં સ્થિર કરવો તે ઉન્માદ મુદ્રા કહેવાય છે.

(૧૬) મહાંકુશ મુદ્રા—કેવળ કુંભકથી પ્રાણનું નાભિ આગળ રૂંધન કરી મનને વશ કરવું તે મહાંકુશ મુદ્રા કહેવાય છે.

(૧૭) યોનિ મુદ્રા—સિદ્ધાસને બેસી કર્ણ, ચક્ષુ, નાસિકા અને મુખને અનુક્રમે બેઉ હાથના અંગુઠા, તર્જની, મધ્યમા અને અનામિકા-કનિષ્ઠિકા અંગુલીઓવડે રૂંધી પછી જીભને મુખ બહાર કાઢી તે વડે પવનનું આકર્ષણ કરી પૂર્વવત્ રૂંધવું; પછી રૂંધેલા પવનને નીચેના અપાન સાથે યોજી કુંડલિનીને જાગ્રત કરી 'હં'કારના માનસિક ધ્વનિ સાથે મેરૂદંડમાં ને કુંડલિની સાથે પ્રાણાપાનને ઉંચે ચડાવવાં તે યોનિમુદ્રા કહેવાય છે.

(૧૮) તડાગી મુદ્રા—ઉદરને કરોડ બાજુ પાછું ખેંચી બળપૂર્વક તળાવના જેવો ઉદરનો આકાર કરવો તે તડાગી મુદ્રા કહેવાય છે. આ મુદ્રા શરીરના ભારેપણાને દૂર કરી અપાનને ઉર્ધ્વ કરે છે અને કુંડલિનીને જાગ્રત કરવામાં મદદ કરે છે.

(૧૯) માંડુકી મુદ્રા—સ્વસ્તિકાસને બેસી મુખને બંધ રાખી જીભના મૂળને ધીરે ધીરે તાળવા તરફ લઇ જવું અને બ્રહ્મરંધ્રમાંથી ટપકતા અમૃતનો અનુભવ કરાવવો તે માંડુકી મુદ્રા કહેવાય છે. તેથી શરીરની કરચોલીઓ, પળીયાં અને વૃદ્ધાવસ્થા નાશ પામે છે.

(૨૦) ભૂજંગિની મુદ્રા—મુખને જરા ઉઘાડી, બહારના વાયુનું પાન કરી, તેને યથાશક્તિ રોકી બન્ને નાસિકાદ્વારા તેને ધીરે ધીરે બહાર કાઢવો તે ભૂજંગિની મુદ્રા છે. તેથી ઉદરરોગ અને અજીર્ણ-વિકાર નાશ પામે છે.

(૨૧) નભોમુદ્રા—જીભને ઉર્ધ્વ રાખી પવનને રૂંધવાનો અભ્યાસ કરવો તે નભોમુદ્રા કહેવાય છે.

(૨૨) માતંગિની મુદ્રા—ગળાસુધી ઉંડા જળમાં ઊભા રહી પહેલાં નાકથી જળને ખેંચવું અને મુખથી કાઢી નાંખવું, પછી મુખથી જળ લેઈ નાકથી કાઢી નાંખવું. આમ ફરી ફરી કરવું તે માતંગિની મુદ્રા કહેવાય છે. આ મુદ્રાનો સાધક બળવાન થાય છે.

(૨૩) વજ્રોણિ મુદ્રા—બેઉ હાથની હથેલીઓને ભૂમિતળ પર રાખી બેઉ પગને ઉપર ઉઠાવી માથાને પણ આકાશની તરફ ઉચું કરવું,

કેવળ હાથને બળે ઉધા ઊભા રહેવું તે વજ્રોણિ મુદ્રા કહેવાય છે. આ મુદ્રાનો સાધક બળવાન તથા વીર્યવાન થાય છે.

**(૨૪) શાંભવી મુદ્રા**—બેઉ ભ્રમરની વચ્ચે દૃષ્ટિને સ્થિર રાખવી તે શાંભવી મુદ્રા કહેવાય છે. લયયોગનું પણ એ સ્વરૂપ છે.

**(૨૫) પાશિની મુદ્રા**—બેઉ પગને કંઠની પાછળ રાખી જેમ પાશથી બાંધવામાં આવે છે, તેમ કરવાથી પાશિની મુદ્રા થાય છે. તે બળ તથા પુષ્ટિ આપે છે.

**(૨૬) કાકી મુદ્રા**—મુખને કાગડાની ચાંચની પેઠે બનાવીને ધીરે ધીરે વાયુ પીવો તે કાકી મુદ્રા કહેવાય છે. તેથી રોગરહિત થવાય છે.

**(૨૭) પંચધારણ મુદ્રા**—પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ એ પાંચ તત્ત્વો છે. તે તત્ત્વોના જૂદા જૂદા આકાર, રંગ, દેવતા તથા બીજમંત્ર યોગશાસ્ત્રમાં કહેલા છે, તથા દરેક તત્ત્વનો આપણા શરીરમાં ક્યાં ક્યાં વાસ છે, તે પણ કહેલું છે. શરીરના તે અંગમાં તે તે તત્ત્વનું, તે તે રંગ તથા દેવ તથા આકારનું ધ્યાન કરવું તથા તે તે મંત્રનો જપ કરવો અને પાંચ ઘડી કુંભક પ્રાણાયામ કરવો તે તે તત્ત્વની મુદ્રા કહેવાય છે.

આ સર્વ મુદ્રાઓ પરમ સિદ્ધિને આપનારી છે.

---

## પરિચ્છેદ ૧૧ મો.

### પ્રત્યાહાર.

પ્રત્યાહાર એટલે શું ?—સારૂં–નરસું, રાગ–દ્વેષ, શોક–હર્ષ, સુગંધ–દુર્ગંધ વગેરે મનોવૃત્તિનો પ્રતિકાર કરીને એ બેઉ વિરોધાભાસમાં બહુ ભરેલો છે એવું સમજીને વિવેકબુદ્ધિથી સ્વ–પરહિતાર્થે તેનો ઉપયોગ કરવો તે જ પ્રત્યાહાર કહેવાય છે. બાહ્ય વિષયના માત્ર દર્શનથી ઇંદ્રિયોનું કંપાયમાન થવું એ તેનો સ્વભાવ છે. જ્યાંસુધી એવી વસ્તુસ્થિતિ હોય છે, ત્યાંસુધી મન નિશ્ચલ થાય તે અશક્ય હોવાથી અને ઇંદ્રિયોની ચંચળતા અંતઃકરણની એકાગ્રતાને બાધક હોવાથી એકાગ્રતા સાધવા ઇચ્છનારાઓએ પહેલાં ઇંદ્રિયોની ચંચળતા દૂર કરવી જોઇએ. એ ચંચળતા દૂર કરવી એ જ યોગનું પાંચમું અંગ પ્રત્યાહાર સાધ્ય કરવા બરાબર છે. પ્રાણાયામની પેઠે પ્રત્યાહારની સિદ્ધિ પણ ક્રમશઃ

કરવી પડે છે. જે પ્રમાણે પ્રયત્નથી પ્રાણાયામ ઉપર વિજય મેળવી શકાય છે, તે જ પ્રમાણે ઇંદ્રિયવિજય પણ પ્રયત્નથી જ પ્રાપ્ત કરી શકાય છે. પ્રત્યાહારનો અભ્યાસ કરનારાઓએ તામસ તથા રાજસ આહાર ત્યજી દેવો જોઇએ કારણકે તેથી જડતા અને ચંચળતા પ્રકોપિત થાય છે. કુસંગ, કુવિચાર અને ઇંદ્રિયોને કંપાયમાન કરે તેવી વસ્તુઓના દર્શનથી દૂર રહેવું જોઇએ. એ ઈંદ્રિયોના સહવાસથી જ નિર્લેપ અને નિષ્કામ આત્મા વારંવાર સંકટમાં પડે છે.

**પ્રત્યાહાર સિદ્ધ કરવાના નિયમો**—પ્રત્યાહાર સિદ્ધ કરવાને નીચેના દસ નિયમો મનન કરવા જેવા છે. (૧) ઇંદ્રિયોને સંમત હોય એવા એક એક વિષયનો ત્યાગ કરવાનો ક્રમશઃ 'પ્રયત્ન કરતા રહેવું. આપણી દસ ઈંદ્રિયોમાંથી કઇ નિર્બળ ઈંદ્રિયોનું કયા વિષય તરફ વધારે વલણ થાય છે તે તપાસીને તે ઈંદ્રિયોને તે વિષયોથી પરાવૃત્ત કરવાને મથન કરવું. પછી તેથી વધારે બળવાન ઇંદ્રિયોને હાથમાં લેવી અને તેમને તેના પ્રિય વિષયથી દૂર રાખવાનો પ્રયત્ન કરવો. એ પ્રમાણે ધીરે ધીરે સર્વ ઇંદ્રિયોને સાવધાન' ચિત્તથી અને નિશ્ચયપૂર્વક તેના પ્રિય વિષયથી વધારે દૂર રાખવા યત્ન કરતા રહેવું. (૨) ઇંદ્રિયોને તેના પ્રિય વિષયોથી પરાઙ્મુખ કરીને રોજ સ્હવારે અથવા સાંજે કલાક–અર્ધો કલાક પદ્મ, સિદ્ધ અથવા સ્વસ્તિક આસને બેસીને કેટલાક દિવસ ત્રાટકનો અભ્યાસ કરવો. એ અભ્યાસથી મન ઇંદ્રિયોને સ્વાધીન ન રહેતાં ઇંદ્રિયો મનને સ્વાધીન રહેવા લાગશે. (૩) રોજ સ્હવારે અથવા સાંજે કલાક–અર્ધો કલાક સંકલ્પયુક્ત રીતે પ્રાણવાયુને અંદર લઇને અને તેને હૃદયસ્થાનમાં ફેરવીને પુનઃ બહાર છોડવો. એ પ્રમાણે ત્રણ માસ અભ્યાસ કરવાથી ઇંદ્રિયો મનને સ્વાધીન રહી શકશે. (૪) ઇંદ્રિયોનું પ્રિય વિષય તરફનું વલણ દાબીને રોજ સ્હવારે અર્ધો કલાક વૃક્ષાસન કરીને ઊભા રહેવું એ અભ્યાસ ત્રણ મહિના કરવાથી ઇંદ્રિયો મનને સ્વાધીન થશે.'(૫) પૂર્વાભિમુખ બેસી, પદ્માસન કરી, નિશ્ચલ 'મનથી એવું કલ્પવું કે પગના બેઉ અંગુઠામાંથી પ્રાણવાયુ પગથી શરીરના જૂદા જૂદા ભાગમાં સંચાર કરી રહ્યા છે. એ પ્રમાણે કપાલના મધ્ય ભાગમાં અને બ્રહ્મરંધ્રના નીચેના ભાગમાં પ્રાણવાયુને મનઃસંકલ્પથી અંદર ને અંદર દસ મિનિટસુધી રોકી રાખવો, તે જ્યારે કંઠસ્થાને આવે ત્યારે પ્રાણકલા મનોભાવથી તે સ્થળે આકર્ષીને તેનો સંયોગ કરવો. પછી સોથી પાંચસો સુધીની સંખ્યા–યથાશક્તિ–ગણતાંસુધી

ત્યાં જ તેને સ્થિર કરવી અને જે રીતે તે વાયુ તથા પ્રાણકલાને ઉપર લાવ્યા હતા તેવી રીતે ધીરે ધીરે તેને નીચે લાવીને સ્વસ્થાને સ્થાપવી. ઉતરતી વેળાએ બ્રહ્મરંધ્રની નીચેની બાજુએ પ્રત્યેક સ્થાનમાં મનઃસંકલ્પથી પાંચ આંકડા ગણતાંસુધી સ્થિત કરવી. એ આરોહ–અવરોહની ક્રિયા વખતે યોગાભ્યાસમાં બેઉ હાથને કમર પર રાખવા, આંખો બંધ કરવી અને ઉપરની દંતપંક્તિ નીચેની દંતપંક્તિને ન અડે એટલું ધ્યાનમાં રાખવું. આરોહ સમયે પ્રાણવહા નાડીમાંનો પ્રાણ અને મનોવહા નાડીમાંનું મન ઉપર ચડે છે, અને નીચેનો ભાગ જડવત્ થયો છે એવું કલ્પવું. તે જ પ્રમાણે અવરોહ સમયે સંક્રમપૂર્વક પ્રાણ અને મન તે તે નાડીઓદ્વારા સ્વસ્થાને પ્રસ્થાપિત થાય છે એમ કલ્પવું. (૬) દસ ઇંદ્રિયો આત્માને જ સ્વાધીન છે એવો દૃઢ નિશ્ચય કરવો. (૭) સર્વ વસ્તુઓમાં બ્રહ્મ ભરેલો છે, એવી ભાવના ચાર મહિનાસુધી ભાવવાથી ઇંદ્રિયો મનને સ્વાધીન થાય છે. (૮) એક કાનમાં નાદ સંભળાવા લાગે તે જ નાદમાં મનોવૃત્તિને તલ્લીન કરવાથી મન નિશ્ચલ થાય છે. (૯) દસે ઇંદ્રિયોને પોતપોતાને સ્થાને સ્થિત રહેલા આનંદઘન ચેતનમાં ચાર માસસુધી લીન રાખવાનો દૃઢ નિશ્ચયથી પ્રયત્ન કરવાથી ઇંદ્રિયોની ચંચળતા દૂર થઇને તે મનને સ્વાધીન થાય છે. (૧૦) ભૂત, ભવિષ્ય અને વર્તમાન સ્થિતિમાં, પ્રાણી માત્ર અને દશ દિશા વ્યાપી રહેલી સ્થિરચરમાંથી ચેતના મારી જ ચેતનાસ્વરૂપી છે એવી ચાર માસ સુધી આત્યાગ્રહથી દૃઢ ભાવના કરવાનો અભ્યાસ કરવાથી ઈંદ્રિયો મનને સ્વાધીન થશે ઈંદ્રિયોની ઉચ્ચ–નીચ ભાવના માટે ક્ષણેક્ષણે નિરીક્ષણ કરતા રહેવાથી પ્રત્યાહારનો જિજ્ઞાસુ પોતાની જિજ્ઞાસામાં સફળ થાય છે.

**વ્યાવહારિક કર્મમાં પ્રત્યાહાર**—આ પ્રત્યાહારનો અભ્યાસ અનેક રીતે મનુષ્યને લાભદાયી છે. પરમ તત્ત્વના સાક્ષાત્કાર માટે જ પ્રત્યાહારની જરૂર છે એમ ન સમજવું વ્યાવહારિક કર્મોમાં પણ તેની જરૂર છે કારણકે તેથી વ્યાવહારિક કર્મોમાં વિજય પ્રાપ્ત કરી શકાય છે.

---

## પરિચ્છેદ ૧૨ મો.

### ધારણા.

શરીરના બાહ્ય તેમજ આંતર ભાગમાં એકાદી સાત્ત્વિક વૃત્તિ અથવા કોઈ પવિત્ર વસ્તુ તરફ મનોવૃત્તિ દોરવી તે ધારણા કહેવાય છે.

**ધારણા કેમ કરવી ?**—ધારણા કરતી વખતે સિદ્ધ, પદ્મ અથવા સ્વસ્તિક આસનોમાંના કોઈ એક આસને બેસવું. પોતાના ઇષ્ટ દેવને અથવા સદ્‌ગુરૂને ત્રણ વાર નમસ્કાર કરી ઇંદ્રિયો તથા મનને નિશ્ચલ કરવાં. પછી સંસારાદિ સર્વ વિષયો કેવા નીરસ છે તે સંબંધે મનને બોધ કરીને તેને તે વિષેના ચિંતનથી પરાવૃત્ત કરી પોતાના સ્વીકૃત ધ્યેય તરફ મનને પ્રવૃત્ત કરવું.

મનથી જે એક સદ્ધ્યેય સ્વીકાર્યું હોય તે જ સંબંધી સવાર-સાંજ મનઃસંકલ્પ કરીને ચિત્તને એકાગ્ર કરવાનો અભ્યાસ કરવો. જાગૃતિમાં એટલે ઇતર સમયે કામકાજ કરતાં પણ તે સંબંધી જ વિચાર મનમાં કર્યા કરવો ચિત્તમાં તમોગુણથી આવેલી સ્થૂલતા અને રજોગુણથી આવેલી ચંચલતા એ બેઉ ધારણાના અભ્યાસથી નાશ પામે છે અને સત્વગુણનો પ્રાદુર્ભાવ થઇ ચિત્ત એકાગ્ર બને છે.

**ધારણાના મુખ્ય પ્રકારો**—પૃથ્વી આદિ સૂક્ષ્મ પંચભૂતો, શબ્દાદિ પંચ કર્મેન્દ્રિયો, શ્રવણાદિ પંચ જ્ઞાનેંદ્રિયો, પ્રાણાદિ પંચ પ્રાણ, મનાદિ ચાર અંતઃકરણ, કર્મ, કામ, અને અવિદ્યા એ આઠના સમૂહને પૂર્યષ્ટક કહે છે. આ પૂર્યષ્ટકરૂપ સૂક્ષ્મ શરીરનો બાધ દૂર કરવા જે સાધક આત્માકાર વૃત્તિ કરવાનો પ્રયત્ન કરે તે આત્મસ્વરૂપી ધારણા કહેવાય છે. ગુદામાં આધારચક્ર, લિંગના મૂળમાં સ્વાધિષ્ઠાન ચક્ર, નાભિ પ્રદેશમાં મણિપૂરક ચક્ર, હૃદયપ્રદેશમાં અનાહત ચક્ર; કંઠ પાસે વિશુદ્ધ ચક્ર, ત્રિકુટી આગળ આજ્ઞાચક્ર અને બ્રહ્મરંધ્ર આગળ બ્રહ્મચક્ર છે, તેના જે જે દેવતાઓ પૂર્વે કહેલા છે, તેમાંના કોઇ એક દેવનું ધ્યાન ગુરૂની આજ્ઞા પ્રમાણે કરવું તે પણ ધારણાનો પ્રકાર છે.* અતર્ક્ય, અનિર્વાચ્ય અને અસાધારણ એવું જે તત્ત્વ પ્રત્યેક વસ્તુમાં આત્મરૂપે ભરેલું છે તેને બ્રહ્મ કહે છે. બ્રહ્મને સાકાર કલ્પીને ધારણા કરવી તેને બ્રહ્મધારણા કહે છે. હૃદયમાં જે સૂક્ષ્મ શાન્ત જ્યોત પ્રકાશે છે, તે સૂક્ષ્મ- જ્યોતિને સ્થિર શાન્ત પ્રકાશિત જોવાનો પ્રયત્ન કરવો તે પણ ધારણા કહેવાય છે.

**ધારણાનો વહેવારૂ અભ્યાસ**—પવિત્ર સ્થળે, પવિત્ર આસન પર બેસીને તે આસનથી દોઢ હાથ દૂર એક સફેદ કાગળ પર લાલ શાહી અથવા કેસરી ગંધથી ૐ લખવો અથવો ગુરૂએ જપવા સૂચવેલો મંત્ર અથવા ગાયત્રી મંત્ર લખવો અને તે કાગળ આપણી દૃષ્ટિમર્યાદામાં આવે એવી રીતે રાખવો. પછી તે મંત્ર ઉપર દૃષ્ટિને સ્થિર કરવાનો

* જુઓ પરિચ્છેદ ૪ થો, પૃષ્ઠ ૩૬.

યત્ન કરવો. જ્યારે ધારણામાં કાગળ પરના અક્ષરો શ્વેત પ્રકાશથી અદૃશ્ય થતા જણાય, કાનમાં નાદ સંભળાવા લાગે અને અંતઃકરણ આનંદવૃત્તિથી પ્રસન્ન થવા લાગે ત્યારે જાણવું કે ધારણાશક્તિ પ્રબળ થતી જાય છે. કોઇ દેવની સ્ફટિકમય મૂર્તિ, શાલિગ્રામ, મણી, ચંદ્ર, દીપક, સત્પુરૂષની છબિ ઉપર જણાવ્યા પ્રમાણે કાગળને સ્થાને રાખીને તે તરફ 'સચ્ચિદાનંદ' મનોમય કલ્પીને જોયા કરવાથી પણ ધારણાશક્તિ પ્રાપ્ત થાય છે.

---

## પરિચ્છેદ ૧૩ મો.

### ધ્યાન.

**ધ્યાન એટલે શું ?**—ધારણાના વિષયને સાકાર કલ્પીને અંતઃકરણની પ્રવૃત્તિ તે જ એક વસ્તુ પર સ્થિત થઇ એટલે તે ધ્યાન થયું એમ સમજવું. ધારણાસમયે અંતઃકરણની પ્રવૃત્તિ વારંવાર ચંચળ થાય છે અને ધ્યાનસમયે તે ચલાયમાન ન થતાં જે ધ્યેય દૃષ્ટિ સમક્ષ હોય છે, તદ્રૂપ લાંબા કાળસુધી રહી શકે. નેત્રાદિ ઇંદ્રિયો પોતાના રૂપ આદિ વિષયથી મોહિત થઇને ચંચળ બને છે, તેમજ ઇંદ્રિયોના સહવાસથી મન પણ વિષયચિંતનમાં પ્રવૃત્ત થાય છે. માટે ધ્યાનનો અભ્યાસ વિષયદોષદર્શનથી ઉત્પન્ન થએલા વૈરાગ્યપૂર્વક કરવામાં આવવો જોઇએ.

**ધ્યાનનો અભ્યાસ**—બ્રહ્મધ્યાનના અભ્યાસથી અભ્યાસીના અંતઃકરણમાં ઉચ્ચતમ જ્ઞાનવૃદ્ધિ અને આનંદપ્રવૃત્તિ થાય છે. તેની ઇંદ્રિયો અને શરીર સાત્ત્વિક શક્તિથી પુષ્ટ થઇને તેનો બાહ્ય વ્યવહાર પણ સાનુકૂળ બને છે. ધ્યાનાભ્યાસીએ હિંસાદિ નિષિદ્ધ કર્મો આચરવાં નહિ. પાપપુણ્યયુક્ત કર્મથી પણ અલિપ્ત રહેવું સકામ અને શુભ કાર્યથી પણ પરાઙ્મુખ રહેવું. ફક્ત કર્તાપણાના અભિમાન વિના, ફળેચ્છાની આશા રાખ્યા વિના, શુભ કર્મો આચરવાં. આ નિષ્કામ કર્મયોગનો પ્રકાર છે. માત્ર સદિચ્છા મનમાં રાખીને ધ્યાનનો અભ્યાસ કરવામાં કાંઇ ત્રાસ પડતો નથી, બહુવિધ વિષયોને સ્વાધીન થવાનો મનનો મૂળ સ્વભાવ બદલાય છે અને તેને સ્વીકૃત ધ્યાન તરફ ફેરવી શકાય છે. ધ્યાનના અભ્યાસીના અંતઃકરણમાં શાન્તિ, નિરિચ્છતા અને નિર્ભયતા આદિ મહાશક્તિનો પ્રાદુર્ભાવ થાય છે.

**અભ્યાસીને સૂચના**—ધ્યાનસમયે કોઇ પણ પ્રિય અથવા અપ્રિય વસ્તુનું ચિંતન અથવા સ્મરણ ન થાય તે માટે ધ્યાનાભ્યાસીએ ખબરદારી રાખવી. ધ્યેયનો ત્યાગ કરીને મનોવૃત્તિ અન્ય પ્રાણી-પદાર્થાદિ વિષય તરફ વળવા લાગે તો સાવધાનતા અને દૃઢતાથી મનને વિષયથી દૂર રાખવાનો પ્રયત્ન કરવો. ધ્યાનાભ્યાસીએ પોતાનાં નેત્ર, વાણી અને રસનાને નિયમબદ્ધ રાખીને પોતાના મનને જાગ્રત રાખવાનો પ્રયત્ન કરવો અને જ્યારે-ત્યારે પોતાના સ્વીકૃત ધ્યેય તરફ વાળવાનો પ્રયત્ન કરવો. ચિત્ત શુદ્ધ થયા વિના કરેલો ધ્યાનાભ્યાસ બગલા કે બિલાડીના ધ્યાન જેવો છે, માટે ચિત્તને શુદ્ધ કરવા ખાસ યત્ન કરવો જોઇએ. ધ્યાનાભ્યાસથી પ્રતીત થતો લોકોત્તર આનંદ અને નિત્ય પ્રતીત થતો અનુભવ પ્રયત્નપૂર્વક ગુપ્ત રાખવાનો યત્ન કરવો.

## પરિચ્છેદ ૧૪ મો.

## સમાધિ.

**સમાધિ એટલે શું ?**—ધ્યાનનો અભ્યાસ પૂર્ણ થયા પછી ધ્યાતા અને ધ્યાનની પ્રતીતિ દુર્બળ થતાં ધ્યેયની પ્રતીતિ પ્રબળ થવા લાગે છેઃ અંતઃકરણની એ પ્રવૃત્તિ તેજ સમાધિ કહેવાય છે. 'સમાધિ' એ શબ્દનો સંક્ષિપ્ત અર્થ અંતઃકરણની સમ્યક્ નિશ્ચલતા એવો થાય છે. અંતઃકરણ જ્યારે સમાધિ દશાને પાત્ર થાય છે, ત્યારે તેમાંનો તમોગુણ તથા રજોગુણ બળહીન થાય છે. તે વખતે તમોગુણથી પ્રાદુર્ભૂત થનારી જડતા અને રજોગુણથી આવનારી ચચલતા શિથિલ થઇને અંતઃકરણ નિર્મળ સુનિશ્ચલ બને છે.

**સંયમ**—ધારણા ધ્યાન અને સમાધિ જો ક્રમથી એક જ વિષયમાં કરવામાં આવે તો તે સંયમ કહેવાય છે. એ સંયમરૂપ યોગની પ્રાપ્તિ ચિરકાળ યત્ન કરવાથી થાય છે. અનેક જન્માંતરોમાં અભ્યાસ કરવાથી જ્યારે મનુષ્યના હૃદયમાં કાંઇ પણ પાપનાં સંસ્કાર રહેતા નથી ત્યારે સાધક સંયમરૂપ યોગની પ્રાપ્તિદ્વારા જન્મમરણરૂપ સંસ્કાર સારનો છેદ કરનારા આત્મતત્ત્વનો નિર્વિકલ્પ સમાધિદ્વારા સાક્ષાત્કાર કરે છે. સમાધિનો અભ્યાસ કરનારે પોતાનું ચિત્ત માયાકોશમાં આણ્યું હોય છે અને તેની પેલી પાર જવાનો તેનો પ્રયત્ન હોય છે. સમાધિના અભ્યા-

સથી, બાહ્ય વ્યવહારનો લોપ થવાથી મન વિષયલોલુપ થવાની બહુ જ થોડી ભીતિ રહે છે. કલ્પિત બાહ્ય વ્યવહારનો લોપ થવાથી અકલ્પિત પરમાનંદનો અખંડ સુખાનુભવ લેવાની તેનામાં પાત્રતા આવે છે. પરન્તુ એ અવસ્થા પ્રાપ્ત કરવા માટે નિર્વિકલ્પ દશા જોઇએ. કલ્પનાતીત દશા વિના નિર્વિકલ્પ દશા આવતી નથી.

**સમાધિના પ્રકાર**—સંયમનો પરિપાક થવાથી સંપ્રજ્ઞાત સમાધિનો ઉદય થાય છે. ધ્યેય વસ્તુના સ્વરૂપનું ભાન જે સમાધિમાં સ્ફુટ થાય છે, તે સંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે. વૃત્તિઓના અભાવના કારણરૂપ જે વૈરાગ્ય છે તેના અભ્યાસથી ચિત્તની જે સંસ્કારશેષ અવસ્થા તે અસંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે. ઘેરંડ સંહિતામાં સમાધિના ૬ પ્રકારો કહેલા છે. (૧) પહેલાં શાંભવી મુદ્રા ધારણ કરીને આત્માને પ્રત્યક્ષ કરવો, પછી બિંદુમય બ્રહ્મનું એક વાર દર્શન કરી ત્યાં મનને ઠરાવવું, પછી માથામાં રહેનાર બ્રહ્મલોકમય આકાશની મધ્યમાં જીવાત્માને ધારણ કરવો અને તે મુજબ જીવાત્માની વચમાં બ્રહ્મલોકમય આકાશને સ્થાપન કરવું; પછી પોતાના જીવાત્માને આકાશમાં જોઇને સદા આનંદમય થઇ સમાધિમાં બેસવું તે ધ્યાનયોગ સમાધિ કહેવાય છે. (૨) ખેચરી મુદ્રા સાધીને જીભને ઉપરની તરફ જતી કરવી અર્થાત્ તાળવાના ખાડામાં જે અમૃતમય કૂપ છે તેમાં જીભને મેળવવી એટલે સમાધિ સિદ્ધ થાય છે. એ નાદયોગ સમાધિ કહેવાય છે. (૩) ભ્રામરી નામક કુંભક સાધીને ધીરે ધીરે વાયુને અતિ મંદતાથી કાઢી નાંખવો. એ સિદ્ધ થવાથી દેહની અંદર ભમરાના જેવો અવાજ પેદા થાય છે. એ અવાજમાં પોતાના મનને લગાવી દેવું અને સોહનું ભાન કરવું એ રસાનંદ સમાધિ કહેવાય છે. (૪) પહેલાં યોનિમુદ્રા સાધીને પોતાને શક્તિમય—સ્રીરૂપ માનીને, પછી મનમાં એવું માનવું કે પુરૂષરૂપ પરમાત્માની સાથે નારીરૂપે પોતે શૃંગારરસ સંબંધી વિહાર કરી રહ્યો છે. પછી વિહારરસથી પેદા થએલા રસમાં મગ્ન થઇને પરબ્રહ્મસહિત ભાવથી એકારમાં મળી જવું—હું બ્રહ્મ છું—એવો જે સંચાર યોગની દ્વારા થવો તે લયસિદ્ધિ સમાધિ કહેવાય છે. (૫) પોતાના હૃદયમાં ઇષ્ટદેવના રૂપનું ધ્યાન કરવું અને ભક્તિયોગથી, આનંદપૂર્વક—આંખમાંથી આનંદના આંસુના વહનપૂર્વક, રોમાંચ અનુભવાય અને બેચેન થઇ જવાય એટલે સુધી મનને એકાગ્ર કરીને ઇષ્ટદેવનું મનમાં ચિંતન કરવું તે ભક્તિયોગ સમાધિ કહેવાય છે. (૬) મનોમૂર્છા નામક કુંભકને સાધીને મનને પરમાત્માની

સાથે મેળવવું અને પરમાત્માના સંયોગથી સમાધિની પ્રાપ્તિ કરવી તે રાજયોગ સમાધિ કહેવાય છે.

ચિત્તનિરોધ—નિર્વિકલ્પ સમાધિની પ્રાપ્તિ. માટે ચિત્તનિરોધની જ આવશ્યકતા છે. પૂર્વે કહેલા યમ-નિયમાદિ માર્ગો ચિત્તનિરોધના જ છે, છતાં શાસ્ત્રગ્રંથોમાં ચિત્ત ઉપર વિજય મેળવવાની બીજી પણું યુક્તિઓ કહેલી છેઃ અધ્યાત્મવિદ્યાની પ્રાપ્તિ, તત્ત્વવિત્ પુરુષોનો આદરપૂર્વક સમાગમ, વિષયવાસનાનો પરિત્યાગ અને પ્રાણની ગતિનો નિરોધ. આ ચિત્તનિરોધનાં ચાર વિઘ્નો કહ્યાં છેઃ લય, વિક્ષેપ, કષાય અને રસાસ્વાદ. ધારણાદિના અભ્યાસમાં અભ્યાસીના ચિત્તની જે સુષુપ્તિના જેવી સ્થિતિ થાય છે તે લય કહેવાય છે. ઉજાગરો, અજીર્ણ, અત્યાહાર અને અધિશ્રમ એ લયની ઉત્પત્તિનાં કારણ છે. બાયિક પદાર્થોની વાસનાવડે ચિત્ત ધ્યેયથી જૂદા વિષયનો આકાર ધારણ કરે તે વિક્ષેપ કહેવાય છે. જ્યારે ચિત્ત વિક્ષેપ પામે ત્યારે ભોગ્ય વસ્તુઓના ભોગો દુઃખજનક છે એ સંભારી ચિત્તને વિક્ષેપથી શાન્ત કરવું. તીવ્ર રાગદ્વેષની વાસના તે કષાય છે. કષાયથી ઘેરાએલું ચિત્ત ક્યારેક લય વિક્ષેપથી રહિત દુઃખમાં એકાગ્ર થઇને રહે છે. આવા દોષનું શમન કરવા પ્રાણાયામ કરવા અને સદ્ગુરુ કહે તે માર્ગનું આલંબન કરવું સમાધિસુખનું વારંવાર સ્મરણ કરવું અને કોઇને તે કહેવું તે રસાસ્વાદ છે. એ દોષ પણ ત્યજવાયોગ્ય છે. આ ચારે દોષો ત્યજીને ચિત્ત જ્યારે બ્રહ્મસ્વરૂપમાં વિરામ પામે ત્યારે યોગસાધક તેને ચલાયમાન કરે નહિ એટલે તેની બધી વિષયવાસનાઓ નાશ પામે અને ચિત્ત બ્રહ્માનંદથી ભરપૂર થાય.



ખંડ ૩ જો

# સૂર્યચક્ર જ્યોતિષ

અથવા

## જન્મતારીખ ઉપરથી ભવિષ્ય–પરીક્ષણ.

માત્ર જન્મદિવસ ઉપરથી એક મનુષ્યના ગુણ, સ્વભાવ, શક્તિ, ભવિષ્ય, સુખ–દુઃખ, મિત્ર, સ્ત્રી વગેરે કેવું નીવડશે તે બતાવનારૂં આ અંગ્રેજી ભવિષ્ય–પરીક્ષણ 'શિયરો' નામના અંગ્રેજી લેખકના એક પુસ્તક ઉપરથી લખવામાં આવ્યું છે. સાધારણ અંગ્રેજી જ્યોતિષ તો આપણા જ્યોતિષના જેટલું જ કિલષ્ટ અને ગુંચવણભરેલું છે. જેઓ જ્યોતિષ વિદ્યાનો કોઈ જાતનો ધંધો લઈ બેઠા નથી પરન્તુ પોતાના તેમજ મિત્રોના ઉપયોગ માટે ઘરગથ્થુ જ્યોતિષ જાણવાને ઉત્સુક હોય છે તેઓને માટે આ ભવિષ્યપરીક્ષણ ઘણું સહેલું માલૂમ પડશે. આ આધારે મી. શિયરોએ ઘણી વ્યક્તિઓના જીવનની વિગતો તપાસી છે અને આ લેખકે પણ કેટલીક વ્યક્તિઓને મી. શિયરોના સિદ્ધાન્તો લાગુ પાડીને તપાસ કરી છે. પરિણામમાં આ સિદ્ધાન્તો મોટે ભાગે સાચા માલૂમ પડયા છે.

સૂર્ય એક માસમાં એક રાશિ ફરે છે અને સૂર્યની પ્રખર આકર્ષણશક્તિ રાશિના તારાઓ ઉપર અને બીજા ગ્રહો ઉપર પડતી હોવાથી અમુક વખતે જન્મ પામનાર મનુષ્યમાં અમુક વિદ્યુત્ તત્ત્વ દાખલ થાય છે અને તેને આધારે તેના ગુણ, સ્વભાવાદિનો વિકાસ થાય છે એવા મુખ્ય સિદ્ધાન્તને આધારે આ સૂર્યચક્ર જ્યોતિષ વા ભવિષ્ય–પરીક્ષણ લખાએલું છે. જોકે બીજા અનેક ગ્રહો જન્મ પામનાર વ્યક્તિ ઉપર જૂદી જૂદી અસરો નીપજાવે છે, તોપણ સૂર્યની અસર સૌથી વિશેષ હોઇને તેની રાશિ ઉપર થએલી અસરની ગણતરીને આમાં મુખ્ય સ્થાન આપવામાં આવ્યું છે, એટલે બીજા ગ્રહો ઇત્યાદિની ગણતરીની ગુંચવણ

ઉત્પન્ન થતી નથી; આથી આમાં જેટલી સરલતા હોય તેટલી સ્થૂલતા પણ હોય એ સ્વાભાવિક છે.

---

## પરિચ્છેદ ૧ લો.

---

## જાન્યુઆરી માસમાં જન્મ.

**જાન્યુઆરી માસની મર્યાદા**—આ માસની ગણતરી ડીસેમ્બરની ૨૧ મી તારીખથી જાન્યુઆરીની ૨૦ મી તારીખસુધી કરવી. આમાં શરૂઆતના સાત દિવસસુધી આ માસની સંપૂર્ણ અસર થતી નથી અને છેવટે ૭ દિવસસુધી આ માસની ધીમી અસર ચાલુ રહે છે; અર્થાત્ ૨૧ મી ડીસેમ્બરે અસર શરૂ થાય છે, ૨૮ મી ડીસેમ્બરે સંપૂર્ણ જોરમાં આવે છે જે ૧૩ મી જાન્યુઆરી સુધી રહે છે અને ૨૦ મી જાન્યુઆરી સુધી આ માસની ધીમી અસર રહે છે. શરૂઆતના ૭ દિવસમાં જન્મનાર ઉપર આ માસની અને આગલા માસની મિશ્ર અસર ચાલુ રહે અને છેલ્લા ૭ દિવસમાં આ માસની અને આગામી માસની મિશ્ર અસર ચાલુ રહે. આ પ્રકારની ગણતરી હવે પછીના દરેક માસમાં કરવાની છે.

**ગુણ, સ્વભાવ અને શક્તિ**—આ માસમાં જન્મેલા મનુષ્યોમાં મજબૂત મનોબળ હોય છે, પણ એક નિયમ તરીકે તેઓના વિચારોને બીજાઓ ખોટા સ્વરૂપમાં સમજે છે. તેઓ વિચારક હોય છે, દલીલ કરનારા હોય છે અને ધંધા ઉદ્યોગની સંસ્થાના કે કોઈ પણ જાતના સરકારી કામના વડા અમલદાર તરીકે બંધ બેસી જાય છે. તેઓ સ્વતંત્ર ખવાસના અને પોતાનાં બધાં કાર્યોમાં ઉચ્ચ મનના હોય છે. તેઓ બીજાના અંકુશ હેઠળ રહેવાનું ધિક્કારે છે. તેઓને જે કામમાં લગાડવામાં આવે તે કામમાં તેઓ આગેવાન જ હોવા જોઈએ; નહિતો તેઓને પોતાના કામમાં બરાબર રસ લેવાનું ગમતું નથી.

પ્રેમ, ફરજ અને સામાજિક દરજ્જા સંબંધી તેમના વિચારો વિચિત્ર હોય છે અને એ કારણથી જ તેઓ બીજાઓને વિલક્ષણ લાગે છે અને બીજાઓના સ્વભાવ સાથે સરલતાથી તેઓ મળતા થઈ શકતા નથી. જોકે તેઓ મોટા ધર્મી પુરૂષ હોતા નથી, તોપણ તેઓ સ્વભાવે ભક્તિમાન હોય છે અને બીજાઓનું કલ્યાણ કરવાને મોટા યત્નો

કરે છે; પણ સામાન્ય રીતે વ્યક્તિગત નહિ પણ સમષ્ટિગત રીતે તેઓ એવાં સારાં કામો કરે છે.

તેઓ સારા ભાષણકર્તા હોય છે, પરન્તુ સ્પષ્ટવક્તા હોવાથી સારા વક્તા થઇ શકતા નથી. તેઓ ખુલ્લી સરળ ભાષામાં મુદ્દાસરની જ વાતો કરે છે અને મોટે ભાગે તેમ કરવામાં તેઓ પોતાનું હિત માનતા હોય છે. જે કાર્ય લોકોમાં અપ્રિય હોય તે કાર્યને હાથમાં લેવાની તેઓ ઘણી વાર ભૂલ કરે છે તેથી તેમનાં કામોને ખોટા સ્વરૂપમાં સમજનારાઓ તેમના શત્રુ થાય છે. તેઓને પોતાની જવાબદારી માટે તીવ્ર લાગણી થાય છે અને તેની ચિંતામાં તેઓ ઘણી વાર આરોગ્ય ગુમાવી બેસે છે.

તેઓ લોકોને અને તેઓનાં કાર્યો તથા બનાવોને ચપળતાથી મનમાં સમજી લે છે, પરન્તુ તેઓને નિરુત્સાહ થતાં વાર લાગતી નથી. તેઓમાં આત્મવિશ્વાસની ખામી હોય છે. જોકે તેઓ ઠંડા સ્વભાવના દેખાય છે, તોપણ દુઃખી મનુષ્યો તરફ જોઇ તેમનું હૃદય દ્રવે છે અને મોટી સખાવતો કરે છે; પરન્તુ વ્યક્તિગત સખાવતોને બદલે સંસ્થાઓ પ્રત્યે વધારે મોટી સખાવતો કરે છે. જો ધાર્મિક થવાની તેમની ઇચ્છા હોય છે તો તેઓ છેલ્લે પાટલે બેસનારા ધર્મભક્ત થાય છે અને ધર્મોત્સાહથી લગભગ ગાંડા જેવા બની જાય છે.

તેઓ બુદ્ધિમાન અને હુશિયાર મનુષ્યોને માન આપે છે અને પોતે મોટા વિચારક હોય છે. બીજાઓની બાબતોમાં તેઓ ભાગ્યે જ માથું મારે છે અને પોતાના કાર્યમાં બીજાઓને માથું મારવા દેતા નથી. તેઓને કોઈ પણ જાતનું જાહેર જીવન ગમે છે અને જાહેર જીવનમાં તેઓ સુંદર કામ કરે છે. સરકારી કે જાહેર સંસ્થાઓના ઉપરી તરીકેનું કામ તેઓ સારું કરી શકે છે.

**મિત્રતા**—૨૧ ડીસેમ્બરથી ૨૦ જાન્યુઆરી, ૨૦ એપ્રીલથી ૨૧ મી મે, ૨૧ જુનથી ૨૦ જુલાઈ અને ૨૧ ઓગસ્ટથી ૨૦ સપ્ટેમ્બર એ સમયમાં જન્મેલાઓ સાથે તેઓને સારી મિત્રતા જામે છે.

**આરોગ્ય**—અપચો, સંધીવા, પગમાં દર્દ, પગ તથા ઘુંટણને અકસ્માત, બરોળનું તથા લીવરનું દર્દ, દાંતનો સડો અને કાન તથા દાંતનું દર્દ, એવા દર્દો તેમને થવાનો સંભવ હોય છે.

**અનુકૂળ રંગો**—તેઓને જૂદી જૂદી છાયાના ભૂરા, જાંબુડીયા અને કાળા રંગો વધારે અનુકૂળ થાય છે.

---

## પરિચ્છેદ ૨ જો.

---

## ફેબ્રુઆરી માસમાં જન્મ.

**ફેબ્રુઆરી માસની મર્યાદા**—આ માસની ગણતરી ૨૧ જાન્યુઆરીથી ૧૮ ફેબ્રુઆરીસુધીની કરવી. શરૂઆતના સાત દિવસમાં અને છેલ્લા સાત દિવસમાં ધીમી અસર; વચ્ચેના દિવસમા સંપૂર્ણ અસર. આગલા તથા પાછલા સાત–સાત દિવસમાં આ માસની તથા આગલા કે પાછલા માસની મિશ્ર અસર સમજવી.

**ગુણ, સ્વભાવ અને શક્તિ**—આ માસમાં જન્મેલા મનુષ્યોને જીંદગીમાં એકલાપણું બહુ લાગે છે. તેઓનો સ્વભાવ હદ ઉપરાંત લાગણીવાળો હોય છે અને જોતજોતામાં–નજીવી બાબતોમાં પણ તેમની લાગણી દુ:ખાઇ જાય છે. તેઓ સામા માણસનું વર્તન પોતાની બુદ્ધિના પ્રભાવથી જ ઓળખી જાય છે અને તેથી તેઓ લોકોને એકથી બીજા છેડાસુધી આરપાર ઓળખી લે છે. એ રીતે પોતાનું સુખ પ્રાપ્ત કરવા ઇચ્છે છે.

તેઓ સ્નેહનું દર્શન કરાવતા નથી, પરન્તુ તેઓને અંતરમાં ઉંડી લાગણી થાય છે. જો તેઓની ઇચ્છા થાય છે તો તેઓ પોતાના મિત્રને માટે છેવટસુધી લડત ચલાવે છે, પરન્તુ જો તેઓની મરજી ન હોય તો તેઓ કશી દરકાર રાખતા નથી. જો તેઓ હલકી કોટિના મનુષ્યો હોય છે તો પોતાને થએલા અન્યાય કે નુકસાન માટે તેઓ બેદરકાર હોય છે, અને તેનો બદલો લેવાને કશું કરતા નથી.

તેમના જ્ઞાનતંતુઓ સામાન્ય રીતે ખેંચાયેલા રહે છે અને તેથી તેઓ ઘણી વાર પોતાના મીજાજ ઉપરનો કાબૂ ખોઇ બેસે છે; પછી તેઓ એવા કાર્યો કરે છે કે જેને માટે તેઓ પાછળથી અત્યંત શોક કર્યો વિના રહેતા નથી. જાહેર પ્રજાના ભલા માટે તેઓ સામાન્ય રીતે ચપળ હોય છે અને બીજાઓના સંકટનું નિવારણ કરવા માટે પોતાની પાસેનું સઘળું આપી દેવા તત્પર હોય છે. તેઓ સારી રીતે દલીલો કરી શકે છે અને ચર્ચા કે દલીલોમાં તેઓ ફતેહ પામે છે. તેઓને કોઇ વાતની ખાતરી કરી આપવી તે ઘણું મુશ્કેલ કાર્ય હોય છે.

તેઓ ધધા અને નાણાં સંબંધી વહીવટ ઉપર જો પોતાનું ચિત્ત લગાડે છે તો તેઓ ઉત્તમ ધંધાદારી થાય એવી તેમનામાં શક્તિ હોય

છે. પરન્તુ એક સામાન્ય નિયમ તરીકે તેઓ બીજાઓને પૈસા રળી આપે છે તેટલા પોતાને માટે રળતા નથી. બીજાઓના કાર્યોમા તેઓ પોતાની શક્તિ વધુ વાપરે છે જાહેર સભાઓ, મેળાવડાઓ, મેળાઓ વગેરેમા તેઓ બહુ રસ લે છે. તેઓને નાટકો જોવાનું અને જલસામા હાજરી આપવાનું ગમે છે તેઓને લોકોનાં ટોળાંઓને સ્થાને જવાનું ગમે છે, છતાં તેમને પોતાની જીદગીમા એકલાપણુ લાગે છે

સંયોગવશાત્ તેઓ એવા ગુણોનું દર્શન કરાવે છે કે જે ગુણો તેમના સ્વભાવથી વિરૂદ્ધ પ્રકારના હોય જોકે તેઓ પોતે સહેલાઇથી ઉશ્કેરાઇ જાય તેવા હોય છે, તોપણ ઉશ્કેરાઇ જાય તેવા લોકો ઉપર અને ગાંડા માણસો ઉપર તેઓ ઘણી મોટી શક્તિ ધરાવના હોય છે અને તેઓની જીદગીમાં આવા મનુષ્યો સાથે તેમને ઘણી વાર પરિચય પડ્યો હોય છે તેઓમાં પોતાની આંખોદ્વારા સામાને વશ કરવાની શાન્ત શક્તિ રહેલી હોય છે અને એ રીતે તેઓ બીજાને પોતાને વશ કરી શકે છે તેઓનો મોટામાં મોટો દોષ એ છે કે કોઇ આકસ્મિક સયોગો આવી પડતા તેઓ પોતાની જાતને માટે મોટો લાભ મેળવી લેવા તૈયાર બની જાય છે

જો તેઓ ગર્ભશ્રીમત હોય છે, તો આવા લોકો પોતાની પાસે શું છે તે ભાગ્યે જ બહાર દર્શાવે છે સાધારણ સંયોગોમા તેઓ પોતાના લાભની તકો જવા દેવાના અને બહુ મોડુ થઇ ગયા પછી તે તકોને સમજવાના સ્વભાવવાળા હોય છે તોપણ આ સમયમાં જન્મેલા મનુષ્યો જો હલકી કોટિના હોય છે, તો તેઓ સ્વમાન અને જીવનસિદ્ધાંતની કશી દરકાર રાખતા નથી તેઓ ભરોસો રાખવાલાયક હોતા નથી, નાણાપ્રકરણી બાબતોમા કાવત ખોર હોય છે, અપ્રમાણિક હોય છે, અને પોતાની મરજીમા આવે તે વસ્તુ મેળવી લેવામાં અવિચારપૂર્વક વર્તે છે

મિત્રતા—૨૧ મી મેથી ૨૦ જુન, ૨૧ સપ્ટેમ્બરથી ૨૦ ઓકટોબર તેમજ ૨૦ નવેમ્બર અને ૨૧ મી જાન્યુઆરીથી ૧૮ મી ફેબ્રુઆરી સુધીમા જન્મેલાઓ સાથે તેઓને સારી મિત્રતા જામે છે

આરોગ્ય—પાચનક્રિયા કરનારાં અવયવો, આંતરડા, દન્તશુના દર્દો તેમને વધારે ભોગવવા પડે છે અને સાધારણ ઔષધથી તે મટતા નથી શરીરમાં રૂધિરાભિસરણ બરાબર થતું નથી, હાદ [illegible] છે અને વારવાર હુમલો થઇ આવે છે તેઓને દાંતની [illegible]

દર્દ, બરડાની કરોડનું દર્દ અને પગ તથા ઘુંટણના સાંધાનું ભાગવું કે છટકી જવું એવાં દર્દો વારંવાર થઇ આવે છે.

**અનુકૂળ રંગો**—ચમકતા ભૂરા અને આસમાની રંગની છાયાઓ તેમને વધારે ગમે છે.

---

પરિચ્છેદ ૩ જો.

---

## માર્ચ માસમાં જન્મ.

**માર્ચ માસની મર્યાદા**—આ માસની ગણતરી ૧૯ મી ફેબ્રુઆરીથી ૨૦ મી માર્ચસુધી કરવી. શરૂઆતના સાત દિવસમાં ધીમી અસર; વચ્ચેના દિવસોમાં સંપૂર્ણ અસર; આગલા તથા પાછલા સાત દિવસોમાં આ માસની તથા આગલા કે પાછલા માસની મિશ્ર અસર સમજવી.

**ગુણ, સ્વભાવ અને શક્તિ**—આ માસમાં જન્મેલા માણસોમાં એક અદ્ભુત પ્રકારની સ્વાભાવિક સમજશક્તિ હોય છે, જે તેઓ પુસ્તકોથી કે અભ્યાસ કરવાથી મેળવી શકતા નથી. તેઓ ખાસ કરીને દેશોના ઇતિહાસમાંથી, પ્રવાસથી, અને શોધખોળ ઈત્યાદિથી જ્ઞાન સહેલાઇથી મેળવી લે છે અથવાતો ચૂસી લે છે.

જોકે સ્વભાવે તેઓ ઉદાર હોય છે, તોપણ તેઓ હમેશાં પૈસા સંબંધી બાબતો માટે બહુ ચિંતાતુર રહ્યા કરે છે અને ભવિષ્યમાં પોતાની સ્થિતિ કેવી થશે તે માટેની ચિંતા જ કરવાનો તેમનો સ્વભાવ પડી ગયો હોય છે. તેમના મનની આ સ્થિતિ ધન ઉપરના પ્રેમને આભારી હોતી નથી, પરન્તુ બીજાઓ ઉપર આધાર રાખવામાં જે અણગમો તથા ભય તેઓ ધરાવતા હોય છે તેને આભારી હોય છે. તેમના આ ગુણને લોકો યથાર્થ સમજતા નથી એટલે પૈસાસંબંધી બાબતોમાં તેઓ સાંકડા મનના લેખાય છે, પરન્તુ વસ્તુતઃ તેમ હોતું નથી.

પૈસાની બાબતમાં ખાસ કરીને તેઓ પોતાના વચનને પાળતા નથી. તેઓ ક્ષણિક આવેશમાં પૈસા આપવાનું વચન આપે છે, પરન્તુ તેમને વિચાર કરવાનો અવકાશ મળતાં તેમને ભય લાગે છે કે કદાચ પોતે ગરીબ બની જશે, એટલે પછી તેઓ પોતાનું વચન ભાંગે છે અને કદાચ કહ્યા કરતાં અર્ધી રકમ ઉવરે આપે છે.

તેઓની મહત્ત્વાકાંક્ષા ઘણે ભાગે તેમના મનમાં જ સમાઈ રહે છે. તેઓ પોતાનો વિષય પોતાના મગજમાં સારી પેઠે સમજેલા હોય છે, પરન્તુ તેઓને પોતાના વ્યક્તિત્વનું પૂરૂં મૂલ્ય જણાતું નથી એટલે તેઓ જાહેરમાં પોતાની શક્તિની કસોટી કરાવવાનો વખત આવતાં આનાકાની કરે છે. તેઓને વિચાર કર્યા કરવાનો અને અમગીનીમાં પડયા રહેવાનો સ્વભાવ પડી જાય છે અને તેઓ સમજે છે કે આખી દુનિયા પોતાની વિરુદ્ધ પડી ગઇ છે અને પોતાનો ભોગ લેવા તત્પર થઇ છે.

જો તેઓની ઉપર વિશ્વાસ મૂકવામાં આવે તો તેઓ સંપૂર્ણ વિશ્વસનીય અને એકનિષ્ઠ રહે છે. જે કાર્ય કરવાનું તેઓએ હાથમાં લીધું હોય છે તે કાર્ય પાર ઉતારવાને ખંતથી તેઓ મંડે છે. વિશ્વાસનું અને જવાબદારીનું કામ કરવાનું હોય એવી પદવીઓ ઉપર આ પ્રકારના મનુષ્યો વધારે જોવામાં આવે છે.

ઘણા કળાવિદો, સંગીતશાસ્ત્રીઓ અને ગ્રંથકારો આ સમયમાં જન્મેલા છે, પરન્તુ પોતાની શક્તિનો વધારે લાભ લેવા માટે એવા મનુષ્યોએ ઉત્સાહયુક્ત થવું જોઇએ.

મિત્રતા—૨૧ જુનથી ૨૦ જુલાઇ, ૨૧ ઓગસ્ટથી ૨૦ સપ્ટેમ્બર અને ૨૧ ઓક્ટોબરથી ૨૦ નવેમ્બર એ તારીખો વચ્ચે જન્મેલાઓ સાથે તેમને સારી મિત્રતા જામે છે.

આરોગ્ય—ઉંઘ નહિ આવવાનું દર્દ, ઉદાસીનતા અને રૂધિરાભિસરણમાં અનિયમિતતા એ દર્દો તેમને વધારે ભોગવવાં પડે છે. તેઓને વારંવાર પેટનું દર્દ, પગ તથા માથાના દર્દ, સંધીવા અને કમળાનું દર્દ પણ થઇ આવે છે. તેઓએ બની શકે તો સુકી હવામાં અને તાપવાળા તથા પ્રકાશવાળા પ્રદેશમાં રહેવું જોઇએ અને ખુલ્લી હવામાં કસરત કરવી જોઇએ. તેઓને પ્રવાસનો અને હમેશાં ફર્યા કરવાનો કે વહાણ પર અથવા રેલ્વેમાં નોકરી કરવાનો શોખ હોય છે.

અનુકૂળ રંગો—જાંબુડીયા રંગની છાયાઓ તેમને વધારે ગમે છે.

---

## પરિચ્છેદ ૪ થો.

---

## એપ્રીલ માસમાં જન્મ

**એપ્રીલ માસની મર્યાદા**—૨૧ માર્ચથી ૧૯ મી એપ્રીલ સુધીની આ માસની મર્યાદા છે. શરૂઆતના સાત દિવસ અને છેલ્લા સાત દિવસમાં ધીમી અસર; વચ્ચેના દિવસોમાં સંપૂર્ણ અસર; આગલા તથા પાછલા સાત–સાત દિવસોમાં આ માસની તથા આગલા કે પાછલા માસની મિશ્ર અસર સમજવી.

**ગુણ, સ્વભાવ અને શક્તિ**—આ માસમાં જન્મેલા માણસોમાં અતિ બળવાન ઇચ્છાશક્તિ અને કાર્ય પાર પાડવાનો જબરદસ્ત આગ્રહ હોય છે. તેઓ દરેક રીતે લડાયક સ્વભાવના હોય છે. તેઓ મોટા પ્રમાણમાં કાંઇ ધંધાની કે યોજનાની અથવા લશ્કરની કે દેશ સંબંધી વ્યવસ્થા કરવાની હોય છે તો તે માટેની ભારે શક્તિ ધરાવે છે.

તેઓ સ્વાભાવિક રીતે પોતા ઉપરની કોઇની ટીકાની દરકાર કરતા નથી; પરન્તુ ન્યાયબુદ્ધિ, દલીલો અને સાબીતીવડે તેઓના મન ઉપર અસર કરી શકાય છે. તેઓ પોતાના કામકાજમાં તદ્દન સ્વતંત્ર રીતે વર્તે છે. તેઓ દરેક કામ પોતાની રીત મુજબ જ કરે છે અને જો બીજાઓ તેમાં માથું મારે છે તો તેઓ પોતાની કાર્યયોજનાને વીંખી નાખે છે અથવાતો પોતે પાછા હઠીને બીજાને એ કામ કરવા દે છે.

એક નિયમ તરીકે તેઓનું ગૃહસંસારી જીવન સુખી હોતું નથી, કારણકે તેમના સ્વભાવને અનુકૂળ પત્ની કે સંતતિ તેમને ભાગ્યે જ પ્રાપ્ત થાય છે. તેમની સામે દર્શાવવામાં આવતી વિરૂદ્ધતાથી જો તેમને બીજી કોઇ રીતે અસર થતી ન હોય, તો છેવટે તેમનાં છોકરાની વિરૂદ્ધતા તેમને જરૂર પહોંચી વળે છે. તોપણ આવા મનુષ્યો, સ્ત્રી હોય કે પુરૂષ હોય, પણ સ્નેહ તથા મમતાનાં તેઓ બહુ ભૂખ્યાં હોય છે. જો તેઓને કોઇ અનુકૂળ સુપાત્રોમાં સ્નેહ કે મમતા રેડવાનું પ્રાપ્ત થતું નથી તો આ સ્નેહ કે મમતાના ખરાબા સાથે તેમની જીવનનૌકા અથડાઇને છેવટે નાશ પામે છે પોતાની કાર્યશક્તિ અને નિશ્ચયબળને લીધે તેઓ ગમે તેવા મોટા કાર્યોમાં ફતેહ મેળવી શકે છે અને સત્તાવાળી પદવીઓ પ્રાપ્ત કરી શકે છે.

**મિત્રતા**—૨૧ જુલાઇથી ૨૦ ઓગસ્ટ, ૨૧ નવેમ્બરથી ૨૦ ડીસેમ્બર અને ૨૧ સપ્ટેમ્બરથી ૨૦ ઓક્ટોબર સુધીમાં જન્મેલાં મનુષ્યો સાથે તેમને સારી મિત્રતા જામે છે.

**આરોગ્ય**—આ માસમાં જન્મેલાઓએ બીજા કરતાં વધારે ઉંઘ લેવા યત્ન કરવો. તેઓ મગજનું કામ વધારે કરે છે તેથી તેમને માથાનું દર્દ અને મગજનો સોજો લાગુ પડવાનો વધારે સંભવ છે. તેમને ઘણી વાર આંચકી અને મગજે લોહી ચડી જવાનું દર્દ થાય છે. મ્હોં અને માથા પર સોજો તથા ફોલ્લાઓ પણ કોઇ વાર થઇ આવે છે અને નાકનાં છિદ્રોમાં દર્દ થાય છે. માથે વણુ કે ઘા થવાનો સંભવ છે. આગ, એંજીન ફાટવાના અકસ્માતો અને બંદુકો તથા સાંચાકામથી ભયમાં આવી પડવાનું જોખમ તેમને શિરે હોય છે.

**અનુકૂળ રંગો**—લાલ, ગુલાબી રંગ તેમને વધારે ગમે છે. માંદગીમાં આસમાની અને જાંબલી રંગોથી તેમને આરામ મળે છે.

---

## પરિચ્છેદ ૫ મો.

## મે માસમાં જન્મ.

**મે માસની મર્યાદા**—૨૦ એપ્રીલથી ૨૦ મે સુધી આ માસની ગણતરી કરવી. શરૂઆતના સાત દિવસ અને છેલ્લા સાત દિવસમાં ધીમી અસર; વચ્ચેના દિવસોમાં સંપૂર્ણ અસર; આગલા તથા પાછલા સાતસાત દિવસોમાં આ માસની તથા આગલા કે પાછલા માસની મિશ્ર અસર સમજવી.

**ગુણ, સ્વભાવ અને શક્તિ**—આ માસમાં જન્મેલાં મનુષ્યોમાં બીજા માણસો ઉપર અધિકાર ભોગવવાની અદ્દ્ભુત શક્તિ રહેલી છે, જોકે પોતે તેમ કરે છે કિંવા કરવા યત્ન કરે છે એ બાબતનું જ્ઞાન તેમને હોતું નથી. પોતાના નિશ્ચયમાં તેઓ જરાએ મચક આપતા નથી અને તેથી તેઓ ઘણી વાર જીદ્દી અને જક્કી મનાય છે; પણ જ્યારે તેઓ એક વ્યક્તિને ચાહે છે ત્યારે તેઓ ઘણા જ નમ્ર અને અનુકૂળ વૃત્તિવાળા માલુમ પડે છે; પરન્તુ જેમનાથી તેઓ આકર્ષાય છે તેમને જ તેઓ ચાહે છે. તેઓમાં માનસિક અને શારીરિક સહનશક્તિ ઘણી હોય છે અને જ્યાંસુધી મનની ઉશ્કેરાએલી વૃત્તિ કે નિશ્ચય ટકે છે ત્યાંસુધી ગમે તેટલો થાક પણ તેઓ વેઠી લે છે.

પુસ્તકો વાંચીને તે યાદ કરવાની તેમનામાં મોટી શક્તિ હોય છે, અને તેઓ ઘણે ભાગે ગ્રંથલેખન કે ભાષાવિષયક કાર્યમાં ઘણા ફતેહમંદ નીવડે છે; પરન્તુ એક નિયમ તરીકે તેઓ આનંદ અને મિત્રોને બહુ ચાહે છે અને પોતાની કુદરતી બક્ષીસનો એ માર્ગે સુંદર ઉપયોગ કરે છે. મિત્રોનો સત્કાર કરતાં તેમને બહુ સુખ ઉપજે છે. ખોરાકમાં તેઓને સ્વાદિષ્ટ પદાર્થો બહુ ગમે છે. ગૃહવ્યવસ્થામાં તેઓ ઘણું સારૂં કાર્ય કરી બતાવે છે. તેઓ ધંધાની સંસ્થાઓના વ્યવસ્થાપકો તરીકે ઉત્તમ નીવડે છે અને ધંધાસંબંધી તેઓને સારી માહિતી હોય છે. તેઓ હોય છે તે કરતાં વધારે ધનવાન મનાય છે, કારણકે તેઓ દેખાવમાં અને વસ્ત્રો પહેરવામાં સારા દેખાય છે.

તેઓ પોતાના પ્રેમાળ સ્વભાવ કરતાં પોતાની લાગણીથી વધારે દોરાય છે, પરન્તુ તેમનામાં વાસના કરતાં વિશેષ પ્રેમ રહેલો હોય છે. જો તેઓ કોઇને ચાહે તો તેઓ છેલ્લા પગથીયાસુધી ઉદાર રહે છે અને જેને માટે તેમને લાગણી હોય તેને માટે ભોગ આપતાં પાછું વાળી જોતા નથી; જો તેઓ કોઇના શત્રુ થાય છે તો તેઓ મૃત્યુસુધી પૂરી જકથી લડવાનું છોડે નહિ; પરંતુ તેઓ હંમેશાં ખુલ્લી લડાઇ કરનારા હોય છે, કારણકે તેઓ યુક્તિબાજપણાને, બેવડા વર્તનને કે દગાઇને ધિક્કારનારા હોય છે. તેઓ સામા માણસને ખુલ્લી રીતે કહી દે છે કે હું આવી રીતે લડવાનો છું અને પરિણામે શરૂઆતમાં ઘણી વાર તેઓને હાર અનુભવવી પડે; પરન્તુ એક વાર તેમનું લોહી ઉશ્કેરાય, એટલે તેઓ દરેક પ્રકારની વિરૂદ્ધતાને પાર કરીને સામે છેડેસુધી પહોંચ્યા વિના રહે નહિ.

તેઓ પોતાની આસપાસના સંયોગોની અસરને સહેલાઇથી વશ થઇ જાય તેવા હોય છે, અને જ્યારે પ્રતિકૂળ સંયોગોમાં રહેવાનું તેમને પ્રાપ્ત થાય છે ત્યારે તેઓ ઉદાસ અને નિરાશ બની જાય છે.

આ માસમાં જન્મેલ સ્ત્રી કે પુરૂષે નાની વયમાં પરણવું નહિ કારણકે એવી રીતે કરેલું લગ્ન સુખદાયક નીવડવાનો સંભવ નથી.

તેઓએ અગત્યના સવાલોનો નિર્ણય જ્યારે તેઓ એકલા હોય ત્યારે જ કરવો, કારણકે તેમની આસપાસનાં માણસોના મગજ સાથે *તેમનો એટલો બધો પરિચય માલૂમ પડે છે કે તેઓ ગુંચવણમાં પડી* જાય છે અને એવું સમજે છે કે બીજા લોકોના વિચાર અને કલ્પનાઓ તેમનાં પોતાનાં છે. તેઓ પોતાના આવેશથી, લાગણીથી કે પ્રેમવશતાથી સહેલાઇથી આડે માર્ગે દોરાઇ જવાનો સંભવ હોય છે.

આ માસમાં જન્મેલાં સ્ત્રી કે પુરૂષનો સ્વભાવ ઇર્ષ્યાળુ હોય છે અને તેમની ઇર્ષા કેટલીક વાર તેમને જબરદસ્તીનાં કામો કરવા તરફ અથવા તો ગુસ્સાનું દર્શન કરવા તરફ દોરી જાય છે, પરંતુ જ્યારે તેમનો આવેશ શમી જાય છે ત્યારે તેઓ તે માટે બહુ પસ્તાવો કરે છે.

**મિત્રતા**—૨૧ ઓગસ્ટ અને ૨૦ સપ્ટેમ્બર, ૨૧ ડીસેમ્બર અને ૨૦ જાન્યુઆરી તથા ૨૧ ઓક્ટોબર અને ૨૦ નવેમ્બરની વચ્ચે જન્મેલાં મનુષ્યો સાથે તેમને સારી મિત્રતા જામે છે.

**આરોગ્ય**—આ માસમાં જન્મેલાંઓને ગળું, ફેફસાં અને નાકનું દર્દ થવાનો વિશેષ સંભવ છે. ત્રિદોષ, ફેફસાંનો વરમ, મધુમેહ અને આંતરડાંનો વિકાર તેમને જલ્દી થઇ આવે છે.

**અનુકૂળ રંગો**—આસમાની રંગ તેમને બહુ ગમે છે. લાલ રંગ જોઇને તેમની વૃત્તિ ઉશ્કેરાઇ જાય છે એટલે એ રંગનો તેઓ જેમ બને તેમ ઓછો ઉપયોગ કરે છે.

---

## પરિચ્છેદ ૬ ઠ્ઠો.

## જુન માસમાં જન્મ.

**જુન માસની મર્યાદા**—૨૧ મે થી ૨૦ જીનસુધી આ માસની ગણુતરી કરવી. શરૂઆતના સાત દિવસ અને છેલ્લા સાત દિવસમાં ધીમી અસર; વચ્ચેના દિવસોમાં સંપૂર્ણ અસર; આગલા તથા પાછલા સાત-સાત દિવસોમાં આ માસની તથા આગલા કે પાછલા માસની મિશ્ર અસર સમજવી.

**ગુણ, સ્વભાવ અને શક્તિ**—આ માસમાં જન્મેલા માણસો વર્તનમાં અને મનોદશામાં દ્વિધા-બેવડા પ્રકારના હોય છે. તેમના સ્વભાવની બે જૂદી જૂદી દિશાઓ તેમને પરસ્પર વિરૂદ્ધ દિશાએ ખેંચે છે. તેઓનાં મગજ તેજસ્વી હોય છે, પરન્તુ તેઓમાં એક કાર્યને દીર્ઘ કાળ ચાલુ રાખીને પાર ઉતારવાની શક્તિની ખામી હોય છે. બધા માણસોમાં આ પ્રકારનાં માણસોના સ્વભાવને સમજવાનું બહુ મુશ્કેલ હોય છે. સ્વભાવમાં તેઓ એક જ વખતે ઉગ્ર હોય છે અને ઠંડા પણ હોય છે. તેઓ પોતાના સ્વભાવના એક પ્રકારના ગુણને લીધે જેને ચાહે છે, તેને જ બીજા પ્રકારના ગુણને લીધે નાપસંદ કરે છે અને તેની વિરૂદ્ધ ટીકા પણ કરે છે.

તેઓની મગજશક્તિ ચપળ અને તીવ્ર હોય છે અને જે કાર્યોમાં ચપળ મગજશક્તિનું કામ પડે છે તે કાર્યોમાં તેઓ બધા હરીફોને મ્હાત કરી શકે છે. રાજકારસ્થાનમાં તેઓ હુશિયાર હોય છે અને પોતાની ચતુરાઇ તથા તેજસ્વી બુદ્ધિથી તેઓ પોતાની આસપાસનાં માણસોને તથા પોતાની વાતો સાંભળનારાઓને આંજી નાંખે છે, પરન્તુ તે લોકોને તેઓ કશું ડહાપણ આપી શકતા નથી.

તેઓ પોતે ભાગ્યે જ જાણતા હોય છે કે તેઓ શું સિદ્ધ કે પ્રાપ્ત કરવા ઇચ્છે છે. હૃદયમાં તેઓ સમાજમાં પદવી મેળવવાની મહત્ત્વાકાંક્ષા રાખતા હોય છે, પરન્તુ એ પદવી એક વાર મળ્યા પછી તેઓ તેનાથી તુરત કંટાળી જાય છે અને કાંઇ બીજી વસ્તુ અથવા તેથી કેવળ વિરોધી દિશાની વસ્તુ પ્રાપ્ત કરવા તૈયાર થાય છે.

ઉપલક રીતે જોઇએ તો તેઓ જ્યારે અનુકૂળ પ્રકૃતિમાં હોય છે ત્યારે બહુ આનંદદાયક માણસો લાગે છે, પરન્તુ તેઓ એકસરખા છેવટસુધી રહેશે એવી કદાપિ આશા રાખવી નહિ. જો તમે તેમને કહો કે તમે કાલે કેવળ જૂદી જ વાત કરી હતી અને આજે વળી જૂદી વાત કહો છો, તો તેમને ખરાબ લાગશે અને જાણે કે નિખાલસ રીતે જવાબ આપતા હોય તેમ કહેશે કે તમે બરાબર સાંભળ્યું નહિ હોય અથવા મારૂં કહેવું સમજવામાં તમારી ભૂલ થાય છે.

તેઓ માને છે કે પોતે સાચાબોલા છે અને કોઇ ઘડીએ તેમ પણ હોય, પરન્તુ તેમના જીવનમાં ઘડી ઘડીનું જૂદું જીવન હોય છે. તેઓ કાંઇ કાંઇ કાર્ય કરતા હોય છે, પરન્તુ હમેશાં અધીરા ને ઉતાવળા હોય છે એટલે જે કાંઇ વસ્તુ તેમની પાસે ન હોય તે મેળવવા તેઓ મથે છે.

જેઓને તેઓ મળે છે તેઓનો દાણો ચાંપી જોઇને તેમની નબળાઇઓને તેઓ તુરત સમજી જાય છે અને પોતાની ચતુરાઇથી તેઓને નિર્માલ્ય ગણી કાઢે છે.

તેઓ ચતુર એકટરો, વકીલો અને ભાષણકર્તાઓ અથવાતો જેઓ જીંદગીની રંગભૂમિ ઉપર બેવડા પ્રકારની જીંદગી ગાળતા હોય છે તેઓના જેવા ધંધાદારીઓ થઇ શકે છે; પરન્તુ જો તેમનામાં અસાધારણ મનોબળ હોય અને જો તેઓ એક જ વસ્તુને વળગી રહે તો તેઓ સામાન્ય રીતે કોઇ પણ પ્રકારના જીવનમાં મોટી ફતેહ મેળવી શકે. નાણાં પેદા કરવાની બાબત જોતાં તેઓ શેરબજારમાં, નવી કંપનીઓ સ્થાપવામાં અથવાતો ધંધામાં ધન પેદા કરવા માટે નવી

નવી તરકીબો શોધવામાં સારી રીતે પાર ઉતરી શકે, પરન્તુ તેઓને વધારે અનુકૂળ જીવન તો રાજકારસ્થાનીનું છે કે જેમાં ચતુરાઇ અને યુક્તિઓની જરૂર પડે.

સ્નેહ અને મમતાની બાબતમાં તો તેઓ મનુષ્યોમાંના એક ગહન કોયડા જેવા હોય છે. તેઓ આવેશથી ચાહી શકે અને તોપણ તે જ ક્ષણે તેઓ બીજી દિશાએ મમતાને વહેવડાવી શકે; પરન્તુ પોતાની ચતુરાઇથી પોતાની એ રીત કોઇના જાણવામાં આવવા ન દે.

પોતાના સ્વભાવના ગુણદોષનું પૃથક્કરણ જો તેઓ નિખાલસ રીતે ન કરી શકે, તો તેમના સ્વભાવનું આ પ્રકારનું દર્શન તેઓ સ્વીકારશે પણ નહિ અને આ પુસ્તકને ફેંકી દેવા કદાચ તત્પર થશે.

તેઓ મોટી સંસ્થાઓ કરતાં વ્યક્તિગત રીતે વધારે ઉદાર બને છે, કારણકે તેઓનો સ્વભાવ અમુક ક્ષણોના ઉભરાને અનુસરીને વર્તવાનો જ ઘડાઈ ગયો છે.

**મિત્રતા**—સામાન્ય રીતે તેઓને સંખ્યાબંધ મિત્રો હોય છે, પરન્તુ ખાસ કરીને ૨૧ મેથી ૨૦ જુન, ૨૧ સપ્ટેમ્બરથી ૨૦ ઓકટોબર, ૨૧ જાન્યુઆરીથી ૧૮ ફેબ્રુઆરી, અને ૨૧ નવેમ્બરથી ૨૦ ડીસેમ્બર સુધીમાં જન્મેલાઓ સાથે તેમને સારી મૈત્રી જામે છે.

**આરોગ્ય**—જ્ઞાનતંતુના દર્દથી તેમને વધારે હેરાન થવું પડે છે; પરન્તુ જો માસની શરૂઆતમાં તેમનો જન્મ થયો હોય છે તો તેઓને ગુહ્યાંગનાં દર્દો થાય છે. જુવાનીમાં તેમને હેડકી અને જીભ તોતડાવાનું દર્દ હોય છે, પરન્તુ મોટી ઉમરે તે નાબુદ થાય છે. શ્વાસનળી તથા ફેફસાંના ભાગને દર્દની અસર થવાનો વિશેષ સંભવ હોવાથી તેમને ત્રિદોષ જલ્દીથી લાગુ પડી જાય છે.

**અનુકૂળ રંગો**—તેઓને મનપસંદ રંગો રૂપેરી અને સફેદ હોય છે.

---

## પરિચ્છેદ ૭ મો.

---

## જુલાઈ માસમાં જન્મ.

**જુલાઈ માસની મર્યાદા**—૨૧ મી જુનથી ૨૦ મી જુલાઈ સુધી આ માસની ગણતરી કરવી. શરૂઆતના સાત દિવસ અને છેલ્લા સાત દિવસમાં ધીમી અસર; વચ્ચેના દિવસોમાં સંપૂર્ણ અસર: આગલા

તથા પાછલા સાત-સાત દિવસોમાં આ માસની તથા આગલા કે પાછલા માસની મિશ્ર અસર સમજવી.

**ગુણ, સ્વભાવ અને શક્તિ**—આ માસમાં જન્મેલા મનુષ્યોને ઘેર રહેવું બહુ ગમે છે, પરન્તુ તે સાથે તેઓ અશાંત મનના હોવાથી અને મુસાફરી તથા ક્ષણે ક્ષણે નવીનતાનો શોખ હોવાથી તેઓ હમેશાં નવે નવે સ્થળે ઘર કરીને રહે છે અને ભાગ્યે જ એક ઘર પકડીને બેસે છે. તેઓને ઘરમાં મુશ્કેલીઓ પડે છે અને એ રીતે ગૃહજીવન પસાર કરે છે.

નાણાં સંબંધી બાબતમાં તેઓ સામાન્ય રીતે હદ ઉપરાંત ચિંતાવાળા હોય છે અને ભવિષ્યને માટે નાણાં બચાવવા યત્ન કરે છે; પરન્તુ તેમને નાણાં બાબતમાં અનેક વખત ચડતી પડતી ભોગવવી પડે છે અને તેમાંથી પસાર થવામાં તેમને બહુ શ્રમ ઉઠાવવો પડે છે. ઉતાવળે પૈસા પેદા કરવાને તેમને સટ્ટો ખેલવાની ઇચ્છા થઇ આવે છે, પરન્તુ બધા દાવોમાં તેઓ સામાન્ય રીતે નાણાં ખુએ છે, પરન્તુ ધંધા-વેપારમાં તેઓ વધારે સફળતાથી નાણું પેદા કરી શકે છે.

જે કામ તેઓ માથે લે છે તે કામમાં તેઓ ઉદ્યોગી તથા મહેનતુ હોય છે, પરન્તુ તેઓ નસીબવાન હોતા નથી અને તેથી અસાધારણ તથા ઓચીંતા ફેરફાર તેમની જીંદગીમાં હમેશાં આવ્યા કરે છે.

તેમની કલ્પનાશક્તિ સામાન્ય રીતે બળવાન હોય છે અને તેથી કલાકારો, લેખકો, સંગીતવેત્તાઓ તથા કવિઓ તરીકે તેઓ સારા નીવડે છે. તેઓને અદ્ભુત રસ પસંદ હોય છે અને તેઓ પ્રેમાળ સ્વભાવના હોય છે. જેની નોકરી તે કરે છે તેનું કામ બરાબર કરે છે અને તેના લાભને હમેશાં પોતાની દૃષ્ટિ સમીપે રાખે છે.

તેમનો સ્વભાવ બહુ તીવ્ર હોય છે અને જો તેમના હેતુને કોઇ બરાબર ન સમજે તો તેઓ નિરાશ તથા ગમગીન બની જાય છે. તેઓને ઉત્તેજન આપવાની તથા તેમના કામની કદર થવાની જરૂર હોય છે.

તેમની યાદદાસ્ત સામાન્ય રીતે ઉત્તમ હોય છે અને કશા ખાસ હેતુ વિના તેઓ જે કાંઇ શીખે છે તે બધું જ્ઞાન પોતાના મગજમાં સંઘરી રાખે છે. તેઓ કેટલીક વાર ઉત્તમ તત્ત્વજ્ઞાની પણ બને છે અને ગુપ્ત જ્ઞાન પ્રાપ્ત કરવાની તેમને ઇચ્છા થઇ આવે છે.

**મિત્રતા**—તેમણે નાની વયે પરણવું નહિ, કારણકે જૂદી જૂદી ઘડીઓમાં તેમનો સ્વભાવ પરિવર્તન પામવાને પાત્ર હોય છે. જેઓ

૨૧ જુનથી ૨૦ જુલાઇ, ૨૧ ઓકટોબરથી ૨૦ નવેમ્બર, ૧૯ ફેબ્રુઆરીથી ૨૦ માર્ચ, અને ૨૧ ડીસેમ્બરથી ૨૦ જાન્યુઆરીની વચ્ચે જન્મેલાં હોય તેઓની સાથે તેમની મિત્રતા સારી જામે છે.

આરોગ્ય—શ્વાસોશ્વાસને લગતું અને લોહી ઝેરી થવાનું દર્દ તેમને થવાનો વધારે સંભવ છે. સંધીવા જેવાં દર્દો પણ વખતે થઇ આવે.

અનુકૂળ રંગો—લીલા રંગની જૂદી જૂદી છાયાઓ, દૂધીયો રંગ અને સફેદ રંગ તેમને વધુ ગમે છે.

---

## પરિચ્છેદ ૮ મો.

## ઓગસ્ટ માસમાં જન્મ.

**ઓગસ્ટ માસની મર્યાદા**—જુલાઈ ૨૧ થી ઓગસ્ટ ૨૦ સુધી આ માસની ગણતરી કરવી શરૂઆતના સાત દિવસ અને છેલ્લા સાત દિવસમાં ધીમી અસર; વચ્ચેના દિવસોમાં સંપૂર્ણ અસર. આગલા તથા પાછલા સાત-સાત દિવસોમાં આ માસની તથા આગલા કે પાછલા માસની મિશ્ર અસર જાણવી.

**ગુણ, સ્વભાવ અને શક્તિ**—આ માસમાં જન્મેલા મનુષ્યો હમેશાં સામાન્ય જનસમાજની મોખરે આવવાની ઇચ્છા ધરાવનારા હોય છે, અને તેઓ પોતાથી વધારે શક્તિમાન મનુષ્યો તરફ સ્વાભાવિક રીતે આકર્ષાય છે. જ્યાંસુધી એક માણસને તેઓ ચાહે છે ત્યાંસુધી તેઓ તે માણસનો હરકોઇ અપરાધ માફ કરે છે. તેઓમાં દિલસોજી સારી પેઠે હોય છે અને કોઈ અપરાધ તરફ ઉદારતાથી જુએ છે.

હજારો શત્રુઓની સામે તેઓ પોતાના મિત્રનો બચાવ કરે છે. બેવફાઇ અને દગાઇથી તેઓ હૃદયભગ્ન થઈ જાય છે કારણકે તેમના ઉદાર હૃદય ઉપર તેથી આઘાત થાય છે. તેઓ સાચાબોલા અને પ્રમાણિક હોય છે, પરન્તુ ઘણી વાર તેઓ ઠગાય છે અને તેથી તેઓ છેવટે ઉગ્ર અને હદ ઉપરાંત ટોકાખોર બની જાય છે.

નાણાં સંબંધી બાબતોમાં તેઓ ભાગ્યશાળી હોય છે. ન ધારેલે સ્થળેથી તેમને કેટલીક વાર નાણાં મળે છે, પરન્તુ તેમને નાણાં કરતાં વધારે ચાહ પ્રેમાળ હૃદય ઉપર હોય છે. તેઓ પ્રેમાળ હૃદયની ઝંખના કરે છે પણ તેમને તે પ્રાપ્ત થતું નથી.

બીજાઓને કાર્યની પ્રેરણા કરવાની તેમનામાં શક્તિ હોય છે અને નેતાઓ તરીકે તેઓ પોતાનાં માણસોને આગની વચ્ચેથી કે મૃત્યુના મુખમાંથી દોરી જવા સમર્થ હોય છે. નેપોલીઅનનો જન્મ આ માસમાં થયો હતો. તેઓ બહુ ગર્વિષ્ઠ હોય છે અને તેથી તેઓના ગર્વદ્વારા તેઓ સહજમાં ઘવાઇ જાય છે.

કાર્યશક્તિ, નિશ્ચયબળ અને મનોબળ તેઓમાં ઘણું હોય છે. જો તેઓ એક વાર કોઈ કાર્યમાં ચિત્ત ચોંટાડે છે તો મોટે ભાગે પાર ઉતારે છે, પરન્તુ ઘણાં મોટાં સાહસો અને જોખમવાળાં કાર્યો પાર પાડવા તેઓ હંમેશાં યત્ન કરે છે.

તીવ્ર સ્વભાવ, હૃદયની સરલતા અને સીધી લીંટીએ કામ કરવાની રીતને લીધે તેઓની સામે શત્રુઓ બહુ ઊભા થાય છે. મોટા યોદ્ધાઓ, નાણાંપ્રકરણી વિદ્વાનો અને જાહેર પુરૂષો આ માસમાં જન્મેલા હોય છે.

તેઓને પોતાની જીંદગીમા એકલાપણું લાગે છે અને જો કાંઈ કાર્યમાં તેઓને જોડવામા આવતા નથી તો તેઓ ઉદાસ અને નિરાશ જેવા બની જાય છે.

**મિત્રતા**—૨૧ જુલાઇથી ૨૦ ઓગસ્ટ, ૨૧ માર્ચથી ૧૯ એપ્રીલ, ૨૧ જાન્યુઆરીથી ૧૮ ફેબ્રુઆરી અને ૨૧ નવેમ્બરથી ૨૦ ડીસેમ્બર સુધીમાં જન્મેલા મનુષ્યો સાથે તેમની મિત્રતા સારી જામે છે. વિશેષમાં કોઇ પણ માસની તા. ૧–૧૦–૧૯ અને ૨૮ મી એ જન્મેલાઓ સાથે પણ તેમને સારો મેળ બેસે છે.

**આરોગ્ય**—હૃદયનું દર્દ, હૃદયના ધબકારા, માથું અને કાનમાં દર્દ, આંખ તથા મૂત્રાશયનો સોજો અને પગને ઇજા, એ પ્રકારનાં દર્દો તેમને વધારે થાય છે.

**અનુકૂળ રંગો**—પીળો, નારંગી અને લીલો રંગ તેમને વધારે ગમે છે.

---

## પરિચ્છેદ ૯ મો.

## સપ્ટેમ્બર માસમાં જન્મ.

**સપ્ટેમ્બર માસની મર્યાદા**—૨૧ ઓગસ્ટથી ૨૦ સપ્ટેમ્બરસુધી આ માસની ગણતરી કરવી. શરૂઆતના સાત દિવસ અને છેલ્લા સાત દિવસમાં ધીમી અસર; વચ્ચેના દિવસોમાં સંપૂર્ણ અસર; આગલા તથા

પાછલા સાત–સાત દિવસોમાં આ માસની તથા આગલા કે પાછલા માસની મિશ્ર અસર જાણવી.

**ગુણ, સ્વભાવ અને શક્તિ**—આ માસમાં જન્મેલાં મનુષ્યો એક નિયમ તરીકે જીવનમાં સફળ નીવડે છે. તેઓમાં તીવ્ર અને સારી બુદ્ધિ હોય છે અને જેમની સાથે તેમને પરિચય પડે છે, તેમના વિષે તેઓ વિચારશીલ હોય છે. ધંધા સંબંધી બાબતોમાં તેઓ સારી ન્યાયશક્તિ ધરાવનારા હોય છે અને સહેલાઇથી ઠગાતા નથી.

જીવનના સિદ્ધાન્તોમાં તેઓ હમેશાં જડવાદી હોય છે અને પોતાની જ દષ્ટિથી દરેક બાબતનું પૃથક્કરણ કરે છે તથા જુએ છે.

તેઓ સાહિત્યના સાચા વિવેચક બને છે, કોઇની નબળાઇને સત્વર પકડી પાડે છે; તે સાથે તેઓ ઉતાવળા વાંચનાર હોય છે અને અદ્ભુત સ્મરણશક્તિ ધરાવતા હોય છે.

પોતાની આસપાસના સંયોગોમાં હમેશાં સુસંવાદિતા રહે તેવું તેઓ ઇચ્છે છે; પોતાના નિવાસસ્થાન તથા પોષાક માટેનો તેમનો ઉંચો શોખ હોય છે અને બધી વસ્તુઓ સુંદર અને સારી હોય તે જ તેમને ગમે છે.

જે યોજના કે કામ તેમને સારૂં લાગે અને જે બીજાઓ પૂરૂં કરવામાં નિષ્ફળ નીવડ્યા હોય તે યોજના કે કામ જ્યારે તેમને પૂરૂં કરવાનું હોય છે ત્યારે તેઓ તદ્દન સ્વતંત્ર યોજક બનવાને પાત્ર હોતા નથી. લગભગ બધાં કામો કરવામાં તેઓ પોતાનું ચિત્ત ચોંટાડે છે ત્યારે તેઓ સફળતા મેળવે છે.

પોતાનો શારીરિક દેખાવ કરવામાં તેઓ બહુ ચીકણા હોય છે અને હોદ્દા તથા પદવીને માટે તેઓ મોટું માન ધરાવતા હોય છે. કાયદો અને કાયદા સંબંધી ચુકાદાઓના તેઓ મોટા પોષક હોય છે.

પ્રેમ સંબંધી બાબતોમાં તેઓને પોતાની જ ખાસ માન્યતા હોય છે. ખરાબમાં ખરાબ અને સારામાં સારાં સ્ત્રી પુરૂષો પણ તેવી માન્યતા ધરાવનારાંઓમાં હોય છે. તેઓ કાંતો તદ્દન પવિત્ર અને સદ્દગુણી હોય છે અથવાતો તેથી ઉલટા પ્રકારના હોય છે; પરન્તુ કોઈ પણ પ્રકારમાં તેઓના વિચારો એટલા દૃઢ હોય છે કે કોઇ પણ પ્રકારના ઉપદેશની અસર તેમના ઉપર થતી નથી. આ માસમાં જન્મેલી સ્ત્રીઓ કાંતો તદ્દન પતિભક્તિનિષ્ઠ અને ધરરખુ હોય છે અને કાંતો તદ્દન અપવિત્ર હોય છે.

**મિત્રતા**—૨૧ ઓગસ્ટથી ૨૦ સપ્ટેમ્બર, ૨૦ એપ્રીલથી ૨૦ મે, ૧૯ ફેબ્રુઆરીથી ૨૦ માર્ચ અને ૨૧ ડીસેમ્બરથી ૨૦ જાન્યુઆરીની વચ્ચે જન્મેલાં મનુષ્યો સાથે તેમને સારી મિત્રતા જામે છે.

આરોગ્ય—શાન્તિ અને અનુકૂળ સંયોગો આ માસમાં જન્મેલાં માણસોના આરોગ્ય માટે સૌથી વધારે જરૂરના છે, કારણકે તેઓ ચિંતા અને ઉપાધિ બહુ સહન કરી શકે તેવા હોતા નથી. તેઓએ બની શકે તેટલા પ્રમાણમાં ખુલ્લી હવામાં રહેવું અને જ્યારે માંદગી આવે ત્યારે ગામડાંની ખુલ્લી હવામાં જઇ વસવું. તેઓને દર્દો ઓછાં થવાનો સંભવ છે. પરન્તુ આશ્ચર્યની વાત એ છે કે દવાઓ પાછળ ખર્ચ કરવાનું અને દવાઓ ખાવાનું તેમને બહુ ગમે છે, કારણકે કોઈ પણ માંદગીની વાત વાંચવા કે જાણવામાં આવતાં તે માંદગી પોતા ઉપર આવી પડશે એવો એમની કલ્પનાશક્તિને ભય રહ્યા કરે છે. તેઓ પોતાની જુવાની બહુ વિચિત્ર રીતે ગાળનારા હોય છે. તેમને માટે સાદામાં સાદો ખોરાક સારામાં સારો છે, પરન્તુ તેમની સ્વાદવૃત્તિ એવી હોય છે કે ભાણું સ્વચ્છતાથી પીરસાયું ન હોય તોએ તેમની રૂચિ ઉડી જાય છે. જો ઘર-સંસારમાં તેઓ સુખી નથી હોતા અથવા ઘરમાં કાંઈ કંકાસ હોય છે તો તેઓ માંદા પડી જાય છે અને બહુ ગમગીન બની જાય છે. તેમણે દારૂ પીવો એ તેમને માટે બીજાઓ કરતાં વધારે હાનિકારક છે.

અનુકૂળ રંગો—ફીક્કા અને રૂપેરી રંગો તેમને બહુ ગમે છે.

---

## પરિચ્છેદ ૧૦ મો.

## ઓકટોબર માસમાં જન્મ.

**ઓકટોબર માસની મર્યાદા**—૨૧ સપ્ટેમ્બરથી ૨૦ ઓકટોબર-સુધી આ માસની ગણતરી કરવી. શરૂઆતના સાત દિવસ અને છેલ્લા સાત દિવસમાં ધીમી અસર; વચ્ચેના દિવસોમાં સંપૂર્ણ અસર; આગલા તથા પાછલા સાત સાત દિવસોમાં આ માસની મિશ્ર અસર જાણવી.

**ગુણ, સ્વભાવ અને શક્તિ**—આ માસમા જન્મેલાં મનુષ્યો પોતાના વિચારો તથા કાર્યોમાં દઢ તથા નિશ્ચયી હોય છે. તેઓમાં અગમબુદ્ધિ વિશેષ હોય છે એટલે સામાન્ય રીતે પહેલા વિચારાવીર્ભાવને અનુસરીને વર્તે તો સફળતા મેળવે છે. તેઓ ઘણી વાર દિવ્ય શક્તિવાળા હોય છે, તેઓને વિચિત્ર અગમચેતી થઇ આવે છે અને પ્રેતાત્મવિદ્, થીઓસોફી જાણનાર કે ગૂઢજ્ઞાની તરીકે તેઓ સારા હોય છે; તોપણ તેઓ દરેક બાબતની ઉંડાણમાં એટલેસુધી ઉતરવાની ઇચ્છાવાળા

હોય છે કે સંપૂર્ણ સાબીતી મેળવવાની તેઓની ચાહનાને લીધે જ તેઓ પોતાની દિવ્ય શક્તિમાં આગળ વધી શકતા નથી.

તેઓ સટ્ટો ખેલનાર અને જુગારી તરીકે સારી રીતે ફતેહ મેળવે છે; પરન્તુ પૈસાની તેમને બહુ દરકાર હોતી નથી. તેમને જીવનમાં અનેક ચડતી પડતી ભોગવવી પડે છે. તેઓ હમેશાં જૂદી જૂદી બાબતોને સમાન તુલામાં તોળીને એકસરખો ન્યાય આપવાનો જ યત્ન કરતા લાગે છે.

આવા મનુષ્યોનો મોટો ભાગ સ્વાભાવિક રીતે કાયદાના અભ્યાસ તરફ વળે છે અને તેઓ સામાન્ય રીતે ધારાશાસ્ત્રીઓ બેરીસ્ટરો અને ન્યાયાધીશો તરીકે નામ મેળવે છે. જાહેર જીવનમાં પણ તેઓ ઘણી વાર જોવામાં આવે છે; પરન્તુ એ જીવનમાંએ લોકોના કલ્યાણ માટેના કાયદાઓ ઘડવાની લડત ચલાવીને સમાન તુલાથી ન્યાય તોળવાની પોતાની મનોવૃત્તિ દર્શાવી આપે છે.

જ્ઞાન પ્રત્યે તેઓ ભારે માનબુદ્ધિથી જુએ છે અને તેથી તેઓ પોતાનો કાળ કોઇ ખાસ બાબતના અભ્યાસ તથા શોધખોળ પાછળ ગાળે છે; તેમાં પણ દરેક વિષયની સઘળી બાજુઓને સમાન રીતે તોળી જુએ છે અને પછી તે ગ્રહણ કરે છે. આ કારણથી આવા માણસો ઘણે ભાગે વૈદ્ય-ડાક્તરના ધંધામાં વધારે પડે છે, પરન્તુ સામાન્ય રીતે કોઇ ખાસ અભ્યાસના શિક્ષક તરીકે તેઓ સારૂં નામ મેળવે છે અને ધંધાદારી વૈદ્યો તરીકે સારા નીવડતા નથી. જે જે ધંધામાં ઉંડો અભ્યાસ, દીર્ઘ વિચારશીલતા અને ન્યાયની સમાન તુલનાશક્તિની જરૂર હોય છે, તે તે ધંધામાં તેઓ પાર ઉતરે છે;' છતાં બીજા અનેક ધંધાઓ તેમને અનુકૂળ થઇ પડે છે અને તેમાં તેઓ કામ ચલાવી શકે છે.

લગ્નમાં તેઓ સુખી નીવડતા નથી. પ્રેમ વિષયમાં પણ બધી બાજુઓને તપાસી જોવાની ચીકાશ તેઓ કરે છે અને તેથી ઘણી વાર તેઓ નિરાશ તથા નાઉમેદ થઇ જાય છે. તેઓ ગૃહજીવનમાં સુખ શાન્તિની બહુ ઇચ્છા રાખે છે પરન્તુ તેમને હદ ઉપરાંતનાં સુખ શાન્તિ જોઇતાં હોય છે તેનું પરિણામ સારૂં આવતું નથી. તેઓનું મિત્રમંડળ બહુ મોટું હોય છે અને તેમના મિત્રો થવા પણ ઘણા માણસો આવે છે.

**મિત્રતા**—૨૧ જાન્યુઆરીથી ૧૮ ફેબ્રુઆરી, ૨૧ મે થી ૨૦ જુન, ૨૧ સપ્ટેમ્બરથી ૨૦ ઓક્ટોબર અને ૨૧ માર્ચથી ૧૯ એપ્રીલ સુધીમાં જન્મેલાઓ સાથે તેમને સારી મિત્રતા જામે છે.

**આરોગ્ય**—જ્ઞાનતંતુઓની નબળાઇ, બરડામાં દુઃખાવો અને મસ્તક-પીડા તેમને થઇ આવવાનો વિશેષ સંભવ હોય છે. આ માસમાં જન્મેલી સ્ત્રીઓને પેટ તથા ગર્ભાશયનાં દર્દો થઇ આવવાનો સંભવ હોય છે અને તેમને વાઢકાપ કરાવવી પડે એ પણ બનવાજોગ છે.

**અનુકૂળ રંગો**—આસમાની અને જાંબલી રંગની સર્વ પ્રકારની છાયાઓ તેમને બહુ ગમે છે.

---

## પરિચ્છેદ ૧૧ મો.

---

## નવેમ્બર માસમાં જન્મ.

**નવેમ્બર માસની મર્યાદા**—૨૧ ઓક્ટોબરથી ૨૦ નવેમ્બર-સુધી આ માસની ગણતરી કરવી. શરૂઆતના સાત દિવસ અને છેલ્લા સાત દિવસમાં ધીમી અસર; વચ્ચેના દિવસોમાં સંપૂર્ણ અસર; આગલા તથા પાછલા સાત–સાત દિવસોમાં આ માસની તથા આગલા કે પાછલા માસની મિશ્ર અસર જાણવી.

**ગુણ, સ્વભાવ અને શક્તિ**—આ માસમાં જન્મેલાં મનુષ્યો પરસ્પર વિરોધી બાબતોના ભંડાર જેવા હોય છે, કારણકે સારામાં સારા અને ખરાબમાં ખરાબ સ્ત્રી પુરૂષો આ માસમાં જન્મેલાં માલૂમ પડ્યા છે ૨૦ વર્ષની વયસુધી તેઓ તદ્દન પવિત્ર અંતઃકરણના, સદ્‌ગુણી તથા ધર્મશીલ-હોય છે, પરન્તુ એક વાર તેમને આવેશ થઇ આવે છે એટલે તુરત તેઓ સામી દિશામાં જઇ બેસે છે. મોટા સંત પુરૂષો પણ આ માસમાં જન્મેલા છે એકંદર રીતે તેઓ આવેશ કે લાગણીને વશ રહીને જ પોતાનું જીવન વ્યતીત કરે છે અને જેવો સારો નરસો આવેશ, તેવું સારૂં નરસું તેમનું જીવન થાય છે.

તેઓમાં પુષ્કળ આકર્ષણશક્તિ હોય છે, તેથી વક્તાઓ તરીકે તેઓ શ્રોતાઓની વિવેકબુદ્ધિ કરતાં તેઓની લાગણીઓ ઉપર વધારે અસર નીપજાવી શકે છે, પરન્તુ તેઓ પોતાની મરજી મુજબ શ્રોતાઓને ખેંચી જઇ શકે છે. તેઓની લેખનશક્તિ ઉચ્ચ પ્રકારની હોય છે અને કોઇ સ્થળ કે વર્ણન કરવાની શક્તિમાં તેઓ બહુ ચતુર હોય-છે.

જોખમ કે ઓચીંતી આપત્તિના કાળમાં તેઓ ઠાવકા અને નિશ્ચયી રહે છે. ઉત્તમ કોટિના સર્જનો-વાઢ કાપ કરનારા ડાક્તરો આ માસમાં જન્મેલા હોય છે.

તેઓનો અવગુણ એ છે કે તેઓ જેઓના સમાગમમાં આવે છે તેઓની વૃત્તિને ઉતાવળે અનુકૂળ થતી જાય છે. જો તેઓ દુષ્ટ મનના મનુષ્યોના સમાગમમાં આવે છે તો તેટલો વખત તેઓ તેમની વૃત્તિને અનુકૂળ બની જાય છે, પરન્તુ એક નિયમ તરીકે તેઓ તદ્દન ઉલટાઇ જવાની અણી પર હોય છે ત્યારે જ સાચે માર્ગે આવી જાય છે; એટલે છેલ્લી ઘડીએ તેઓ મુશ્કેલીભરેલા સંયોગોમાંથી બહાર નીકળી જાય છે.

તેઓમાં મનુષ્ય જાત પ્રત્યેની લાગણી ઘણી વાર માલુમ પડે છે અને દુનિયાને સત્ય માર્ગે દોરવાને મોટી યોજનાઓ તેઓ ઘડે છે. તેમની જો પ્રશંસા કરવામાં આવે છે તો તેઓ મનુષ્ય જાતિના હિત માટે મોટાં કાર્યો કરવાને ઘણી વાર પ્રેરાય છે; તોપણ તેઓ હમેશાં બેવડું જીવન ગાળનારા હોય છે. બહારની દુનિયા માટેનું તેમનું જીવન અને પોતાની જાત માટેનું તેમનું જીવન જૂદા જૂદા પ્રકારનું હોય છે.

પરણ્યા પછી તેઓ ઘણી વાર બે ઘર રાખે છે; એક ઘર મોટી જવાબદારીઓ અદા કરવા માટે અને બીજું જૂદા પ્રકારનું જીવન ગાળવા માટે. આ બીજા ઘરમાં તેઓ એકલા રહેતા હોય છે તોપણ નિરંકુશ રીતે વર્તે છે.

ધંધો અને રાજદ્વારી બાબતોમાં તેઓ હુશિયાર હોય છે, પરન્તુ બીજાઓને સલાહ આપવાના કાર્યમાં સૌથી વધારે કુશળ નીવડે છે. તેઓએ પોતાનાં કાર્યો ભવિષ્ય માટે મુલતવી રાખતાં હમેશાં સાવચેત રહેવું, કારણકે મુલતવી રાખવાનાં માઠાં ફળ તેમને વધારે ભોગવવાં પડે છે.

તેઓ માનસિક યુદ્ધ ચલાવવામાં કુશળ હોય છે અને દલીલો કરવામાં અદ્વિતીય નીવડે છે. તેઓ કાગળ પર યોજનાઓ ઘડી કાઢવામાં અને વ્યૂહો રચવામાં નિપુણતા દર્શાવે છે પરંતુ મારામારી કે રક્તપાતને તેઓ ધિક્કારે છે. આ કારણથી સંધિવિધાયક તરીકે તેઓ નામ મેળવે છે અને બીજાઓના કજીયા પતાવવામાં તથા શત્રુઓની વચ્ચે સંધિ કરાવવામાં સારી કુશળતા દર્શાવે છે. સપ્તમ એડવર્ડ જેમનો જન્મ ૯ મી નવેમ્બરે થયો હતો તે Edward the peace-maker અથવા સંધિવિધાયક એડવર્ડ તરીકે નામ મેળવી શક્યા હતા.

પોતાના શબ્દો, પત્રો અથવા લખાણોથી તેઓ સર્પના જેવો દંશ લગાવી શકે છે, પરંતુ જરાક આવેશ કે લાગણીનું દર્શન થતાં જ તેઓ બધું ભૂલી જાય છે અને માયાળુ બની જાય છે.

આ માસમાં જન્મેલાને જેવી રીતે ઘણા મિત્રો હોય છે તેવી રીતે

ઘણા શત્રુઓ પણ હોય છે, પરન્તુ તેમનું બળવાન વ્યક્તિત્વ તેમને બધા પ્રસંગોમાંથી પાર ઉતારી દે છે અને વિરોધ શમી જાય છે.

આ માસમાં જન્મેલા પુરૂષો સ્ત્રીઓને અને સ્ત્રીઓ પુરૂષોને વધારે આકર્ષે છે; પરન્તુ જ્યાં ઇચ્છાશક્તિ અને મહત્ત્વાકાંક્ષા સર્વોપરિ હોય છે, ત્યાં તેવા માણસો પોતાની મજબૂત પુરૂષવૃત્તિ કે સ્ત્રીવૃત્તિ ઉપર અંકુશ રાખે છે અને એ રીતે ફતેહ મેળવે છે.

આ મનુષ્યોની મહત્ત્વાકાંક્ષાને હમેશાં ઉત્તેજન મળવું જોઇએ, કારણકે તેથી જ તેઓની ચડતી તથા ઉદ્ધાર થાય છે. મહત્ત્વાકાંક્ષાને માટે તેઓ ગમે તેવો ભોગ આપવા કે ગમે તેવી મોજ છોડવા તત્પર હોય છે અને તેથી બીજાઓ કરતાં તેઓ વધારે કાર્ય નીપજાવી શકે છે.

તેઓ હમેશાં દુનિયાના અભિપ્રાયનું મૂલ્ય ઘણું મોટું માને છે; તે દોષથી નિંદકો તેમના ઉપર પોતે ધારેલી અસર નીપજાવવામાં ફાવી જાય છે.

પ્રસંગની આવશ્યકતાને અનુસરીને તેઓ સ્વાર્થી થાય છે અને કોઇ પણ વસ્તુનો ભોગ પણ આપી શકે છે; પણ તેથી ઉલટું જો તેઓ ફતેહ મેળવે છે તો તેઓ મળેલી મદદ કરતાં દસગણો બદલો આપવા જેટલા ઉદાર પણ હોય છે.

ગૃહજીવનમાં પુરૂષો પોતાના ચાલ્યા આવતા મત કે રીવાજને વળગી રહેવાની વૃત્તિવાળા હોય છે અને બીજાઓ ઉપર અધિકાર ચલાવવાની આશા રાખતા હોય છે; પણ તેમનો સ્ત્રીઓ ઉપરનો પ્રભાવ એટલો મોટો હોય છે કે તેમનો દોષ તુરત જ સ્ત્રીઓ માફ કરી દે છે. એવા પુરૂષથી દુઃખ ભોગવનારી પત્ની પણ તેના હિત માટે છેવટસુધી લડવા તૈયાર હોય છે.

પોતાની મજબૂત આકર્ષક અસરથી તેઓ બીજાઓ ઉપર અદ્‌ભુત શક્તિ ધરાવે છે. તેઓ પોતાની એ શક્તિથી બીજાઓના રોગો મટાડી શકે છે અને જ્યારે તેમની દિલસોજી કે લાગણી ઉશ્કેરાય છે ત્યારે તેઓ બીજાઓને મદદ પણ કરે છે, તથા મદદ કરવાને હરકોઇ જોખમ ખેડે છે.

આવાં મનુષ્યોની પુરૂષત્વ કે સ્ત્રીત્વની વૃત્તિ ઉપર સારી પેઠે અંકુશ રહેવો જોઇએ, નહિતો તેઓ દુર્ગુણોનું બેહદ સેવન કરનારાં થઇ પડે છે.

**મિત્રતા**—૨૧ ઓક્ટોબરથી ૨૦ નવેમ્બર, ૨૧ જુનથી ૨૦ જુલાઇ, ૧૯ ફેબ્રુઆરીથી ૨૦ માર્ચ અને એપ્રીલ ૨૦ થી મે ૨૦ની વચ્ચે જન્મેલાં મનુષ્યો સાથે તેમને સારી મિત્રતા જામે છે.

**આરોગ્ય**—આ મનુષ્યો નાની વયમાં નાજુક અને પાતળા હોય

છે પરન્તુ મધ્યાવસ્થા વીતી ગયા પછી તેઓનું વજન વધવા લાગે છે. સ્ત્રીઓ કે પુરૂષોને નાની વયમાં ગુહ્યાંગનાં દર્દો થવાનો અને પાછળથી હૃદય નબળું પડવાનો સંભવ છે, માટે તેમણે બહુ કસરત કરવી નહિ.

અનુકૂળ રંગો—લાલ અને આસમાની રંગની છાયાઓ તેમને વધારે પસંદ આવે છે.

---

## પરિચ્છેદ ૧૨ મો.

---

## ડિસેમ્બર માસમાં જન્મ.

**ડિસેમ્બર માસની મર્યાદા**—૨૧ નવેમ્બરથી ૨૦ ડીસેમ્બર સુધી આ માસની ગણતરી કરવી. શરૂઆતના સાત દિવસ અને છેલ્લા સાત દિવસમાં ધીમી અસર; વચ્ચેના દિવસોમાં સંપૂર્ણ અસર; આગલા તથા પાછલા સાત-સાત દિવસોમાં આ માસની તથા આગલા કે પાછલા માસની મિશ્ર અસર જાણવી.

**ગુણ, સ્વભાવ અને શક્તિ**—આ માસમાં જન્મેલાં મનુષ્યો કારોબારી શક્તિવાળા, નિર્ભય અને જે કામ માથે લે તે કામમાં નિશ્ચયબળવાળા હોય છે. તેઓ હદ ઉપરાંતના નિશ્ચયી અને ભાષામાં તદ્દન ખુલ્લું બોલનારા હોય છે; તેઓ જે કાંઇ ટીકા કરે છે તેમાં તેમની ન્યાયશક્તિ માટે ઉલટો અભિપ્રાય બંધાય છે અને તેથી ભારે શત્રુઓ પેદા થાય છે.

અમુક વખતે તેઓ જે કાર્ય કરતા હોય તે કાર્ય ઉપર તેઓ પોતાનું બધું ધ્યાન રોકી રાખે છે અને બીજી બાજુએ તેઓ જરાએ નજર કરતા નથી. તેઓનાં મગજ એટલાં બધાં ચપળ હોય છે કે બીજાઓની વાતચીતને અધવચ્ચ તોડીને પોતાની માન્યતા મુજબ ખુલાસો કરી નાંખે છે અને માને છે કે તે ખુલાસાથી તેઓની વાતચીતનું છેવટ આવી જશે.

તેઓ બહુ કામ કરનારા પણ હોય છે. તેઓ થાકી જાય ત્યાંસુધી કામ કરે છે અને થાકેલા દેખાતા નથી.

તેઓ સામાન્ય રીતે બહુ માનવંત માણસો હોય છે, પરંતુ ખાસ કરીને જ્યારે તેઓને લાગે કે બીજાઓ પોતા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખે ત્યારે જ તેઓ તેવા ગૌરવશીલ બને છે. સત્ય કહેવું હોય તોપણ તેઓ તડ ને ફડ બોલી દે છે, તેઓ ઠગાઇને ધિક્કારે છે અને બીજાઓ કોઇને ઠગતા હોય તો તેમને ખુલ્લા પાડી દે છે; તે વખતે તેઓને પોતાને નુકસાન થતું હોય તોપણ પરવા કરતા નથી.

આ માસમાં જન્મેલા મનુષ્યોના બે પ્રકાર હોય છે. એક પ્રકારના મનુષ્યના જીવનના સિદ્ધાંતો અત્યંત ઉચ્ચ પ્રકારના હોય છે અને તેમને કોઇનું ભલું કરવાની વિનતિ કરવામાં આવે તો તેઓ તત્ક્ષણ તેમ કરવા તૈયાર થાય છે; પરન્તુ તેઓ ખાનગી રીતે ઉદારતા બતાવવાને બદલે જાહેર સખાવતો કરવામાં વધારે ઇચ્છે છે, કારણકે તેઓ ઘણે ભાગે જૂદી જૂદી વ્યક્તિઓના સંબંધમાં વ્હેમી બની ગએલા હોય છે, અને તેથી પોતે તે વ્યક્તિઓથી ઠગાઈ જશે એવો ભય ધરાવતા હોય છે. આ કારણથી પોતાની મદદ માંગનારને તે કોઇ સંસ્થાના મંત્રી પાસે મોકલે છે અને પોતાની જાત ઉપર જવાબદારી લેવાને બદલે તે સંસ્થાની જવાબદારી ઉપર તેને નાણાંની કે અન્ય પ્રકારની મદદ કરે છે. પોતાની પાસે કામ કરનારા માણસોની તેઓ બહુ સારી સંભાળ રાખે છે.

ધંધામાં તેઓ મોટાં સાહસ કરનારા હોય છે, પરન્તુ કોઇ એક જ ધંધાને તેઓ વળગી રહેતા નથી, કારણકે તેઓ માને છે કે કોઇ એક ધંધામાં પોતે ફતેહમંદ થાય તો તે જ ધંધાને પોતે વળગી રહેવું એવું તેઓ માનતા નથી. આ કારણથી આવા માણસો કોઇ વાર શેર-દલાલ હોય છે, તો કોઇ વાર ધર્મોપદેશક બનેલા હોય છે; અથવા તો કોઇ વાર પ્રોફેસર હોય છે તો કોઇ વાર વેપારી બની જાય છે. આ પ્રકારની સ્ત્રીઓ એક કાર્યમાં ફતેહમંદ થાય છે કે તુરત બીજા પ્રકારના કાર્યમાં પોતાનું ચિત્ત ચોંટાડીને વળગી પડે છે. એક નિયમ તરીકે તેઓમાં ઇચ્છાશક્તિ અને એકાગ્રતા હોવાથી જે કાંઈ કાર્યમાં તેઓ પડે છે તે કાર્યમાં ફતેહમંદ થાય છે, અને પોતાનો ધંધો પસંદ કરવામાં તેવા માણસોને હમેશાં છૂટો હાથ આપવામાં આવવો જોઇએ.

આ માસમાં જન્મેલા બીજા પ્રકારના માણસો સહેલાઇથી ઓળખાય તેવા હોય છે. બીજાઓ પારકાના ભલા માટે જે કાંઇ યત્નો કરે છે, તે યત્નો ઉપર તેઓ સજ્જડ–બારીકીથી ટીકા કરે છે, અને નાણાં સંબંધી બાબતોમાં તેઓ સામાન્ય રીતે હલકી વૃત્તિવાળા હોય છે. એવા માણસ પાસેથી જો તમે જાહેર સખાવત માટે પાંચ રૂપિયા માગો અને કહો કે તમારૂં નામ વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થશે, તો તેઓ તુરત પાંચ રૂપિયા કાઢી આપશે, પરન્તુ બારણે એક ભૂખે મરતા ભિખારી માટે એક આનો માંગશો તો તે એક આનો નહિ આપે.

આ પ્રકારના માણસો સ્વાર્થી મહત્ત્વાકાંક્ષાથી ઘેરાએલા હોય છે. કોઇ પણ દેશમાં તેઓ સરકારી પદવીઓ મેળવવાનો વિશેષ યત્ન કરે છે.

ચલકાઓ મેળવવાને પણ તેઓ હવાતીયાં મારે છે. તેઓ દંભી હોય છે અને ખરાબમાં ખરાબ ઢોંગી ધર્મોપદેશકો હોય છે. આ વર્ગ અને ઉપર કહેવામાં આવ્યો તે પહેલો વર્ગ સહેલાઇથી ઓળખી લેવાય તેવો હોય છે.

પરન્તુ ખેદની વાત એ છે કે આ બીજા પ્રકારના માણસો દુનિયાદારીમાં પહેલા પ્રકારના માણસો કરતાં વધારે સ્થૂળ ફતેહો મેળવતા હોય છે, કારણકે માણસો તેમને સાચા સ્વરૂપમાં પિછાણી શકતા નથી.

આ માસમાં જન્મેલા બધા માણસો સંગીતના ભક્ત અને કદરદાન હોય છે. તેઓ ઉત્તમ સંગીતવેત્તા પણ બને છે. વાદ્યયંત્ર બનાવનારા કારીગરો તથા સંગીતને ઉત્તેજન આપનારા મોટા નરોમાંના ઘણા આ માસમાં જન્મેલા હોય છે. સંગીતના કોઇ પણ જલસામાં તેઓ હાજરી આપવા કે ઉત્તેજન આપવા હમેશાં તત્પર હોય છે. છતાં દરેક વાતમાં તેઓ સામે પાટલે જઈ બેસનારા પણ હોય છે, ઉતાવળે નિશ્ચય કરે છે અને તેટલી જ ઉતાવળમાં નિશ્ચયને ફેરવી નાંખે છે. એ માટે તેમને પસ્તાવું પડે છે, પરન્તુ પોતાની ભૂલને તેઓ સગર્વ સ્વીકારી લે છે.

આ માસમાં જન્મેલી સ્ત્રીઓ ઉમદા ખવાસની હોય છે. તેઓ પોતાના સ્વામીને તેમના કામમાં સફળ કરવા માટે મદદ કરે છે અને ચાહે છે. તે માટે તે ગમે તેવો ભોગ આપવા તૈયાર હોય છે. તેઓ પતિવ્રતા અને પવિત્ર હોય છે. તેઓને તે ઘરમાં દુઃખ હોય તોપણ બહાર દુઃખ દર્શાવતી નથી અને ઘરરખુ બની રહે છે. તેઓ ધર્મમંદિરમાં જાય છે અને તેથી બીજાઓ સારો દાખલો લેશે એમ માને છે. તેઓ કાયદા તથા વ્યવસ્થાને માન આપે છે, ઉત્તમ માતાઓ નીવડે છે અને પોતાનાં બાળકોને આજ્ઞાંકિત, નિયમિત તથા પ્રમાણિક થવાની કેળવણી આપે છે. આ માસમાં જન્મેલા મનુષ્યો કોઈ પણ કાર્યમાં ફતેહમંદ નીવડે તોપણ તેમણે કામ કરવાનું ચાલુ રાખવું; તેઓ કામથી પરવારીને બેસશે તો ગમગીન અને નિરાશ બની જશે.

**મિત્રતા**—૨૧ માર્ચથી ૧૯ એપ્રીલ, ૨૧ જુલાઈથી ૨૦ ઓગસ્ટ, ૨૧ નવેમ્બરથી ૨૦ ડીસેમ્બર, અને ૨૧ મે થી ૨૦ જુન સુધીમાં જન્મેલાં મનુષ્યો સાથે તેમને સારી મિત્રતા જામે છે.

**આરોગ્ય**—તેમને સંનિપાતથી વધારે પીડાવું પડે છે. તે ઉપરાંત અજીર્ણ અને ફેફસાંનાં દર્દો, ગુમડાં અને ચામડીનાં દર્દો તેમને થઈ આવે છે.

**અનુકૂળ રંગો**—વીજળી રંગની જૂદી જૂદી છાયાઓ તેમને બહુ ગમે છે.




# રમલ વિદ્યા.

## પરિચ્છેદ ૧ લો.

### સોળ શકલ અને તેનો પ્રસ્તાર.

**રમલ વિદ્યા એ શું છે ?**—રમલ વિદ્યા એ યવનોની જ્યોતિષ વિદ્યા છે, પરન્તુ એ વિદ્યાને આર્ય પંડિતોએ સંસ્કૃત ભાષામાં ઉતારી તેનો વિકાસ કર્યો છે. બિંદુ અને રેખાની ગણતરી ઉપર એ શાસ્ત્ર રચાએલું છે અને અહીં એ વિદ્યાને અનુસરીને સરલ રીતે પ્રશ્નોના જવાબ મેળવવાની વિધિ માત્ર દર્શાવી છે. રમલ વિદ્યાનો વિષય ઘણો વિસ્તારવાળો છે, પરન્તુ અત્ર તેનો બધો વિસ્તાર સંક્ષેપમાં સમાવી દેવામાં આવ્યો છે.

**પાસા બનાવવાની રીત**—જ્યારે સાયન મેષનો સૂર્ય હોય ત્યારે અર્થાત્ દિવસ અને રાત્રિ સમાન હોય ત્યારે આઠ ધાતુઓનું મિશ્રણ કરી પાસા બનાવવા. કેટલાક દાંતના પાસા બનાવે છે તે પણ ચાલી શકે છે. પાસા લંબચોરસ ૮ કકડાના બને છે, [      ] આવી લંબચોરસ ચાર બાજુઓ દરેક કકડાને હોય છે અને બીજી બે બાજુઓ સમચોરસ □ હોય છે. લંબચોરસ ચાર બાજુમાંની એક બાજુ પર (⁘) આવાં ચાર બિંદુ, બીજી બાજુ પર (∴) આવાં ત્રણ બિંદુ, ત્રીજી બાજુ પર આવાં (:) બે બિંદુ અને ચોથી બાજુ પર (∵) આવાં ત્રણ બિંદુ મૂકવાં. એ રીતે પાસાના ૮ ટુકડામાંના દરેક ટુકડાની બે સામસામી બાજુઓ પર ચાર અને બે બિંદુ અને બીજી બે સામસામી બાજુઓ પર ઉલટા સુલટી ત્રણ ત્રણ બિંદુઓ આવશે. એવાં બિંદુથી યુક્ત આઠે ટુકડા તૈયાર કરવા. એવા ચાર ટુકડાની વચ્ચે કાણું પાડી તેની આરપાર ધાતુની સળી પરોવવી અને સળીના બે છેડા જરા ટીપાને એવા કરવા કે જેથી તેમાંથી પેલા ટુકડા બહાર સરી પડે નહિ. આ રીતે ૮ ટુકડાના બે

રમળના પાસા તૈયાર થશે સળી ઢીલી હોવી જોઇએ, કારણકે સળીની આસપાસના ટુકડા છૂટથી રમતા ફરતા હોવા જોઇએ, અને પાસા ફેંકતી વખતે તે સળી ઉપર-ધરી ઉપર ફરતા ગાડાના પૈડાની પેઠે ફરવા જોઇએ.



[આકૃતિ ૨૩] 'લહ્યાન' શકલ સાથે રમલના પાસા (આ આકૃતિમા પહેલા પાસાની બીજી બાજુ-પરના ०० આડા બે બિંદુને બદલે ⁞ ઉભા બે બિંદુ સમજવા )

**પાસા ફેંકવાનીરીત**–બેઉ પાસા જમણા હાથમાં ચિત્રમાં દર્શાવ્યું છે તે મુજબ રાખવા ⸫ આવા ત્રણ ત્રણ બિંદુ વાળો એક પાસો રાખવો અને નીચેનો ⁘ ચાર ચાર બિંદુવાળો રાખવો. એક બિંદુ બિંદુરૂપ ગણાય અને ०० બે બિંદુ— (રેખા) ૩૫ ગણાય અને બેઉ પાસાની સ્થિતિને સામટી લઇએ તો ≡ ≡ ≡ ≡ આવી ચાર શકલ થઇ ગણાય તેનું નામ 'લહ્યાન' શકલ છે. આ રીતે લહ્યાન શકલ બનાવીને શુભ દિવસે શુભ સમયે પાસાને હાથમાંથી ૨ડતા જમીન પર ફેંકવા અને તે જે પ્રમાણે પડે ને પ્રમાણેની શકલો સ્લેટ ઉપર બિંદુ ને રેખાના નિયમ મુજબ ઉતારી લેવી. એકદરે ચાર શકલો આવશે.

**શકલોનાં નામ**—રમલવિદ્યામા એકદરે સોળ શકલ છે. (૧) ≡ લહ્યાન, (૨) ⚍ કબ્જુલદાખિલ, (૩) ⚍ કબ્જુલખારીજ, (૪) ≣ જમાત, (૫) ⚍ ફરહા, (૬) = ઉકલા, (૭) ≡ અન્કીશ, (૮) ⚍ હુમરા, (૯) ⚍ બયાઝ, (૧૦) ⚍ નસ્રુતખારીજ, (૧૧) ⚍ નસ્રુતદાખિલ, (૧૨) – અતવે ખારિજ, (૧૩) ⚍ નકી, (૧૪) ⚍ અતવે દાખિલ, (૧૫) ⚍ ઇજ્જતમા અને (૧૬) ⁞ તરીખા.

**શકલનો પ્રસ્તાર બનાવવાની રીત**—ફેંકેલા પાસા ઉપરથી શકલનો પ્રસ્તાર બનાવવો ચાર શકલના પહેલા એક એક નુકતા (રેખા કે બિંદુ એ નુકતો કહેવાય છે) લઇને પાંચમી, બીજા એક એક નુકતા લઇને છઠ્ઠી, ત્રીજા એક એક નુકતા લઇને સાતમી અને ચોથા એક એક નુકતા લઇને આઠમી શકલ બનાવવી. પછી પહેલી અને બીજી શકલના નુકતાના ગુણાકારથી ૯ મી, ત્રીજી-ચોથીના નુકતાના ગુણાકારથી ૧૦ મી,

પાંચમી-છઠીના નુકતાના ગુણાકારથી ૧૧ મી અને સાતમી-આઠમીના નુકતાના ગુણાકારથી ૧૨ મી શકલ બનાવવી. પછી નવમી-દસમીના નુકતાના ગુણાકારથી ૧૩ મી અને ૧૧મી-૧૨મીના નુકતાના ગુણાકારથી ૧૪ મી શકલ બનાવવી. પછી ૧૩મી-૧૪મીના નુકતાના ગુણાકારથી ૧૫ મી શકલ બનાવવી અને પંદરમી તથા પહેલીના નુકતાના ગુણાકારથી ૧૬ મી શકલ બનાવવી. એ સોળમી શકલ ઉપરથી પ્રશ્નનું ફળ વિચારવામાં આવે છે. કોઈ બે શકલોના નુકતાના ગુણાકાર કરવાના હોય ત્યારે તે તે શકલોના પહેલા-પહેલા, બીજા-બીજા, ત્રીજા-ત્રીજા અને ચોથા-ચોથા નુકતાનો ગુણાકાર સમજવો; અને ૦ × ૦ = -(રેખા) - × - = - (રેખા) ૦ × - અથવા - × ૦ = ૦ (બિંદુ) એવું ગુણાકારનું પરિણામ સમજવું. (બે બિંદુ કે બે રેખાનો ગુણાકાર રેખા આવે અને બિંદુ-રેખા કે રેખા-બિંદુનો ગુણાકાર બિંદુ આવે.)

**પ્રસ્તારનું ઉદાહરણ**—ઉપર સૂચવેલી રીતે કરેલું શકલના પ્રસ્તારનું ઉદાહરણ આ નીચે આપ્યું છે. આ યવનશાસ્ત્ર હોવાથી ઉર્દૂની રીતે-ઉલટી રીતે શકલો લખાય છે: માત્ર ૧૫-૧૬ મી શકલો આપણી આર્ય રીતે-સીધી રીતે લખાય છે. ધારો કે લગ્નાન શકલ બનાવીને પાસા ફેંકતાં પહેલી ચાર શકલ નીચે મુજબ પડી: એ ચારે શકલના પહેલા-પહેલા, બીજા-બીજા,ત્રીજા-ત્રીજા અને ચોથા-ચોથા નુકતાની ૫,૬,૭,૮ મી શકલો થઈ.૧-૨, ૩-૪, ૫-૬, અને ૭-૮ શકલોના નુકતાના ગુણાકારથી ૯ મી, ૧૦ મી, ૧૧ મી અને ૧૨ મી શકલો થઈ. પુનઃ ૯-૧૦ અને ૧૧-૧૨ શકલોના ગુણાકારથી ૧૩ મી અને ૧૪ મી શકલો થઈ. ૧૩-૧૪ ના ગુણાકારથી ૧૫ મી અને ૧૫-૧ ના ગુણાકારથી છેલ્લી ૧૬ મી શકલ થઇ અને તેના ઉપરથી ફળ જોવું.

૮ ૭ ૬ ૫ | ૪ ૩ ૨ ૧
૧૨ ૧૧ | ૧૦ ૯
૧૪ | ૧૩
૧૫ | ૧૬

**શકલપ્રસ્તારની બીજી રીત**—જે પ્રશ્નનું ફળ જોવું હોય તે પ્રશ્ન મનમાં ધારણ કરીને નીચે દર્શાવ્યા પ્રમાણે દરેક લીટીમાં ગણતરી કર્યા વિના શૂન્યો મૂકવાં. મરજીમાં આવે તેટલાં શૂન્યો મૂકવાં પણ

મનમાં કે મ્હોંથી ગણવાં નહિ. એવી રીતે ચાર લીંટીઓમાં શૂન્યો મૂકવાં. શૂન્યો મૂકતાં ઇષ્ટદેવનું મનમાં સ્મરણ કરવું કિંવા ગાયત્રીમંત્ર કે જૈન હોય તો નવકાર મંત્ર જપતાં શૂન્યો મૂકવાં. ધારો કે નીચે મુજબ શૂન્યો મૂકયાં.

૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ =૧૪
૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ =૧૧
૦ ૦ ૦ ૦ ૦ =૫
૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ =૨૯

શૂન્યો મૂકીને દરેક લીંટીમાં કેટલાં છે તે ગણી કાઢવાં; પછી પહેલી લીંટીનાં શૂન્યોની સંખ્યાને ૪ થી, બીજીની શૂન્યસંખ્યાને ૭ થી, ત્રીજીની શૂન્યસંખ્યાને ૧૨ થી અને ચોથીની શૂન્ય સંખ્યાને ૧૬ થી ભાગવી. દરેકમાં જે શેષ રહે તેમાં ૭–૭ ઉમેરવા. જે સંખ્યા આવે તેટલામી શકલ સમજવી, પણ જો એ સંખ્યા સોળથી વધુ આવે તો ૧૬ બાદ કરતાં જે સંખ્યા રહે તે શકલ સમજવી. એ રીતે ચાર લીંટીથી ૪ શકલો થશે. ઉપર જે ૧૬ શકલો આપી છે તે નંબર મુજબ શકલો માંડવી. ઉપરના ઉદાહરણમાં પહેલી લીંટીમાં ૧૪ શૂન્ય છે. ૧૪÷૫, ૨ શેષ+૭=૯ મી શકલ ⚎ (બયાજ) થઇ. બીજી લીંટીમાં ૧૧ શૂન્ય છે. ૧૧÷૭, ૪ શેષ+૭=૧૧ મી શકલ ⚍ (નસુતદાખિલ) થઇ. ત્રીજી લીંટીમાં ૫ શૂન્ય છે. ૫÷૧૨, ૫ શેષ+૭=૧૨ મી શકલ ⁝ (અતવેખારિજ) થઇ. ચોથી લીંટીમાં ૨૯ શૂન્ય છે. ૨૯÷૧૬, ૧૩ શેષ+૭=૨૦ (૧૬ થી વધુ છે માટે)–૧૬=૪ થી શકલ ☰ (જમાત) થઇ. હવે પહેલીને બીજી શકલે ગુણવા, એ ગુણાકારને ત્રીજી શકલે ગુણવો અને એ ગુણાકારને ચોથી શકલે ગુણવો. ગુણાકારની રીત પૂર્વે આપી છે. (૧) ⚎ × (૨) ⚍ = ☰ × (૩) ⁝ = ⁝ × (૪) ☰ = ⁝ (જવાબ). આ છેલ્લા જવાબ ઉપરથી ફળાદેશ જોવો. મીંડાં મૂકવાને બદલે ચાર જુદી જુદી સંખ્યાઓ મનમાં ધારીને પણ આ મુજબ પ્રસ્તાર થાય છે.

**શકલપ્રસ્તારની ત્રીજી રીત**—ત્રીજી રીત એવી છે કે પૃચ્છક ચાર માણસનાં, ચાર શહેરનાં, ચાર ફળનાં અને ચાર ધાન્યનાં નામ આપવાં; અને દરેકના કેટલા અક્ષરો છે તે ગણવા. અક્ષરોની સંખ્યાને મીંડાની સંખ્યા લખીને પછી ઉપર જણાવેલી રીત મુજબ ભાગાકાર અને સરવાળાની રીતે શકલો નક્કી કરવી. દાખલા તરીકે : મનુષ્યનાં

નામ : રામ, ગોવિંદ, ગોપાલ, મોહનલાલ =૧૩ અક્ષર; ૪ શહેરનાં નામ : અમદાવાદ, કલકત્તા, સુરત, રાજકોટ=૧૬ અક્ષર; ૪ ફળનાં નામઃ કેરી, સંતરૂં, જામફળ, ફણસ=૧૨ અક્ષર; ૪ ધાન્યનાં નામ : ઘઉં, બાજરી, જુવાર, ચોખા=૧૦ અક્ષર. આ સંખ્યાઓને શકલ પ્રસ્તારની બીજી રીત મુજબ ભાગવી, તેમાં ૭ ઉમેરવા અને શકલોના આંકડા નકકી થયે તે ઉતારીને તેના નુકતાના ગુણાકારવડે છેલ્લી એક શકલ તૈયાર કરવી અને ફળાદેશ વિચારવો.

**શકલના અક્ષરો**—જૂદી જૂદી શકલોને નીચે મુજબ અક્ષરો આપેલા છે. તે ફળાદેશ જોવામાં ઉપયોગી થઇ પડે છે. શકલોનો અનુક્રમ તેમાં જાળવ્યો નથી તેથી અનુક્રમના આંકડા પણ આપેલા છે.

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૨ | ૧૩ | ૧૫ | ૭ | ૯ | ૧૪ | ૧૧ | ૧૦ | ૧૨ | ૮ | ૧ | ૬ | ૫ | ૩ | ૪ |
| a | b | c | d | f | g | h | j | l | m | n | p | r | s | t | v |
| અ | બ | ક | ડ | ફ | ગ | હ | જ | લ | મ | ન | પ | ર | સ | ટ | વ |

## પરિચ્છેદ ૨ જો.

## પ્રશ્નાનુક્રમણિકા.

**પહેલો ભાગ**—(૧) મારી ઇચ્છા પાર પડશે કે? (૨) મેં અંગીકૃત કરેલા કાર્યનું છેવટે શુભ નીવડશે કે? (૩) મારૂં ધ્યેય સફળ થશે કે? (૪) ખોવાએલી વસ્તુ પાછી મળશે કે? (૫) પરદેશ ગએલો માણસ પાછો આવશે કે? (૬) તે વ્યક્તિ મારા પર પ્રેમ કરશે કે? (૭) તેને પુત્ર થશે કે પુત્રી? (૮) રોગી માંદગીમાંથી સાજો થશે કે? (૯) આવતું વર્ષ લાભકારક નીવડશે કે?

**બીજો ભાગ**—(૧) તે કેદી બંધીખાનામાંથી છૂટશે કે? (૨) લોટરીમાં ઇનામ મળશે કે? (૩) મુકદ્દમામાં જીત થશે કે? (૪) આ વર્ષે પરીક્ષામાં પાસ થઇશ કે? (૫) મારો મિત્ર મારી સાથે પ્રમાણિકપણે વર્તે છે કે? (૬) મને પરદેશમાં રહેવું સુખાવહ થશે કે? (૭) આ લગ્ન સુખકારક થશે કે? (૮) આ પ્રવાસ સુખાવહ થશે? (૯) જીવનપર્યંત આ ધંધાથી મારો નિર્વાહ ચાલશે?

ત્રીજો ભાગ—(૧) મારા વ્રત કે બાધાનું છેવટ કેવું આવશે? (૨) એ વ્યક્તિ સાથે લગ્ન કરવાથી તે સુખાવહ થશે? (૩) કયા ધંધામાં મને લાભ થશે? (૪) મારી પાછળ કેટલાં બાળકો રહેશે? (૫) એ વ્યક્તિનું સ્વભાવવૈચિત્ર્ય કેવું છે? (૬) આ નોકરી સુખકારક થશે? (૭) મારા શત્રુની બાજી અફળ જશે? (૮) આ કામમાં દ્રવ્યલાભ થશે? (૯) મારા મનના ઈરાદાનું છેવટ કેવું થશે?

પ્રશ્ન કયા ભાગમાં આવે છે અને પ્રશ્નનો અંક કેટલામો છે એ અવશ્ય ધ્યાનમાં રાખવું.

---

## પરિચ્છેદ ૩ જો.

---

## પ્રશ્ન પૂછવાનો સમય અને રીત.

**પ્રશ્નનો સમય**—મુસલમાનોએ મુસલમાન માસની ૩, ૫, ૧૩, ૨૧, ૨૪, અને ૨૫ મી તારીખે પ્રશ્ન પૂછવો કે જોવો નહિ. ખ્રીસ્તીઓએ જાન્યુઆરીમાં તા. ૧, ૨, ૪, ૬, ૧૧, ૧૨, ૨૦, ફેબ્રુઆરીમાં ૧, ૧૭, ૧૮, માર્ચમાં ૧૪, ૬, એપ્રિલમાં ૧૦, ૧૭, ૧૮, મેમાં ૭, ૮, જુનમાં ૧૮, જુલાઇમાં ૧૭, ૨૧, ઓગસ્ટમાં ૨૦, ૨૧, સપ્ટેમ્બરમાં ૧૦, ૧૮, ઓક્ટોબરમાં, નવેમ્બરમાં ૬, ૧૦, ડીસેમ્બરમાં ૬, ૧૧, ૧૫, એ તારીખોએ પ્રશ્ન પૂછવો નહિ. હિંદુઓએ મંગળવારે દિવસે, શુક્રવારે રાત્રે, વ્યતિપાતાદિ અશુભ દિવસે અને ઘાત વારે, ઘાત નક્ષત્રે પ્રશ્ન પૂછવો નહિ. એ સિવાય જેને મતે જે જે અશુભ દિવસ હોય તે તે દિવસે પ્રશ્ન પૂછવો નહિ. પ્રશ્ન સવારે ૧૦ વાગ્યાસુધી જોવો. બીજે વખતે બનતાંસુધી ન જોવો. મન દુઃખિત હોય કિંવા ચિંતાથી વ્યગ્ર હોય તોપણ પ્રશ્ન જોવો નહિ.

**પ્રશ્ન જોવાની રીત**—(૧) પ્રશ્ન જોનારે પૂર્વ દિશા તરફ પોતાનું મ્હોં રાખીને પ્રશ્ન જોવો. (૨) કોઇ પણ એક જ પ્રશ્ન દિવસમાં એક વાર જોવો. એક દિવસમાં અનેક વાર અનેક પ્રશ્નોનાં ફળ જોવાં નહિ. બીજે દિવસે જોવાં. (૩) સ્નાનાદિ વિધિ કરીને પ્રસન્ન ચિત્તે ઇષ્ટ દેવતાનું સ્મરણ કરીને ઈષ્ટ પ્રશ્ન મનમાં ધારીને પછી તેનું ફળ જોવું. (૪) પ્રશ્ન સમયે પ્રશ્ન જોનાર વ્યક્તિની જેવી માનસિક સ્થિતિ સંશયી કે નિઃસંશયી હોય છે તે પ્રમાણે જ કેટલીક વાર ફળ મળે છે. માટે શાન્ત અને પ્રસન્ન

વૃત્તિ હોય ત્યારે જ પ્રશ્નનું ફળ જોવું એ ઠીક છે. પ્રભુસ્મરણ કરીને પ્રશ્ન જોવો. (૫) પ્રશ્નના ઉત્તરમાં ભાવી ફળાફળનો નિર્ણય આપ્યો છે; પણ ભાવી અરિષ્ટ કિંવા કોઈ કાર્યનો અપયશ ઇત્યાદિ 'ટાળ્યું ટળતું નથી જ' એવો તેનો અર્થ સમજવો નહિ. તો ભાવી બનનાર હોય તે માટે વેળાસર સાવધ રહીને વિઘ્નો કિંવા અડચણોનો પ્રતિકાર કરવાની તજવીજ કરી રાખવી, એટલે વિપરીત બનવાનું હોય તે અનુકૂળ થાય કિંવા અત્યંત અરિષ્ટ થવાનું હોય તે થોડા અરિષ્ટથી ટળી જાય. દાખલા તરીકે એક પ્રશ્નનો જવાબ એવો આવે કે "આ મનુષ્ય બચશે નહિ," તો એ માણસ મરી જશે એમ ખાતરીથી માનીને કેવળ દૈવ ઉપર આધાર રાખીને સ્વસ્થ બેસી રહેવું નહિ, પણ રોગનિવારણાર્થે, ઔષધચિકિત્સા, સુશ્રૂષા, કિંવા દૈવકોપશાંતિ ઇત્યાદિ કરતા રહેવું. પ્રશ્નનું કથન ભાવી ઇશારો સમજીને તે માટે પહેલેથી વ્યવસ્થા કરી રાખવી. એક પ્રશ્નનો જવાબ એવો આવે કે "હું પરીક્ષામાં પાસ થઇશ" તો પછી જવાબ ઉપર જ આધાર રાખીને વાંચવાનું છોડી બેસવું નહિ; એમ કરીને આળસમાં વખત ગાળવાથી દૈવ પણ વિરુદ્ધ બને છે. જે શ્રમ કરે છે તેને જ દૈવ સહાય કરે છે. આ નિયમોમાં કાંઇ ચૂક આવવાથી ઉત્તરમાં પણ ચૂક આવવાનો સંભવ છે.

**વિશેષ સૂચના**—(૧) પોતા સંબંધી સુખ-દુઃખના પ્રશ્નનું ફળ પોતે જોવું નહિ, પણ બીજા પાસે જોવડાવવું. કોઇ પ્રશ્નનો જવાબ બહુ ભયંકર હોયઃ દાખલા તરીકે જવાબ આવે કે "રોગી મરણ પામશે" તો જવાબથી આઘાત થાય એવી રીતે કહેવું નહિ પણ કહેવું કે "કષ્ટ-સાધ્ય માંદગી છે, માટે ઔષધોપચાર કાળજીથી કરવો અને ગ્રહકોપની શાન્તિ કરાવવી." આવી ચતુરાઇથી જવાબ આપવાથી પૃચ્છકના ધૈર્યનો લોપ થતો અટકે છે. (૨) પ્રશ્નની શકલો પૃચ્છકના જોવામાં ન આવે તે ધ્યાનમાં રાખવું, કિંવા પૃચ્છકે શકલો બતાવવા કહેવું પણ નહિ; કારણકે તેથી પોતાનું ફળ જોવાની મનુષ્યને ઉત્કંઠા થાય છે. (૩) સામાન્ય પ્રકારના પ્રશ્નો પોતાની જાતે જોવામાં વાંધો નથી, પરન્તુ ગંભીર પ્રકારના પ્રશ્નો પોતાની મેળે ન જોવા. સામાન્ય પ્રકારના પ્રશ્નો પણ બીજા પાસે જોવડાવવા એ વધારે સારું છે. (૪) પ્રશ્નકર્તાની જે જાતિ (નર-નારી) કે વચન (એક-અનેક) હોય તે જ જાતિ ને વચન ફળમાં પણ સમજવું.

## પરિચ્છેદ ૪ થો.

## કોષ્ટકો અને પ્રશ્નફળ.

**કોષ્ટક જોવાની રીત**—પૂર્વે જે ત્રણ ભાગોમાં પ્રશ્નો આપ્યા છે, તેમાંના કયા ભાગમાં કયા નંબરનો પોતાનો પ્રશ્ન છે તે જોઇ લેવું. હવે પછી ત્રણ ભાગનાં ત્રણ કોષ્ટકો આપ્યા છે. જે ભાગનો પ્રશ્ન હોય તે ભાગના કોષ્ટકમાં તે નંબરના પ્રશ્નની સીધી લીટીમાં આંકડા જોવા. નીચે આપેલી શકલમાંની કઇ શકલ, પ્રસ્તારને અંતે આવી છે તે શકલ તથા પ્રશ્નનંબર બેઉની પંક્તિઓ જ્યાં મળે તે ખાનાનો આંકડો અને તે આંકડાની ટોચે આવેલો અક્ષર એ કાગળ ઉપર લખી લેવા. પછી પ્રશ્નફળના ટેબલોમાં તે નંબરના ટેબલમાં તે અક્ષરનું ફળ જોવાથી જવાબ મળી આવશે. દાખલા તરીકે પ્રશ્ન એવો છે કે " મને પરદેશમાં રહેવું સુખાવહ થશે કે ? " આ પ્રશ્ન બીજા ભાગમાં ૬ ઠો છે; અને પ્રસ્તારમા છેલ્લી શકલ ⁝ આવેલી છે. 'ભાગ ૨–કોષ્ટક ૨ ' માં ૬ નંબરનો પ્રશ્ન અને ⁝ શકલ બેઉ '૭' આંકડા આગળ મળે છે; એ ૭ મા નંબરનું ટેબલ સમજવું તેની ટોચે 'ત્ર' અક્ષર છે. હવે ભાગ ૨–ટેબલ નં. ૭–'ત્ર' અક્ષરનું ફળ જુઓ તો જણાશે કે " પરદેશમાં જવાથી ધનલાભ અને વિદ્યાલાભ થશે."

ભાગ ૧–કોષ્ટક ૧.

| પ્રશ્ન નંબર | ॐ | ન | મો | શ્રી | દ | ત્તા | ત્ર | યા | ય |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૨ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧ |
| ૩ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧ | ૨ |
| ૪ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧ | ૨ | ૩ |
| ૫ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૬ | ૬ | ૭ | ૮ | ૯ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૭ | ૭ | ૮ | ૯ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૮ | ૮ | ૯ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૯ | ૯ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| શકલનું ચિન્હ | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] |

## ભાગ ૨–કોષ્ટક ૨.

| પ્રશ્ન નંબર | ૐ | ન | મો | શ્રી | દ | ત્તા | ત્ર | યા | ય |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૯ | ૮ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ |
| ૨ | ૮ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૯ |
| ૩ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૯ | ૮ |
| ૪ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૯ | ૮ | ૭ |
| ૫ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૯ | ૮ | ૭ | ૬ |
| ૬ | ૪ | ૩ | ૨ | ૧ | ૯ | ૮ | ૭ | ૬ | ૫ |
| ૭ | ૩ | ૨ | ૧ | ૯ | ૮ | ૭ | ૬ | ૫ | ૪ |
| ૮ | ૨ | ૧ | ૯ | ૮ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ |
| ૯ | ૧ | ૯ | ૮ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ |
| શકલનું ચિન્હ | ⁞ | ÷ ÷ | ÷ ÷ | ⌶ ÷ | ≡ ≡ | ≡ ≡ | ⌶ ≐ | ≡ ⫶ | ≡ |

## ભાગ ૩–કોષ્ટક ૩.

| પ્રશ્નનં | ૐ | ન | મો | શ્રી | દ | ત્તા | ત્ર | યા | ય |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૯ | ૮ | ૭ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૨ | ૮ | ૭ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૯ |
| ૩ | ૭ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૯ | ૮ |
| ૪ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૯ | ૮ | ૭ |
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૯ | ૮ | ૭ | ૬ |
| ૬ | ૨ | ૩ | ૪ | ૫ | ૯ | ૮ | ૭ | ૬ | ૧ |
| ૭ | ૩ | ૪ | ૫ | ૯ | ૮ | ૭ | ૬ | ૧ | ૨ |
| ૮ | ૪ | ૫ | ૯ | ૮ | ૭ | ૬ | ૧ | ૨ | ૩ |
| ૯ | ૫ | ૯ | ૮ | ૭ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ |
| શકલનું ચિન્હ | ⁞ | ÷ ÷ | ÷ ÷ | ⌶ ÷ | ≡ ≡ | ≡ ≐ | ⌶ ≐ | ≡ ⫶ | ≡ |

ભાગ ૧-ટેબલ ૧—(છ) તમારી આશા વ્યર્થ છે. (ન) આ વર્ષ તમને લાભદાયક થશે. (મો) તે આ માંદગીમાંથી બચવાનો સંભવ નથી. (શ્રી) તેને પુત્રી થશે. (દ) તે વ્યક્તિ જરૂર પ્રેમ કરશે. (તા) તે વ્યક્તિ પાછી ફરશે નહિ. (ત્ર) તમારાં સગાં-વહાલાં તરફથી તમારી વસ્તુ મળશે. (યા) તમોને યશ મળશે નહિ. (ય) તમારા મિત્ર તરફથી તમારું કાર્ય થશે.

ભાગ ૧-ટેબલ ૨—(છ) આ કાર્યમાં તમને ત્રાસ થશે. (ન) તમારી ઇચ્છા પરિપૂર્ણ થશે. (મો) આવતું વર્ષ તમને મુશ્કેલીઓમાં વિતાવવું પડશે, માટે દરકોઈ કાર્ય સાવધાનતાથી કરવું. (શ્રી) તેની માંદગી સારી થશે નહિ. (દ) તેને પુત્ર થશે. (તા) તેનો તમારા પર માત્ર બાહ્ય પ્રેમ છે. (ત્ર) તે મનુષ્ય જરૂર આવશે. (યા) તે વસ્તુ મળશે નહિ. પ્રયત્ન વ્યર્થ છે. (ય) બહુ યત્ન કરવો નહિ પડે અને કાર્ય પાર ઉતરશે.

ભાગ ૧-ટેબલ ૩—(છ) તમે એ કાર્યની પાછળ પડવાનું છોડી દો તો ઠીક. (ન) બધી અડચણો દૂર થઈને કાર્ય ફત્તેહમંદ થશે. (મો) તમારી ઇચ્છા પૂર્ણ થશે નહિ. (શ્રી) આ વર્ષે તમને મુંઝવણમાં જશે. (દ) એ વ્યક્તિ માંદગીથી બચશે. (તા) તેને પુત્રી થશે. (ત્ર) તે વ્યક્તિ જરૂર તમારા પર પ્રેમ કરશે. (યા) તે વ્યક્તિ ઘણા દિવસસુધી પરદેશમાંથી પાછી ફરશે નહિ. (ય) તમારી ખોવાએલી વસ્તુ અચાનક મળશે.

ભાગ ૧-ટેબલ ૪—(છ) ખોવાએલી વસ્તુનો નાશ થયો છે. (ન) ઇશ્વરકૃપાથી તમારું કાર્ય પાર પડશે. (મો) આપના કાર્યમાં વિઘ્નો આવશે માટે સાવધાનતાથી કરો. (શ્રી) આપની ઇચ્છા અફળ જશે. (દ) આવતે વર્ષે પુષ્કળ ધનલાભ અને શરીરસુખ મળશે (તા) તે વ્યક્તિ બચવાનો સંભવ નથી. (ત્ર) તેને પુત્ર થશે. (યા) પ્રેમ ખરો નથી માટે વિશ્વાસ રાખવો નહિ; દગો થશે. (ય) તે વ્યક્તિ સુખરૂપ ઘેર પાછી ફરશે.

ભાગ ૧-ટેબલ ૫—(છ) તે વિલંબે પાછો આવશે. (ન) કેટલેક દિવસે તમારી વસ્તુ મળશે. (મો) ભવિષ્યની આશા ફોકટ છે. તમને યશ મળશે નહિ. (શ્રી) તમારા કાર્યમાં ઘણી અડચણો છે, માટે કાર્ય સાવધાનતાથી કરો. (દ) તમારી ધારણા પ્રમાણે યશ મળશે. (તા) આવતે વર્ષે દરેક કાર્ય સાવધાનતાથી કરજો, નહિતો નુકસાન થવાનો સંભવ છે. (ત્ર) તે જરૂર સાજો થવો જોઇએ. (યા) તેને પુત્રી થશે. (ય) તેને તમારા પર ખરો પ્રેમ છે.

ભાગ ૧-ટેબલ ૬—(ઙ્) તેની મરજી સંપાદન કરવામાં કાંઈ જ માલ નથી. (ન) તે વ્યક્તિ જરૂર પાછી આવશે. (મો) તે વસ્તુ મળવી અશક્ય છે માટે પસ્તાવો છોડો. (શ્રી) તમારા કાર્યમાં શત્રુઓ વિઘ્ન નાંખશે, માટે સાવધ રહો. (દ) તમારૂં કાર્ય થોડી વારમાં પાર પડશે. (ત્તા) એ ઈચ્છા છોડી દો, નહિતો નુકસાન થશે (ત્ર) આવતું વર્ષ સુખાનંદમાં જશે. (યા) તે વ્યક્તિ રોગમુક્ત થશે નહિ. (ય) તેને એક સુંદર પુત્રી થશે.

ભાગ ૧-ટેબલ ૭—(ઙ્) તેને પુત્ર થશે. (ન) તમારે માટે તે વ્યક્તિના મનમાં પ્રેમ છે. (મો) પરદેશમાં રહેલો માણસ માંદો હોવાથી આવી શકતો નથી. (શ્રી) ખોવાએલી વસ્તુ મળવાની આશા નથી. (દ) આ કાર્યથી તમારૂં ભવિષ્ય ઉજ્જવલ થશે. (ત્તા) નીચ વૃત્તિના કેટલાંક માણસો તમારા કાર્યમાં વિઘ્નો લાવે છે. (ત્ર) તમારી ઈચ્છા તૃપ્ત થશે. (યા) આવતું વર્ષ નિરાશામાં જશે. (ય) એ વ્યક્તિને થોડી વારમાં આરોગ્યલાભ થશે.

ભાગ ૧-ટેબલ ૮—(ઙ્) એ રોગી સાજો થશે. (ન) તેને પુત્રી થશે. (મો) જે વ્યક્તિ પર આપનો પ્રેમ છે તે વ્યક્તિનું મન આપના વિષે કલુષિત છે. (શ્રી) તે વ્યક્તિ થોડા વખતમાં પાછી આવનાર નથી. (દ) ખોવાએલી વસ્તુ અચાનક મળી આવશે. (ત્તા) તમારૂં ધ્યેય પાર પાડવાની આશા રહેતી નથી. (ત્ર) તમારા પ્રયત્નને જશ મળશે. (યા) છે તેટલામાં સંતોષ માનો, બહુ ફાળ ભરો નહિ. (ય) આખુ વર્ષ તમને સુખમા જશે.

ભાગ ૧-ટેબલ ૯—(ઙ્) આવતે વર્ષે તમને અકલ્પિત લાભ થશે. (ન) ઇશ્વરકૃપાથી તે વ્યક્તિ માંદગીમાંથી મુક્ત થશે. (મો) તેને પુત્ર થશે. (શ્રી) ઇષ્ટ વ્યક્તિ તમારા પર પ્રેમ કરશે નહિ. (દ) તે વ્યક્તિ સારી પેઠે લાભ મેળવીને ઘેર પાછી ફરશે. (ત્તા) તમારી વસ્તુ મળશે નહિ. (ત્ર) ધૈર્યથી પ્રયત્ન ચાલુ રાખો, એટલે યશ મળશે. (યા) હુશિયારીથી કાર્ય કરો, નહિતો ઠગાઇ થવાનો સંભવ છે. (ય) તમારા મિત્રની સહાયથી ઇચ્છા પરિપૂર્ણ થશે.

ભાગ ૨-ટેબલ ૧—(ઙ્) જીવતા રહેશો ત્યાંસુધી આ ધંધો કરવો પડશે નહિ. (ન) એ સ્થળસુધી પ્રવાસ કરવો વ્યર્થ છે. (મો) આ વિવાહ સુખદાયક થશે નહિ. (શ્રી) આ વખતે પરદેશમાં પ્રયાણ

કરશો નહિ. (દ) આપના મિત્ર પર ખુશીથી વિશ્વાસ રાખો. (ત્તા) પરીક્ષામાં નાપાસ થશો. (ત્ર) ખાત્રીથી કેસ જીતશો. (યા) લૉટરી લેશો નહિ, નુકસાન છે. (ય) આ વ્યક્તિ બંધનમુક્ત થશે.

**ભાગ ૨–ટેબલ ૨**—(છ્ર) પ્રવાસમાં બહુ સંકટો આવશે, માટે સાવધાનતા રાખજો; અથવા અત્યારે યાત્રા બંધ રાખો. (ન) આ લગ્નમાં કંઈ આપત્તિ આવશે. (મો) પરદેશમાં થોડો વખત રહેવું; વધુ દિવસ રહેવું ઠીક નથી. (શ્રી) મિત્ર ઉપર વિશ્વાસ રાખશો નહિ. (દ) આ વર્ષે તમે ખાત્રીથી પાસ થશો. (ત્તા) મુકર્દમો હારી જશો. (ત્ર) લૉટરીમાં જરૂર ઇનામ મળશે. (યા) એ વ્યક્તિ હમણાં બંધનમુક્ત થશે નહિ. (ય) આ ધંધામાં આપને જીવન વીતાવવું પડશે.

**ભાગ ૨–ટેબલ ૩**—(છ્ર) આ વિવાહ સુખાવહ થશે નહિ. (ન) પરદેશમાં વસવું લાભકારક નથી. (મો) આપનો મિત્ર દગાખોર છે. (શ્રી) આ વર્ષે પરીક્ષામાં પાસ થવાની આશા નથી; ખંતથી યત્ન કરો, તે ઉપર ઇશ્વરકૃપા થશે. (દ) આ મુકર્દમામાં બહુ ફાયદો થશે. (ત્તા) લૉટરીમાં ઇનામ મેળવવાની આશા રાખશો નહિ. (ત્ર) શ્રીમંત અને સન્માન્ય વ્યક્તિઓની ભલામણથી એ વ્યક્તિ બંધનમુક્ત થશે. (યા) આ ધંધો છોડીને બીજો ઉદ્યોગ કરવો એ વધારે ઠીક છે. (ય) આ પ્રવાસ આપને લાભદાયક અને સુખાવહ થશે.

**ભાગ ૨–ટેબલ ૪**—(છ્ર) પરદેશમાં આપની આબાદી થશે નહિ. (ન) ધ્યાનમાં રાખો કે તમારો મિત્ર જ તમારો શત્રુ છે. તેનો સઘળો હાવભાવ કેવળ બહારનો છે. (મો) ફક્ત એક વિષયમાં નાપાસ થવાની ધાસ્તી છે. અત્યારથી સાવધ રહીને બરાબર અભ્યાસ કરો. (શ્રી) તમારા શત્રુ તરફથી તમે મુકર્દમામાં હારશો, માટે સાવધ રહો. (દ) અચાનક લૉટરીમાં ઇનામ મળશે. (ત્તા) છૂટયા પહેલાં કેદીનું મૃત્યુ થશે. (ત્ર) આ ધંધામાં આયુષ્ય પૂરૂં કરવું પડશે. (યા) અત્યારે પ્રવાસ કરતા નહિ; પ્રકૃતિને પ્રવાસ પ્રતિકૂળ છે. (ય) આ વિવાહ લાભદાયક થશે.

**ભાગ ૨–ટેબલ ૫**—(છ્ર) આપનો મિત્ર લુચ્ચો છે. (ન) પરીક્ષામાં નાપાસ થવાનો સંભવ છે. (મો) મુકર્દમામાં વિરુદ્ધ પક્ષનો જય થશે. (શ્રી) લૉટરીમાં ઇનામ મળશે નહિ. (દ) કેદી એકાએક બંધનમુક્ત થશે. (ત્તા) ચાલુ ધંધા પર અવલંબી ન રહો, બીજો કરો. (ત્ર)

આ પ્રવાસ સુખકારક થશે. (યા) આ લગ્નથી બહુ જ ત્રાસ વેઠવો પડશે. (ય) પરદેશમાં વસવું સુખકારક થશે.

**ભાગ ૨-ટેબલ ૬**—(ક્ર) આપના કોઇ સંબંધીના મૃત્યુથી પરીક્ષામાં બેસી શકાશે નહિ. (ન) આ કેસ અત્યારે ન કરતાં કોઇ બીજે વખતે કરશો તો યશ મળશે. (મો) આ વખતે ઇનામ મળશે નહિ. પ્રયત્ન ચાલુ રાખો. હવે પછીની વેળાએ ઇનામ મળવાનો યોગ દેખાય છે. (શ્રી) તેની બંધનમુક્તતા થવાની આશા નથી. (દ) ચાલુ ધંધો હયાતીસુધી સુખી રાખશે. (ત્તા) આ પ્રવાસમાં બહુ હાનિ થશે. (ત્ર) બને તેટલી ઉતાવળથી લગ્ન પતાવી દો; આગળ હરકત દેખાય છે. (યા) અત્યારે પરદેશમાં જવાનું સાહસ કરતા નહિ. (ય) એ વ્યક્તિ પ્રમાણિક અને જીવજાન મિત્ર છે.

**ભાગ ૨-ટેબલ ૭**—(ક્ર) આ મુકર્દમામાં આપના કરતાં વિરુદ્ધ પક્ષને વિશેષ લાભ થશે. (ન) લૉટરીમાં ઇનામ મળશે નહિ. (મો) કેદી છૂટશે પણ ફરીથી સંકટમાં આવી પડશે. (શ્રી) ચાલુ રોજગારમાં ભારે નિરાશા પ્રાપ્ત થશે. (દ) ઇશ્વરકૃપાથી આ પ્રવાસ સારી રીતે પાર પડશે. (ત્તા) એ સ્ત્રી આપને સુખ આપશે નહિ. (ત્ર) પરદેશમાં જવાથી ધનલાભ અને વિદ્યાલાભ થશે. (યા) કોઈ પણ વાત મિત્ર પાસે કહેશો નહિ. તે વિશ્વાસઘાતક છે. (ય) સારી પેઠે પ્રયત્ન કરો એટલે પરીક્ષામાં પાસ થશો.

**ભાગ ૨-ટેબલ ૮**—(ક્ર) લૉટરીમાં ઇનામ મળશે નહિ. (ન) તે પુનઃ ગુન્હેગાર ઠરશે. (મો) પ્રમાણિકતાથી ધંધો કરવાથી ફાયદો થશે. (શ્રી) એ સ્થળસુધી પ્રવાસ કરવો સારો નથી. (દ) નવી સ્ત્રીથી આપનું આયુષ્ય સુખાવહ થશે. (ત્તા) પરદેશમાં રહેવાથી તેનાં હવાપાણી તમને અનુકૂળ આવશે નહિ. (ત્ર) આપનો મિત્ર વિશ્વાસઘાતી છે. (ય) પરીક્ષાને વખતે માંદા પડવાનો સંભવ હોવાથી નાપાસ થશો માટે તબીયત સાચવીને ચાલો. (ય) ખાત્રીથી કેસમાં તમારો જય થશે.

**ભાગ ૨-ટેબલ ૯**—(ક્ર) થોડા દિવસમાં તેનો છૂટકો થશે. (ન) કેટલાક દિવસ આ ધંધો ચલાવવો પડશે. (મો) નિર્ભય ચિત્તે પ્રવાસ કરો. (શ્રી) નવી સ્ત્રીથી સુખ થશે નહિ. (દ) પરદેશ જવાથી વિશેષ દ્રવ્યલાભ થશે. (ત્તા) એ વ્યક્તિ લુચ્ચી છે. (ત્ર) તમે પાસ થશો. (યા) બરાબર વખતે જ તમારા કેસમાં સાક્ષીઓ દગો દેશે. (ય) લૉટરીમાં તમને જરૂર લાભ થશે.

ભાગ ૩-ટેબલ ૧—(ઉ) એ વ્યક્તિ સદાચારી છે; જૂઠાનો તેને તિરસ્કાર છે. (ન) ફક્ત એક પુત્રી જીવતી રહેશે. (મો) વૈદકીય કિંવા લશ્કરી ખાતામાં દાખલ થવાથી પ્રગતિ થશે. (શ્રી) ઇષ્ટવ્યક્તિ સાથે તમારૂં લગ્ન થશે નહિ. (દ) આપના મિત્રની સહાયથી આ સંકટમાંથી મુક્ત થશો. (ત્તા) આપના મનોદયનું છેવટ સુખમાં આવશે. (ત્ર) હાલના વ્યવહારમાં ધનલાભ થશે. (યા) આપના શત્રુનું કાંઇ ચાલવાનું નથી. (ય) હાલના શેઠથી તમારૂં દૈવ ચડતું રહેશે.

ભાગ ૩-ટેબલ ૨—(ઉ) માલેકની મરજી પ્રમાણે વર્તવાથી તમે સુખી રહેશો. (ન) તે વ્યક્તિ ચંચળ વૃત્તિની છે. (મો) આપની તદ્દન થોડી સંતતિ જીવતી રહેશે. (શ્રી) પરચુરણ ધંધો કરતા રહેવાથી આપને ફાયદો થશે. (દ) ખાત્રીથી એ વ્યક્તિ સાથે આપનું લગ્ન થશે. (ત્તા) આપે અંગીકૃત કરેલા વ્રતથી આપનું હિત થવાને બદલે આપને નુકસાન થશે. (ત્ર) આપની ધારણા પ્રમાણે આપનું ભવિષ્ય થશે. (યા) આ વ્યવહારમાં દ્રવ્યલાભ થશે નહિ. (ય) આપના શત્રુ યશસ્વી થશે.

ભાગ ૩-ટેબલ ૩—(ઉ) આપના શત્રુનો પ્રયત્ન નિષ્ફળ થશે. (ન) શેઠ ઉપર વિશ્વાસ રાખવાથી તમારી અડચણો દૂર થશે. (મો) એ વ્યકિત ક્રોધી અને ખુનસી સ્વભાવની છે. (શ્રી) આપની પાછળ પુત્ર જીવતો રહેશે નહિ. (દ) અંથલેખનના વ્યવસાયથી કિંવા બીજી કોઇ બાબતનું નેતૃત્વ અંગીકાર કરવાથી ઉન્નતિ થશે. (ત્તા) એ વ્યકિત સાથે લગ્ન થવાની આશા છોડી દો. (ત્ર) આપના વ્રતથી આપનું અને આપના બાંધવોનું હિત થશે. (યા) તમારી ઇચ્છા પ્રમાણે વાત બનશે નહિ. (ય) આ કામમાં દ્રવ્યલાભ થશે.

ભાગ ૩-ટેબલ ૪—(ઉ) આ કામમાં નફો કે નુકસાન કાંઇ થશે નહિ. (ન) તમારી અને શત્રુની વચ્ચે સમાધાની થશે. (મો) આ શેઠથી તમને સુખ મળશે નહિ. (શ્રી) તેનો સ્વભાવ મતલબી અને ઘાતકી છે. (દ) આપને એક પુત્ર રહેશે. (ત્તા) ઔદ્યોગિક ધંધામાં લક્ષ દેવાથી ઉદય થશે. (ત્ર) પ્રયત્ન ચાલુ રાખવાથી લગ્ન ગોઠવાઇ જશે. (યા) તમારા વ્રતનું છેવટ સારૂં આવશે નહિ. (ય) આપની ધારણા પ્રમાણે જ વાત બનશે.

ભાગ ૩-ટેબલ ૫—(ઉ) આપની ધારણા મુજબ વાત બનતાં બહુ ખર્ચ થશે. (ન) કેટલાક દિવસ પછી આ કામમાં દ્રવ્યલાભ થશે. (મો) આપના શત્રુનો પ્રયત્ન નિષ્ફળ થશે. (શ્રી) એ નોકરી જલ્દી

. છોડીને બીજી કર્યો. (દ) એ વ્યક્તિ પ્રમાણિક અને વિશ્વાસુ છે. (તા) આપની પાછળ સંતતિ રહેશે નહિ. (ત્ર) હીસાબી કામ અને બીજા લેખનવ્યવસાયથી ઉદરનિર્વાહ ચાલશે. (યા) ઇષ્ટ વ્યક્તિ આપને નિરાશ કરશે. (ય) આપના વ્રતનું છેવટ યશસ્વી આવશે.

ભાગ ૩-ટેબલ ૬—(ઞ) એક પુત્ર રહેશે. (ન) વેપારમાં પ્રગતિ થશે. (મો) લગ્નનો પીછો છોડો. (શ્રી) આપનું વ્રત વિફળ થશે. (દ) ધારણા પ્રમાણે પ્રત્યેક કાર્યમાં યશ મળશે. (તા) દ્રવ્ય મળવાની આશા નથી. (ત્ર) થોડા દિવસ પછી આપનો શત્રુ મિત્ર બનશે. (યા) હાલની નોકરીમાં આપને પૂરતો લાભ નથી. (ય) એ વ્યક્તિ વિશ્વાસુ અને પ્રેમની ઇચ્છુક છે.

ભાગ ૩-ટેબલ ૭—(ઞ) સરકારી નોકરી કરવાથી અથવા બીજો સ્વતંત્ર ધંધો કરવાથી ઉદરનિર્વાહ ચાલશે. (ન) એ વ્યક્તિ વિષે આપના મનમાં વિચાર થયા કરે છે તે મહાપ્રયાસથી મળશે, માટે પ્રયત્ન કરો. (મો) અત્યારે એ વ્રત અંગીકાર કરશો નહિ. (શ્રી) હાલનો વિચાર આપને ત્રાસમાં અને દુઃખમાં પાડશે. (દ) હાલના કામમાં દ્રવ્યલાભ થશે. (તા) આપના શત્રુઓ અચાનક આપનું હિત કરશે. (ત્ર) ત્રાસ પડે તોપણુ આ નોકરી છોડશો નહિ; લાભ થશે. (યા) એ વ્યક્તિ ટોળીયા સ્વભાવની છે. (ય) કેટલાંક છોકરાં જીવતાં રહેશે.

ભાગ ૩-ટેબલ ૮—(ઞ) થોડા વિલંબ પછી તે વ્યક્તિની સાથે લગ્ન થશે. (ન) આપનું વ્રત ફળદાયી થશે. (મો) આપનો ભાવી વિચાર નિરાશાજનક છે. (શ્રી) એ વ્યવહારમાં દ્રવ્ય મેળવવાની આશા રાખશો નહિ. (દ) આપના શત્રુનો વિજય થશે. (તા) આ નોકરીથી ભાવી આકાંક્ષાનો નાશ થશે. (ત્ર) તે વ્યક્તિ દયાળુ છે. (યા) સંતતિ રહેશે નહિ. (ય) ડ્રોઇંગ જેવી કળાની અભિરૂચિ રાખવાથી આપનો ઉદય થશે.

ભાગ ૩-ટેબલ ૯—(ઞ) આપે અંગીકૃત કરેલા વ્રતમાં બહુ સંકટો આવશે માટે સાવધ રહેજો. (ન) આપની કલ્પનાની વિરૂદ્ધ કાંઇ બનાવો બનશે. (મો) આ કામમાં દ્રવ્યલાભ થશે નહિ. (શ્રી) આપના શત્રુને બહુ જ ખર્ચ થશે. (દ) આ નોકરીમાં સુખ મળશેઃ (તા) એ વ્યક્તિ મહેનતુ છે. (ત્ર) કેટલાંક બાળકો રહેશે. (યા) વૈદકનો ધંધો કરવાથી ફાયદો થશે. (ય) તે વ્યક્તિ સાથે લગ્નસંબંધ જોડાઇ જશે.

## પરિચ્છેદ ૫ મો.

## વિવિધ રમળ પ્રશ્નોત્તરમાળા.

જૂદા જૂદા પ્રશ્નોનાં ઉત્તર રમળ વિદ્યાથી મેળવવાની બીજી રીત આ પરિચ્છેદમાં આપી છે. પ્રત્યેક પ્રકારના પ્રશ્નની સાથે તેનો ઉત્તર પણ આ નીચે આપેલો છે. પરિચ્છેદ ૧ માં જણાવેલી રીતે શકલ તૈયાર કરીને તે શકલનો જે અક્ષર ઠરાવેલો છે તે અક્ષર ઉપરથી પ્રશ્નનો ઉત્તર મળશે.

**વૃષ્ટિ સંબંધી**—(પ્રશ્ન ૧) આ વર્ષમાં વરસાદ પાણી કેવાં થશે? (આ પ્રશ્ન નવું વર્ષ શરૂ થાય તે દિવસે એટલે વર્ષની પ્રતિપદાને દિવસે જોવો. ઉત્તર ઉપરથી પોતાનું ગામ અને તેની આસપાસના પ્રદેશમાં વરસાદ-પાણી કેવાં થશે એ સમજવું) (ઉત્તર ૧) આવેલી શકલનો અક્ષર જો પ, વ, હોય તો વરસાદ થોડો પણ પાક સારો ઉતરશે એમ સમજવું. ટાઢ વધારે અને પવન બહુ થાય. ટ, હોય તો વરસાદ થાય પણ પાક ઓછો ઉતરે. ч, ર, વરસાદ થોડો અને દુકાળનું સ્વરૂપ. સ, હવા ગરમ અને પાક મધ્યમ. ક, ઉનાળો આકરો અને વરસાદ છેવટ જતાં સારો થાય. ન, વરસાદ થોડો અને પાક પવનથી નાશ પામે. ગ, પાક સારો પણ અતિવૃષ્ટિથી પાકને ધક્કો લાગે. લ, વરસાદ થોડો અને પાક ઉત્તમ. જ, વખતસર વરસાદ થાય અને પાક સારો થાય. મ, વરસાદ તદ્દન થોડો અને પાક બળી જાય. ક, શરૂઆતમાં થોડો વરસાદ પણ છેવટે સારો વરસાદ થઇ સુકાળ વર્તે હ, પાક અને વરસાદ સોળ આના થાય. ડ, વરસાદ અને પવન વધારે. અ, વરસાદ અને પાક ઉત્તમ.

**પાક ઉતરવા સંબંધી**—(પ્રશ્ન ૨) આ વર્ષે પાક કેવો ઉતરશે? (આ પ્રશ્ન ઉપરથી પોતાના ખેતરના પાકનું ફળ સમજવું). (ઉત્તર ૨) અ, ગ, સ, હ, ઝાકળ અને વીજળીથી પાકને થોડું નુકસાન થવાનો સંભવ છે. ર, પાકને ઉંદરનો ત્રાસ થશે. ટ, પ, કીડ અને ટીડ પાકને નુકસાન કરશે. બ, વ, ક, જ, પાક ઉત્તમ થશે. બાકીની શકલો આવે તો પાક સાધારણ સમજવો.

**સ્વપ્ન સંબંધી**—(પ્રશ્ન ૩) મને આવેલા સ્વપ્નનું ફળ કેવું છે? (ઉત્તર ૩) પ, બ, ગ, લ, જ, અ, સ્વપ્ન શુભ અને ફળ ઉત્તમ. સ, હ, ડ, વ, ફળ મધ્યમ, ટ, ર, ક, મ, ન, ક, અશુભ સ્વપ્ન જાણવું.

**શુભાશુભ દિવસ સંબંધી**—(પ્રશ્ન ૪) આજનો દિવસ કેવો છે ? (ઉત્તર ૪) બ, જ, દિવસ ઉત્તમ છે અને લાભ થશે. ૫, લ, અ, લાભ થશે પણ ખર્ચ થશે. ક, ગ, વ, વિલંબથી ખર્ચ થશે. ૮, ૨, મ, ક, નહીં નુકસાન સરખાં, બાકીની શકલો અશુભ દિવસની જાણવી. ૫, વ, ૮, બ, ગ, લ, ક, ડ, એ પ્રમાણે દિવસના બાર કલાકની અનુક્રમે શકલો જાણવી; તે જ પ્રમાણે સ, ૨, ૬, ન, જ, મ, હ, અ, એ શકલો રાત્રિના ૧૨ કલાકની જાણવી. પ્રત્યેક શકલ ૧॥ કલાકની સમજવી. ઉપર જણાવ્યા પ્રમાણે પ્રશ્નસમયે જે શકલ તૈયાર થાય તે શકલ પ્રમાણે તે જ સમય ફક્ત ઉત્તમ કિંવા ખરાબ જાણવો.

**ધીરધાર કરવા સંબંધી**—(પ્રશ્ન ૫) એને નાણાંની ધીરધાર કરવી સારી છે કે કેમ ? (ઉત્તર ૫) ૫, બ, ગ, લ, જ, અ, ધીરવાથી નાણાં પતી જશે. સ, હ, ડ, કરજ પતશે પણ કાંઇક નુકસાન ખમવું પડશે. બાકીની શકલો અશુભ છે એટલે કરજ પતશે નહિ.

**નોકર સંબંધી**—(પ્રશ્ન ૬) આ નોકર કેવો છે ? (ઉત્તર ૬) બ, જ, હ, ન, નોકર હિતચિંતક છે. ૫, લ, નોકર સારો છે પણ નોકરીમાં ટકશે નહિ. ડ, નોકર દગાબાજ છે. અ, નોકરીમાંથી નાસી જશે પણ પાછો આવશે. બાકીની શકલો સામાન્ય સમજવી.

**કાર્યશક્તિ સંબંધી**—(પ્રશ્ન ૭) આ વ્યક્તિ આ કામ બરાબર પાર પાડશે ? (આ પ્રશ્ન ઉપરથી કોઇ કાર્ય સંબંધી કોઇ વ્યક્તિને મોકલવાથી તે વ્યક્તિ એ કામ પાર પાડશે કે નહિ તેનો ખુલાસો મળશે.) (ઉત્તર ૭) ક, આ વ્યક્તિ બોલવામાં હુશિયાર નથી. અ, કામ માટે મોકલશો નહિ. સ, જ્યાં જશે ત્યાં બરાબર ન્યાય કરશે. ૫, સત્યવાદી પણ કાર્યસિદ્ધિ માટે યત્ન કરવો જોઇશે. ૮, આ વ્યક્તિને બીજા તરફથી હરકત થશે. લ. કાર્ય મોડું પૂરું કરશે. ન, માર્ગમાં અડચણ આવશે પણ બરાબર કાર્ય પાર ઉતારશે. ક, ગમે તેટલાં સંકટો આવે તોપણ કાર્ય કરશે. જ, કાર્ય વિલંબથી થશે. ગ, માણસ સમયવર્તી છે, કામ ઉત્તમ થશે. વ, સ્પષ્ટવક્તા, ન્યાયી, સત્યપ્રિય, કાર્યમાં વિલંબ થશે. ૨, માર્ગમાં અડચણો આવશે અને હિંમત હારી જશે. ડ, કાર્ય થશે નહિ અને માત્ર વાયદા કરશે. બ, અર્ધે રસ્તેથી પાછો આવશે અને પછી કાર્યસિદ્ધિ કરશે. બાકીની શકલો નિષ્ફળ જાણવી.

**પાણી સંબંધી**—(પ્રશ્ન ૮) આ સ્થળે કૂવો ખોદવાથી પાણી નીકળશે ? (ઉત્તર ૮) ૫, બ, વ, ન, ગ, લ, ક, હ, અ, પાણી

પાસે છે અને સારૂં છે. ટ, સ, ર, ક, જ, મ, લ, પાણી દૂર છે અને ખારૂં છે; મીઠું લાગે તોપણ થોડા વખત પછી બગડશે. (પ્રશ્ન ૯) પાણી કઈ દિશાએ છે? (ઉત્તર ૯) ૫, ટ, લ, મ, પાણી પૂર્વમાં છે; સ, ર, ન, હ, પાણી પશ્ચિમમાં છે; ગ, જ, ક, અ, પાણી ઉત્તરમાં છે; બ, વ, ક, ડ, પાણી દક્ષિણમાં છે.

**રોગ-દોષ સંબંધી**—(પ્રશ્ન ૧૦) આ રોગ ગ્રહપીડાનો છે કે અંગરોગ છે? (ઉત્તર ૧૦) ટ, વ, ર, ક, ન, ક, ડ, અ, ગ્રહપીડાનો દોષ જાણવો. બાકીની શકયો અંગરોગની છે. (જો આ પ્રશ્નનો ઉત્તર ગ્રહાદિની પીડાનો આવે તો પછી નીચેનો ૧૧ મો પ્રશ્ન જોવો). (પ્રશ્ન ૧૧) આ વ્યક્તિ કયા દોષથી પીડાય છે? (ઉત્તર ૧૧) ૫, દેવીકોપ. ટ, ગ્રહપીડા, રાક્ષસપીડા. વ, જાદૂ કે મૂઠ. સ, સ્વપ્નદોષ. ર, ગ્રહ અને ભૂતપીડા. ક, ભૂત અને દૈવી પીડા. હ, ભૈરવ પીડા. ડ, ભૂતપીડા. બ, લ, દૃષ્ટિકોપ. અ, ભૈરવ અને ડાકિનીપીડા.

**ભૂત-પ્રેત સંબંધી**—(પ્રશ્ન ૧૨) કયા ઉપાયથી ભૂત દૂર થશે? (ઉત્તર ૧૨) ૫, ક, લ, દેવતા અને ગુરૂની સેવાથી મુક્ત થશે. ટ, મ, મંત્રબળથી દૂર થશે. બ, જ, હ, નવગ્રહશાન્તિથી દૂર થશે. ર, સ, ક, અ, વળગાડમાંથી મુક્ત થશે પણ પાછો સંચાર થવાનો સંભવ. વ, ન, ગ, ડ, તુરતમાં મુક્ત થવાનો સંભવ રહેતો નથી.

**વેપાર સંબંધી**—(પ્રશ્ન ૧૩) અમુક વસ્તુના વેપારમાં ભાગ રાખું તો કેમ? (ઉત્તર ૧૩) ૫, બ, લ, જ, હ, વેપારમાં ફાયદો થશે. વ, ગ, ડ, ધીરે ધીરે વેપાર ચાલશે અને નફો થોડો થશે. સ, અ, ફકત અર્ધો માલ વેચાશે ટ, વ, ર, ન, ક, મ, બહુ નુકસાન થશે. (પ્રશ્ન ૧૪) સોનું, ચાંદી, રૂ, શેર ઇત્યાદિ મૂળ દ્રવ્યનો વેપાર કરૂં તો કેમ? (ઉત્તર ૧૪) બ, જ, હ, ખરીદવાથી લાભ થશે. ક, ખરીદીમાં હાનિ. ૫, લ, વેચવાથી લાભ. ટ, મ, વેચવામાં હાનિ. ગ, વિલંબથી લાભ. ન, જલદી વેચી નાંખો. સ, અ, જલદી ખરીદ કરો, વેચશો નહિ. ર, ક, ખરીદવામાં અને વેચવામાં એકેમાં નુકસાન છે. આ પ્રશ્નોત્તર પત્થર, માટી ઇત્યાદિથી માંડીને સોનું ચાંદી વગેરે મૂળ દ્રવ્યને લાગુ પડે છે. (પ્રશ્ન ૧૫) જીવ વેપારમાં લાભ મળશે કે ખોટ જશે? (કોઈ પણ જાતનો જંગમ માલ જેવો કે ફળ-ફૂલાદિના વેપાર તેમજ જે માલ વધુ દિવસ રાખવાથી બગડી જાય કે નાશ પામે એવા માલના વેપારનો સમાવેશ આ પ્રશ્નમાં કરવાથી ચાલશે). (ઉત્તર ૧૫) બ,

જ, હ, ખરીદી અને વેચાણમાં બહુ લાભ. પ, સ, લ, ખરીદેલી વસ્તુ સત્વર વેચાઇ જશે. ટ, ર, ન, મ, એમાંના કોઇક જીવ મરી જશે, ફળાદિ હશે તો નાશ પામશે. ક, અ, કેટલાંક ઢોર કિંવા ફળ ચોરાઇ જશે. ફ, ઢોર ઉપર રોગનું આક્રમણ થશે અને ફળ ખરાબ થશે. બાકીની શકલો આવે તો ખરીદી કરવી વ્યર્થ છે એમ સમજવું. (પ્રશ્ન ૧૬) ઇમારતી લાકડું, લોખંડ, પતરાં વગેરેના વેપારમાં લાભ થશે કે નુકસાન થશે ? (ઉત્તર ૧૬) બ, જ, હ, પ, લ, ખરીદી અને વિક્રયમાં લાભ. ગ, ખરીદ કરી રાખો, આગળ જતાં લાભ થશે. ટ; ર, ક, અ, ખરીદ કે વેચાણ કરશો નહિ. તે જ રીતે બાકીની શકલો વ્યર્થ સમજવી. (પ્રશ્ન ૧૭) ધાન્યના વેપારથી લાભ કે હાનિ ? (ઉત્તર ૧૭) ટ, જ, હ, અ, ધાન્યના વેપારમાં લાભ; બાકીની શકલો વ્યર્થ. (પ્રશ્ન ૧૮) પરદેશમાં વેપાર કરવા જઉં તો કેમ? (ઉત્તર ૧૮) બ, વ, જ, હ, વિશેષ લાભ. પ, સ, લ, અ, થોડો લાભ. ગ, ડ, થોડું નુકસાન થશે. ટ, ર, ફ, ન, મ, ક, ચોર કે રાજાથી હાનિ થશે.

**સંકટમુક્તિ સંબંધી**—(પ્રશ્ન ૧૯) આ સંકટમાંથી સત્વર મુક્તિ થશે કે નહિ ? (ઉત્તર ૧૯) પ, બ, સ, ગ, લ, જ, હ, અ, કાંઈ ત્રાસ ન થતાં સંકટમાંથી મુક્ત થશો. બાકીની શકલો આવવાથી કાંઇક ત્રાસ ભોગવવો પડશે.

**આરાધ્ય સંબંધી**—(પ્રશ્ન ૨૦) પરમેશ્વરનો કૃપાપ્રસાદ અને સેવા-લાભ પ્રાપ્ત થશે કે નહિ ? ( આ પ્રશ્ન ઉપરથી સાધુ-સંતની, ગુરુની, ઉપરી અમલદારોની, મિત્રોની, આપ્તજનોની કૃપા સંપાદન થશે કે નહિ એ કાઢી શકાય છે. ) ( ઉત્તર ૨૦ ) બ, વ, ગ, હ, ડ, અ, પ, જ, ઇશ્વર ઇત્યાદિની કૃપા થશે. બાકીનું ફળ નિષ્ફળતા સમજવું.

**વિદ્યા સંબંધી**—(પ્રશ્ન ૨૧) મને વિદ્યા પ્રાપ્ત થશે કે નહિ ? (ઉત્તર ૨૧) બ, વ, ન, જ, હ, ડ, અતિવિદ્યા; સ, લ, ક, અ, ગ, મધ્યમ વિદ્યા; બાકીના ફળથી વિદ્યા પ્રાપ્ત થશે નહિ. (પ્રશ્ન ૨૨) કઇ વિદ્યાનો અભ્યાસ કરવાથી મને લાભ થશે ? (ઉત્તર ૨૨) પ, ગ, જ, ધર્મ અને નીતિશાસ્ત્રમાં પ્રવીણ; વ, ડ, વૈદ્યકશાસ્ત્રમાં પ્રવીણ; સ, ક, સંગીત શાસ્ત્રમાં; બ, લ, જ્યોતિષ, માનસ, ગૂઢ વિદ્યામાં નિપુણ; ર, ફ, કૃષિકર્મ, એન્જીનીયરીંગ, ફોરેસ્ટરી વગેરેમાં પ્રવીણ; ટ, મ, વ્યાપાર શાસ્ત્ર; હ, રાજશાસનવિદ્યા; ન, મલ્લવિદ્યા, નૌકાનયનવિદ્યા, યુદ્ધવિદ્યા; અ, વ્યાવહારિક વિદ્યા. (પ્રશ્ન ૨૩) અમુક વિદ્યાનો અભ્યાસ કરે તો

કેમ ? (ઉત્તર ૨૩) ખ, વ, ગ, જ, હ, ડ, અભ્યાસ કરવાથી યશ સંપાદન થશે; ૫, લ, ક, આ વિદ્યાનો અભ્યાસ કરશો નહિ–બીજી વિદ્યાનો અભ્યાસ કરો; ટ, ન, થોડી પારંગતતા મળશે; સ, ર, ફ, અ, અભ્યાસ કરવાથી યશ મળશે પણુ પૈસા વધારે ખર્ચાશે.

ઘોડા સંબંધી—(પ્રશ્ન ૨૪) આ ઘોડો વેચાતો લઉં તો કેમ ? (ઉત્તર ૨૪) ટ, ગળે અને કપાળ પર ખરાબ લક્ષણુવાળો, મંદ ચાલતો, બે પગે ઉભો થનારો અને નાસી જનારો સમજવો; ગ, ખાસ કરીને પગે ખરાબ લક્ષણુવાળો; મ, મંદ ચાલનો, લાતો મારનારો; ફ, ન, સારી ચાલ નહિ; હ, કરડે તેવો; ક, ખરાબ લક્ષણુવાળો; ૨, ફ, મ, રોગી થશે; બાકીની શકલો આવે તો ઘોડો સારો નીકળશે એમ જાણુવું.

ભાગ્યોદય સંબંધી—(પ્રશ્ન ૨૫) ભાગ્યોદયનો કાળ કયા વર્ષનો છે ? (ઉત્તર ૨૫) ૫, શકલ આવે તો ૧૭ અને ૨૪ વર્ષો સામાન્ય, ૩૨ મું વર્ષ ઉત્તમ, ૪૨ મે વર્ષે રાજમાન; બ, ૨૪ અને ૨૮ મું વર્ષ મધ્યમ, ૩૬ થી ૪૯ ઉત્તમ; ટ, ૧૮ મું વર્ષ સામાન્ય, ૩૨ મુ વર્ષ મધ્યમ, ૪૦ થી ૫૦ વર્ષે રાજમાન; વ, જન્મપર્યંત ભાગ્યોદય સામાન્ય. સ, ૨૨ વર્ષ સામાન્ય, ૨૭ મું મધ્યમ, ૩૬ મું વર્ષ ઉત્તમ, ૪૨ મું વર્ષ ઉત્તમ; ર, ૧૮ થી ૨૫ વર્ષસુધી સામાન્ય, ૨૫ થી ૪૨ સંપૂર્ણ ભાગ્યોદય, ૫૨ મે વર્ષે રાજાશ્રય; ફ,ભાગ્યોદય ઉત્તમ–ઉત્તરાવસ્થામાં સંપૂર્ણ. ન, સામાન્ય. ગ, ૧૬ અને ૨૪ વર્ષ સામાન્ય, ૩૨ થી ૪૨ ભાગ્યોદય સારો; ખ, ૨૪–૨૮ વર્ષ મધ્યમ, ૨૬ મું વર્ષ ઉત્તમ, ૪૦ મે વર્ષે સ્ત્રીઓ તરફથી લાભ. જ, ૧૮–૩૨ વર્ષો સુધી સામાન્ય, ૪૦ મે વર્ષે ઉત્તમ યોગ, ૫૦ મે વર્ષે નીચ જનાશ્રયથી ભાગ્યોદય થશે. મ, આખરસુધી ભાગ્યબળ. ક, ૨૨ થી ૨૭ સામાન્ય વર્ષો; ૩૬ મું અને ૪૨ મુ વર્ષ ઉત્તમ યોગવાળું. હ, ૧૮ થી ૨૫ સામાન્ય, ૪૨ થી ૫૨ રાજસન્માન. ડ, ભાગ્યબળ મધ્યમ, ઉત્તરાવસ્થામાં ભાગ્યોદય. અ, ભાગ્યબળ સામાન્ય. ભાગ્ય સેવાવૃત્તિથી ઉદયમાં આવશે. [ આ પ્રશ્ન માત્ર ૫૦ વર્ષની ઉમરસુધીમાં જ પૂછવો. ]

કષ્ટ સંબંધી—(પ્રશ્ન ૨૬) કષ્ટનાં વર્ષો ક્યાં છે ? (ઉત્તર ૨૬ ) ૫, સ, ગ, ક, આવે તો ૮–૧૨–૧૬–૨૪–૩૨–૪૨ એ વર્ષ કષ્ટનાં જાણુવાં. બ, ર, લ, હ, આવે તો ૧૨–૧૬–૨૪–૨૮–૩૨–૪૨ વર્ષો કષ્ટનાં સમજવાં. ફ, ડ, આવે તો ૬–૧૪–૧૮–૨૦–૨૨–૨૭–૩૪–૩૯

વર્ષો કષ્ટનાં. વ, ન, મ, અ, આવે તો ૧૨-૨૦-૨૩-૨૭-૩૬-૪૫ વર્ષે કષ્ટ આવે. ટ, આવે તો ૧૪-૧૬-૧૮-૨૦-૨૨-૨૭-૩૪-૩૯ વર્ષે કષ્ટ પડે. જ, આવે તો ૬-૧૪-૧૮-૨૦-૨૨-૨૭-૩૪-૩૯ વર્ષે કષ્ટ પડે. [ આ પ્રશ્ન પણ ૫૦ વર્ષની ઉમર અંદર જ પૂછવો ].

**જળપ્રવાસ સંબંધી**—(પ્રશ્ન ૨૭) સમુદ્રપર્યટનથી લાભ થશે કે ? (ઉત્તર ૨૭) ૫, વ, લ, બ, અ. ગ, જ, શુભ સમજવી, બાકીની અશુભ. (પ્રશ્ન ૨૮) અમુક સ્ટીમરમાં જવું કે નહિ? (ઉત્તર ૨૮) ૫, જ, હ, સ્ટીમર સારી ચાલશે. ૨, ન, ક, સમુદ્રમાં તોફાન ઉત્પન્ન થશે. સ્ટીમરને થોડી અડચણ પડશે. ટ, ફ, મ, સ્ટીમરને ધક્કો પહોંચશે. સ, લ, ડ, મુકામ પર સુખે પહોંચાશે. બાકીની શકલ નિષ્ફળ જાણવી.

**ખોવાએલી વસ્તુ સંબંધી**—(પ્રશ્ન ૨૯) મારી વસ્તુ ચોરાઈ છે કે ખોવાઈ છે ? (ઉત્તર ૨૯) ટ, ૨, ફ, ન, મ, ક, અ, વસ્તુ ચોરાઇ છે, બાકીની શકલથી ખોવાઇ છે એમ સમજવું. (પ્રશ્ન ૩૦) વસ્તુ કઇ દિશામા છે ? (ઉત્તર ૩૦) ૫, સ, લ, ભ, પૂર્વમાં; બ, વ, ૨, ફ, દક્ષિણમાં; સ, ન, હ, ડ, પશ્ચિમમાં; ગ, જ, ક, અ, ઉત્તરમાં છે. (પ્રશ્ન ૩૧) વસ્તુ દિવસે ગઇ છે કે રાત્રિએ ? (ઉત્તર ૩૧) ક, સ, ૫, બ, લ, ફ, ટ, વસ્તુ દિવસે ગઈ છે; બાકીની શકલોથી રાત્રિએ ગએલી જાણવી. (પ્રશ્ન ૩૨) વસ્તુ લઇ જનાર પુરુષ છે કે સ્ત્રી ? (ઉત્તર ૩૨) ૫, ટ, લ, મ, સ, ન, હ, ડ, પુરૂષ અને બાકીની શકલથી સ્ત્રી જાણવી.

**વકીલ સંબંધી**—(પ્રશ્ન ૩૩) વકીલ કેવો છે ? (ઉત્તર ૩૩) બ, ફ, ૫, ન, ક, વકીલ ડાહ્યો, વક્તા અને ધૈર્યશીલ છે. કામ થશે. સ, હ, વકીલ ડાહ્યો ને હુશિયાર છે પણ બરાબર બોલનાર નથી એટલે ઉલટ તપાસમાં સારૂં કામ થશે નહિ ટ, ૨, મ, તેને હાથે કામ થશે નહિ. બાકીની શકલોથી મધ્યમ ફળ જાણવું. (પ્રશ્ન ૩૪) વકીલ કરવાથી જય મળશે ? (ઉત્તર ૩૪) ૫, લ, બ, જ, હ, ઇચ્છા પ્રમાણે જય મળશે. વ, ફ, સ, કાંઇક અંશે જય મળશે. બાકીની શકલોથી જય મળશે નહિ.

**ઘર સંબંધી**—(પ્રશ્ન ૩૫) રહેવા માટે ઘર કેવું છે ? (ઉત્તર ૩૫) ૫, બ, ગ, લ, જ, અ, ઘર રહેવા માટે સારૂં છે. સ, હ, તે ઘરમાં સંતતિસુખ મળે. બાકીની શકલોથી એ ઘર લેવું નહિ કે તેમાં રહેવું નહિ.

**ખેતર સંબંધી**—( પ્રશ્ન ૩૬ ) આ ખેતર કેવું છે ? (ઉત્તર ૩૬) બ, વ, ર, ફ, ગ, જ, હ, ડ, ખેતર ઉત્તમ છે. સ, ક, અ, મધ્યમ; પ, ટ, ન, લ, ભ, ખરાબ જાણવું.

**શિકાર સંબંધી**—(પ્રશ્ન ૩૭) શિકાર થશે કે નહિ ? (ઉત્તર ૩૭) પ, લ, આવવાથી પુષ્કળ શિકાર થશે. બ, ર, ક, પશુ પક્ષી મળશે નહિ. ફ, ન, નિશાન મારતાં જ મળશે. અ, શિકાર મળશે પણ ઉડી કે નાસી જશે, પણ છેવટે શોધતાં મળશે. બાકીની શકલો શિકારીને માટે અશુભ જાણવી. વ, ડ, શિકાર મળશે જ નહિ.

**ખોવાએલા ઢોર સંબંધી**—(પ્રશ્ન ૩૮) ખોવાએલું ઢોર મળશે કે નહિ ? (ઢોર કઇ દિશાએ છે તેનો ઉત્તર ૩૦ મા પ્રશ્ન ઉપરથી જોવો.) (ઉત્તર ૩૮) પ, જ, ખાત્રીથી ઘેર ચાલ્યું આવશે. બ, ગ, લ, અ, ભટકે છે, થોડી વારે મળશે. વ, ડ, મળશે પણ થોડી તકલીફ પડશે. સ, હ, માંદું છે; પાણીની નજીક મળશે. ન, ક, બીજાના તાબામાં છે; મ, ટ, ર, ફ, મળવાનો યોગ નથી.

**ભૂમિગત દ્રવ્ય સંબંધી**—(પ્રશ્ન ૩૯) ભૂમિમાં દ્રવ્ય છે કે નહિ ? ( તે નજીક છે કે દૂર છે, કઇ દિશાએ છે, તેનો જવાબ ૩૦ મા પ્રશ્નથી મેળવવો ). (ઉત્તર ૩૯) પ, જ, બ, ગ, લ, અ, દ્રવ્ય છે. બ, ડ, થોડું દ્રવ્ય છે. સ, હ, ન, ક, મ, ટ, ર, ફ, બીલકુલ નથી.

**કન્યાના ગુણ સંબંધી**—(પ્રશ્ન ૪૦) કન્યાના કિંવા બીજા કોઇના ગુણ કેવા છે ? (આ ઉપરથી કુટુંબનું ફળ કાઢવું). (ઉત્તર ૪૦) પ, જ, અતિ ઉત્તમ. બ, ગ, લ, અ, સારી છે. વ, ડ, મધ્યમ છે. સ, હ, વ્યવહારદક્ષ પણ સ્વભાવ આકરો. ન, ક, બાહ્ય પ્રેમ કરનારી. મ, ટ, ર, ફ, કનિષ્ટ છે.

**લગ્ન સંબંધી**—(પ્રશ્ન ૪૧) આ લગ્ન કરૂં તો કેમ ? (ઉત્તર ૪૧) પ, જ, બ, મ, લ, અ, લગ્ન કરવું. વ, ડ, લગ્ન કરવાનું મધ્યમ ફળ મળશે. ન, ક, અ, હ, વિચારીને લગ્ન કરવું. મ, ટ, ર, ફ, લગ્ન કરવા જેવું નથી-સંસાર સુખી નહિ નીવડે.



**ખંડ ૫ મો.**

# ત્રિકાળદૃષ્ટિવિકાસ અથવા ક્લૅઅરવૉયન્સ.

## પરિચ્છેદ ૧ લો.

### મનુષ્યની ત્રિકાળદર્શનની શક્તિ.

**મનુષ્યની ઇંદ્રિયની શક્તિઓ**—દરેક મનુષ્યને પાંચ ઇંદ્રિયો હોય છે, પરન્તુ આપણે જગતમાં જોઇએ છીએ કે એ જૂદાં જૂદાં મનુષ્યોને આંખો હોવા છતાં રંગ પારખવાની એઉની શક્તિમાં ઘણી વાર વિશાળ અંતર હોય છે. એવી જ રીતે અવાજ સાંભળવાની, ગંધ પારખવાની, સ્વાદ ઓળખવાની અને સ્પર્શ પિછાણવાની શક્તિમાં પણ વિશાળ તફાવત મનુષ્ય મનુષ્યમાં માલૂમ પડે છે. કેટલાંક જીવડાં, પક્ષીઓ અને પશુઓમાં પણ અમુક અમુક ઇંદ્રિયોની શક્તિ આપણુ મનુષ્ય જાતિ કરતાં ઘણી વિકાસ પામેલી હોય છે. કૂતરાંની ગંધ પારખવાની શક્તિ મનુષ્ય કરતાં ઘણી તીવ્ર હોય છે. એ જ રીતે મનુષ્યમાં કુદરતથી જ ત્રિકાળદર્શનની–દીવ્ય દૃષ્ટિની શક્તિ રહેલી છે, પરન્તુ કોઇમાં તે કેવળ સુષુપ્ત હોય છે, કોઇમાં પ્રયત્નથી જાગ્રત થઈ શકે તેવી હોય છે અને કોઇમાં સ્વલ્પ યત્નથી સારા પ્રમાણમા જાગ્રત થઇ શકે છે; પરન્તુ આ શક્તિ જેઓમાં જાગ્રત થએલી હોય છે તેઓના કાબૂમાં એ શક્તિ રહેતી નથી, એટલે તેઓની ઇચ્છાશક્તિ મુજબ જ તેઓને દીવ્ય દર્શનો દેખાય છે એમ સમજવાનું નથી.

**ત્રિકાળ દૃષ્ટિ–સ્વાભાવિક અને કૃત્રિમ**—ત્રિકાળદૃષ્ટિ અથવા ક્લૅઅરવૉયન્સ બે જાતની છે. એક સ્વાભાવિક અને બીજી કૃત્રિમ. જેનામાં કુદરતી રીતે જ એ શક્તિ વધારે હોય તે સ્વાભાવિક ત્રિકાળદર્શનની શક્તિ છે અને જેઓ યત્નવડે એ શક્તિ કેળવે છે તે કૃત્રિમ શક્તિ છે. ઉપર જણાવ્યું છે તે મુજબ દરેક મનુષ્યમાં સ્વલ્પ કે અધિક એ શક્તિ રહેલી તો હોય છે જ, પરન્તુ સ્વલ્પ શક્તિવાળાને યત્નવડે એ

શક્તિ ખીલવવી પડે છે અને બીજાને કંઈ યત્ન કરવો પડતો નથી કિંવા સ્વલ્પ જ યત્ન કરવો પડે છે. મનુષ્યની શક્તિઓના અભ્યાસીઓને માલૂમ પડ્યું છે કે કેટલાક માણસો એવા હોય છે કે જેઓ નિકટમાં કોઇ પાણીનો મોટો જથ્થો હોય છે તો તુરત તેમના જ્ઞાનતંતુઓ ઉપર વિલક્ષણ અસર થાય છે. આવા માણસો જમીનમાં છુપાએલાં પાણીનાં ઝરણાં કે પૃથ્વીના પટની અંદર વહેતા પાણીના પ્રવાહને જલ્દી ઓળખી શકે છે. આવા માણસો ખાતરીથી કહી શકે છે કે–અમુક સ્થળે પાતાળકુવો ખોદવાથી પુષ્કળ પાણી નીકળશે, અથવા બોરીંગ મૂકવું હોય તો ચોકકસ સ્થળે મૂકવાથી જ સફળ થશે. જ્ઞાનતંતુમાં આ મોટા પ્રમાણમાં રહેલી કુદરતી શક્તિ છે. એવી જ વાત ત્રિકાળદૃષ્ટિની સમજવાની છે. કુતરાંમાં ત્રિકાળદૃષ્ટિ સ્વાભાવિક રીતે જ રહેલી મનાય છે. આટલી બધી ત્રિકાળદર્શનની શક્તિ જે મનુષ્યમાં કુદરતી રીતે રહેલી હોય છે તે મનુષ્ય અમુક સ્થળે જઇ ચડે છે તો ત્યાં બનેલા બનાવો એકદમ વર્ણવવા મંડી જાય છે, જાણે કે પોતે એ બધા બનાવો નજરે જોએલા જ ન હોય! તે ઉપરાંત નજીકના ભવિષ્યમાં બનવાના બનાવો પણ તેઓ જોઇ શકે છે. પ્રેતાત્માઓના સૂક્ષ્મ દેહો પણ તેવાઓની દીવ્ય દૃષ્ટિનો વિષય બની શકે છે.

**લૌકિક અને લોકોત્તર ત્રિકાળદૃષ્ટિ**—જેઓમાં ત્રિકાળદર્શનની શક્તિ સુષુપ્ત રહેલી છે તેઓને જો તે શક્તિ કેળવવી હોય તો શું કરવું? તેના બે માર્ગો છે કારણકે ત્રિકાળદૃષ્ટિના પણ બે પ્રકારો છે. એક લૌકિક ત્રિકાળદૃષ્ટિ અને બીજી લોકોત્તર ત્રિકાળદૃષ્ટિ. મનુષ્ય પોતાની સ્થૂળ વૃત્તિઓને બળાત્કારે દાબીને ત્રિકાળદૃષ્ટિને લલચાવી ખેંચી આણે તે લૌકિક ત્રિકાળદૃષ્ટિ છે અને જે ધીમે ધીમે એ વૃત્તિઓને દાબીને સૂક્ષ્મ શક્તિને જાગ્રત કરે તે લોકોત્તર ત્રિકાળદૃષ્ટિ છે. લલચાવીને ખેંચી આણેલી ત્રિકાળદૃષ્ટિ ટૂંક સમયની હોય છે અને લોકોત્તર ત્રિકાળદૃષ્ટિ ચિરંજીવી હોય છે, તે લોકોત્તર જીવનમાંએ આત્માને કલ્યાણકર થાય છે. લૌકિક ત્રિકાળદૃષ્ટિ અત્યંત વિકાસ પામી હોય તોપણ તે માત્ર આ જીવનમાં જ ઉપયોગી થાય છે અને તેનો સારો કે માઠો ઉપયોગ પ્રયોક્તા કરી શકે છે. લોકોત્તર પદ્ધતિથી આત્માની કેળવણી થાય છે અને લૌકિક કેળવણીથી દેહ તથા તેની શક્તિઓની કેળવણી થાય છે.

---

પરિચ્છેદ ૨ જો.

## લૌકિક ત્રિકાળદૃષ્ટિ કેળવવાના જૂદા જૂદા માર્ગો.

કેફી પદાર્થોનું સેવન—હિંદની અનાર્ય જાતિઓમાં ત્રિકાળદૃષ્ટિ કેળવવાના જે કેટલાક માર્ગો છે તેમાંનો એક કેફી પદાર્થોવડે સ્થૂળ મનસ્‌ને સુષુપ્ત કરવાનો છે. ભાંગ, ગાંજો, ચરસ ઇત્યાદિ પદાર્થોવડે એ કેળવણી લેવાય છે. તેથી સ્થૂળ દેહ સુષુપ્ત બની જાય છે અને તેમાંથી સૂક્ષ્મ દેહ સુષુપ્તિકાળે છૂટો પડે છે. એ કેફી પદાર્થ લીધા પહેલાં માણસે પોતાના મન સાથે નિશ્ચય કર્યો હોય છે કે અમુક કાર્યમાં પોતે પોતાના સૂક્ષ્મ દેહને પ્રવર્તાવવાનો છે, અને તેનો સૂક્ષ્મ દેહ છૂટો પડતાં જ તે પોતાના સૂક્ષ્મ દેહને એ કાર્યમાં પ્રવર્તાવવામાં કેટલેક અંશે સફળ થાય છે. પરન્તુ જ્યારે તે સ્થૂલ દેહમાં જાગ્રત થાય છે ત્યારે તેને પોતાનું સ્વપ્ન થોડે ઘણે અંશે સાંભરે છે અને તેનો અર્થ સમજવા તે યત્ન કરે છે. આ રીતે તે ત્રિકાળદૃષ્ટિ કેળવતો જાય છે અને તે માટે લોકોમાં નામ મેળવે છે. કેટલીક વાર જ્યારે તે બેશુદ્ધ અવસ્થામાં હોય છે ત્યારે તેનામાં કોઇ પ્રેતાત્મા પણ તેના શરીરમાં પ્રવેશ કરી શકે છે અને તેની દ્વારા બોલે છે. ત્રિકાળદૃષ્ટિ કેળવવાનો આ માર્ગ પસંદ કરવા જેવો નથી.

તીવ્ર ગંધ અને ત્રિકાળદૃષ્ટિ—અતિ તીવ્ર ગંધવાળા પદાર્થો સુંઘવાથી પણ બેશુદ્ધ થવાનો અને સૂક્ષ્મ દેહને સ્થૂળથી છૂટો કરવાનો એક બીજો માર્ગ છે. કોઈ તીવ્ર પદાર્થોને સળગાવી તેની ગંધવડે એ અવસ્થા પ્રાપ્ત થાય છે. તીવ્ર ગંધવાળા ધૂપનો તેમાં સમાવેશ થાય છે. આવી ગંધ નસકોરાંવાટે સુંઘવાથી મગજ ઉપર વિલક્ષણ અસર થાય છે, મગજ સુષુપ્ત થાય છે અને સૂક્ષ્મ દેહ છૂટો પડતાં તેની ત્રિકાળદૃષ્ટિ વિકસવા લાગે છે.

હઠયોગ અને ત્રિકાળદૃષ્ટિ—શ્વાસોચ્છ્વાસનું દમન કરીને ત્રિકાળદૃષ્ટિ કેળવવાનો એક માર્ગ છે અને તે યોગ વિદ્યાનો જ એક પ્રકાર છે. હઠયોગની જૂદી જૂદી પ્રક્રિયાઓ, જેવી કે નેતિ, ધૌતિ, બસ્તી, વજ્રોલી, કુંભક, પ્રાણાયામ, આસન, ધ્યાન, ધારણા, સમાધિ, એ માર્ગે આગળ વધનારાઓની પણ ત્રિકાળદૃષ્ટિ કેળવાય છે, પરન્તુ એ માર્ગે જનારાઓમાંના કેટલાકના શરીરને હાનિ થાય છે. એ ક્રિયાઓ પાછળ લાગનારાઓનાં શારીરિક બંધારણનું સત્યાનાશ વળી ગયું હોવાના અને

તેઓ ગાંડા બની ગયા હોવાના બનાવો પણ બનેલા છે. હઠયોગની ક્રિયાઓ ગુરુગમ્યતા વિના કરવી એ અત્યંત જોખમભરેલું છે. આ માર્ગે પણ માત્ર લૌકિક ત્રિકાળદૃષ્ટિ જ કેળવાય છે, સિવાય કે ચિત્તવૃત્તિનો સંપૂર્ણ નિરોધ કરવાની શક્તિ મનુષ્યને તે દ્વારા પ્રાપ્ત થઈ હોય.

**તન્મયાવસ્થામાં ત્રિકાળદૃષ્ટિ**—મેસ્મેરીઝમદ્વારા જ્યારે પ્રયોક્તા પાત્રને ટ્રાન્સ અથવા તન્મયાવસ્થામાં નાખે છે, ત્યારે પાત્રની ત્રિકાળદૃષ્ટિ ઉઘડે છે. મેસ્મેરિક નિદ્રાની એ ત્રીજી અવસ્થા છે. આ અવસ્થામાં પાત્ર પ્રયોક્તાને સર્વાંશે વશ થઇને રહે છે અને જો પ્રયોક્તા પવિત્ર મનનો તથા સદાચારી હોય છે તો પાત્રની ત્રિકાળદૃષ્ટિનો પ્રયોગ સારી રીતે સફળ નીવડે છે, પરન્તુ તેમાં પ્રયોક્તા તરફના ભયનું જોખમ તો રહેલું છે જ. પ્રયોક્તાને વશ જે જે થઇ રહેલા હોય તેમાંથી હરકોઇ મનને પાત્રમાં પ્રેરી શકાતું હોવાથી પ્રયોક્તા જો પવિત્ર ન હોય તો તેનું ઘણી વાર માઠું પરિણામ આવે છે. ટ્રાન્સ સ્થિતિમાં દાખલ થવું તે પાત્રને માટે પોતાનું વ્યક્તિત્વ ત્યજી દેવા બરાબર છે અને આ પ્રકારના પ્રયોગોમાં વ્યક્તિત્વ ગુમાવવું એ કોઇ રીતે સારૂં નથી.

**ત્રિકાળદર્શી આયનો અને ક્રિસ્ટલ ગેઝિંગ**—ત્રિકાળદૃષ્ટિનો કૃત્રિમ રીતે વિકાસ કરવાનાં સાધનોમાં ત્રિકાળદર્શી આયનો અને ક્રિસ્ટલ ગેઝિંગની પણ ગણના કરવામાં આવે છે. આ માર્ગ પોતાની જાતે પોતાને હિપ્નોટાઈઝ કરવાનો છે. એક માણસ કેટલાક વખતસુધી એક ચળકતા પદાર્થ કે ડાઘ ભણી તાકી રહે, કેટલીક વારે તેનું મગજ બધિર બની જાય, એટલે તે ભાનરહિત અથવા અર્ધભાન અવસ્થામાં આવી જાય છે, આવી અવસ્થા દરમિયાન મનસ્ કેટલાક પ્રમાણમાં જાગ્રત થાય છે અને તેને ત્રિકાળદર્શન થાય છે. હવે પછીના પરિચ્છેદોમાં આપણે આ વિષે વિસ્તારથી સમજવા યત્ન કરીશું.

---

## પરિચ્છેદ ૩ જો.

---

## વિલાયતી ત્રિકાળદર્શી આયનો.

**દેશી ત્રિકાળદર્શી આયનો**—દેશી ત્રિકાળદર્શી આયનો કપૂરનું કાજળ અને દીવેલના મિશ્રણને સાદા પારદર્શક કાચની એક બાજુએ લગાવી તેને ફ્રેમમાં મઢીને બનાવવામાં આવે છે. એ મિશ્રણ લગાવેલી

બાજુને પાછળ રાખી બીજી બાજુની સામે દીવો મૂકી તેની જ્યોતનું પ્રતિબિંબ કાચ ઉપર પાડવામાં આવે છે. કાચની વચ્ચે એક પૈસા જેટલા ભાગમાં તેલ લગાવવામાં આવે છે એટલે સામેના દીવાને લીધે તેમાં તેજઃપરાવર્તક વર્તુલ થાય છે અને દીવાની જ્યોત એ દર્પણની વચ્ચોવચ્ચ પડે છે. પછી જોનારને એ જ્યોતના પ્રતિબિંબની સામે એકાગ્ર દૃષ્ટિથી જોઇ રહેવા સૂચના કરવી. દૃષ્ટિની એકાગ્રતા સિદ્ધ થયા પછી તેની ત્રિકાળદૃષ્ટિને લલચાવવામાં આવે છે. આ લલચાવવાની રીત એવી છે કેઃ 'ભંગી આવીને મેદાન સાફ કરી જાય એવું કહે' એમ કહેવું અને જોનાર એમ બોલે છે એટલે તેના મનસ્‌ની શ્રદ્ધાને અનુસારે તેમાં એવું દૃશ્ય દેખાય છે. દૃશ્ય ન દેખાય તો વધારે સરલ પ્રશ્ન મૂકીને તેની દૃષ્ટિને માર્ગે ચડાવવા માટે યત્ન કરવો પડે છે. ભંગી મેદાન સાફ કરી જાય, ત્યારપછી ભિસ્તી પાણી છાંટે, હમાલ ગાલીચા બિછાવે, આસનો મૂકે, દેવદેવીઓની કચેરી ભરાય અને દેવ પૂછેલા પ્રશ્નોના જવાબ આપે ત્યાંસુધી તેની દૃષ્ટિને ધીરે ધીરે આગળ વધારવામાં આવે છે. આવી રીતે પૂછેલા પ્રશ્નોના જવાબો કેટલીક વાર ખોટા પણ મળે છે; પરન્તુ જો જોનારનાં જ્ઞાનતંતુઓ વિશેષ અનુકૂળતાવાળાં હોય છે તો તેની દૃષ્ટિ વધારે સારૂં કામ આપી શકે છે. જવાબો સાચા છે કે જૂઠા તેની ખાતરી કરવા માટે તુરત સત્યાસત્યનો નિર્ણય કરી શકાય એવા પ્રશ્નો પૂછવામાં આવે છે. હજરત અને કાજળીના પ્રયોગો પણ એ જ રીતે થાય છે.*

**વિલાયતી ત્રિકાળદર્શી આયનો**—વિલાયતી ત્રિકાળદર્શી આયનો જુદી જાતનો બને છે અને તે જોવાની રીતમાં પણ કેટલોક ફેરફાર છે. એ આયનો બીજના ચંદ્રમાના જેવા વળેલા કાચની બહારની પરિધિને કાળો જાપાન પાલીસ લગાવી તેને સુકાવા દઇને બનાવવામાં આવે છે. અંદરની વાંકી બાજુનો ઉપયોગ દૃશ્ય જોવા માટે કરવામાં આવે છે. પ્રેક્ષકનું તર્કાતીત મન (subconscious mind) જે અત્યંત શકિતમાન છે તેને જાગ્રત કરવા માટે આ સાધનનો માત્ર ઉપયોગ કરવામાં આવે છે. ત્રિકાળદૃષ્ટિ કાંઇ આયનામાં કે ક્રિસ્ટલમાં ભરી હોતી નથી–તે તો મનુષ્યના મનસ્‌માં જ ભરી હોય છે, પરન્તુ તેને બહાર આણવા માટે–તેનો વિકાસ કરવામાટે બાહ્ય સાધનની જરૂર પડે છે. જ્યારે આ વસ્તુની

* વિસ્તૃત માહિતી માટે જુઓ "સચિત્ર ત્રિકાળજ્ઞાનદર્શક-ગ્રંથ ૧ લો."

સાથે મનુષ્યની દૃષ્ટિની એકાગ્રતા સધાય છે, ત્યારે કેટલીક વાર પ્રેતાત્મા પણ તેની દૃષ્ટિનો વિષય બને છે કારણકે તેની ત્રિકાળદૃષ્ટિ એ સૂક્ષ્મ દેહોને જોવા પણ સમર્થ હોય છે.

**આયનો જોવાની પાશ્ચાત્ય રીત**—દેશી આયનામાં જેવી રીતે દીવાની જ્યોતનું પ્રતિબિંબ આયનામાં પાડીને તેજ પરાવર્તક વર્તુળ કરવામાં આવે છે તેવી રીતે પાશ્ચાત્ય પ્રયોકતાઓ કરતા નથી તેઓ આયનાની અંદર દીવાના સીધા કિરણો પડવા દેવાની ના કહે છે તેમની રીત મુજબ પ્રેક્ષકની સમીપે આયનો ગોઠવવામાં આવે છે અને આયનાની પાછળ દીવો મૂકવામાં આવે છે કે જેથી દીવાના સીધા કિરણો આયનાપર પડે નહિ પરન્તુ ચોમેર ફેલાએલા પ્રકાશનું પ્રતિબિંબ માત્ર તેમાં પડે પ્રેક્ષકની એક બાજુએ પ્રયોગ માટેની સૂચના










[આકૃતિ ૨૪] વિલાયતી ત્રિકાળદર્શી આયનો

કરનાર અથવા પ્રેક્ષકને દોરનાર પ્રયોકતા બેસે છે અને પ્રેક્ષક જે જવાબો આપે તે નોંધી લેનાર લેખક બીજી બાજુએ બેસે છે પ્રયોકતા શાંત તથા મધુર સ્વરે સૂચના કરે છે દેશી આયનાની પેઠે મેદાન દેખાય કે ભંગી આવીને તે સાફ કરે એવું કશું તેઓ કરતા નથી તેઓની રીત એવી છે કે પ્રેક્ષકની દૃષ્ટિ સ્થિર થાય અને તેનું મન એકતાર થાય, ત્યારે પ્રયોકતા આસ્તેથી પૂછે છે કે—"ફલાણા લત્તામાં એક ત્રણ માળનું મકાન છે, તેનો નંબર ૧૮૫ છે, તેના દ્વારમાં તું દાખલ થઈશ અને બીજે દાદરે ચઢીશ. ચડતા પહેલો જ ઓરડો આસમાની રંગથી રંગેલો જોવામાં આવશે, તેમાં તું દાખલ થઈશ હવે તેમાં તું જે કાંઇ જુએ તે કહે " આટલા વાક્યો પણ બહુ જ આસ્તે આસ્તે કહેવામાં આવે છે અને પ્રેક્ષક ' હા બરાબર, ' કિંવા 'દાદર જોઉં છું' એવો હકારસૂચક એકાદ ઉત્તર આપે એટલે ત્યાંથી તેને ધીમે ધીમે આગળ વધારવામાં આવે છે શરૂઆતમાં આગળ વધારવા માટેની સૂચના બહુ જરૂરની હોય છે એક વાર પ્રેક્ષક માર્ગે ચડે છે એટલે પછી જવાબો આપતાં તેને

વાર લાગતી નથી અને બહુ આગળ વધ્યા પછી તો તે કોઇની સૂચના વિના પોતાની મેળે જ દશ્યો જોવા લાગે છે અને તેની ત્રિકાળદષ્ટિ આગળ વધતી જાય છે.

**પ્રયોકતાને સૂચનાઓ**—આ પ્રયોગ દર્મ્યાન પ્રયોકતાએ પ્રેક્ષક સાથેનો સૂક્ષ્મ સંબંધ જરા પણ શિથિલ બનાવા દેવો નહિ, એટલે કે બેઉની વચ્ચેની વિચારની કડી જોડાએલી જ રહેવી જોઇએ. પ્રયોકતાના એક પ્રશ્નનો જવાબ પ્રેક્ષક આપે કે તુરત તેને બીજો પ્રશ્ન પૂછવો પણ વચ્ચે વખતનો લાંબો ગાળો મૌનમાં પસાર થવા દેવો નહિ, કારણ કે તેમ થવાથી બેઉ વચ્ચેનો સૂક્ષ્મ સંબંધ શિથિલ બની જાય છે, જો પ્રેક્ષક સંબધની શિથિલતાથી આડે વિચારે ચડી જવા પામે છે, તો દશ્યોની સરણી અસ્તવ્યસ્ત બની જાય છે. આવો પ્રયોગ એકંદરે પંદર મિનિટથી વધારે વખત ચલાવવામાં આવતો નથી અને દરરોજ એક જ વખતે અને એક જ સ્થળે કરવામાં આવે છે.

**દશ્યોની સમજ**—આ પ્રયોગમાં જે દશ્યો દેખાય છે તે બે પ્રકારનાં હોય છે. એક પ્રકારનાં દશ્યો સીધી રીતે બોધક હોય છે અને બીજા પ્રકારનાં દશ્યો સૂચનાત્મક હોય છે. સૂચનાત્મક દશ્યોના અર્થો ઉકેલવામાં બહુ ચતુરાઇની જરૂર છે. કેટલીક વાર પ્રશ્નના ઉત્તરમાં જે દશ્ય આયનામાં દેખાય છે તેનો સીધો સંબંધ પ્રશ્ન સાથે માલૂમ પડતો નથી, પરન્તુ તે પ્રશ્નના ઉત્તરનું સૂચના તત્ત્વ તેમાં રહેલું માલૂમ પડે છે. આગળ ક્રિસ્ટલ ગેઝિંગમાં સમજાવવામાં આવશે તેવી રીતે એ દશ્યોની સમજ જાણવી.

**માનસ સંદેશ અને આયનો**—કેટલીક વાર પ્રયોકતા અને પ્રેક્ષક વચ્ચે માનસ સંદેશનો અર્થાત્ મેન્ટલ ટેલિપથીનો સૂક્ષ્મ સંબંધ બંધાઇ ગયો હોય છે, તેથી આયનામાં કશું ન દેખાતું હોય તોપણ પ્રયોકતા પોતાની માનસિક શક્તિથી પ્રેક્ષકને જે પ્રમાણે પ્રેરણા કરે છે તે પ્રમાણે પ્રેક્ષક જવાબો આપે છે. આ સંબંધ પકડવાની રીત એવી છે કે તે વખતે એવો પ્રશ્ન મૂકવો કે જેના વિષે પ્રયોકતાને પણ કશી ખબર ન હોય. દાખલા તરીકે પૂછવું કે મારા ગજવામાં કેટલા રૂપિયા છે ? જે જવાબ મળે, તે ઉપરથી તે જવાબ ખરો છે કે ખોટો તેની તત્કાળ પરીક્ષા થાય છે.

**જળમાં ત્રિકાળદર્શન**—ત્રિકાળદષ્ટિની કેળવણી માટે પાણીનો પ્યાલો પણ ઉપયોગમાં આવે છે. જેકોમ બોહમ નામનો એક મોચી

હતો તે રોજ પોતાના કામમાં મચ્યો રહેતો. એક વાર તેની પાસે એક પાણીથી ભરેલું વાસણ પડયું હતું અને તેમાં સૂર્યનાં કિરણો પડતાં હતાં, તે ઉપર તેની દ્રષ્ટિ પડી અને તે ચમકી ગયો. તે વખતથી તેની ત્રિકાળદ્રષ્ટિ ખુલવા લાગી. તે એ વિદ્યામાં એટલો આગળ વધ્યો કે વેણે તે વિષે કેટલાંક પુસ્તકો પણ લખ્યાં છે. બાજુના ચિત્રમાં દર્શાવ્યા મુજબ કાચના પ્યાલામાં પાણી ભરીને બેસવું. તેમાં એક સ્વચ્છ અર્ધો રૂપિયો કે ચળકતો ગોળ રૂપાનો કકડો નાંખવો. પાણીની અંદર દ્રષ્ટિ કરીને તેમાંના રૂપાના કકડા ઉપર દ્રષ્ટિને સ્થિર કરતાં ત્રિકાળદ્રષ્ટિ ખુલવા લાગશે. જે કાંઇ દસ્યો દેખાય તેનો અર્થ ક્રિસ્ટલ ગેઝિંગ કે ત્રિકાળદર્શી આયનાની રીતે સમજવો.



[આકૃતિ ૨૫] જળમાં ત્રિકાળદર્શન.

## પરિચ્છેદ ૪ થો.

## ક્રિસ્ટલ ગેઝિંગ.

**ક્રિસ્ટલ અથવા મણિ**—ક્રિસ્ટલ ગેઝિંગ માટેના મણિ ગોળાકૃતિના અથવા અંડાકૃતિના હોય છે અને શુદ્ધ સ્ફટિકના તેમજ કાચના પણ બને છે. સ્ફટિક મણિ ગાલ પર લગાડતાં ઠંડો હીમ જેવો લાગશે અને કાચનો મણિ એટલો ઠંડો નહિ લાગે. ગોળાકૃતિના મણિ નારંગી કે મુસંબીના જેવા આકારના હોય છે અને અંડાકૃતિના લંબગોળ આકૃતિના હોય છે. તેની નીચે લાકડાની અથવા ધાતુની બેઠક ગોઠવવામાં આવેલી હોય છે. આવા મણિ યુરોપ અને અમેરિકામાં તૈયાર મળે છે તે રૂ. ૧૦ તથા તે ઉપરની મોટી કીંમતના પણ હોય છે.

**ક્રિસ્ટલ ગેઝિંગની કેળવણી**—ક્રિસ્ટલ ગેઝિંગથી જે ત્રિકાળદર્શન થાય છે તેની કેળવણી માટે પણ કેટલાક યત્ન કરવાની જરૂર છે. એક સાધારણ કદનો એકાંત શાન્ત ઓરડો પસંદ કરો. નજીકમાં કયાંય ખખડ-ઘોંઘાટ ન હોવાં જોઇએ. ઓરડામાં સામાન્ય ગરમી હોની

જોઇએ. તે માટે અરૂણોદય કિંવા એકાદ પ્રહર રાત્રિ પછીનો સમય વધારે ઠીક થઇ પડશે. ક્રિસ્ટલ ગેઝિંગમાં પ્રવીણ થતાંસુધી નિયમિત રીતે અને એક જ નિયમિત વખતે એ કેળવણી લેવી. અઠવાડીયામાં ત્રણ વખત તો તે માટે જરૂર બેસવું. કુદરતી અથવા કૃત્રિમ પ્રકાશ ચાલી શકે છે. આ પ્રયોગ માટે એકલા બેસવું એ વધારે સારૂં છે. પહેલાં કાળા રેશમનો એક ટુકડો લ્યો અને તેને ટેબલ ઉપર લાકડાના ચોકઠા સાથે જડીને એવી રીતે ગોઠવો કે જ્યારે તમારો ક્રિસ્ટલ ટેબલ ઉપર એ રેશમની સમીપે મૂકો ત્યારે ઓરડામાંની કોઇ પણ વસ્તુનું પ્રતિબિંબ એ મણિમાં પડવા પામે નહિ. ત્યારબાદ સાત સફેદ મીણબત્તીઓ લઇને તેને ટેબલ ઉપર ઘોડાના નાળના આકારમાં રેશમના પડદાથી પોતા તરફની બાજુએ ગોઠવો તથા મધ્યમાં મણિને બેઠક સાથે ગોઠવો. જો દિવસનો સમય હોય તો બારીઓ બંધ કરી અજવાળું કરવાને મીણબત્તીઓ સળગાવો. પછી ખુરશી પર આરામથી બેસો અને મ્હોં ઉત્તર દિશા તરફ રાખો. તમારા હાથ ટેબલ ઉપર ચપટા રાખો અને તમારી સામેના ક્રિસ્ટલમાં તમારી દૃષ્ટિને જડી દો. બેઠક અર્ધાથી એક કલાકસુધી ચલાવવી. રાત્રે ક્રિસ્ટલને ઓશીકા નીચે મૂકીને સુઇ રહેવાથી તેમાં તમારૂં આકર્ષણતત્ત્વ વિશેષ દાખલ થશે અને પરિણામ વધારે સારૂં આવશે.



[ આકૃતિ ૨૬ ] ક્રિસ્ટલ ગેઝિંગ.

**ક્રિસ્ટલમાં દેખાતાં દૃશ્યો**—જ્યારે જણાય કે મણિમાં ચિત્રદર્શન થવા લાગ્યું છે, ત્યારે જે બાબતમાં સલાહ જોઇએ તે બાબત ઉપર તમારા ધ્યાનનું આકર્ષણ–ક્રિસ્ટલ ગેઝિંગ કરવા બેસો. તમારા મનનો ધારેલો પ્રશ્ન તમારે આ રીતે પૂછવોઃ "કયો માર્ગ લેવો વધારે સારો છે ?" "મારે દેશાવર જવું લાભદાયી છે ?" અથવા "અમુક ધંધામાં મને ફતેહ મળશે કે કેમ.?" ઇત્યાદિ અનેક પ્રકારના પ્રશ્નો પૂછીને ચિત્રના રૂપમાં જવાબ મેળવી શકાય છે. એ ચિત્ર સલાહરૂપી હોય છે પરન્તુ ચિત્રમાંથી સલાહ કેની રીતે ઉકેલવી–સમજવી એ હવે પછી

દર્શાવવામાં આવશે. જ્યારે તમે સારી પેઠે પ્રવીણતા પ્રાપ્ત કરો ત્યારે તમે તમારા મિત્રોને પણ ક્રિસ્ટલ ગેઝિંગદ્વારા સલાહ આપી શકશો. જેને માટે તમે બેસવા માંગતા હો, તેણે ક્રિસ્ટલને પોતાના બેઉ હાથની વચ્ચે પાંચેક મિનિટસુધી પકડી રાખવો કે જેથી તેનું આકર્ષણતત્ત્વ ક્રિસ્ટલમાં દાખલ થશે અને દશ્યો જોવામાં હરકત થશે નહિ. બેઉએ શાન્તિથી બેસવું અને ડાબા હાથની હથેળીમાં ક્રિસ્ટલને રાખી ઉત્તર દિશાએ મ્હોં રાખી બેસવું.

**ત્રિકાળદર્શનની સમજ**—ક્રિસ્ટલમાં જે કાંઇ તમે જુઓ તે તરફ સંભાળભર્યું ધ્યાન આપો. જો કોઈ બીજાને માટે તમે બેઠા હો, તો જે કાંઇ તમે જુઓ તે બધું વર્ણવી બતાવજો, કારણકે કેટલીક વાર કેવળ નિર્જીવ લાગતા દેખાવો જોવામાં આવે છે, પરન્તુ વસ્તુતઃ તેમાં ગૂઢ રહસ્ય સમાએલું હોય છે અને એ નિર્જીવ દેખાતાં દશ્યો જ મહત્ત્વનાં હોય છે. જે કાંઈ પ્રેતસ્વરૂપો દેખાય તે પણ સ્પષ્ટતાથી વર્ણવવા. જે માણસને માટે તમે ક્રિસ્ટલ ગેઝિંગ કરતા હો તે માણસ જો તેમાં દેખાએલા ભૂતના વર્ણન ઉપરથી તે ભૂતને ઓળખી ન શકે તો તેથી તેને અત્યંત દુઃખ થશે એમ સમજવું. બીજાં દશ્યોના સંબંધમાં તેનો અર્થ ઉકેલવામાં ઉંડી સમજ હોવાની જરૂર છે. ધારો કે એક દર્દીને ઓપરેશન કરવાનું છે અને ક્રિસ્ટલમાં તમે કોઇ ડાક્તરને વાઢકાપ કરતો માત્ર જુઓ, પણ નજીકમાં નનામી કે એવી કાંઈ અમંગળ વસ્તુનું દર્શન ન થાય તો સમજવું કે ઓપરેશન ફ્લેહમંદ થશે અને દર્દીના જીવને ધક્કા નહિ થાય. તેથી ઉલટું જો તમે ક્રિસ્ટલમાં ઓપરેશન થતું જુઓ અને બાજુએ નનામી પડેલી કે તૈયાર થતી જુઓ તો સમજવું કે દર્દી મરણ પામશે. એવી જ રીતે જૂદાં જૂદાં દશ્યોના અર્થ સમજવા. ક્રિસ્ટલમાં વરસાદ, પાંદડાં વિનાનાં વૃક્ષો, બરફ, ઇત્યાદિ દેખાય તેની ઉપરથી બનાવ કઇ ઋતુમાં બનશે તે સમજવું. હાથ દેખાય તો બચાવ કે શક્તિનું સૂચન સમજવું. મુખ દેખાય તો વાણીનું સૂચન સમજવું. કાન દેખાય તો કાંઇ નવા સમાચાર આવશે એમ જાણવું. સૂર્ય દેખાય તો આબાદી, માન, સુખ સમજવાં. સૂર્યગ્રહણ દેખાય તો પુરુષનું અને ચંદ્રગ્રહણ દેખાય તો સ્ત્રીનું મરણ સમજવું. રોટલો દેખાય તો ખોરાક, જ્ઞાન, ઇત્યાદિનું સૂચન સમજવું. દરેક વસ્તુના દર્શનનો અર્થ કુદરત, મનુષ્ય અને પ્રભુને લાગુ પડી શકે છે, માટે જે કાંઇ દશ્ય દેખાય તેનો અર્થ બુદ્ધિપૂર્વક સમજવો.

ત્રિકાળદર્શનના દૃષ્ટાન્તો—(૧) એક સ્ત્રીએ પોતાનું ભવિષ્ય જાણવા માગ્યું અને તે ત્રિકાળદર્શી પાસે ગઇ. ત્રિકાળદર્શીએ ક્રિસ્ટલમાં જોયું તો તેને બાજુમાં દર્શાવેલા ચિત્ર મુજબનું દર્શન થયું. એક લાલપટીથી બાંધેલો દસ્તાવેજ અને તેની બાજુએ ૧૦૦ પાઉંડની થેલી દેખાય, તે ઉપરથી કોઈ નુકસાનીનો બદલો ૧૦૦ પાઉંડ મળશે એમ તેને સમજાયું. પછી એક ડાક્તરને દર્દીની સારવાર કરતો જોયો અને છેવટે 'કૉફીન'—નનામી જોઇ. ત્રિકાળદર્શીએ બાઇને એ દર્શનની વાત કહી. તેણે જણાવ્યું કે નજીકમાં કોઇની માંદગી તથા મરણનો સંભવ છે, તેનું પરિણામ તેની તરફેણમાં આવશે, તેથી તેને ૧૦૦ પાઉંડ મળશે.




[ આકૃતિ ૨૭ ] ક્રિસ્ટલમાં ત્રિકાળદર્શન.

બાઇને તેમાં કશું સત્ય જણાયું નહિ, કારણકે તેના ઘરમાં કોઇ માંદું નહોતું. નજીકના ભવિષ્યમાં કોઇના મરણથી પૈસા આવવાનો સંભવ નહોતો, પરન્તુ થોડા વખત પછી ખેદજનક બનાવ બન્યો. એક કોલસાની ખાણમાં અકસ્માત થયો. પાંચ માણસો તેથી મરણ પામ્યાં. મરનારાઓની સ્ત્રીઓએ ખાણના માલેકો ઉપર નુકસાનીનો દાવો બાંધ્યો અને તેમાં નુકસાનીની રકમો તેમને મળી, તે સાથે પેલી બાઇને પણ મળી કારણકે તે બાઇ એક કોલસાની ખાણમાં કામ કરતા મેનેજરને પરણી હતી અને પેલા અકસ્માતમાં તેનું મરણ થયું હતું. તેણે એ પદવી થોડો વખત થયાં જ લીધી હતી એટલે તેની વિધવાને ૧૦૦ પાઉંડ મળ્યા અને બીજી સ્ત્રીઓને વધારે રકમ મળી. એ રીતે ત્રિકાળદર્શન ખરૂં નીવડયું. (૨) એક વ્યક્તિ એક ત્રિકાળદર્શી પાસે ગઈ અને તેને પોતાને માટે ક્રિસ્ટલ જોવા કહ્યું. ત્રિકાળદર્શીને ક્રિસ્ટલમાં જણાયું કે એક જાહેર ચોગાનમાં એક પત્થરની ઉભણી ઉપર એક

ઘેટાનું પૂતળું ઊભું છે. એકાએક વીજળીનો ચમકારો થાય છે અને વીજળીના આઘાતથી ઘેટાનો એક કાન ખરી પડે છે. એક કેથોલીક પાદરી આવે છે અને ઘેટા તરફ આંગળી કરે છે. આ દૃશ્યનો અર્થ ત્રિકાળદર્શીએ પેલી વ્યક્તિને એવો કહ્યો કે તમારા કુટુંબમાંની એક જાહેર વ્યક્તિ એકાએક રોમન કેથોલીક ધર્મ ગ્રહણ કરશે. થોડા દિવસમાં એ કથન ખરૂં પડયું. પૂછનાર વ્યક્તિના કુટુંબનો એક માણસ કે જે જાહેરમાં સારી પેઠે જાણીતો હતો તેણે કેથોલીક ધર્મ ગ્રહણ કર્યો હોવાના ખબર તે વ્યક્તિને તુરતમાં જ મળ્યા. (૩) એક બાઇએ ત્રિકાળદર્શીને પોતા માટે ભાગ્યોદયનાં કાંઇ ચિન્હો છે કે નહિ તે જોવા કહ્યું. ત્રિકાળદર્શીએ ક્રિસ્ટલમાં જોઇને કહ્યું કે-તમે એક નીસરણી ચડીને એક અંધારી ઓરડીમાં જશો. તમારી પાસે થોડા કાગળો હશે. ત્યાં એક કાળા માણસને તમે જોશો કે જે શાન્ત સ્વભાવનો માણસ છે. તે માણસ તમારી પાસેના કાગળો લેશે અને તેમાંથી તમારો ભાગ્યોદય થશે. આ કથન થોડા વખતમાં જ ખરૂં નીવડયું. તે બાઇ એક લેખક હતી કે જે વાત ત્રિકાળદર્શીના જાણવામાં નહોતી. તે પોતાના એક પુસ્તકનું લખાણ લઇને એક પુસ્તક પ્રકાશક પાસે ગઇ. તેણે એ પુસ્તક રાખ્યું અને પ્રસિદ્ધ કર્યું જેથી તે બાઇને સારી પેઠે લાભ થયો. પુસ્તક પ્રકાશકનું વર્ણન પણ બરાબર મળતું આવી રહ્યું હતું.

---

## પરિચ્છેદ ૫ મો.

---

## લોકોત્તર ત્રિકાળદૃષ્ટિ.

હઠયોગ વિરૂદ્ધ રાજયોગ—ઉપર જણાવેલા ત્રિકાળદૃષ્ટિની કેળવણીના માર્ગો હઠયોગનાં જૂદાં જૂદાં રૂપાંતરો છે. ત્રિકાળદર્શી આયનાનો અને ક્રિસ્ટલનો પ્રયોગ ત્રાટકનો છે. એ પ્રયોગોથી અંદરની શક્તિને ધીરે ધીરે પણ કૃત્રિમ રીતે કેળવવામાં આવે છે અને એ રીતે તે શક્તિ કાર્યકર્તૃક બને છે. પરન્તુ લોકોત્તર ત્રિકાળદૃષ્ટિ કેળવવાનો રાજમાર્ગ એ રાજયોગનો છે. તે માટે ચિત્તની એકાગ્રતા, ધ્યાન અને ધારણાની સિદ્ધિ મનુષ્યે કરવી જોઇએ અને તે પણ હઠયોગને માર્ગે નહિ પણ રાજયોગને માર્ગે કરવી જોઇએ.

**એકાગ્રતાની સિદ્ધિ**—તમે રસ્તે ચાલ્યા જતા હો, ત્યારે એકદમ ઊભા રહો અને તમારા મનમાં શો વિચાર ચાલી રહ્યો છે તે સંભારો. તે વિચારની પહેલાંની પાંચ મિનિટમાં તમારા મનમાં શા શા વિચારો આવી ગયા તેનું સ્મરણ કરો અને તમે આશ્ચર્ય પામશો કે અનેક વિષયો સંબંધી એ વિચારો હતા, અને તે બધા વિચારો કાંઇ તમારા પોતાના મનના નહોતા કારણકે એ બધા વિષયો સાથે તમને કશો સંબંધ નહોતો. ત્યારે એ વિચારો કયાંથી આવ્યા? એ વિચારો બીજાઓના વિચારોના વીખરાઇ ગએલા ટુકડા માત્ર હતા. વિચાર એ એક બળ છે અને દરેક વિચાર મન ઉપર કાંઇ ને કાંઇ છાપ મૂકી જાય છે. કોઇ બીજા માણસ વિષેનો મજબૂત વિચાર તેની તરફ જાય છે અને પોતાની જાત સંબંધી મજબૂત વિચાર વિચારકને પોતાને વળગી રહે છે. પરન્તુ ઘણા વિચારો તો એવા નિર્બળ હોય છે કે તે કોઇ નિશ્ચિત દિશામાં જતા નથી, પણ સૂક્ષ્મ જગતના વાતાવરણમાં ઇતસ્તતઃ ભ્રમણ કરે છે અને તેના માર્ગમાં આવતા કોઇ પણ મન ઉપર તે અસર કરી શકે છે. રસ્તે જતાં આપણે નબળા વિચારોને છોડતા જઇએ છીએ અને આપણી પાછળ આવતો માણસ તેની સાથે અથડાતો આવે છે, જેમાંના કેટલાક વિચારો તેના મન ઉપર પણ અસર કરે છે. જો મગજમાં કોઇ મજબૂત વિચારોને સ્થાન હોય છે તો આ નબળા વિચારના ટુકડાઓ અસર કરી શકતા નથી, પરન્તુ તેવું કશુ નથી હોતું તો આ વિચારને ગ્રહણ કરીને માણસનું મન તેની પાછળ રોકાઇ જાય છે અને એ રીતે એ વિચાર મજબૂત બનતો જાય છે. પછી તે વિચાર તેનો પોતાનો બની જાય છે. જેને ત્રિકાળદષ્ટિની શક્તિ કેળવવી હોય તેણે પોતાના મન ઉપર અંકુશ રાખવાનો—ચિત્તવૃત્તિની એકાગ્રતા સિદ્ધ કરવાનો પ્રારંભ કરવો જોઇએ. તમે જે કાંઇ કામ કરો તે બરાબર રીતે કરો અને તમારા મનને તેની અંદર સંપૂર્ણ રીતે પરોવો. જો તમે એક પત્ર લખતા હો, તો માત્ર તમારા પત્રનો વિચાર કરો અને જ્યાંસુધી તે પૂરો થાય ત્યાંસુધી બીજી કશી બાબતને મનમાં આવવા ન દો. જ્યારે જ્યારે તમે વિચારમાં હો, ત્યારે ત્યારે તમે કઇ બાબતનો અને શામાટે વિચાર કરી રહ્યા છો તેનું બરાબર ભાન રાખો. મગજને કામમાં પરોવાએલું રાખો પણ તેને સુસ્ત પડી ન રહેવા દો, કારણકે મનની એ સુસ્તીને કાળે જ પરાયા દુષ્ટ વિચારો પ્રવેશ કરી જાય છે.

**ધ્યાનની સિદ્ધિ**—ચિત્તની એકાગ્રતા સિદ્ધ કર્યા પછી ધ્યાનને સિદ્ધ કરવું. પ્રભાતમાં શાન્તિથી અને આરામથી પાટલા ઉપર, ઢળો-સન ઉપર કે મૃગચર્મ ઉપર બેઠા પછી કોઇ ઉચ્ચ વિચારનું મનમાં ધ્યાન કરો. દાખલા તરીકે કોઈ સદ્ગુણનું ધ્યાન કરો: જેવો કે સત્ય વચન બોલવાનો ગુણ; ભૂતકાળમાં સત્ય વચન બોલવામાં તમે કેવી ગલ્તીઓ કરેલી તે યાદ કરો; ત્યારપછી તમે એ સદ્ગુણમાં કેટલી પ્રગતિ કરો છો તે વિચારો અને ભવિષ્યમાં કદાપિ અસત્ય વચન ન બોલવું એવો દૃઢ નિશ્ચય કરો. મહાન પુરૂષો એ સદ્ગુણમાં કેટલા આ-ગળ વધેલા હતા અને આફતના વખતમાં પણ તેઓ દૃઢતાથી સત્યને કેવા વળગી રહ્યા હતા તેનું સ્મરણ કરીને તમે એ સદ્ગુણની દૃઢ છાપ મન ઉપર પાડો. મનને માટે સદ્ગુણનું ધ્યાન કરવા જેવી બીજી એકે કસરત નથી, કારણકે તેથી મન કેળવાય છે એટલું જ નહિ પણ એ સુંદર વિચાર હમેશાં તમારા મન સમીપે જ રહ્યા કરે છે. શરૂઆતમાં સ્થૂળ વસ્તુઓનું ધ્યાન કરવાથી અને ધીમે ધીમે મનને સદ્ગુણની કલ્પ-નાઓ તરફ પ્રેરવાથી એ અભ્યાસમાં સરળતા મળે છે. ઘણી વાર જ્યારે તમે ધ્યાન કરવા બેઠા હશો, ત્યારે તમારો વિચાર બીજી દિશાએ વળી જશે અને થોડી ક્ષણોમાં તો તમારો વિચાર કેટલો દૂર નાસી ગયો છે તેની તમને ખબર પણ નહિ રહે; પરન્તુ તેથી નિરાશ થવાની જરૂર નથી, કારણકે એવું તો બધાને થાય છે. તેવે વખતે તમારે મનને, પુનઃ ખેંચી આણીને મૂળ વિચારપર લાવવું; સેંકડો ને હજારો વખત તેમ કરવું પડે તોપણ ફીકર નહિ, કારણકે તે વિના ધ્યાન કરવા માટે મનને બરાબર કેળવી શકાતું નથી.

**ધારણાની સિદ્ધિ**—મનને ધ્યાનદ્વારા સદ્ગુણની કેળવણી મળ્યા પછી પરમાત્માનું ધ્યાન કરવું તે ધારણા કહેવાય છે. ખ્રિસ્ત, કૃષ્ણ, બુદ્ધ, કે મહાવીર હરકોઇ મહાત્માના સ્વરૂપને મનમાં ધારણ કરવું કે જેના ઉપર તમને માન, પ્રેમ તથા ભક્તિ ઉત્પન્ન થતી હોય. આ મહાત્માના સ્વરૂપને મનમાં લાવીને તેની તરફ સ્વાત્મા ગતિમાન થાય છે, પોતે તેની સાથે ભળીને તદાકાર બને છે, પોતાની વૃત્તિઓ તેની તરફ દોડે છે એવું વિચારો અને તદાકાર વૃત્તિને અનુભવો. આમ કરતાં કરતાં તમે ધીમે ધીમે તમારા આત્મભાનને ઉચ્ચ થતું જતું અનુભવશો અને એક વખત એવો આવશે કે જ્યારે તમે સાક્ષાત્ પરમાત્મા સાથે તદાકાર વૃત્તિને અનુભવશો. ધારણાનો કાળ પૂરો થતાં તમને પુનઃ આ

દુનિયા દેખાશે, તદાકાર વૃત્તિના પ્રમાણમાં દુનિયા તમને અંધકારથી ભરેલી દેખાશે પરન્તુ તુરત જ દુનિયાનું સ્થૂલ ભાન થઈ આવશે. જેમ જેમ ધારણા આગળ વધતી જશે તેમ તેમ તદાકાર વૃત્તિનો પ્રકાશ વધતો જશે અને છેલ્લે એવી અવસ્થા પ્રાપ્ત થશે કે જ્યારે તમને પરમાત્મભાન થશે, એટલે કે તમે પોતે જ પરમાત્મા છો એવો અનુભવ થશે. તેવે કાળે રાત ને દહાડો તમને આત્મભાન ચાલુ રહેશે. આ આત્મભાનયુક્ત દૃષ્ટિ એ જ ત્રિકાળ દૃષ્ટિ છે. આવી દૃષ્ટિથી તમે ચારે બાજુએ જોશો એટલે તમને દુનિયામાં ઘણું નવું તત્ત્વ માલૂમ પડશે કે જે પહેલાં તમારા ધ્યાનમાં પણ આવ્યું નહિ હોય. આ રીતે યત્ન કર્યા કરવાથી હજી પણ તમે વધારે આગળ વધવા પામશો અને તમારી દૃષ્ટિ સમીપે આ સ્થૂલ જીવન કરતાં જે સૂક્ષ્મ જીવન ઉચ્ચ પ્રકારનું છે તે કરતાં સૂક્ષ્મતર જીવન ઉઘડવા પામશે. સચ્ચિદાનંદમાં એકાકાર *થવું એટલે શું તે હવે તમને જણાશે અને પ્રગતિ કર્યા કરવાથી તમે* સચ્ચિદાનંદસ્વરૂપ બનશો.

**થોડી સૂચનાઓ**—આ શક્તિ કેળવવા ઇચ્છનારે અંતર અને આત્માને પવિત્ર રાખવાં જોઇએ. તેણે માનસિક જીવન, સ્થૂલ જીવન અને સૂક્ષ્મ જીવન એવી પવિત્ર રીતે ગાળવાં જોઇએ કે એકાગ્રતા, ધ્યાન અને ધારણાની સિદ્ધિ માટેનો માર્ગ તેના જીવનવડે જ સરલ થવા પામે. સ્થૂલ દેહના દુર્ગુણો અને દુરાચારો, માંસ, દારૂ તથા બીજી કેફી વસ્તુઓનો તેણે ત્યાગ કરવો જોઇએ. સ્થૂળ જીવનની કેટલીક નાની કુટેવોથી આત્માની પ્રગતિ તદ્દન અટકી પડે છે એમ માનવાની જરૂર નથી, પરન્તુ એટલું નક્કી છે કે જે માણસ કોઇ પણ રીતે અપવિત્ર હોય છે તેને માથે ભય તથા જોખમ લટકેલાં હોય છે અને અસ્વચ્છ હાથે પવિત્ર વસ્તુઓનો સ્પર્શ કરવો એ જોખમભરેલું છે.






# સંવત્સર-પરિજ્ઞાન.

## પરિચ્છેદ ૧ લો.

### સંવત્સર નામાવલિ.

**વિક્રમ સંવત્ કાઢવાની રીત**—શાલિવાહનના શકમાં ૧૩૫ ઉમેરવાથી અથવા ઇસવી સનમા ૫૬ ઉમેરવાથી વિક્રમ સંવત આવે છે.

**સંવત્સરનાં નામ**—સંવત્સરનાં ૬૦ નામ છે. (૧) પ્રભવ, (૨) વિભવ, (૩) શુક્લ, (૪) પ્રમોદ, (૫) પ્રજાપતિ, (૬) અંગિરા, (૭) શ્રીમુખ, (૮) ભાવ, (૯) યુવા, (૧૦) ધાતા, (૧૧) ઇશ્વર, (૧૨) બહુધાન્ય, (૧૩) પ્રમાથી, (૧૪) વિક્રમ, (૧૫) વૃષ, (૧૬) ચિત્રભાનુ, (૧૭) સુભાનુ, (૧૮) તારણ, (૧૯) પાર્થિવ, (૨૦) વ્યય, (૨૧) સર્વજિત્, (૨૨) સર્વધારી, (૨૩) વિરોધી, (૨૪) વિકૃતિ, (૨૫) ખર, (૨૬) નંદન, (૨૭) વિજય, (૨૮) જય, (૨૯) મન્મથ, (૩૦) દુર્મુખ, (૩૧) હેમલબી, (૩૨) વિલંબી, (૩૩) વિકારી, (૩૪) શાર્વરી, (૩૫) પ્લવ, (૩૬) શુભકૃત્, (૩૭) શોભન, (૩૮) ક્રોધી, (૩૯) વિશ્વાવસુ, (૪૦) પરાભવ, (૪૧) પ્લવંગ, (૪૨) કીલક, (૪૩) સૌમ્ય, (૪૪) સાધારણ, (૪૫) વિરોધકૃત્, (૪૬) પરિધાવી, (૪૭) પ્રમાદી, (૪૮) આનંદ, (૪૯) રાક્ષસ, (૫૦) નલ, (૫૧) પિંગળ, (૫૨) કાલયુક્ત, (૫૩) સિદ્ધાર્થી, (૫૪) રૌદ્ર, (૫૫) દુર્મતિ, (૫૬) દુંદુભિ, (૫૭) રૂધિરોદ્‌ગારી, (૫૮) રક્તાક્ષી, (૫૯) ક્રોધન, (૬૦) ક્ષય

**સંવત્સરનુ નામ કાઢવાની રીત**—ચાલુ વર્ષમાં જે શાલિવાહન શક ચાલતો હોય તે શકમાં ૧૨ મેળવીને તેને ૬૦થી ભાગવા, બાકી જે આંકડો રહે તે આંકડો સંવત્સરની યાદીમાં જોવો, એટલે ચાલુ શકનું નામ જાણવામાં આવશે

**સંવત્સરના સ્વામી**—પાંચ સંવત્સરનો એક યુગ એ પ્રમાણે સાઠ સંવત્સરના ૧૨ યુગ થાય, તેના સ્વામી ૧૨ છે; તે વિષ્ણુ, બૃહસ્પતિ, ઈંદ્ર, અગ્નિ, બ્રહ્મા, શિવ, પિતર, વિશ્વેદેવ, ચંદ્ર, અગ્નિ, અશ્વિની કુમાર અને સૂર્ય. પ્રભવાદિ સાઠ સંવત્સરમાંના પહેલા ૨૦ સંવત્સર તે બ્રહ્માની વીશી કહેવાય છે, તે શુભ છે; પછી ૨૦ સંવત્સર વિષ્ણુની વીશી કહેવાય છે તે મધ્યમ છે અને છેલ્લા વીસ સંવત્સર શંકરની વીશી કહેવાય છે તે અશુભ છે. બીજો મત એવો છે કે આનંદાદિ ૨૦ સંવત્સર તે બ્રહ્માની વીશી, ભાવાદિક ૨૦ સંવત્સર તે વિષ્ણુની વીશી અને જયાદિ ૨૦ સંવત્સર તે શંકરની વીશી કહેવાય છે.

---

## પરિચ્છેદ ૨ જો.

---

### સંવત્સરનાં ફળ.

**(૧) પ્રભવ**—સ્વામી આર્તુરાજા. કર્યાંક હાનિ અને કર્યાંક વૃદ્ધિ, કર્યાંક ભય અને કર્યાંક રોગ, તોપણ એકંદરે પ્રજા વૈરરહિત તથા સુખી થાય. **(૨) વિભવ**—સ્વામી વિષ્ણુ. રાજા પ્રજા નીતિમાન રહે ખેડૂતોને મનમાની વૃષ્ટિ થાય. લોકોમાં માંહોમાંહે પ્રીતિ વધે. દિલ્હી પ્રદેશમાં, પૂર્વમાં અને સિંધ દેશમાં લોકોને બહુ પીડા. **(૩) શુકલ**—સ્વામી મહેશ્વર. પુરૂષ હંમેશાં સ્ત્રી-પુત્રનું સુખ ભોગવે, અને સ્ત્રીઓ પણ પુત્રનું સુખ ભોગવે. આનંદની વૃદ્ધિ થાય. પ્રજામાં શત્રુતા ન રહે. બજારભાવ વધે. મ્લેચ્છોને પીડા. **(૪) પ્રમોદ**—સ્વામી રવિ. લોકોમાં પીડા ઉપજે, રાજાઓમાં કલહ થાય. ગામોને સ્થાને અરણ્યો થાય. તિલંગ દેશમાં ભૂકંપ થાય. **(૫) પ્રજાપતિ**—સ્વામી ચંદ્ર. પ્રજામાં દુઃખ ન રહે. સ્વજનોની સાથે મિત્રતા વધે. રોગ ન રહે અને પ્રજામાં આનંદ થાય. **(૬) અંગિરા**—સ્વામી ગુરૂ. મનુષ્યો અતિથિઓ તથા સ્વજનોની સાથે પકવાન્નો જમે અને સ્ત્રીઓ આનંદથી રમણ કરે, છતાં મધ્ય દેશમાં વરસાદ ઓછો પડે અને થોડા ભાગમાં દુકાળ પડવાથી લોકો દેશત્યાગ કરે. **(૭) શ્રીમુખ**—સ્વામી બુધ. જેઠ માસમાં સોંઘવારી થાય. દૂધાળી ગાયોની વૃદ્ધિ થાય પણ શ્રાવણમાં દૂધ મોંઘું થાય ખેતી માટે વરસાદ સારો થાય. ભાદરવો અને આસો તથા વૈશાખમાં મોંઘ

વારી જણાય. મહાજનોને પીડા ઉપજે. (૮) ભાવ—સ્વામી ગુરૂ. વરસાદ સારો થાય. ચૈત્ર-વૈશાખમાં સોંઘવારી અને જેઠ, અષાડ, શ્રાવણમાં મોંઘવારી. ખેતરમાં કીડા પડે. મ્લેચ્છ દેશમાં રાજાને પીડા થાય. લવીંગ, ઘી અને સાકર મોંઘાં થાય. રાજાઓના તેજની વૃદ્ધિ થાય અને બ્રાહ્મણો સોજી થાય. (૯) યુવા—સ્વામી શુક્ર. પહેલા માસમાં ભૂકંપ થાય. ઉનાળામાં નદીઓ વહે અને અષાડમાં વાયરો ઉડે. શ્રાવણમાં અન્ન મોંઘું થાય. ભાદરવામાં વરસાદ સારો પડે. આસો-કારતક મંદા અને માગશરમાં વિઘ્ન ઉડે. ફળ ખુબ પાકે. (૧૦) ધાતા—સ્વામી શનિ. ચૈત્ર-વૈશાખમાં રોગ બહુ ઉપજે. જેઠ અષાડમાં ઘી તેલ મોંઘાં થાય. ભાદરવામાં સોંઘવારી. આસોમાં ઉંદર ઉત્પન્ન થાય તે પાંચ માસ રહે. કારતક માગશરમાં વરસાદ પડે. સોરઠ દેશમાં પીડા ઉપજે. ફળ બહુ પાકે. રાજાઓ માંહોમાંહે લડવાની ઇચ્છા કરે. (૧૧) ઇશ્વર—સ્વામી રાહુ. રાજાઓ સુખી થાય. પૂર્વ દેશમાં ઉંદરની ઉત્પત્તિ થાય. ચોપગાં જાનવરોને પીડા થાય પશ્ચિમમાં ધંધ જાગે. ચૈત્રમાં મંદી. (૧૨) બહુધાન્ય—સ્વામી કેતુ. ઉત્તર દિશામાં માઘ માસમાં પીડા ઉપજે. પૂર્વમાં ભય થાય. પશ્ચિમમાં દુકાળ. જેઠ, અષાડ, શ્રાવણ, ભાદરવો મંદ. આસોમાં વૃષ્ટિ. ધાન્ય પાકે અને ગાયો બહુ દુધ આપે. (૧૩) પ્રમાથી—સ્વામી રવિ. ચૈત્ર, વૈશાખ, જેઠ, અષાડ મંદ. રાજાને કષ્ટ. વાયરો થાય. શ્રાવણ ભાદરવામાં અનાજની પીડ વધે. આસોમાં વૃષ્ટિ થવાથી ધાન્યનો નાશ થાય અને ગામો ઉજ્જડ થાય. લોકોમાં વેર વધે. (૧૪) વિક્રમ—સ્વામી ચંદ્ર. વરસાદ સારો થાય. વૈશાખમાં અરિષ્ટ, ભૂકંપ, પ્રજાપીડા. જેઠ પછીથી દુકાળ. અષાડમાં વૃષ્ટિ. શ્રાવણથી ફાગણ સુધીના ૮ માસ અનાજ સોંઘું રહે. રાજાઓમા લડાઇ થાય. (૧૫) વૃષ—સ્વામી મંગળ. વરસાદ સારો. ઘેર ઘેર આનંદ થાય. ચણા મોંઘા થાય. (૧૬) ચિત્રભાનુ—સ્વામી બુધ. પ્રજા સુખી. વરસાદ સારો પડે. ફળફૂલ સારાં થાય. ધાન્ય એકઠું કરવું. ચૈત્ર વૈશાખ મંદ; જેઠ આષાઢ શ્રાવણમાં પીઠ ચડે ઉતરે. ભાદરવો, આસો, કારતક દુકાળ. માગશર પોષ ભયોત્પત્તિ. ફાગણમાં શાન્તિ. (૧૭) સુભાનુ-સ્વામી ગુરૂ. પૂર્વમાં પીડા. વૈશાખ જેઠ મંદ. ચૈત્રમાં ચડ ઉતર. આષાઢ શ્રાવણ મોંઘવારી. ભાદ્રપદમાં ચડઉતર. આસો કારતક માગશર મધ્યમ. રાજા-પ્રજામાં રોગોદ્ભવ. પોષ, માઘ ને ફાગણમાં શાન્તિ. ફળ સારાં પાકે અને રાજાઓમાં લડાઇ થાય. (૧૮) તારણ—સ્વામી શુક્ર. વાયરો બહુ

થાય. પૃથ્વી ઉપદ્રવરત દેખાય. ચૈત્રમાં ટાઢ પડે. રસકસ મોંઘાં થાય. પૂર્વ અને દક્ષિણમાં ઉત્પાત થાય. વૈશાખમાં આમદાની થાય. વેપારીઓ સમુદ્રપારથી માલ લાવીને મંધરે. જેઠમાં બહુ વાવરો થાય. આષાઢમાં પીડ ચડઉતર થાય. શ્રાવણના ૧૫ દિવસ અને ભાદરવાના ૧૫ દિવસમાં અગ્નિનો ભય. રાજાઓમાં યુદ્ધ થાય. પૂર્વમાં મ્લેચ્છોનો સંહાર થાય. પોષમાં મોટું યુદ્ધ થાય. ગામ નિર્જન થાય. ભૂકંપ થાય. માઘ-ફાગણમાં રાજાને પીડા થાય (૧૯) **પાર્થિવ**—વરસાદ થોડો અને થાય તો જીવડાં બહુ થાય. ધાન્યનો સંગ્રહ કરવો. રાજાને ભય. ચૈત્રમાં ટાઢ પડે. વૈશાખમાં થોડો વરસાદ અને જેઠ અષાડમાં સારો વરસાદ. શ્રાવણમાં વૃષ્ટિ થોડી. ભાદરવામાં રાજાનું બળ વધે અને આસોમાં વરસાદ પડે. કારતક માગશર મંદ, પોષમાં ચડઉતર અને ફાગણમાં શાન્તિ. (૨૦) **વ્યય**—સ્વામી રાહુ. ગુજરાતમાં દુકાળ. ગામો નિર્જન થાય. રાજાઓમાં વિગ્રહ થાય. મહામારી ચાલે. દ્રવ્યનું ખર્ચ વધે (૨૧) **સર્વજીત**—સ્વામી બ્રહ્મા. વરસાદ સારો. નવો સિક્કો પડે. ધાન્ય સસ્તુ. રાજાપ્રજા સુખી. લવંગ, તેલ, ઘી, બમણાં મળે. કારતકમાં સુકાળ; માગશર, પોષ, માઘમાં વરસાદ પડે. પૃથ્વી પર સુખ વધે. (૨૨) **સર્વધારી**—સ્વામી વિષ્ણુ. રાજાપ્રજા સુખી. દેવોની પૂજા થાય. ચૈત્રમાં ચડઉતર, વૈશાખ-જેઠ મંદ, દક્ષિણમાં મોંઘવારી અને પ્રજાને પીડા. રાજા તથા પ્રધાનમાં વિરોધ. આષાઢમાં વરસાદ પડે. શ્રાવણમાં ચડઉતર. ભાદરવો મંદ. વરસાદ ઘણો. (૨૩) **વિરોધી**—સ્વામી મહેશ. ચૈત્ર મંદ. આસોમાં વરસાદ પડે. ભાદરવામાં ઉત્પાત થાય. કારતક સસ્તો. લવીંગ, પીંપર, હળદર અને કંદમૂળ બહુ મોંઘાં થાય માટે સંગ્રહ કરવો. વરસાદ ઘણો. રાજાઓમાં માંહોમાંહે યુદ્ધ થાય. (૨૪) **વિકૃતિ**—સ્વામી રવિ. છેવટે મેઘ વરસે. ધાન્ય મોંઘું. અકાળે વરસાદ થાય. રાજાઓમાં લડાઇ થાય. દેશ નિર્જન થાય. નીચ લોકોને ઉંચી પદવી મળે અને સારા લોકો નિરાદર પામે. ચૈત્ર, વૈશાખ, જેઠ સારા રહે. અષાડ, શ્રાવણમાં ચડઉતર થાય. ભાદરવામાં વરસાદ પડે. ભાદ્રપદાદિ ૪ માસ સારા, પછી ઉત્પાત થાય. કારતક માગશરમાં વિરોધ થાય. (૨૫) **ખર**-સ્વામી ચંદ્ર. વરસાદ ઘણો પડે. અનાજ સારૂં પાકે. ચૈત્ર વૈશાખ જેઠમાં મોંઘવારી. પ્રજાથી વિરોધ થાય. દક્ષિણમાં ઉત્પાત. મુસલમાનો સાથે યુદ્ધ થાય. પ્રજા તથા પશુ બંધનને પ્રાપ્ત થાય. મુલતાન, કનોજ, કુરૂક્ષેત્ર, માંડવગઢ, માળવામાં સુકાળ થાય, પછી ગ્રામનગર ઘણાં વસે. (૨૬)

નંદન–સ્વામી મંગળ. મોંઘવારી બહુ વધે. કાશીમાં અન્ન મળે નહિ. રાજપ્રજાને પીડા થાય. અનાજની પીઠ વધે. ઘી મોંઘું થાય. માંસ મધ સસ્તાં થાય. વૈશાખમાં વાયરો થાય. ભાદરવામાં સોંઘવારી અને આસોમાં વરસાદ પડે. કારતકમાં સુકાળ થાય. સોનું, ચાંદી, ધન, ખજાનાનો નાશ થાય. (૨૭) વિજય–સ્વામી બુધ. રોગ બહુ ઉત્પન્ન થાય. એકાદ રાજા ભાગે. ચૈત્રમાં વરસાદ થોડો. વૈશાખ જેઠ મંદ. ભાદરવામાં મહામારી. ગુજરાતમાં દુકાળ. પોષ ફાગણમાં વરસાદ પડે. નવો સિક્કો પડે. વરસાદથી પહેલી ખેતી નાશ પામે અને બીજી ખેતી વેળાએ રાજાઓમાં યુદ્ધનો ઉપદ્રવ જાગે. (૨૮) જય–સ્વામી શુક્ર. સર્વ પ્રજા સુખી. વરસાદ બહુ પડે. ચૈત્રમાં સોંઘવારી. વૈશાખ, જેઠ, અષાડ મંદ. શ્રાવણમાં બે ત્રણ દિવસમાં ઘરો ઘણાં પડે. ભાદરવો, આસો, કારતકમાં સોંઘવારી. મરકી ને તાવની પીડા ઉપજે. લોકોને વ્યાધિ થાય. (૨૯) મન્મથ—સ્વામી શુક્ર. રાજાને પીડા. વિરોધ થાય. મથુરામાં પીડા. વરસાદ પડે, તેથી ધાતુઓ સસ્તી થાય. અનેક જાતિના રોગ ઉદ્‌ભવે. વૈશાખમાં દુકાળ. શ્રાવણમાં સોંઘવારી. આસોમાં સુકાળ. કારતકમાં પીડા. માગશર પોષ મંદ. માહમાં ચડઉતર થાય. (૩૦) દુર્મુખ–સ્વામી શનિ. વરસાદ થોડો. અગ્નિભય અને રોગભય ઘણો. બ્રાહ્મણો દરિદ્રી થાય. લોકોને પીડા થાય. પશ્ચિમમાં પીડા, પૂર્વમાં દુકાળ, ચોરનો ઉપદ્રવ ઘણો. શ્રાવણમાં વાયરો થાય. ભાદરવામાં વરસાદ પડે, પછી સોંઘવારી થાય. આસો મંદ. કારતકમાં પીડા થાય. માગશર ઉત્તમ. (૩૧) હેમલંબી–સ્વામી રાહુ. મહારોગ ઉદ્‌ભવે. ત્રણ માસ દુકાળ આવે. મહાજનોને પીડા થાય. ચૈત્ર વૈશાખ મંદ. જેઠ અષાડ શ્રાવણમાં રોગોદ્‌ભવ. ભાદરવો આસો સરતા. કારતક માગશરમાં વિરોધ વધે. અનાજ મોંઘું અને રાજાઓમાં વૈરભાવ. (૩૨) વિલંબી–સ્વામી રવિ. ચૈત્ર વૈશાખ જેઠમાં દુકાળ પછી સુકાળ, વિવાહાદિમંગળ કાર્યો થાય. મારવાડમાં વિગ્રહ જાગે. અનાજ સારૂં પાકે. આસો કારતકમાં દુકાળ પડે. માગશર પોષમાં સુકાળ થાય.(૩૩)વિકારી–સ્વામી ચંદ્ર. ધાન્યો સસ્તાં થાય. ઘી મોંઘું થાય. વરસાદ સારો પડે. રાજા પ્રજા સુખી. અનાજ સારૂં પાકે. વૈશાખ જેઠમાં મોંઘવારી. અષાઢ શ્રાવણમાં વરસાદ પડે. ધૂમકેતુ ઉત્પન્ન થાય. કારતક માગશરમાં થોડો વરસાદ પડે. પોષ, માહ, ફાગણ ઉત્તમ જાય. લોકોમાં પિત્તનો રોગ વધે. (૩૪) શાર્વરી–સ્વામી મંગળ. વરસાદ ઘણો પડે. પ્રજાને પીડા થાય. માઘમાં દુકાળ પડે. રાજાઓમાં દંદ્ર યુદ્ધો થાય.

ફાગણમાં દેશ સ્વસ્થ થાય (૩૫) પ્લવ-સ્વામી બુધ. ૪ માસ વરસાદ ન થાય, પછી થાય. લોકોમાં રોગથી પીડા ઉદ્ભવે. ટાઢ પડે. કારતકમાં રસકસની પીઠ વધે. વાયરો થાય. ધૂમકેતુ ઉપજે. શ્રાવણ ભાદરવામાં વરસાદ પડે. આસોમાં સ્વસ્થતા થાય. કારતક માગશરમાં વિરોધ થાય અને પોષ, માહ, ફાગણમાં સ્વસ્થતા થાય. (૩૬) શુભકૃત્-સ્વામી ગુરૂ. વરસાદ થોડો. રાજા પ્રજા સુખી. વિંધ્યાચળને આગ લાગે. શ્રાવણથી માહસુધી શુભ થાય. ઘી, તેલ, લવીંગ અને ગોળ મોંઘાં થાય. (૩૭) શોભન-સ્વામી શુક્ર. દેશમાં દુકાળ. માણસો એક બીજાનાં માંસ ખાય. પછી રોગ પીડા બહુ થાય. કારતકથી પાંચ માસ સુકાળ થાય. શ્રાવણમાં રોગ ઉત્પન્ન થાય. (૩૮) ક્રોધી-સ્વામી શનિ. રાજા પ્રજા સુખી રહે પરન્તુ વિરોધ વધે અને પાપાચાર થાય. ચૈત્ર વૈશાખ મંદ, જેઠમાં ચડઉતર, આષાઢ શ્રાવણમાં મોંઘવારી. ભાદરવો, આસો અને કારતકમાં ક્લેશ થાય. (૩૯) વિશ્વાવસુ-સ્વામી રાહુ. વરસાદ થોડો. દુકાળ પડે. અનાજનો પાક નાશ પામે. અનાજ તથા લાકડાં મોંઘાં થાય. આસો કારતક માગશરમાં સ્વસ્થતા આવે. ચોરોની વૃદ્ધિ થાય અને રાજાઓ લોભી થાય. (૪૦) પરાભવ-સ્વામી કેતુ. બારે માસ સુકાળ. ધાન્યની વૃદ્ધિ થાય. રાજાઓ તિરસ્કારને પ્રાપ્ત થાય હલકું ધાન્ય વધારે નીપજે. (૪૧) પ્લવંગ-સ્વામી બ્રહ્મા ચૈત્ર વૈશાખમાં પીઠ ચડઉતર થાય. જેઠમા રાજાને પીડા થાય. આષાઢમાં વરસાદ ઘણો પડે. આસોમાં સોંઘવારી. કારતકમાં રોગોદ્ભવ. માગશરમાં મોંઘવારી. માઘમાં આનંદ વર્તે, ફાગણમાં વરસાદ પડે વરસાદ મધ્યમ પડે. ચોરોની વૃદ્ધિ. (૪૨) કીલક-સ્વામી વિષ્ણુ. ચૈત્રમા ચડઉતર, વૈશાખમાં મંદી. દિલ્હીમાં અગ્નિનો ભય ભાદરવામાં વરસાદ પડે આસોમાં સ્વસ્થતા થાય. કારતકમાં ટીડ આવે પિત્તરોગ અને સર્પનો ભય. વરસાદ મધ્યમ અને પ્રજામાં વેરભાવ થાય. (૪૩) સૌમ્ય-સ્વામી મહેશ્વર. ધાન્ય થોડું ચૈત્રમાં મંદી, જેઠમાં રાજવિરોધ, આષાઢમાં રાજાઓનું બળ વધે, શ્રાવણમાં શરદી કે ટાઢીયા તાવનું જોર વધે. ભાદરવામાં મંદી. આસોમાં ટીડ આવે. કારતકથી માહસુધી મંદી. સર્પોનો ભય વધે. વરસાદ મધ્યમ. (૪૪) સાધારણ-સ્વામી રવિ. ચૈત્રમાં મંદી. વૈશાખ જેઠમાં ભય ઉત્પન્ન થાય. આષાઢમાં વિરોધ ઉત્પન્ન થાય. આસો કારતક માગશરમાં બુદ્ધિ સંતોષ પામે. પોષ માહમાં વરસાદ પડે. ફાગણમાં અગ્નિનો ભય અને લોકોને પીડા. ખેડૂતોને મનમાન્યો વરસાદ પડે. (૪૫) વિરોધકૃત્-સ્વામી ચંદ્ર.

કોકણમાં રાજભય. મારવાડમાં દુકાળ. ચૈત્ર વૈશાખ જેઠ મંદ. ભાદરવો આસો કારતક સોંઘવારી. માગશરમાં જનાવરોને પીડા. માહમાં લોકોને પીડા. વરસાદ મધ્યમ વરસે. (૪૬) પરિધાવી–સ્વામી મંગળ. દુકાળ પડે. નગર અને પીઠો ઉધ્વસ્ત થાય. ચૈત્ર વૈશાખ જેઠ આષાડમાં ચડઉતર થાય. વૈશાખમાં વરસાદ પડે. વરસાદ મધ્યમ પડે. ટીડ આવવાનો ભય. (૪૭) પ્રમાદી–સ્વામી બુધ. કોકણમાં દુકાળ. ચૈત્ર મંદ. વૈશાખમાં વાયરો થાય. જેઠ આષાડ શ્રાવણમાં પીઠ ચડઉતર થાય. ભાદરવામાં ધાન્ય સોંઘું થાય. આસો મંદ. ફાગણમાં સોંઘવારી. રાજાઓમાં વૈરભાવ. પ્રજાને પીડા. (૪૮) આનંદ–સ્વામી ગુરૂ. ચૈત્ર વૈશાખમાં સોંઘવારી. પૂર્વમાં દુકાળ પડે. રોગ ઉદ્દ્ભવે. માગશરમાં લોક દક્ષિણમાં જાય. પોષ માસમાં વરસાદ પડે. (૪૯) રાક્ષસ–સ્વામી શુક્ર. વૈશાખમાં ઘી તેલ મોંઘાં. ચૈત્ર મંદ. જેઠ અષાડમાં થોડો વરસાદ પડે. શ્રાવણ, ભાદરવો, આસો પૂરો વરસાદ પડે. કારતકમાં ધાન્ય પાકે. માગશર, પોષ, માહ મંદ. ફાગણમાં વરસાદ પડે. પ્રજા મધ્યમ સુખી. રાજાઓમાં યુદ્ધ થાય. (૫૦) નલ–સ્વામી શનિ. વૈશાખમાં ઉત્પાત થાય. શ્રાવણમાં વરસાદ પડે. આસોમાં દુકાળ પડે. માગશરમાં વરસાદ પડે. પછી રોગોદ્દ્ભવ થાય. માઘમાં વરસાદ અને પોષમાં આનંદ. એકંદરે મધ્યમ વૃષ્ટિ અને અગ્નિનો ભય. (૫૧) પિંગલ–સ્વામી રાહુ. પૂર્વ, કર્ણાટક, મથુરા, ચિત્તોડ, દિલ્હી, ગોડ ઇત્યાદિ દેશોમાં દુકાળ પડે. રાજાને ભય. મધ્ય દેશમાં સુકાળ. (૫૨) કાલયુક્ત–સ્વામી કેતુ. વરસાદ થોડો. ધાન્ય અલ્પ. દેશ ઉધ્વસ્ત થાય. વ્યવહાર થોડો ચાલે. ચૈત્ર વૈશાખ મંદ. ધાન્ય એકઠું કરવું. આષાઢમાં મેઘ પડે. ધાન્ય મોંઘું થાય. (૫૩) સિદ્ધાર્થી–સ્વામી બ્રહ્મા. વરસાદ થોડો પડે. પીઠ વધે. ચૈત્ર વૈશાખમાં લોકોને પીડા. જેઠથી ભાદરવામાં વાયરો થાય નદીઓ સુકાઇ જાય. પછીનો માસ સારો આવે. રાજાઓમાં મિત્રતા વધે (૫૪) રૌદ્ર–સ્વામી રુદ્ર. જગતમાં રોગ ઉદ્દ્ભવે. પોષમાં જાનવરોનો નાશ થાય. રાજભંગ કે દેશભંગ થાય. બાર માસ બહુ ઉત્પાત થાય. મહાદેશમાં ભય પ્રકટ થાય. ચોરવાઘનો ભય અને અનાજ મોંઘું; પણ ગુજરાત દેશમાં એ ફળ નહિ થાય. (૫૫) દુર્મતિ–સ્વામી મંગળ. ચૈત્ર વૈશાખમાં સોંઘવારી. જેઠ આષાઢમાં વાયરો બહુ થાય. શ્રાવણમાં વરસાદ બહુ વરસે. ભાદરવામાં વસ્ત્રો મોંઘાં થાય અને આસોમાં જીરૂં સસ્તું થાય. રાજાઓની બુદ્ધિ બગડે. (૫૬) દુંદુભિ–સ્વામી બુધ. વરસાદ બહુ પડે. રસકસ સસ્તા

થાય. ચૈત્ર વૈશાખ જેઠ સરતા રહે. આષાઢ શ્રાવણ ભાદરવામાં પીડ પડે. મહા ફાગણમાં વરસાદ વરસે. ખેતી સારી થાય. (૫૭) રૂધિરોદ્‌ગારી-સ્વામી ગુરુ. જેઠ આષાઢ શ્રાવણમાં મોંઘવારી થાય. પછી વરસાદ પડે. રાજવિરોધ થઇને યુધ્ધો થાય. દુકાળ પડે. દેશ ભાંગે અને લોકોને પીડા થાય. સર્વ પદાર્થો મોંઘા થાય. (૫૮) રક્તાક્ષી-સ્વામી શુક્ર. ચૈત્ર વૈશાખમાં પીડ ચડે. વૈશાખમાં વરસાદ પડે. આષાઢમાં સોંઘવારી થાય. શ્રાવણમાં વરસાદ પડે. ભાદરવામાં સોંઘવારી. કારતક અને આસોમાં પ્રજાને પીડા થાય. માગશર પોષ માહ સાધારણ. પ્રજાને આ વર્ષ કઠણ જાય. (૫૯) ક્રોધન-સ્વામી શનિ. પ્રજાને પીડા. વૈશાખમાં સોંઘવારી. જેઠમાં મંદી. આષાઢ શ્રાવણમાં પીડ ચડે. ભાદરવામાં સોંઘવારી. આસો કારતકમાં મંદી. પોષમાં પીડ ચડે. ગુજરાતમાં દુકાળ પડે. વરસાદ મધ્યમ પડે. (૬૦) ક્ષય-સ્વામી રાહુ. ચૈત્રમાં કરા પડે. વૈશાખમાં ઉત્પાત થાય. વાયરો બહુ વાય. નવો સિક્કો પડે. શ્રાવણમાં વરસાદ ઘણો. એકંદરે વરસાદ ઘણો. આસોમાં રોગવૃદ્ધિ. કારતકમાં સોંઘવારી. માગશરમાં આનંદ થાય. પોષમાં વરસાદ પડે. બંગાળામાં બહુ દુઃખ પડે. દેશમાં મોટા ભાગની ખેતીને હાનિ થાય.

---

## પરિચ્છેદ ૩ જો.

---

## વિધવિધ યોગોનું વર્ષફળ.

રાશિ પર થતા ગ્રહણનું ફળ—કુંભ રાશિપર ગ્રહણ આવે તો દેશને પીડા થાય. મીન રાશિપર આવે તો સર્વ જીવજંતુને પીડાકારક થાય. મકરરાશિ પર આવે તો હઠવાદી મંત્રી અને નીચ લોકોથી પ્રજાને પીડા થાય. ધન રાશિ પર આવે, તો પંડિતો અને વૈદ્યોને પીડા થાય. વૃશ્ચિક રાશિપર આવે તો સર્પ અને ઉંદરને પીડા થાય. તુલા પર આવે તો પક્ષીઓને પીડા થાય. કન્યા પર આવે તો ધાન્યનો નાશ થાય અને ચિત્રકાર તથા કવિજનોને પીડા થાય. મિથુન રાશિપર આવે તો યમુના પ્રદેશની અને મત્સ્ય દેશની સ્ત્રીઓને પીડા થાય. વરખ રાશિપર આવે તો આખા દેશના મોટા લોકો, પાયિકો, પશુઓને પીડા થાય. મેષ પર થાય તો કલિંગ અને પાંચાલ દેશમાં પીડા થાય.

અમાવાસ્યા ફળ—જો અમાવાસ્યા રવિવારે આવે તો ધાન્ય

સસ્તું થાય, રાજાપ્રજા સુખી થાય અને સૌને આનંદ થાય. સોમવારે આવે તો પીક મોંઘી ન થાય. મંગળવારે આવે તો દુકાળનો અનુભવ થાય. બુધવારે આવે તો શાન્તિ સુખ જાય અને ધાન્ય સસ્તું થાય. ગુરૂવારે આવે તો સોંઘવારી થાય અને સૌ સુખી થાય. શુક્રવારે આવે તો માન્ય મળે પરન્તુ પ્રજામાં રોગવૃદ્ધિ થાય. શનિવારે આવે તો લોકોને પીડા અને બજારપીક મોંઘી થાય. અમાસ અને સંક્રાન્તિ એક વારે આવે તો લોકોને પીડા થાય અને પીક વધે. આ ફળ અમાસ પછીના એક માસનું સમજવું.

**અધિક માસનું ફળ**—૩૨ માસ, ૧૬ દિવસ અને ૪ ઘડી એટલા કાળે એક અધિક માસ આવે છે. જે મહિનામાં વદ પાંચમે સંક્રાન્તિ આવે, તે મહિનો આગળના વર્ષમાં અધિક આવે. જે વર્ષમાં બે ચૈત્ર આવે તે વર્ષમાં અનાજનો પાક બહુ સારો થાય. બે વૈશાખ આવે તે વર્ષમાં સર્વ લોકોને આનંદ થાય અને અનાજ પાકે. બે જેઠ આવે તે વર્ષમાં રાજા પર મૃત્યુની આફત આવે. બે અષાઢ આવે તે વર્ષમાં વરસાદ પડે નહિ અને પાણીનો દુકાળ પડે. બે શ્રાવણ આવે તે વર્ષમાં દુકાળ પડે અને લોકોની હાનિ થાય. બે ભાદરવા આવે તે વર્ષમાં પ્રજાનું ચિંતિત કાર્ય થાય અને ધાન્ય સારૂં પાકે. બે આસો આવે તે વર્ષમાં લોકોને ચોરથી બહુ ભીતિ પ્રાપ્ત થાય અને રાજાને તથા રાષ્ટ્રને પણ ભીતિ ઉત્પન્ન થાય.

**અમાસ અને સંક્રાન્ત**—જે માસમાં સંક્રાન્ત અને અમાસ એક જ વારે આવે તે માસમાં બજારપીક વધે. રવિ, સોમ, બુધ, ગુરૂ, અને શુક્ર એ વારે અમાસ અને સંક્રાન્ત આવે તો રાજા અને પ્રજા સુખી થાય. મંગળવારે આવે તો રક્તપાત થાય, ધાડો પડે, રાજાઓમાં વેર વધે અને પ્રજાને પીડા ભોગવવી પડે. શનિવારે આવે તો સર્વ ધાન્યો અને રસો મોંઘાં થાય. લોકોને પીડા થાય. આગનો ભય. લોકોને રક્તપિત્ત થાય અને વાયરો બહુ વાય.

**રોહિણી નક્ષત્રનું શુભાશુભ ફળ**—આષાઢ સુદ ૯ ને શુક્રવારે રોહિણી નીકળે તો ધાન્ય સારૂં પાકે, સુકાળ થાય, ઘેર ઘેર આનંદ થાય; આષાઢ સુદ ૯ ને શનિવારે રોહિણી નીકળે તો નક્ષત્રનો ભંગ થાય અને દુકાળ પડે. મોટા મોટા માણસો મરણ પામે. આષાઢ સુદ ૧૦ ને દિને રોહિણી નીકળે તો સર્વને આનંદ થાય અને સુકાળ વર્તે. આષાઢ સુદ ૧૧ ને દિને રોહિણી નીકળે તો રોગ બહુ વધે અને લોકો

મૃત્યુ પામે., આષાઢ સુદ ૧૨ ને દિને રોહિણી નીકળે તો અનાજ મોંઘું થાય અને દુકાળ પડે' એમ જાણવું.

**ઇંદ્રધનુષ્યનું ફળ**—રાત્રિએ ઇંદ્રધનુષ્ય તથા દિવસે ઉલ્કાપાત (તારે ખરવો) અને દિવસે નક્ષત્રભંગ તથા રાત્રે ધૂમકેતુ અને ભૂકંપ એવાં દુષ્ટ ચિન્હો થાય તો દેશને નુકસાન થશે એમ જાણવું.

**એક માસમાં પાંચ વાર**—જે માસમાં પાંચ રવિવાર આવે તે માસમાં રોગ ઉત્પન્ન થાય; જે મહિનામાં પાંચ મંગળવાર આવે તે મહિનામાં રાજભગ થાય; જે મહિનામાં પાંચ શનિવાર આવે તે મહિનામાં દુર્ભિક્ષ પડે એટલે અનાજ મોંઘું થાય. સોમ, બુધ, ગુરૂ અને શુક્રવાર પાંચ પાંચ આવે તો સુકાળ થાય.' એ ફળ એક માસનાં સમજવાં. ભાદરવામાં પાંચ મંગળવાર, શ્રાવણમાં પાંચ રવિવાર અને આષાઢમાં પાંચ શનિવાર આવે તો દુકાળ પડે માટે ધાન્યનો સંગ્રહ કરવો.

**ચંદ્ર-સૂર્યના ગ્રહણનું શુભાશુભ ફળ**—ચંદ્ર અને સૂર્યનું ગ્રહણ એક જ માસમાં આવે તો રાજ્યમાં યુદ્ધ થાય. ચંદ્ર કિંવા સૂર્યને ગ્રહણ લાગીને તે છૂટી ગયા પછી ચંદ્ર કિંવા સૂર્યનો ઉદય ન થાય તો ધાન્યનો નાશ થાય. સૂર્ય કિંવા ચંદ્રનું ગ્રહણ થતાં તેની અંદર જ તેનો અસ્ત થાય તો રાજ્યનો નાશ થાય. સૂર્ય ચંદ્રનું ખગ્રાસ ગ્રહણ થઈને ગ્રહણમાં જ તેનો અસ્ત થાય અર્થાત્ પુનઃ ઉદય ન થાય તો દુકાળ પડે. આ ફળ એક વર્ષનું જાણવું.

**દુકાળનાં લક્ષણો**—અષાઢ, શ્રાવણ ને ભાદરવાના શુક્લ પક્ષમાં કોઇ પણ તિથિનો ક્ષય થાય તો તે વર્ષમાં રાજ્ય ભાગે અને ધાન્યનો નાશ થવાથી દુકાળ પડે એમ સમજવું.

**કાગડાના માળા ઉપરથી કાળનિર્ણય**—કોઈ વૃક્ષની પૂર્વ દિશાની ડાળીમાં કાગડો માળો કરે તો સુકાળ, આરોગ્ય, ઉત્તમ વૃષ્ટિ અને ખેતીની સારી પેદાશ થાય. અગ્નિકોણની ડાળીમાં કાગડો માળો કરે તો દુકાળ પડે અને મેઘ ઓછો વરસે. દક્ષિણ ડાળીમાં માળો કરે તો ભયંકર હાહાકાર વર્તાય અને લડાઈ થાય. નૈઋત્યની ડાળીમાં કરે તો બે માસ વરસાદ પડે અને પછી ટાઢ પડે. પશ્ચિમ ડાળીમાં કાગડો માળો કરે તો વરસાદ ન થાય. વાયવ્ય ડાળીમાં માળો કરે તો પવન સાથે વૃષ્ટિ થાય. ઉત્તર ડાળીમાં માળો કરે તો ધાન્ય, સુકાળ, આરોગ્ય ને સુખસંપત્તિ થાય. ઇશાનની ડાળીમાં માળો કરે તો સ્વાતિ નક્ષત્રમાં મેઘ પડે, ખેતી સારી થાય. ઝાડની વચમાં કાગડો માળો કરે તો વરસાદ ન

થાય. ઝાડના થડમાં પૃથ્વીમાં ઘર કરે તો મહામારી અને ચોરનો ભય જાણવો. સૂકા વૃક્ષમાં ઘર કરે તો મહામારી ને ચોરનો ભય, રાજાઓની લડાઇ જાણવી. ચંદ્રમાનું મંડળ ચોમાસામાં ઉદય થતાં કાગડો મૈથુન કરે તો વરસાદ વરસે. કાગડો ઉનાળામાં મૈથુન કરે તો અગ્નિનો ભય રહે, ચોમાસામાં કરે તો સાત રાત્રિની અંદર દુઃખ ઉત્પન્ન થાય.

**વર્ષપ્રતિપદા પરથી વર્ષફળ**—(૧) વર્ષપ્રતિપદા એટલે ચૈત્ર સુદી ૧ સોમવારે આવે તો પાક સારો થાય, ઘેર ઘેર આનંદ થાય, વૃક્ષો ફળવાળાં થાય, કપાસ, ઘી-તેલ સસ્તાં થાય, કાપડ તથા ધાન્યના વેપારમાં ફાયદો થાય. (૨) પ્રતિપદા મંગળવારે આવે તો નક્ષત્રપાત અને લોહીપાત થાય, યુદ્ધો થાય, ચોરભય ઉપજે, લોકોને રક્તદોષ લાગે, પ્રસૂતાને અડચણ આવે અને બાળકને પીડા થાય. રસ તથા ધાતુ સસ્તાં થાય. (૩) પ્રતિપદા બુધવારે આવે તો રાજાપ્રજાને સુખ, પાક સારો, ધાતુ રસ સસ્તાં, ગાય, ભેંશ, ઘોડા સસ્તાં થાય. (૪) પ્રતિપદા ગુરૂવારે આવે તો સર્વ વસ્તુઓ સસ્તી થાય, પાક સારો થાય, પ્રીતિ વધે. ધન્યધાન્ય સારાં થાય, સુકાળ વર્તે (૫) શુક્રવારે પ્રતિપદા આવે તો વરસાદ સારો, પાક સારો, ધાન્ય સસ્તું, રત્નો, માણેક, સોનું અને રેશમ સસ્તાં થાય. (૬) શનિવારે પ્રતિપદા આવે તો વરસાદ થોડો પડે, રોગ ઉત્પન્ન થાય, તારા બૂડે, ધાન્ય મોંઘું થાય, કામળીઓ અને કાળાં કપડાં મોંઘાં થાય. અડદ અને તલનો પાક સારો થાય. ધાતુ અને રસ મોંઘાં થાય. રાજાનાં યુદ્ધો થાય. ધરતીકંપ થાય અને ઉલ્કાપાત થાય. (૭) રવિવારે પ્રતિપદા આવે તો રાજાનાં યુદ્ધો થાય. પીઠ વધે. વાયરો બહુ થાય. આગેતર ધાન્ય ઓછું પાકે અને પાછેતર વધારે પાકે. મોંઘવારી થાય. ગાય-ભેંશ ઓછુ દૂધ આપે. વૃક્ષોને ફળ થોડાં આવે. લોકપીડા અને ચોરભય પેદા થાય. ઉનાળો બહુ આકરો જાય.

**હોળી પરથી વર્ષફળ**—હોળાનો ધુમાડો જો આકાશ તરફ જાય તો રાજાને અનિષ્ટકારક. દક્ષિણ દિશામાં જાય તો દેશભંગ થાય અને દુકાળ પડે. પશ્ચિમમાં જાય તો ધાન્ય અને ઘાસ સારાં પાકે. ઉત્તરમાં જાય તો ધાન્યવૃદ્ધિ થાય. પૂર્વ તરફ જાય તો રાજા તથા પ્રજાને સુખ થાય. આ ફળ બીજી હોળી આવતાંસુધીનાં જાણવાં.

**સંક્રાન્તિ ફળ**—પોષ માસની સંક્રાન્તિ રવિવારી હોય તો ધાન્યનું બમણું મૂલ્ય થાય. તે જ સંક્રાન્તિ શનિવારી હોય તો ત્રણગણું મૂલ્ય થાય. મંગળવારી હોય તો ચોગણું મૂલ્ય થાય બુધવારી કે શુક્રવારી

હોય તો સમાન મૂલ્ય અને ગુરૂવારી કે સોમવારી હોય તો અર્ધું મૂલ્ય થાય. શનિ, રવિ અને મંગળવારી સંક્રાન્તિ થાય તો લાંબો સમય ભયંકર મોંઘવારી રહે, રાજ્યમાં લડાઈ થાય. એ વારોમાં સિંહ કે કર્ક રાશિમાં સંક્રાન્તિ થાય તો મોંઘવારી થાય. સૂર્યસંક્રાન્તિ રવિવારે હોય તો રાજા—મનુષ્યમાં યુદ્ધ થાય, ધાન્ય મોંઘું થાય, રોગ પવનનો ભય અને પ્રજા દુઃખી થાય. સૂર્યસંક્રાન્તિ સોમવારી હોય તો લોકોમાં ઉત્સવ થાય અને વ્યાધિભય શાન્ત થાય. મંગળવારી હોય તો પૃથ્વીમાં મોંઘ-વારી થાય. મીઠું, તેલ, તલ અને બધા રસ મોંઘા થાય. કપૂર, રત્ન વગેરે મોંઘાં થાય. બુધવારી હોય તો વસ્ત્ર ધાન્ય થોડાં થાય. લોકોમાં સુખ. મંદ વૃષ્ટિ થાય. ગુરૂવારી હોય તો ઋદ્ધિસિદ્ધિ વધે, લોકોમાં મહોત્સવો થાય. શુક્રવારી હોય તો બધાં વસ્ત્રો અને ધાન્યો નીપજે. ગમ, તેલ, તલ મોંઘાં થાય. લોકો અસ્વસ્થ અને ભયાકુળ થાય.

**ચૈત્ર સુદ ૫ ની ગાલ્લી**—રોહિણી નક્ષત્રના પાંચ તારાનો આકાર ગાલ્લી (ગાડલી) જેવો હોય છે. ચદ્રમાને વેપારી કે વછીયાત માન-વામાં આવે છે. ચૈત્ર સુદ ૫ ને રોજ કૃતિકાના ૬ તારા પણ નજીક આવેલા હોય છે. રોહિણીના ચાર તારાને ગાલ્લોનો આકાર અને આગલા એક તારાને ધુસરાનો આકાર કલ્પવામાં આવે છે જો ગાલ્લી કરતાં વછીયાત આગળ હોય તો સુકાળ જાણવો અને વેપારીને લાભ જાણવો. ધુસરે કે ગાડાની ઉપર આગળ વછીયાત હોય તો રૂ તથા અનાજની મોંઘવારી ચાલે કારણકે વરસ કરવરૂં થાય. જો ગાડા વચ્ચે વછીયાત (ચદ્રમા) હોય તો દુકાળ જાણવો ગાલીથી ઉત્તરમાં ચંદ્ર હોય તો વર્ષ સાધારણ થાય અને વેપારીને કમાણી નહિ. જો ચંદ્ર ગાલ્લીની પાછળ હોય તો વર્ષ સારૂ પાકે અને વેપારી કમાય નહિ. વળી ચંદ્રનો અસ્ત થતાં કૃતિકા નક્ષત્ર સાથે આથમે તો વરસ કરવરૂં થાય. જો રોહિણી પ્રથમ આથમે તો સુકાળ જાણવો.

---

## પરિચ્છેદ ૪ થો.

---

## ગુરૂની ગતિ પરથી વર્ષફળ.

ગુરૂના ઉદય પરથી વર્ષનામ—જે વર્ષમાં કૃતિકા અથવા રોહિ-ણી પર ગુરૂનો ઉદય થાય તે વર્ષને કાર્તિક કહે છે, મૃગશિર અથવા

આર્દ્રામાં ઉદય થાય તો તે વર્ષનું નામ માર્ગશીર્ષ છે, પુનર્વસુ કે પુષ્યમાં થાય તો પૌષ, આશ્લેષા કે મઘામાં થાય તો માઘ, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની કે હસ્તમાં થાય તો ફાલ્ગુન, ચિત્રા કે સ્વાતિમાં થાય તો ચૈત્ર, વિશાખા કે અનુરાધામાં થાય તો વૈશાખ, જ્યેષ્ઠા કે મૂળમાં થાય તો જેઠ, પૂર્વાષાઢા કે ઉત્તરાષાઢામાં થાય તો આષાઢ, શ્રવણ કે ધનિષ્ઠામાં થાય તો શ્રાવણ, શતભિષા, પૂર્વા ભાદ્રપદ કે ઉત્તરા ભાદ્રપદમાં થાય તો ભાદ્રપદ અને રેવતી, આશ્વિન કે ભરણીમાં જો ગુરૂ ઉદય થાય તો તે વર્ષને આશ્વિન વર્ષ કહે છે. બીજી રીતે લેતાં મેષનો ગુરૂ જે વર્ષમાં ઉદય પામે તે વર્ષને ચૈત્ર વર્ષ, વૃષભમાં ગુરૂ ઉદય પામે તો વૈશાખ વર્ષ, મિથુનનો હોય તો જ્યેષ્ઠ, કર્કનો હોય તો આષાઢ, સિંહનો હોય તો શ્રાવણ, કન્યાનો હોય તો ભાદ્રપદ, તુલાનો હોય તો આસો, વૃશ્ચિકનો હોય તો કાર્તિક, ધનનો હોય તો માર્ગશીર્ષ, મકરનો હોય તો પૌષ, કુંભનો હોય તો માઘ અને મીનનો હોય તો ફાલ્ગુન કહેવાય છે.

**રાશિસ્થ ગુરૂ ઉપરથી વર્ષફળ**—રાશિસ્થ ગુરૂને આધારે ઉપર જે વર્ષનાં ચૈત્રાદિ નામ કહ્યાં છે તેનું ફળ નીચે મુજબ છે. (૧) ચૈત્ર વર્ષમાં ઉત્તમ વર્ષા થાય, સુકાળ થાય, રાજાઓનું કલ્યાણ થાય, વિગ્રહોની શાન્તિ થાય, ધાન્ય ઘાસ ફળ સારાં પેદા થાય, કપાસ ઘીહું અને ગોળ એ ચીજોનો પાંચ માસ સંગ્રહ કરવાથી વિશેષ લાભ થાય. (૨) વૈશાખ વર્ષમાં ગાયોનું દૂધ ઘણું, ખેતી સારી, વરસાદ સારો, સુકાળ વર્તે. કપાસ, તલ, ઘઉં, સુંઠ, ઉનનાં કપડાં, ગોળ, મરચાં, રેશમી કાપડ, સોપારી, આંબળાં, અડદ, ચણા વગેરેનો દસ માસ સંગ્રહ કરવાથી લાભ થાય. (૩) જ્યેષ્ઠ વર્ષમાં વર્ષા ક્યાંક થાય ક્યાંક ન થાય. ચીજોના ભાવ મધ્યમ, સુકાળ વર્તે, રાજાઓમાં વિરોધ અને વિગ્રહ. કપાસ, તલ, ગોળ, ઘીહું, હીંગ, સુંઠ, મરચાં, જવ, સરસવ, ઘઉં અને ચણા વગેરે ધાન્ય, મસુર વગેરેનો માહ ફાગણમાં સંગ્રહ કરી શ્રાવણમાં વેચવાથી લાભ થાય. (૪) આષાઢ વર્ષમાં વરસાદ સારો, ધાન્ય સારાં પાકે, પૃથ્વીમાં પાપાચાર વધે, રાજભંગ થાય, ઘીહું, તલ, કપાસ, હીંગ, સુંઠ, વજ, મરચાં, કમળકાકડી, કંકુ, મંધક વગેરે ચીજોનો સંગ્રહ કરવાથી લાભ થાય. (૫) શ્રાવણ વર્ષમાં દૂધ, ઘી, ઘાયો અને સોનું ઘણું ઉત્પન્ન થાય. ધાન્યની વૃદ્ધિ થાય. ચોપગાં જાનવરોનો સંગ્રહ કરી વૈશાખ જેઠ અધવચમાં વેચે તો બમણો લાભ થાય. (૬) ભાદ્રપદ વર્ષમાં સુકાળ થાય. ચણા, જવ, સરસવ, કપાસ, ત્રિકુટા એ વસ્તુઓનો

૭ માસ સંગ્રહ કરી વેચે તો બમણો લાભ થાય. ઘઉં, મધ, સાકર, કપાસ, રેશમ, સુતર એનો સંગ્રહ કરવાથી લાભ થાય. સુવર્ણ, સીસું, મજીઠ, કંકુ, હીંગ, મરી, જાયફળ, કંકોલ અને અગરનો પણ સંગ્રહ કરવાથી લાભ મળે. (૭) આશ્વિન વર્ષમાં સર્વ ધાન્ય સરતું અને સુકાળ થાય. રૂ અને ત્રાંબા પિત્તળનાં વાસણોનો સંગ્રહ કરવો. કપાસ, ગોળ, હીંગ, મરી, સુંઠ, કંકુ, જાયફળ, કપુર, રેશમ, સુતર, એનો ચાર માસ સંગ્રહ કરવો. પછી વેચવાથી બમણો લાભ થાય. (૮) કાર્તિક વર્ષમાં પૃથ્વી ઉપર કયાંક વૃષ્ટિ થાય છે અને કયાંક નથી થતી, તેથી દુકાળ પડે, સાપ અને દાઢવાળાં પ્રાણીઓ ઉત્પન્ન થાય. પાપબુદ્ધિ માણસો સર્વ સ્થળે ઉત્પન્ન થાય. ભેંસ, બળદ, બકરી, ઘઉં, ચણા, તુવર એનો પાંચ માસ સંગ્રહ કરી શ્રાવણમાં વેચવાથી બમણો લાભ થાય. ત્રાંબું, સીસું, સોનું, હળદર, વજ, કુષ્ટ, દ્રાક્ષ, એલચી, લવીંગ એ ચીજોમાં ચાર માસમાં ત્રણગણો લાભ મળે. (૯) માર્ગશીર્ષ વર્ષમાં દિવ્ય વર્ષા થાય, પૂરતું ધાન્ય પેદા થાય, બધી વસ્તુઓ સોંઘી થાય, વર્ષા સમયમાં ગોળ, તેલ, મીઠું, ઘી, ચોપગાં જાનવર મોંઘાં થાય, અને સાત માસ સંગ્રહ કરવાથી ત્રણગણો ભાવ ઉપજે. (૧૦) પૌષ વર્ષમાં ચોપગાં જાનવરોનો નાશ થાય. મોટી લડાઈઓ થાય. કયાંક વરસાદ થાય અને કયાંક ન થાય. દુકાળ પડે અને હાહાકાર વર્તાય. ત્રણ માસ મોંઘવારી રહી પછી સુકાળ જણાય, ધાન્ય મોંઘું થાય. (૧૧) માઘ વર્ષમાં મેઘ ખૂબ વરસે અને સુકાળ વર્તે. ખેતી સારી થાય. રંગની ચીજો, મજીઠ, અને સોનું મોંઘું થાય. કબજીયાત તથા કોલેરાના રોગો થાય. ધાન્ય સારૂં થવાથી મોંઘવારી ન થાય. કપાસનો અને ચૈત્ર–વૈશાખમાં ઘઉં તથા જુવારનો સંગ્રહ કરવાથી, તુવેર, ચણા, મજીઠ, મગનો સંગ્રહ કરવાથી અને જીરૂં, સરસવ, વજ, હરડે, સાકર વગેરેનો ત્રણ માસ સંગ્રહ કરવાથી બમણો લાભ થાય. (૧૨) ફાલ્ગુન વર્ષમાં કયાંક વરસાદ થાય અને કયાંક ન થાય. ધાન્ય મોંઘું થાય અને મનુષ્યો વ્યાધિપીડિત થાય. જ્વરોદર કંઠોદર એવા રોગ થાય. પૂર્વમાં સુકાળ અને દક્ષિણમાં મોંઘવારી થાય. ઉત્તરમાં સુકાળ થાય. ચોરનો ભય રહે. છ માસ મોંઘવારી રહે. કપાસ, હીંગ, સુંઠ, મરી, કંકુ વગેરેનો સંગ્રહ કરી પાંચ માસ પછી વેચે તો ત્રણગણો લાભ મળે.

**માસસ્થ ગુરૂ ઉપરથી વર્ષફળ**—ગુરૂ જેઠ મહિનામાં ઉગે તો વરસાદ થોડો પડે અને પાકને હાનિ થાય. આષાઢ માસમાં ઉગે તો

રાજાઓમા યુદ્ધ થાય, દુકાળ પડે અને દેશદેશની પ્રજામાં નામભાગ થાય શ્રાવણમા ઉગે તો ઘેર ઘેર સર્વ પ્રકારે સુકાળ વર્તે અને લોક આનંદિત થાય ભાદરવામાં ઉગે તો ઓછો પાક થાય, પાછળથી વાવેના ધાન્યો સુનાઇ જાય આસોમા ઉગે તો વાયરો બહુ થાય અને અનાજ મોંઘુ થાય પોષમાં ઉગે તો વરસાદ અટકી અટકીને પડે, ધાન્ય મોંઘુ થાય પરન્તુ પ્રજા સુખી રહે

---

## પરિચ્છેદ ૫ મો.

## શુક્રની ગતિ પરથી વર્ષફળ.

**શુક્રના પથ**—ઉત્તર, મધ્યમ અને દક્ષિણ એ ત્રણ માર્ગોમા ત્રણ ત્રણ વીથી કહી છે આશ્વિની આદિ ત્રણ નક્ષત્રોમાં ઉત્તર વીથી, ત્યારે પછીનાં ત્રણ નક્ષત્રોમા મધ્યમ વીથી અને પાછીના ત્રણ નક્ષત્રોમાં દક્ષિણ વીથી, એ અનુક્રમે ઉત્તર, મધ્યમ, દક્ષિણ ગણુતા ૨૭ નક્ષત્રની નવ વીથી થાય તેના નામ નાગ, ગજ, ઐરાવત, વૃષભ, ગો, જરદ્ગવ, મૃગ, અજ અને દહન

**ગતિનુ ફળ**—જ્યારે શુક્ર ઉત્તર માર્ગની ત્રણ વીથીઓમાં વિચરતો હોય ત્યારે અન્ન સસ્તુ વર્ષો અને ખેતીની વૃદ્ધિ સમજવી મધ્યમાર્ગની ત્રણ વીથીમા શુક્ર વિચરે ત્યારે સર્વ વસ્તુઓનો મધ્યમ ભાવ જાણવો. દક્ષિણની ત્રણ વીથીઓમા શુક્ર વિચરે ત્યારે સર્વ વસ્તુઓ મોંઘી થાય.

**ઉદયાસ્તનુ ફળ**—મઘા આદિ પાંચ નક્ષત્રો પર શુક્ર પૂર્વ દિશામા ઉદય પામે કે અસ્ત પામે તો વર્ષાદ સારો થાય, સ્વાતિ આદિ ત્રણ નક્ષત્રો પર ઉદયાસ્ત પશ્ચિમમા થાય તોપણ સારૂ ફળ જાણવુ તેથી વિપરીત થાય તો વિપરીત ફળ જાણવુ બુધ સહિત શુક્ર હોય તો વર્ષા ઠીક થાય વદ આઠમ, ચૌદશ કે અમાસે શુક્રનો ઉદય કે અસ્ત થાય તો વર્ષા બહુ થાય અને ગુરૂ તથા શુક્ર એક બીજાથી સાતમી રાશિપર હોઇ પૂર્વ અને પશ્ચિમ વીથી પર સ્થિત હોય તો વરસાદ નહિ થતા દુકાળ અને મરણ થાય. મંગળ, બુધ, ગુરૂ, શનિ એ શુક્રની પાસે હોય તો યુદ્ધ થાય, વાયરો બહુ વાય, દુકાળ વર્તે, વરસાદ ન થાય. શુક્રના તારાનો રંગ કાળો કે લાલ હોય તો મ્લેચ્છોનો નાશ થાય. શુક્લ પક્ષમાં શુક્રવારે શુક્રનો ઉદય કે અસ્ત થાય તો દૈવજ્ઞોએ નક્ષત્ર

ભંગ થાય, પ્રજાને પીડા થાય, કિંવા અતિવૃષ્ટિ થાય. કૃષ્ણ પક્ષમાં શુક્રવારે ઉદયાસ્ત થાય તો સુકાળ વર્તે.

**માસસ્થ ઉદયાસ્તનું ફળ**—ચૈત્ર અને વૈશાખમાં શુક્રનો ઉદય કે અસ્ત થાય તો ચોપગાં જાનવરોનો નાશ થાય. જેઠમાં થાય તો ભૂકંપ થાય. આષાઢમાં થાય તો પાણીનો દુકાળ થાય શ્રાવણમાં થાય તો પ્રજાનો નાશ થાય. ભાદ્રપદમાં થાય તો રાજ્ય સંકટમાં પડે. આસોમાં થાય તો ધાન થાય. કારતક-માગશરમાં થાય તો પૃથ્વી ડોલવા લાગે પોષમાં થાય તો રાજાઓનાં યુદ્ધો થાય માહમાં થાય તો ભૂકંપ થાય. ફાગણમાં થાય તો બજાર પીડ વધે

**રાશિસ્થ અસ્તફળ**—મેષમાં શુક્રનો અસ્ત થાય તો રસધાન્યનો નાશ થાય, ચોપગાં જાનવર પીડા પામે; મિથુનમાં થાય તો મેઘ પડે, કર્કમાં થાય તો મનુષ્યોને પીડા થાય, સિંહમાં થાય તો પશુ અને ધાન્યનો નાશ થાય, કન્યામાં થાય તો વાણીયા પીડા પામે, તુલામાં થાય તો રાજા પીડા પામે, વૃશ્ચિકમાં થાય તો કાળ પડે, ધનમાં થાય તો અન્નનો કાળ પડે, મકરમા થાય તો ધાન્યનો નાશ થાય, કુંભમાં અસ્ત થાય તો બ્રાહ્મણો પીડાય અને મીનમાં 'થાય તો સુકાળ આરોગ્ય અને સુવૃષ્ટિ.

**શુક્રનાં ગમનદ્વાર**—અશ્વિની, ભરણી, કૃતિકા, રોહિણી, મૃગશિર, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય અને આશ્લેષા એ નક્ષત્રોસુધી શુક્ર મેષદ્વારમાં છે એમ જાણવું. મઘા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, હસ્ત, ચિત્રા એ નક્ષત્રોસુધી શુક્ર વાયુદ્વારમાં છે એમ જાણવુ' સ્વાતિ, વિશાખા, અનુરાધા, જયેષ્ઠા, મૂળ, પુર્વાષાઢા, ઉત્તરાષાઢા, અભિજિત, શ્રવણ એ નક્ષત્રોમા શુક્ર ધનદ્વારે સમજવો. ધનિષ્ઠા, શતતારકા, પૂર્વા ભાદ્રપદા, ઉત્તરાભાદ્રપદા અને રેવતી એ નક્ષત્રોમા શુક્ર હોય તો તે ધૂમ્રદ્વારમાં ગયો એમ સમજવું.

---

પરિચ્છેદ ૯ મો.

---

## શનિની ગતિ પરથી વર્ષફળ.

**શનિનું અસ્તફળ**— મેષમાં શનિ અસ્ત થાય તો ધાન્યની સિદ્ધિ થાય, વૃષભમાં પશુ નાશ પામે, મિથુનમાં ઉત્તમ વર્ષા થાય, કર્કમાં

વણિકને પીડા ને ધાન્ય મોંઘું, સિંહમાં પશુને પીડા, કન્યામાં ધાન્યનો દુકાળ ને પ્રજાને પીડા, તુલામાં ધાન્યની વૃદ્ધિ, વૃશ્ચિકમાં ધાન્યનો નાશ ને અલ્પ વૃષ્ટિ, ધનમાં અન્ન દુર્લભ થાય, મકરમાં પશુપીડા, રસધાન્ય મોંઘાં ને સ્ત્રીપુરૂષને પીડા, કુંભમાં ચોપગાંનો નાશ, મીનમાં દુષ્કાળ પડે.

**રાશિસ્થ શનિફળ**—(૧) જો મેષ રાશિમાં શનિ જાય તો ચાર માસમાં વરસાદ થાય, સુકાળ થાય અને મનુષ્યોને પીડા થાય. સ્ત્રીઓ પુત્રોને ત્યજી દે, ધન્યધાન્ય વૃદ્ધિ પામે, જ્વરાદિનો ઉપદ્રવ યમુના નદીના પ્રદેશમાં વર્તે. પૂર્વમાં પીડા ઉપજે, નર્મદાકિનારે દુકાળ પડે, સાકર, રસ, કપાસ, તેલ મોંઘાં થાય. (૨) શનિ વૃષભ રાશિમાં જવાથી ગોદાવરીતટે ગાય ભેંસોનો નાશ થાય અને રૂધિરની ધારા ચાલે. પૃથ્વી શૂન્ય થાય, મહાજનો વિનાશ પામે, અન્ન માટી તુલ્ય બને, સોનું, ત્રાંબું રૂપું અને રસ મોંઘાં થાય. અગીઆર માસ પછી ત્રણગણો લાભ થાય. (૩) શનિ મિથુન રાશિમાં જવાથી ગોદાવરીતટે યુદ્ધ થાય અને પૃથ્વી પાપરૂપ બને. સર્વ સ્થળે ક્લેશ થાય. અન્ન મોંઘું થાય. મનુષ્યોને પીડા થાય. પૂર્વ તથા મધ્ય દેશમાં રસ અને સુતરની મોંઘવારી થાય, ધાતુ દુર્લભ થાય, ચૌદ માસસુધી યુદ્ધ થાય. (૪) શનિ કર્ક રાશિમાં જવાથી રાજાઓમાં વિગ્રહ, બંગદેશમાં યુદ્ધ, નગરોમાં ક્લેશ, લોહીની ધારા ચાલે, મનુષ્યને શોક થાય, દેશો નાશ પામે, અન્ન માટી જેવું બને, કપાસ મોંઘો થાય. અગીઆર માસ પછી અન્ન સમભાવ થાય. જ્યેષ્ઠ માસમાં ભયંકર મેઘ ઉદ્ભવે. (૫) શનિ સિંહ રાશિનો હોય તો પૃથ્વીમાં ચોર બહુ થાય, મહાજનો નાશ પામે અને કનોજમાં ભયંકર યુદ્ધ થાય. અન્ન મોંઘુ થાય, ત્રણ લોકમાં પીડા થાય. ઘી, દૂધ, રસ, સાકર મોંઘાં થાય. (૬) કન્યાનો શનિ થાય તો પૃથ્વીમાં યુદ્ધ થાય. રાજાઓ જય પામે. મ્લેચ્છોની હાનિ થાય પૃથ્વીમાં લડાઇઓ થાય માતા પુત્રને ત્યજી દે. પશુઓ નાશ પામે. મોંઘવારી થાય. મીઠું, કપાસ, તલ વગેરે રસ નાશ પામે. (૭) તુલાનો શનિ થતાં ઉત્તર દેશમાં કાળ, મ્લેચ્છોનો નાશ, અતિ ઉપદ્રવ થાય. ફરી પૃથ્વી મ્લેચ્છરૂપ બને, કપાસ, રસ, મીઠું, તેલ મોંઘાં થાય. દુકાળ પડે. ચક્રવર્તીનો વિનાશ, રાજાઓ વિજયી અને મધ્ય દેશમાં યુદ્ધ થાય. (૮) વૃશ્ચિકનો શનિ થાય તો પૂર્વ દિશામાં પીડા થાય, પૃથ્વીમાં પક્ષી ઉત્પન્ન થાય, યુદ્ધ થાય, કુરૂક્ષેત્ર તરફ વિગ્રહ થાય. જગો કોહાડાથી કપાય. સોનું ત્રાંબું અધિક વેચાય. ધાન્યસંગ્રહ કરવો. ઝાકળ પડે. ઉંદરનો તથા તીડનો ભય. (૯) ધન

રાશિનો શનિ થતાં પશ્ચિમ દેશમાં પીડા, બીજે બધે સુકાળ ને સ્વસ્થતા. મનુષ્યોને સુખ. કનોજમાં પીડા થાય અને લોહીની ધારા ચાલે. (૧૦) મકરમાં શનિ જવાથી નર્મદાકિનારે દુકાળ પડે, સ્ત્રીઓ બાળકોને ત્યજી દે, ગંગા જમના વચ્ચેના પ્રદેશમાં તથા વિંધ્યાચળમાં દુકાળ પડે તથા રોગ થાય. રાજાઓમાં યુદ્ધ થાય. મજીઠ, ચંદન, દ્રાક્ષ અને કપાસ મોંઘાં થાય. (૧૧) કુંભનો શનિ થતાં ગોમતીકિનારે દુકાળ, સર્વ પ્રકારનો સંતાપ, પશ્ચિમમાં યુદ્ધ, મહાજનોનો વિનાશ, ગાય ભેંશનો નાશ થાય. યવનનો જય થાય. (૧૨) મીનનો શનિ થતાં દુકાળનો સંભવ રહે. મનુષ્યોને વ્યાધિ થાય. ભયંકર વિગ્રહ થાય. ધાન્યની મોંઘવારી અને પશુઓનો નાશ. ધાતુઓ માટી તુલ્ય હોય.

**નક્ષત્રસ્થ શનિનું ફળ**—(૧) અશ્વિનીમાં શનિ આવે તો કાળ પડે, ઘોડા રોગવાળા થાય, પશુ મોંઘાં થાય. (૨) ભરણીમાં શનિ આવે તો લુહાર કુંભાર પીડા પામે. (૩) કૃત્તિકામાં શનિ આવે તો મેઘ ન વરસે, બ્રાહ્મણને પીડા થાય અને ધાન્ય મોંઘું થાય. (૪) રોહિણીમાં શનિ આવે તો ધાન્યની ઉત્પત્તિ થાય. શ્રાવણમાં જળ ન વરસે અને દેશોનો નાશ થાય. (૫) મૃગશિરમાં શનિ આવે તો બધાં ધાન્ય થાય, ચોપગાં જાનવરોનો નાશ થાય, મેઘ ઘણો વરસે. (૬) આર્દ્રામાં શનિ આવે તો પૃથ્વી ધાન્યવાળી થાય, સુકાળ વર્તે, દેશ સ્વસ્થ થાય. (૭) પુનર્વસુમાં શનિ આવે તો ધાન્ય મોંઘું થાય, બંટી, કોદરી, તુવેર, અળસી વધારે પાકે. (૮) પુષ્યમાં શનિ આવે તો અડદ ઘણા પાકે, મેઘ થોડો વરસે, મોંઘવારી થાય. (૯) આશ્લેષામાં શનિ આવે તો મેઘ ન વરસે પણ ધાન્ય સારૂં થાય અને પ્રજાને સુખ થાય. (૧૦) મઘામાં શનિ આવે તો મેઘ ન પડે, રસ મોંઘા થાય અને ભાદરવામાં વરસાદ ન થાય. (૧૧) પૂર્વામાં શનિ આવે તો ચણા, મગ, અડદ, જવ વગેરે પાકે. (૧૨) ઉત્તરામાં શનિ આવે તો પશુઓ નાશ પામે અને ૬ માસસુધી ઉપધાન્યો મોંઘાં રહે. (૧૩) હસ્તમાં શનિ આવતાં પ્રજાનો, ગોબ્રાહ્મણનો નાશ, વરસાદ અલ્પ. (૧૪) ચિત્રામાં શનિ આવતાં દેશોનો નાશ થાય, ગાયો ઘી દૂધવાળી થાય, વરસાદ સારો થાય. (૧૫) સ્વાતિમાં શનિ આવે તો સુકાળ થાય. (૧૬) વિશાખામાં શનિ આવે તો ધાન્ય ઘઉંનો નાશ થાય, પ્રથમ વર્ષા થાય. (૧૭) અનુરાધામાં શનિ આવે તો કંકુ, ચંદન, કપુર મોંઘાં થાય. (૧૮) જ્યેષ્ઠામાં શનિ આવતાં એ વસ્તુઓ સંપૂર્ણ નાશ પામે, રાજાઓને ચોરથી પીડા

અને ધાન્યનો નાશ થાય. (૧૯) મૂળમાં શનિ આવે તો પશુ મનુષ્ય બહુ પીડા પામે, વર્ષા મધ્યમ પડે. (૨૦) પૂર્વા ઉત્તરામાં શનિ આવે તો પશુઓ અને મનુષ્યોમાં બહુ રોગ થાય. (૨૧) શ્રવણમાં શનિ આવે તો ધાન્ય સમભાવ હોય, ચોપગાંમાં રોગ થાય, મેઘ મધ્યમ વરસે. (૨૨) ધનિષ્ઠામાં શનિ આવે તો રાજા પૃથ્વીને પીડે, ગાય બ્રાહ્મણોને પીડા થાય. (૨૩) શતભિષામાં શનિ આવતાં પશુઓને કષ્ટ થાય, મેઘ થોડો પડે, ધાન્ય થોડું પાકે. (૨૪) પૂર્વા ભાદ્રપદામાં શનિ આવતાં ધાન્ય મોંઘું અને વર્ષા થોડી થાય. (૨૫) ઉત્તરા ભાદ્રપદામાં શનિ આવતાં રાજપીડા, થોડી વર્ષા, થોડું ધાન્ય થાય. (૨૬) રેવતીમાં શનિ આવતાં મેઘ ન વરસે, સોનું રૂપું રત્નો વેચી ધાન્યસંગ્રહ કરવો. મધ્ય દેશમાં સુકાળ થાય. દેશને પીડા થાય અને રાજાઓમાં ભયંકર યુદ્ધ થાય.

---

## પરિચ્છેદ ૭ મો.

## ઇતર ગ્રહોની ગતિ પરથી વર્ષફળ.

**સૂર્ય**—જો સૂર્યમાં કોઇ જાતનો વેહ દેખાય તો પીડા, ભય, ચોરનો ઉપદ્રવ અને દ્રવ્યનો નાશ સમજવો. સૂર્યમંડળમાં ધુમાડો દેખાય તો મનુષ્યોનો નાશ થાય. સફેદ, લાલ, પીળાં અને કાળાં સૂર્યનાં કિરણો દેખાય તો અનુક્રમે બ્રાહ્મણાદિ વર્ણનો નાશ થાય અને બે ત્રણ ચાર વર્ણનાં મિશ્ર કિરણો દેખાય તો રાજાઓનો નાશ થાય. તાંબા સરખા વર્ણવાળાં કિરણો ઉપરના ભાગમાં ફેલાએલાં હોય તો રાજાનો નાશ થાય. ઉદય તથા અસ્ત સમયે કાંઇક કપિલ સહિત શ્વેત સ્વચ્છ કિરણ હોય અને તાંબા સરખા લાલ વર્ણનો કે કપિલ વર્ણનો સૂર્ય હોય તો શિશિર ઋતુમાં સારો જાણવો. વસંતમાં કેસર જેવો કે કપિલ વર્ણનો સારો. ગ્રીષ્મમાં લાલ રંગનો કે સોના જેવા રંગનો સૂર્ય સારો. વર્ષામાં વિચિત્ર વર્ણનો સારો કહ્યો છે. શરદમાં કમળના મધ્ય ભાગ જેવો અને હેમંતમાં લાલ વર્ણનો સારો જાણવો. મોરની પાંખ જેવો સૂર્યનો વર્ણ દેખાય તો ૧૨ વર્ષસુધી વરસાદ ન થાય. ચંદ્રમાના જેવો સૂર્યનો રંગ હોય તો બીજા રાજાનું રાજ્ય થાય. કાળો વર્ણ હોય તો સર્પાદિનો ભય થાય. ભસ્મ સરખો રંગ હોય તો યુદ્ધ થાય.

**ચંદ્ર**—ઉદયકાળે મીન અને મેષના (બીજના) ચંદ્રમાનું શૃંગ દક્ષિણ

બાજુએ ઉંચું હોય તો અશુભદાયક; મિથુન કે મકરના ચંદ્રનું શૃંગ ઉત્તરની બાજુએ ઉંચું હોય તો શુભ; વૃષભ કુંભના ચંદ્રનાં બેઉ શૃંગ સમાન, કર્ક કે સિંહના ચંદ્રનાં બાણાકાર, વૃશ્ચિક કે ધનના ચંદ્રનાં સ્થૂળાકાર, તુલા કે કન્યાના ચંદ્રનાં શળના આકારનાં હોય તો શુભદાયક; એથી વિપરીત જો ચંદ્રોદય થાય તો દુકાળ તથા કલહ જાણવો. જે માસમાં જેવો ચંદ્ર ઊગ્યો હોય તે માસનું તેવું ફળ જાણવું.

પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, જ્યેષ્ઠા, મૂળ એ નક્ષત્રોમાં દક્ષિણાચારી ચંદ્રમા હોય તો અગ્નિભય, જળચર અને સર્પોનો નાશ થાય. વિશાખા તથા અનુરાધા નક્ષત્ર પર આવેલો ચંદ્ર દક્ષિણની તરફ થઈને ગમન કરે તો સદા અશુભ. મઘા પર મધ્યમચારી અને વિશાખા પર ઉત્તરચારી ચંદ્રમા શુભદાયક છે. રેવતી આદિ ૬ નક્ષત્રો પર ચંદ્ર શુભ છે. આર્દ્રા આદિ ૧૨ નક્ષત્રો પર મધ્યમચારી ચંદ્ર શુભ છે.

શુકલ પક્ષમાં ઉદયકાળે મધ્યમાં પાતળો એવો ચંદ્રમા હાનિકારક અને કૃષ્ણપક્ષમાં લાભકારક છે. દક્ષિણ બાજુએ સ્થૂળ હોય તો હાનિકારક અને ઉત્તરમાં વધારે સ્થૂળ હોય તો વૃદ્ધિદાયક જાણવો. સ્થૂળ સુંદર ચંદ્રમા સુભિક્ષકારક છે, અને કૃશ ચંદ્રમા ઉદય પામે તો દુર્ભિક્ષકારક છે. નીચે મુખ હોય તો શસ્ત્રભય જાણવો અને દંડાકાર હોય તો પ્રજામાં કલહ થાય. મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ એ ગ્રહોવડે ચંદ્રમંડળનું શૃંગ વેષ્ટિત ઉગે તો ક્રમે કરીને ક્ષેમનાશ, મોંઘવારી, વર્ષાનાશ, રાજાનાશ અને પ્રજાનાશ સમજવો.

મંગળ—મેષ અને વૃષભ રાશિ પર મંગળનો ઉદય થવાથી અડદ, તલ એ ધાન્યનો પાક સારો થાય નહિ, બીજાં ધાન્યોનો સાધારણ પાક થાય. મિથુન અને કર્ક રાશિ પર ઉદય થવાથી વરસાદ ઘણો પડે. પહેલાં વાવેલાં બીજ નકામાં જાય અને પાછળ વાવેલાં ધાન્ય સારાં ઊગે. સિંહ રાશિ પર ઉદય પામે તો તેલ, સોનું, રૂપું, પિત્તળ મોંઘું થાય. કન્યા રાશિ પર ઉદય થવાથી દુકાળ પડે. તુલા રાશિ પર થવાથી લાકડાં, રૂ, ઘાસ મોંઘાં થાય. વૃશ્ચિક રાશિ પર ઉદય થવાથી ચોર, અગ્નિનો ભય રહે. સાપ વીંછી બહુ ઉત્પન્ન થાય. પાક સારો થાય. ધન રાશિ પર ઉદય થવાથી શેરડી ને ડાંગર સારાં પાકે. શ્રાવણ-ભાદરવો સુખમાં જાય. મકર રાશિ પર ઉદય થવાથી વરસાદ સારો પડે. તેથી પહેલાં વાવેલાં ધાન્યો નાશ પામે, પછી બહુ ધાન્યો પાકે. કુંભ રાશિ પર ઉદય થવાથી વરસાદ સારો પડે તેથી લીલો દુકાળ પડે અને પાક નાશ પામે.

મીન રાશિ પર ઉદય થવાથી રાજાને ભય ઉત્પન્ન થાય, ચોપગાં જાનવરો, ધાતુ, અનાજ ઇત્યાદિ મોંઘાં થાય.

પોતાના ઉદયના નક્ષત્રથી આઠમા નવમા નક્ષત્ર પર મંગળ વક્રી હોય તો એ નક્ષત્ર પર રહે ત્યાંસુધી પ્રજામાં પીડા થાય અને અગ્નિ-કોપ થાય. દસમા અગીઆરમા કે બારમા નક્ષત્ર પર વક્રી હોય તો પ્રજામાં સુખ થોડું અને વરસાદનો નાશ થાય. ઉદય નક્ષત્રથી તેરમા ચૌદમા નક્ષત્ર પર વક્રી હોય તો ખેતીની વૃદ્ધિ અને સર્પોનો ભય. ઉદયથી પંદર સોળમા નક્ષત્ર પર વક્રી હોય તો સુકાળ વર્તે અને ભય તથા રોગ થાય. સત્તર અઢારમા નક્ષત્ર પર વક્રી હોય તો ચોરાદિકથી ધનનાશ થાય. પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની નક્ષત્રો પર મંગળનો ઉદય થાય અને ઉત્તરાષાઢા નક્ષત્ર પર વક્રી હોય અને રોહિણી પર અસ્ત હોય તો ત્રિલોકીને પણ નષ્ટ કરે. શ્રવણ પુષ્ય પર ઉદય થઇને વક્રી થાય તો રાજાની હાનિ કરે. જે દિશામાં મંગળ ઉદય થાય તે દિશાના રાજાને ભયકારક જાણવો. મઘા નક્ષત્ર પર મંગળ ઉદય પામીને પછી વક્રી થાય તો વરસાદ ન થાય. પ્રજામાં યુદ્ધભય. પાંડુ દેશના રાજાનો નાશ થાય. મઘા વિશાખા રોહિણી એ નક્ષત્રો પર મંગળ હોય ત્યારે તેના તારાઓને ભેદન કરે તો પ્રજામાં દુકાળ અને મહામારી થાય. ત્રણ ઉત્તરા, રોહિણી, મૂળ, શ્રવણ, મૃગશીર એ નક્ષત્રો પર મંગળ હોય અથવા રોહિણી નક્ષત્રના તારાથી દક્ષિણે હોય તો વરસાદ ન થાય. મંગળ બધાં નક્ષત્રોની ઉત્તરની બાજુએથી ચાલે તો શુભ જાણવો અને દક્ષિણની બાજુએથી ચાલે તો અશુભ જાણવો. તારાને ભેદન કરે તો પ્રજામાં યુદ્ધ થશે એમ જાણવું.

બુધ—ધનિષ્ઠા, શ્રવણ, ઉત્તરાષાઢા, મૃગશિર અને રોહિણી એ નક્ષત્રો પર વિચરતો બુધ જો એ તારાઓને ભેદન કરે તો વરસાદ ન થાય અને પ્રજામાં રોગભય પેદા થાય. આર્દ્રાથી મઘા નક્ષત્રસુધીમાં બુધ વિચરતો રહે અને એ તારાઓને ભેદન કરે તો દુકાળ, કલહ, રોગની વૃદ્ધિ થાય અને પ્રજામાં ભય પેદા થાય. હસ્તથી જ્યેષ્ઠાસુધીનાં નક્ષત્રો પર બુધ સ્થિત હોય તો પ્રજામાં કુશળ, સુકાળ અને આરોગ્ય રહે તથા પશુઓનો નાશ થાય. ઉત્તરા ભાદ્રપદા, ઉત્તરા ફાલ્ગુની, કૃતિકા, ભરણી એ નક્ષત્રો પર ગતિ કરતો બુધ હોય તો જીવોના શરીરની સાત ધાતુઓનો નાશ થાય અર્થાત્ દુકાળ પડે. અશ્વિની, શતભિષા, મૂળ, રેવતી એ નક્ષત્રો પર વિચરતો અને તે તારાઓને ભેદન કરતો બુધ વૈદ્ય,

અશ્વ અને વેપારનો ધંધો કરનારનો નાશ કરે. ત્રણે પૂર્વા નક્ષત્રો પર વિચરતો બુધ તે તારાઓનું ભેદન કરે તો દુકાળ, રાજયુદ્ધ, રોગ અને ચોરથી પ્રાણીઓને ભય પેદા કરે. ભરણી, કૃતિકા, રોહિણી, સ્વાતી પર બુધ હોય તો બુધની પ્રાકૃતા ગતિ સમજવી. આર્દ્રા, મૃગશિર, આશ્લેષા અને મઘા પર બુધ હોય તો તેની મિશ્રા ગતિ જાણવી. પુનર્વસુ, પૂર્વાફાલ્ગુની, ઉત્તરા ફાલ્ગુની, પુષ્ય, એ નક્ષત્રો પર બુધ હોય તો સંક્ષિપ્તા, પૂર્વા ભાદ્રપદા, ઉત્તરા ભાદ્રપદા, જ્યેષ્ઠા, રેવતી, અશ્વિની પર હોય તો તીક્ષ્ણા, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, મૂળ પર બુધ હોય તો યોગાંતિકા, શ્રવણ, ચિત્રા, ધનિષ્ઠા, શતભિષા પર હોય તો ઘોરા અને વિશાખા, અનુરાધા, હસ્ત પર હોય તો પાપા ગતિ જાણવી. એ પ્રાકૃતા આદિ ગતિઓ પર બુધ ઉદય પામે અથવા અસ્ત થાય ત્યારે જેટલા દિવસસુધી રહે છે તેનું પ્રમાણ યથાક્રમથી એ પ્રમાણે જાણવું કે પ્રાકૃતા ગતિમાં ૪૦ દિવસ, પછી મિશ્રામાં ૩૦ દિવસ, સંક્ષિપ્તામાં ૨૨, તીક્ષ્ણામાં ૨૦, યોગાંતિકામાં ૯, ઘોરામાં ૧૫ અને પાપામાં ૧૧ દિવસસુધી ઉદય અથવા અસ્ત રહે છે. એ ગતિઓ પર દશ્ય બુધ પણ અદશ્ય રહે છે. પ્રાકૃતામાં ખેતીની વૃદ્ધિ, કુશળ, આરોગ્ય અને વરસાદ સારો થાય. મિશ્રા તથા સંક્ષિપ્તામાં પણ શુભ ફળ થાય છે. અન્ય ગતિઓમાં-અશુભ ફળ થાય.

વૈશાખ, શ્રાવણ, પોષ, આષાઢ એ માસમાં બુધ ઉદય પામે તો મનુષ્યોને અશુભ ફળ દે છે-અને બીજા મહિનામાં ઉદય પામે તો શુભ ફળ દે છે. આસો અને કારતકમાં ઉદય પામે તો યુદ્ધ, દુકાળ અને અગ્નિભય થાય અને ચાંદી કે સ્ફટિક મણિની પેઠે સ્વચ્છ ઉદય થાય તો બુધ શુભ ફળ આપે છે.

રાહુ—રાહુ સૂર્ય કે ચંદ્રને ગ્રસે છે તેથી ગ્રહણ થાય છે એવું આર્ય જ્યોતિષ શાસ્ત્રમાં કહ્યું છે. આ કારણથી પૂર્વે જે સૂર્યગ્રહણ તથા ચન્દ્રગ્રહણનાં ફળો દર્શાવ્યાં છે તે રાહુનાં ફળ સમજવાં.

કેતુ—કેતુ એ વાસ્તવિક ગ્રહ નથી પરન્તુ ધૂમકેતુ ઉદય અને અસ્ત થાય છે તેનાં ફળો જ્યોતિષ શાસ્ત્રમાં કહ્યાં છે. જેટલા મહિના દેખાય એટલાં વર્ષસુધી શુભ કે અશુભ ફળ જાણવું. આકાશમાં કેતુ દેખાય તે દારૂણ ફળદાયક છે. નાનો સ્વચ્છ સફેદ પૂંછડીયો તારો શુભદાયક છે. ધૂમાડા સરખો તથા ઇંદ્રધનુષ્યના વર્ણ સરખો કેતુ અશુભ છે. બે, ત્રણ કે ચાર શિખાના રૂપનો હોય તો તે રાજ્યને નષ્ટ કરે છે. મણિ-હાર કે સુવર્ણના સરખી કાન્તિવાળો કેતુ ઉદય પામે તો પહેલાં અને

છેલ્લે રાજાઓને નષ્ટ કરે. બંધૂક પુષ્પ જેવો, લાલ રંગનો, લીલા રંગનો, અને અગ્નિ સમાન વર્ણનો કેતુ અગ્નિભય પેદા કરે. વાંકા આકારવાળો કાળા વર્ણનો કેતુ રોગદાયક છે. જળના જેવો તથા તેલ જેવી કાન્તિવાળો ગોળ કેતુ દુકાળનો ભય પેદા કરે. સફેદ વર્ણવાળો કેતુ ક્ષેમકુશળ અને સુભિક્ષ કરે. ત્રણ વર્ણવાળો તથા ત્રણ શિખાઓવાળો કેતુ સદા પ્રજાને નષ્ટ કરે. સફેદ રૂપવાળો કેતુ ધ્મશાનમાં ઉદિત થાય તો એ અશુભ ફળદાયી છે. બે શિખાઓવાળો સુવર્ણ સરખો કેતુ અશુભ છે. સૂક્ષ્મ રૂપવાળો અને શ્વેત વર્ણવાળો કેતુ ચોરનો ભય ઉત્પન્ન કરે. નક્ષત્ર સમાન આકારવાળો સાધારણ તારા જેવો કેતુ શુભ છે. વાંસ તથા લતા સમાન આકારનો કેતુ કષ્ટદાયક છે. ભસ્મ સમાન વર્ણવાળો કેતુ અશુભ છે અને શ્વેત વર્ણવાળો શુભ છે. કૃતિકા નક્ષત્ર પાસે કેતુ ઉદય પામે તો પ્રજાનો નાશ થાય. સંધ્યાસમયે ત્રણ શિખાઓવાળો કેતુ ઉદય પામે તો દારૂણ અશુભ ફળ પ્રાપ્ત થાય.

---

## પરિચ્છેદ ૮ મો.

## ગ્રહોની વક્ર ગતિ તથા સંયુકત ગ્રહોનું ફળ.

સૂર્ય તથા મંગળ એક નક્ષત્રમાં આવે અને એક રાશિમાં શનિ, ગુરૂ આવે તો મંગળ વક્રભાવી થાય. તેથી વ્યાધિ દુકાળ ચોરવડે પ્રજાને પીડા થાય અને હાહાકાર વર્તે, તથા રાજાઓ પીડા પામે.

રાહુ તથા શનિ એક રાશિમાં આવે તો કર્તરિ યોગ થાય. તેથી મહામારીનો ભય રહે, રાજાઓમાં યુદ્ધ થાય. શનિ, ગુરૂ, મંગળ વક્રી હોય અને એક માર્ગમાં હોય તો ધાન્યધનનો નાશ થાય.

મંગળના ઘરમાં શનિ હોય અને ગુરૂ પણ ત્યાં હોય તો પૃથ્વીમાં રૂધિર માંસનો કીચડ થાય એવી લડાઈ ચાલે. શનિ મૂળ નક્ષત્રમાં હોય તો વર્ષા થાય પણ દુકાળ પડે અને પ્રજામાં વ્યાધિ તથા રોગ ઉત્પન્ન થાય. રાજાને ઉપદ્રવ થાય અને અનેક જીવોનો નાશ થાય.

સૂર્ય મૃગશિરમાં હોય અને તેમાં ગુરૂ હોય, વરખમાં મંગળ હોય તો અન્ન દુર્લભ થાય.

મૂળ, મઘા, રોહિણી, રેવતી એ નક્ષત્રોમાં ગુરૂનો ઉદય હોય અને એમાં શનિ પડે તો દુકાળ પડે, પૃથ્વી કંપે, હાહાકાર થાય.

જ્યાં નક્ષત્રો ખરે, વિજળી ચમકે ત્યાં થોડો વરસાદ થાય. શુભ ગ્રહ અતિચાર પામે અને ક્રૂર ગ્રહ સ્થિત થાય તો કાળ પડે, દેશનો નાશ થાય અને પ્રજામાં મહામારી થાય. મેઘ બહુ વરસે કે ન વરસે. વૈશાખમાં મેઘ જલ્દી પડે એ સારા ગ્રહના અતિચારનું ફળ છે.

મંગળ, ચંદ્ર, ગુરૂ એક રાશિમાં આવે તો સત્યયુગ વર્તે.

વરખ રાશિમાં શુક્ર આવે અને સૂર્ય, મંગળ, શનિની પૂર્ણ દૃષ્ટિથી દેખાય તો પૃથ્વીમાં અન્ન પાચન ન થાય, રસ ધાન્ય ક્ષય પામે અને રાજાઓમાં યુદ્ધ થાય.

જો સૂર્ય, શનિ વરખ રાશિમાં હોય તો રાજા મૃત્યુ પામે. ધાન્ય કપાસ મોંઘાં થાય. અગ્નિભય રહે. શુક્રના અસ્ત પર પશુનો નાશ થાય.

કન્યા, મીન, વૃશ્ચિક, સિંહ, ધન, વૃષભ અને મિથુનમાં શનિ મંગળ વક્ર થવાથી ક્રોધી રાજાઓથી પૃથ્વી પીડા પામે, લડાઇ થાય, કાળ પડે, ખેતી નાશ પામે; શનિ મીનમાં જવાથી જગતને ચક્ર પેઠે ભમવું પડે.

શુક્ર, સૂર્ય, શનિ મેષમાં આવે તો સોનું, જવ, ઘઉં, કોદરા, કાંગ, દૂધ દહીં મોંઘાં થાય. ગુરૂ અને મંગળનો સંયોગ હોય અને તે મિથુનમાં આવે તો મનુષ્યો તથા રાજા નાશ પામે.

શુક્ર, મંગળ, શનિ કર્કમાં આવે તો વિરાટ અને લલાટ દેશમાં સંપૂર્ણ નાશ થાય. બુધ, શુક્ર, મંગળ, સૂર્ય, ગુરૂ, શનિ એ વક્રી થાય તો મહા ભય પેદા થાય, સાતદ્વીપમાં પીડા થાય, અન્ન ન પાકે, હાથી, ઘોડા, ભેંસ અને મનુષ્યો નાશ પામે, તથા મેઘ ન વરસે, લોક પરસ્પર દ્રવ્ય હરે, તથા અગ્નિ ચોરનો ભય પેદા થાય.

સૂર્યથી શનિસુધીના સારા તથા માઠા ગ્રહો એક રાશિમાં આવે તો ગોલક યોગ થાય, તેથી પૃથ્વીને પીડા ઉપજે, મેઘ ન વરસે, દેશનો નાશ થાય, મહામારી થાય, દુકાળ પડે, આગ લાગે, લડાઇમાં રાજાઓ નાશ પામે, લોકો તથા પશુઓને પીડા થાય, અતિવૃષ્ટિ તથા અનાવૃષ્ટિ થાય, ઉંદર, ટીડ તથા કીડા ઉત્પન્ન થાય. અકાળે વૃક્ષોમાં ફળફૂલ આવે, ઋતુઓ બદલાઇ જાય અને લોકો મનુષ્યમાંસ ખાઇને ઉદરનિર્વાહ કરે.

શુક્ર, ગુરૂ તથા બુધનો અતિચાર થવાથી પારકી સેના ચડી આવે, રાજ્યમાં દુકાળ પડે.

મંગળ તથા શનિ વક્ર થવાથી ભય તથા રોગ પેદા થાય.

મેષનો સૂર્ય અને તુલાનો ચંદ્ર થવાથી વરસાદ થોડો થાય, ધાન્યો મોંઘાં થાય. વરખનો સૂર્ય થાય અને વૃશ્ચિકનો ચંદ્ર થાય તો ધાન્યનો

સંગ્રહ કરવો. બે માસ તેનું રક્ષણ કરે તો બમણો લાભ થાય અને ત્રણ મહિના રાખે તો હાનિ થાય.

મિથુનનો સૂર્ય હોય અને ધનનો ચંદ્ર હોય તો ધાન્યનો સંગ્રહ કરવાથી એક માસે બમણો લાભ થાય અને બે માસે હાનિ થાય. કર્કનો સૂર્ય અને સિંહનો ચંદ્ર થાય ત્યારે ધાન્યસંગ્રહ કરવાથી છ માસે બેવડો નફો મળે અને સાતમે માસે નુકસાન થાય.

સિંહનો સૂર્ય અને કુંભનો ચંદ્ર હોય તો પાંચ માસ ધાન્ય સંગ્રહવાથી બેવડો લાભ થાય તથા છઠે માસે લાભ ન મળે. કન્યાનો સૂર્ય, અને મીનનો ચંદ્ર હોય ત્યારે ચાર માસ ધાન્ય સંગ્રહવાથી બમણો નફો થાય અને પાંચમા માસમાં હાનિ થાય.

તુલાનો સૂર્ય અને મેષનો ચંદ્ર હોય તો ત્રણ માસ ધાન્ય સંગ્રહવાથી ત્રણગણો લાભ થાય. વળી વૃશ્ચિકનો ચંદ્ર હોય ને ધાન્ય સંગ્રહે તો બીજા મહિનામાં બમણો લાભ થાય.

ધનનો સૂર્ય અને મકરનો ચંદ્ર હોય તો ધાન્ય સંગ્રહવાથી એક માસે બમણો લાભ થાય અને બીજા માસમાં લાભ ન થાય. સિંહનો સૂર્ય હોય અને સંક્રાન્તિ હોય, ચંદ્ર કર્કનો હોય તો છ માસ ધાન્ય રાખવાથી ત્રણગણો લાભ થાય, સાતમે માસે હાનિ થાય.

કુંભનો સૂર્ય અને સિંહનો ચંદ્ર હોય તો પાંચ માસ ધાન્ય સંગ્રહવાથી બમણો લાભ થાય. મીનનો સૂર્ય અને કન્યાનો ચંદ્ર હોય તો ધાન્ય સંગ્રહવાથી ચાર માસમાં લાભ થાય અને પાંચમે માસે હાનિ થાય.

## પરિચ્છેદ ૯ મો.

## પ્રત્યેક માસનાં ચિહ્નો અને તેનાં ફળ.

**મેઘગર્ભ વિચાર**—નિયમિત આંજવીજ, વાદળાં, સૂર્ય અને ચંદ્રની આસપાસ દેખાતા વાદળનાં કુંડ, ઇંદ્રધનુષ્ય, હીમ પડવો, ધુમસીયાં વાદળાં, નિયમિત વાયુચક્ર અને નિયમિત તાપ પડવો એ બધાં મેઘગર્ભ આકાશમાં બંધાવાનાં ચિહ્નો છે. ખુલ્લા આકાશમાં—વાદળાં વિના વીજળી થાય, કરા પડે, ધરતીકંપ થાય, ધૂળનાં તોફાન થાય, ઉલ્કાપાત થાય, ગ્રહણ પછી માવઠું થાય, બહુ ઝાકળ પડે, શિયાળામાં તાપ પડે અને ઉનાળામાં ઠંડી જણાય એ બધા અનિયમિત પ્રકારો મેઘનો ગર્ભ અથવા મેઘપુષ્પ બગડવાનાં ચિહ્નો સમજવાં.

કારતક—કારતક માસમાં મેઘનો ગર્ભ બધાય તો ચોમાસાના ચારે માસ જોઈતો વરસાદ વરસે અને બીજે વર્ષે સુકાળ વર્તે. કારતક માસમાં વિધવિધ રંગનાં વાદળાં થાય અથવા વરસાદનું માવઠું થાય તો મેઘનો ગર્ભ પાકશે એમ સમજવું.

કારતક સુદિ પ્રતિપદા (પડવા)ને દિને બુધવાર હોય તો કરકૈ વરસ થાય તથા સુદ ૧૫ ને દિને રવિવાર હોય તો રૂનો ભાવ વધે.

સુદ પાંચમે રવિવાર હોય તો ધાન્યસંગ્રહ કરવાથી લાભ થાય. માળવામાં મરકી, દક્ષિણમાં ઉત્પાત, પૂર્વમાં વિગ્રહ અને ગુજરાતમાં ખળભળાટ થાય. તે દિવસે જો મૂળ નક્ષત્ર હોય તો, વર્ષ સુધરે, પૂર્વાષાઢા હોય તો સાધારણ થાય અને ઉત્તરાષાઢા હોય તો તીડ આવે.

સુદ ૫, ૭, ૯, ૧૧, ૧૨, ૧૩ ને દિવસે વાદળાં કે માવઠું થાય તો જેઠ માસમાં ચોમાસું શરૂ થાય અને વરસ સારૂં નીવડે.

કારતક સુદ ૧૨, માગશર સુદ ૧૦, પોષ સુદ ૫, માઘ સુદ ૭ એ દિને મેઘ ગાજે તો ચોમાસાના ચારે માસ સારો વરસાદ થાય. સુદ ૧૧ કે ૧૪ સે વાદળાં કે વિજળી થાય તો આષાડમાં સારો વરસાદ થાય.

કારતક સુદ ૧૫ ને દિને કૃતિકા નક્ષત્ર હોય અને તે દિને વાદળ કે વિજળી થાય તો વરસાદ ખૂબ વરસે. ભરણી હોય તો ખંડવૃષ્ટિ થાય અને દેશને હાનિ થાય. રોહિણી હોય તો સંતાપ, દુકાળ ને દુઃખ ઉપજે. જો અશ્વિની હોય તો ધાન્ય અને વર્ષા મધ્યમ સમજવાં. કારતક માગશરની સંક્રાન્તિમાં મેહ પડે તો ધાન્ય મધ્યમ પાકે.

વદ ૪ ને દિને વાદળ કે માવઠું થાય તો અષાડમાં વરસાદ પડે અને વદ ૮ ને દિને વિજળી થાય તો શ્રાવણમાં વરસાદ પડે.

કાર્તિકી અમાસે રવિ શનિ કે મંગળવાર હોય અને સ્વાતિ નક્ષત્ર હોય તો દુષ્કાળ વર્તે.

કારતકમાં ચંદ્રગ્રહણ થાય, તારા ખરે, તો ધાન્યસંગ્રહ કરવાથી પાંચ માસમાં બમણો લાભ થાય. સૂર્યગ્રહણ થાય તો સુકાળ થાય પણ ઘી મોંઘું થાય.

માગશર—માગશરથી પાંચ માસ સુધીમાં શુક્લ પક્ષમાં જો તિથિનો ક્ષય થાય તો દેશ નાશ પામે, દુકાળ પડે અને વિગ્રહ થાય.

સુદ ૬, ૭ અથવા ૯ ને દિને ઈશાનમાં મેઘમંડળ જણાય તો પવન ચાલે અથવા વરસાદ થોડો પડે.

સુદ ૮ મે વાદળ કે વીજળી થાય તો શ્રાવણમાં સારો વરસાદ પડે.

સુદ ૭ મે રેવતી, આઠમે અશ્વિની અને નોમે ભરણી હોય અને પવન વિજળી દેખાય તો હેમંત ઋતુમાં મેઘ પડે.

સુદ ૧૧ ને રોજ રોહિણી નક્ષત્ર હોય અને વિજળી ચમકે તથા મેઘ વરસે તો વરસાદ સારો સમજવો. શ્રાવણ વદમાં વરસાદ થાય.

સુદ ૧૪સે જ્યાં વિજળી દેખાય ત્યાં અષાઢ માસમાં વરસાદ પડે.

સુદ ૧૫ને રોજ જો ચંદ્રનો અતિચાર હોય, ઉત્તર દક્ષિણમાં વિજળી થાય તથા આકાશ મેઘયુક્ત હોય તો મેઘ વરસે. તે રોજ ચંદ્રગ્રહણ હોય તો મોતી, પરવાળા, શંખ, કેસર અને કંકુ ત્રણ માસ સંગ્રહવાથી લાભ થાય.

વદ ૭ ને રોજ આકાશ મેઘાચ્છાદિત હોય અને ૮ ને રોજ શતભિષા નક્ષત્ર હોય તો મેઘગર્ભ સારો નીવડે અને શ્રાવણ માસમાં સ્વાતિ નક્ષત્રમાં વરસાદ પડે.

વદ ૭ ને રોજ મેઘરહિત આકાશ હોય અને હીમ પડે તથા ઇશાને વિજળી થાય તો શ્રાવણ માસમાં શ્રવણ નક્ષત્રમાં વરસાદ પડે અને સુકાળ વર્તે.

વદ ૧૩-૧૪-૦)) એ તિથિમાં વિજળી સાથે મેઘ પડે તો વરસાદ જરૂર થાય. ૦)) ને રોજ વિજળી, હીમ, મેઘમંડળ કે માવઠું થાય તો શ્રાવણ માસમાં સ્વાતિ નક્ષત્રમાં સારી પેઠે જળ વરસે ને ધાન્ય પાકે તે રોજ શનિ, રવિ, મંગળ એક સ્થાને હોય તો ધાન્ય સંગ્રહવાથી બમણો લાભ થાય. તે દિવસે ગ્રહણ હોય તો વરસાદ પહેલાં ખેંચાવે ને ધાન્ય મોંઘું થાય.

૦)) ને દિને મૂળ નક્ષત્ર હોય તો ચોમાસું સારૂં વરસે. તે રોજ એક જ સ્થાને સોમ, શુક્ર અને ગુરૂના ગ્રહો હોય તો સારૂં વરસ પાકે.

માહ—માહ માસની સંક્રાન્તિને દિને જો વરસાદ પડે તો બહુ દૂધવાળી ગાયો અને બહુ ધાન્યવાળી પૃથ્વી થાય.

સુદ ૧ ને રોજ જો વાદળ અને વાયુ હોય તો તેલ અને સરસવ મોંઘાં થાય. તે દિને જો બુધવાર હોય તો ત્રણ માસ મોંઘવારી રહે તથા વર્ષા ન થાય. સર્વ માસમાં પ્રથમ બુધવાર હોઈ તો દુકાળ પડે. જેની પ્રતિપદાને દિને બુધવાર આવે તો વરસાદનો નાશ થાય.

માહમાં ટાઢ પડે અને ચૈત્રમાં નૈઋત્ય કોણમાં વરસે તથા આર્દ્રામાં જળ ન પડે તો દુષ્ટ સમય આવે.

સુદ બીજે આકાશમાં વાદળાં ને વિજળી હોય તો અન્ન મોંઘું થાય.

સુદ ૩ ને રોજ વરસ્યા વિના વાદળ કે ગાજવીજ થાય તો ઘઉં અને જવ મોંઘા થાય. સંગ્રહવાથી ૩ માસમાં ત્રણગણો લાભ થાય.

સુદ ૪ ને રોજ વાદળાંથી ચંદ્ર ન દેખાય તો પાન તથા નાળીયેર મોંઘાં થાય. સુદ ૫ ને રોજ વાદળાં હોય અને ઉત્તરનો વાયુ વાય તો ભાદરવામાં વરસાદ ન પડે.

સુદ ૬ ને સોમવાર હોય તો ઘી તેલ મોંઘાં થાય. છઠ મેઘવાળી હોય અને વરસે તો કપાસ સંગ્રહવાથી અધિક લાભ થાય.

સુદ ૭ ને દિને સોમવાર હોય તો કાળ પડે અને રાજાઓમાં લડાઇ થાય. જો તે દિવસ વાદળાં વિનાનો હોય તો વરસાદ ન વરસે અને જો વાદળાં થાય તો આષાડમાં ઘણો વરસાદ થાય અને તે સાથે વિજળી હોય તો ચારે માસ સારો વરસાદ પડે.

સુદ ૮ ને દિને ચંદ્ર નિર્મળ હોય અને સૂરજ વાદળાંમાં હોય તો રાજાને ભય પેદા થાય. સુદ ૯ ને દિને ચંદ્રમાનું મંડળ હોય તો આષાડમાં પહેલો વરસાદ થાય અને ધાન્ય મોંઘું થાય. જો વાદળાં આમ તેમ દોડે તો વરસે. જો એ દિને આકાશ તદ્દન નિર્મળ હોય તો શ્રાવણ તદ્દન સૂકો જાય. સુદ ૭ થી ૯ સુધીના ત્રણ દિવસ મેઘ ગાજે અથવા વરસે તો અષાડમાં સુકાળ થાય. જો શતભિષાયુક્ત વિજળી હોય તો એ વર્ષમાં સુકાળ સારો વર્તે.

સુદ ૧૫ ને દિને વાયુ, વાદળાં, વિજળી કે ચંદ્રકુંડ હોય તો મેઘગર્ભનો પરિપાક સમજવો. તેથી વરસાદ સારો પડે. એ દિવસે જો ચંદ્રગ્રહણ હોય તો ચારે માસ વરસાદ પડે પણ ધાન્યસંગ્રહથી લાભ થાય. જો ચંદ્ર નિર્મળ હોય તો ધાન્યનો સંગ્રહ કરવો કારણકે દુકાળનો ભય રહે.

વદ ૨ ને રોજ વાદળ વિજળી થાય તો શ્રાવણ ભાદરવો વરસે. વદ ૫–૯–૧૦–૧૧ ને રોજ વાદળાં ને વિજળી હોય તો વરસાદ સારો પડે. વદ ૭ થી ૧૩ સુધી પૂર્વમાં મેહ ઉપડે તો આષાડમા હેલી થાય.

વદ ૯ ને રોજ મૂળ નક્ષત્ર ને રવિવાર હોય તો ભાદરવા વદ ૯ને રોજ જરૂર વરસાદ પડે.

વદ અમાસને રોજ વાદળાં થાય કે વિજળી, વાયુ, હીમ દેખાય તો ભાદરવા સુદ ૧૫ ની આસપાસ સારો પડે. તે દિવસે સૂર્યગ્રહણ થાય તો વરસ સારૂં પાકે.

ફાગણ—સુદ ૧૧ ને રોજ શુક્ર અસ્ત થાય તો ૬ માસમાં અનેક પ્રકારનો દુકાળ પડે.

સુદ ૭, ૮, ૯, ૧૦, ૧૧ એ દિને જો કૃતિકા નક્ષત્ર હોય તો ભાદરવા વદ ૦)) તથા આસો સુદ ૪-૫ ને દિને વરસાદ જરૂર પડે.

સુદ ૧૫ ને રોજ મેઘ, વિજળી કે કરાનું તોફાન થાય તો ચોમાસામા લાંબો વખત પવન થવાથી વરસાદ ન પડે એ દિને જો પશ્ચિમનો વાયુ હોય તો સારો, પૂર્વનો હોય તો ખંડ વૃષ્ટિ, દક્ષિણનો હોય તો ધનનાશ, ઉત્તરનો હોય તો અતિવૃષ્ટિ અને ચારે દિશાનો વાયુ હોય તો પ્રજાને દુઃખ થાય.

વદ ૨ ને રોજ વાદળાં હોય અને વિજળી ન હોય તો શ્રાવણ-ભાદરવો વરસે. વદ ૩ ને દિને પવન સાથે મેહ દેખાય તો આસો સુદ ૩ ને દિને વરસાદ પડે.

વદ ૯ ને રોજ આકાશ મેઘવાળું હોય તો આસો વદ ૭ ને રોજ રાત દિવસ વરસાદ પડે.

વદ ૦)) ને મંગળવાર હોય તો દુકાળ પડે માટે ધાન્યનો સંગ્રહ કરવો. મેઘઘટા હોય તો વરસ સારૂં થાય અને સૂર્યગ્રહણ હોય તો ઘાસની તાણ પડે.

ચૈત્ર—ચૈત્ર માસ નિર્મળ તપે અને લૂ ઝરે તો ચોમાસું સારૂં જાણવું. શુદ ૧ ને રોજ તિથિ, નક્ષત્ર અને યોગમાં જે ભાગ વધારે હોય તેનું ફળ સમજવું. તિથિનો ભાગ વધુ હોય તો ઘાસ વધારે પાકે, નક્ષત્ર વધારે હોય તો અનાજ વધુ પાકે અને યોગની ઘડી વધારે હોય તો રોગનો વધારો થાય.

સુદ ૫ ને રોજ મેઘ છાયો હોય તો શ્રાવણમાં ઘઉંથી બમણો લાભ થાય, અથવા સુદ ૫ વાયુયુક્ત બધી દિશામા નિર્મળ જણાય, તો ઘઉં મોંઘા રહે એમ જાણવુ. સુદ પાંચમ રોજ રોહિણી, સાતમે આર્દ્રા, નોમે પુષ્ય અને પુનમે ચિત્રા હોય અને વરસાદ પડે તો અનુક્રમે, આષાડ, શ્રાવણ, ભાદરવો અને આસોમાં મેઘગર્ભને બગાડે.

સુદ છઠે પવન ઉત્તર તરફ ચાલે તો મેઘ ઘેરાય અને ભાદરવામાં ઘણો વરસાદ પડે.

સુદ સાતમે બધી દિશા પવનવાળી હોય, મેઘ ન જણાય તો કારતકમાં વરસે, અને ચૈત્ર સુદ આઠમે પવન ચાલે તો ભયંકર દુકાળ પડે અને વરસાદ ન થાય.

ફાગણ, ચૈત્ર, વૈશાખ, આષાડ એ ચાર માસમા સ્વાતિ નક્ષત્ર વરસે તો સર્વ ધાન્યનો સંગ્રહ કરવાથી પાંચ માસની અંદર લાભ મળે.

સુદ ૫, ૭, ૯, ૧૩ ને દિને તારા ખરે તો વરસ બગડે. સુદ ૯ ને રોજ વિજળી થાય તો કાળ પડે.

સુદ ૩, ૫ પવન પૂર્વ અથવા ઉત્તર તરફ ચાલે તો સંપૂર્ણ ધાન્ય ઉત્પન્ન થાય. ૫, ૭, ૧૩ ને રોજ મેહ પડે તો પવન થાય અથવા વિજળી સાથે મેઘ ગર્જે તો ચોમાસામાં નક્કી કાળ પડે.

સુદ ૧૫ ને રોજ મેઘગર્જના થાય તો ચારે ડોરા માસ રહે. પુનમે બુધ, સોમ કે ગુરૂવાર હોય, તો ઘેર ઘેર મંગળ વર્તે. પૂનમનું ગ્રહણ થાય તો વરસ નબળું થાય.

વદ ૧ ને દિને મેહ હોય તો શ્રાવણમાં મેઘ વરસે. વદ ૨ ને દિને પૂર્વનો વા વાય તો મેઘ ઓછો વરસે અને વરસે તો ભાદરવો વરસે. વદ ૩ ને દિને દક્ષિણ વાયુ વાય અને વાદળ પૂર્વ દિશામાં જાય તો આસોમાં વરસાદ પડે. વદ ચોથે માવઠું થાય તો પરિણામ સાધારણ. વદ ૩-૪ દક્ષિણ પશ્ચિમ પવન વાય તો ધાન્ય ઓછું નીપજે. વદ ૩-૫ ને રોજ પૂર્વ કે ઉત્તર વા વાય તો બધાં ધાન્ય નીપજે.

ચૈત્ર માસના કૃષ્ણ પક્ષમાં મૂળથી ભરણીસુધીમાં તપે તો ચારે માસ સારો વરસાદ થાય. વદ અમાસે સૂર્યગ્રહણ થાય તો સુકાળ વર્તે અને ઘઉંમાં લાભ થાય. ચૈત્ર વદ ૧ થી વૈશાખ સુદ ૧૫ સુધીમાં જે વસ્તુનો ભાવ આકરો રહે તે વસ્તુનો ભાવ ભાદરવે આકરો રહે.

ચૈત્રમાં સૂર્ય-ચંદ્રનો કુંડ દેખાય તો મેઘનો ગર્ભ બગડ્યો જાણવો.

વૈશાખ—વૈશાખમાં જળ પવનયુક્ત મેઘ ગર્જે અને જેઠમાં ગરમી પડે તો વર્ષ સારૂં સમજવું. વૈશાખમાં શુક્ર આથમે તે દિવસે ગાજવીજ કે તોફાન થાય તો તે વરસ કરવરૂં થાય.

શુદ ૩ ને દિને ગુરૂવાર અને રોહિણી નક્ષત્ર સંપૂર્ણ હોય તો ધાન્ય અને રસકસ સોંઘાં થાય. કૃતિકા નક્ષત્ર હોય તો વરસ કરવરૂં થાય. મૃગશર હોય તો વરસ નબળું થાય. સુદ ૧ ને દિને ગાજે તો ધાન્ય બહુ પાકે.

સુદ ૭, ૮, ૯ ને દિને જો આકાશમાં વાદળાં થાય તો વરસાદ ન થાય અથવા મધ્યમ વરસાદ પડે. સુદ ૪ ને ગુરૂવાર આવે તો રૂ તેજ થાય અને શુક્રવારે છઠ પૂર્ણ હોય તો ૧૧ માસમાં રૂ સસ્તું થાય.

સુદ ૫ ને દિને આકાશમાં વાદળાં થાય અને ગાજે તથા વરસે, પ્રભાતથી સાંજસુધી વા વાય તો સર્વ ધાન્યનો સંગ્રહ કરવાથી ભાદરવામાં લાભ થાય. વાદળ વિજળી વિના એકલો પૂર્વનો પવન હોય તો તેટલું નબળું ફળ ન આવે.

સુદ ૭ ને દિને પૂર્વનો પવન ચાલે અને મેહ ચડયો હોય અથવા જળબિંદુ પડે તો ધાન્ય સંગ્રહીને ભાદરવામાં વેચવાથી લાભ થાય. પૂનમે ચંદ્રગ્રહણ હોય તો રૂ, મગ, અડદ, ઘઉં તથા તલનો સંગ્રહ કરવાથી ત્રીજે માસે લાભ થાય.

વદ ૮ અને ૧૪ નો વાયુ દક્ષિણ કે અગ્નિનો તોફાન સાથે હોય તો વરસાદ સારો થાય અને વરસ સારૂં નીવડે. વદ અમાસે સૂર્યગ્રહણ થાય તો રસકસ મોંઘાં થાય.

જેઠ—જેઠના શુકલ પક્ષમાં આર્દ્રાથી ૯ દિવસમાં જો વાદળાં થાય તો વરસ નઠારૂં જાણવું અને નિર્મળ હોય તો વરસ સારૂં જાણવું. આર્દ્રા પહેલાંનાં નવ નક્ષત્ર વાદળાંવાળાં હોય તો વૃષ્ટિ થાય, જો વાદળ ન હોય તો બહુ સારી વૃષ્ટિ થાય.

જેઠ સુદ પડવો ને રવિવાર હોય તો અગ્નિભય, મંગળ હોય તો વ્યાધિભય અને જળનો નાશ, બુધ હોય તો કાળ પડે, ગુરૂ, શુક્ર કે સોમ હોય તો સારો વરસાદ પડે અને ધાન્ય સારૂં પાકે, શનિ હોય તો જળ સુકાય ને પ્રજાનો નાશ થાય.

સુદ બીજને દિને ચંદ્ર રોહિણીમાં ઉગે તો ધાન્ય મોંઘું થાય; જેઠમાં ચિત્રા, સ્વાતિ અને વિશાખાએ વાદળ ન થાય તો આષાડમાં ન વરસે પણ શ્રાવણમાં વરસે. જો જેઠી બીજે ચંદ્ર રોહિણી સાથે ઉગે તો શ્રાવણમાં મેહ વરસે. જેઠી બીજ ગાજે અને વરસે તો મેઘગર્ભ ગળ્યો સમજવો. બીજ અથવા પાંચમ ગાજે, દક્ષિણનો વાયુ વાય અને મેઘ ચડે તો ધાન્યનો સંગ્રહ કરવાથી શ્રાવણ ભાદરવે લાભ થાય.

જેઠ સુદ ૩ ને આર્દ્રા નક્ષત્ર હોય તેમાં વરસાદ પડે તો નક્કી દુકાળ પડે. જેઠ સુદ ૮ ને દિને ચારે દિશાનો વાયુ વાય તો સારો. શુદ ૧૧ ને દિને જો ઉત્તરનો વાયુ વાય તો ચોમાસામાં સરખો વરસાદ થાય.

સુદ ૨ અને પૂનમે મૂળ નક્ષત્ર વરસે તો ૬૦ દિવસ ન વરસે. મૂળનું પહેલું ચરણ વરસે તો ૧ માસ, બીજું વરસે તો બે માસ, ત્રીજું વરસે તો ત્રણ માસ ન વરસે, ચોથું વરસે તો મેહ વહેલો વરસે.

જેઠના કૃષ્ણ પક્ષમાં જ્યારે શ્રવણ-ધનિષ્ઠા આવે તે દિવસે જેટલી ઘડી વિજળી અને વાદળાં દેખાય તેટલા દિવસ વરસાદ ચોમાસામાં થાય. જેઠમાં મૂળ બગડયા પછી પૂર્વાષાઢામાં ગાજવીજ થાય અને શ્રવણ-ધનિષ્ઠામાં વાદળાં-વીજ થાય તો વરસાદ ઘણો વરસે.

વદ ૧૦ ને દિને રવિવાર હોય તો દુકાળ પડે અને શનિવાર હોય

તો લીલો દુકાળ પડે. અમાસે વિજળી થાય તો અશાડ સુદ બીજે વરસાદ થાય. અમાસે સૂર્યગ્રહણ હોય તો ધાન્ય મોંઘું સમજવું. જેઠ માસમાં સૂર્ય તપે તો વરસાદ બહુ વરસે. અમાસે મેઘ ચડે તો અનાવૃષ્ટિ થાય.

આષાઢ—સુદ ૧ ને દિને જેટલી ઘડી પુનર્વસુ નક્ષત્ર હોય તેના પ્રમાણમાં વરસાદ પડે.

સુદ ૨ થી ૫ સુધી વાદળાં ને વિજળી થાય તો શ્રાવણમાં સારો વરસાદ થાય. આષાડમાં કર્ક સંક્રાન્તિ વરસે તોપણ શ્રાવણ વરસે. સુદ ૩ ને દહાડે પૂર્વનો વાયુ વાય અને ગેધ થાય તો ભાદરવામાં વરસાદ પડે.

સુદ ૫ ને દિને વિજળી થાય તો વરસ સારૂં પાકે અને ઘનઘોર જામીને ગર્જના થાય તો અધૂરો વરસાદ પડે. પાંચમે વાદળ વિજળી કાંઇ ન હોય તો દુકાળ જાણવો.

સુદ ૭ ને દિને જો ચંદ્ર નિર્મળ ઉગે તો દુકાળ પડે. સુદ ૯ ને દિને નિર્મળ સૂર્ય ઉગે તો મેઘ ઘણો થાય. તે દિને જો વાદળાંમાં ચંદ્ર હોય તો ઘણું સારૂં વરસ થાય.

સુદ ૧૧ ને દિને શનિ રવિ કે મંગળવાર હોય તો ધાન્ય બહુ મોંઘું થાય. સુદ ૧૨ કે ૧૫ ને દિને વાયુ થાય તો વરસાદ થોડો થાય.

આષાડના શુકલપક્ષમાં બુધનો ઉદય થાય અને શ્રાવણમાં શુક્રનો અસ્ત થાય તો દુકાળ પડે.

સુદ ૧૫ ને દિને ચંદ્ર વાદળામાં હોય તો વરસ સારૂં પાકે, નિર્મળ ઉગે તો દુકાળ પડે. જો તે દિવસે ગાજવીજ ને વરસાદ થાય તો સુકાળ વર્તે. સુદ ૧૫ ને પૂર્વાષાઢાએ વાદળ ને વિજળી હોય તો ધાન્ય ઘણું નીપજે.

આષાડી પૂનમે પૂર્વનો કે અગ્નિનો વાયુ વાય તો ધાન્ય સારૂં નીપજે પણ રોગની ઉત્પત્તિ થાય. દક્ષિણનો વાયુ વાય તો એક માસ વરસાદ ન પડે અને પડે ત્યારે એલી ચાલે. નૈઋત્યનો પવન થાય તો ઓછો વરસાદ પડે. પશ્ચિમનો વાયુ વાય તો વરસાદ ઘણો પડે. વાયવ્યનો વાયુ વાય તો ઢોર સુખી થાય ને દૂધનો વધારો થાય. પવન સ્થિર હોય તો શ્રાવણ-ભાદરવો વરસે. બધી દિશાનો વાયુ વાય તો વરસાદ ઓછો થાય અને પિત્તનું જોર વધે.

પૂનમનું ચંદ્રગ્રહણ થાય તો રૂ તથા અનાજમાં ચાર માસ પછી પીઠ સુધરે. અમાસે સૂર્યગ્રહણ થાય તો વરસાદ થાય પણ રાજવિગ્રહ કોઇ દેશમાં થાય.

આષાડ સુદ ૧-૪-૫-૬-૭ અને અમાસને દિને વાદળાં થાય તો સારાં. વદ ૧૦ ને રોજ રોહિણી નક્ષત્ર હોય તો સારૂં.

શ્રાવણ—શ્રાવણ માસમાં ચિત્રા, સ્વાતિ અને વિશાખા નક્ષત્રમાં મેઘ વરસે તો વરસ સારૂં થાય અને જો વરસાદ ન પડે તો વરસ નબળું થાય તથા મોંઘવારી થાય. શ્રાવણમાં શુક્ર આથમે તો મેઘ સારો વરસે.

સુદ ૪ ને દિવસે જો મેઘ પડે તો મ્હોંમાગ્યો મેઘ આવે. સુદ ૫ ને રોજ પવન થાય તો વરસ સારૂં જાણવું. તે દિવસે જો મેહ આવે તો ચારે માસ વરસાદ પડે.

સુદ ૭ ને સ્વાતિ નક્ષત્ર હોય ને જળ પડે તો ધાન્ય ઘણું પાકે, પ્રજા સુખી થાય. સુદ ૧૦ ને રોહિણી નક્ષત્ર હોય તો પાણી થોડું પડે, અનાજ ઓછું પાકે.

સુદ પુનમ ને શ્રવણ નક્ષત્ર હોય તથા વરસાદ પડે તો વરસ ઘણું સારૂં નીવડે. તે દિવસે ચંદ્રગ્રહણ હોય તો ઘી તેલના સંગ્રહથી લાભ થાય.

સુદ ૧૧ ને રોજ રોહિણી નક્ષત્ર જેટલી ઘડી હોય તે પ્રમાણે વરસ તેટલા વસા થાય. ૬૦ ઘડીના વીસ વસાનું પ્રમાણ સમજવું. તે દિવસે જો કૃતિકા હોય તો વરસ કરવરૂં થાય અને મૃગશિર હોય તો દુકાળ પડે. વદ ૧૧ ને રોજ વાદળાંમાં સૂર્ય ઉગે તો વરસ સારૂં નીવડે. એ દિને રોહિણી નક્ષત્ર હોય અને ઉત્તર દિશાનો વાયુ ચાલે તો સુકાળ વર્તે.

વદ ૦)) નું સૂર્યગ્રહણ હોય તો અન્ન મોંઘું થાય.

ભાદરવો—સુદ ૪, ૫, ૭, ૮, ૧૫ એ તિથિઓમાં પર્વત જેવી મેઘમાળા પાંચ દિવસ દેખાય તો સાત દિવસ વરસાદ પડે. સુદ ૧, ૧૨, ૧૩, ૧૫ ને દિને મેઘ દેખાય તો આવતે વર્ષે સુકાળ જાણવો. જો સુદ ૧, ૭, ૯, ૧૨, ૧૫ ને દિને પશ્ચિમે મેઘ દેખાય તો વરસાદ બહુ પડે.

સુદ ૬ ને અનુરાધા નક્ષત્ર હોય તો વરસ સારૂં નીવડે. જો વાદળ, ગાજવીજ ને વરસાદ હોય તો સુભિક્ષ વર્તાવે.

ભાદ્રપદ માસમાં જો શુક્ર આથમે તો મેઘ વરસે ને ધાન્ય નીપજે. ભાદરવામાં કન્યા સંક્રાન્તિએ મેઘ વરસે તો રોગ ઘણો થાય અને આસો માસમાં સુખ શાન્તિ થાય. ભાદરવામાં જો અગસ્ત્યનો તારો ઉગે તો વરસાદ બંધ પડે, પણ જો ઉદય સાથે વરસાદ શરૂ થાય તો વરસાદ વધી જાય. ભાદરવા સુદમાં ચિત્રા, સ્વાતિ અને વિશાખામાં વરસાદ ન થાય તો ચોમાસું બંધ પડે.

સુદ પુનમે ચંદ્રગ્રહણ હોય તો ઘી, તેલ, અનાજનો સંગ્રહ કરવાથી બીજે માસે લાભ થાય. અમાસ રવિવારી હોય તો મોંઘવારી થાય.

**આસો**—સુદ ૧ અને ૧૦ ને રોજ જો આકાશમાં વાદળાં થાય તો આગળ બહુ વૃષ્ટિ થશે એમ સમજવું. સુદ ૪ અને પાંચમે વરસે તો સુકાળ થાય.

સુદ ૭-૮ વરસે તો સુકાળ થાય. વદ ૧-૫-૭-૧૪-૦)) મેઘ ઉપડે અને પૂર્વ દિશાએથી ચડે તો વરસાદ સારૂં થાય અને પાંચ દિવસની એલી થાય.

વદ ૦)) ને શનિવાર આવે તો વરસ આકરૂં આવશે એમ સમજવું.

અમાસે સૂર્યગ્રહણ થાય તો સુકાળ થાય પણ ઘી તેલમાં તેજી આવી જાય; પુનમે ચંદ્રગ્રહણ થાય તો રૂ, કપાસ, તેલનો ભાવ આકરો થાય.

દીવાળી ઉપર અને આસપાસના દિવસોમાં વાદળ થાય તો સારાં.

## પરિચ્છેદ ૧૦ મો.

## રાજા, મંત્રી, ધાન્ય-રસ-કસના સ્વામી ઈત્યાદિનું ફળ.

**રાજા-મંત્રી ઈત્યાદિ ઓળખવાની રીત**—ચૈત્ર સુદ પડવાને દિને જે વાર હોય તે વર્ષનો રાજા કહેવાય છે. મેષ સંક્રાન્તિ જે વારે થાય તે વાર સેનાપતિ અથવા મંત્રી કહેવાય છે. કર્ક સંક્રાંતિ જે વારે થાય તે સસ્યપતિ અથવા ધાન્યનો સ્વામી કહેવાય છે. મકરસંક્રાન્તિએ જે વાર હોય તે ધાતુ અને વસ્ત્રાદિનો સ્વામી કહેવાય છે, અને તુલા સંક્રાન્તિનો વાર રસેશ કહેવાય છે.

**રાજાનું ફળ**—સૂર્ય રાજા હોય તો વરસાદ થોડો થાય, ધાન્ય અને ફળ થોડાં થાય. લોકોમાં પીડા, ચોર-અગ્નિનો ભય અને રાજાઓનું મરણ થાય. રાજા મંગળ હોય તો ચોર-અગ્નિનો ભય, રાજાઓમાં વિગ્રહ, પ્રજા દુઃપીડિત થાય. ખંડવૃષ્ટિ થાય. બુધના રાજ્યમાં વરસાદ સારો પડે. લગ્નાદિ મંગળ પ્રસંગો બહુ આવે. સુકાળ થાય. ગુરૂ રાજા હોય તો મેઘ ઠીક વરસે, ગાયો મનોરથ દેનારી થાય. બ્રાહ્મણો હોમ જાપ કરે અને ઉત્સવ થાય. શુક્રના રાજ્યમાં ખેતી ઘણી થાય. વરસાદ સારો થાય અને વૃક્ષો ફળે. વાછરૂ ઘણાં ઉત્પન્ન થાય. શનિના રાજ્યમાં જળ થોડું, રોગભય, યુદ્ધભય, ચોરભય જાગે. લોકો ક્ષુધાપીડિત થાય.

મંત્રીનું ફળ—સૂર્ય મંત્રી થવાથી ભયંકર પીડા, ધનધાન્યની વૃદ્ધિ, અને બ્રાહ્મણોને પીડા થાય. રસકસ મોંઘાં થાય. માથાની પીડા થાય. ખેતી થોડી થાય. ચંદ્ર મંત્રી થાય તો પૃથ્વી સ્વસ્થ રહે. ગાયો દૂધ ઘણું આપે. રસનું મૂલ્ય વધે. ઝાડો ફળફૂલવાળાં અને પશુ, પુત્રો તથા સ્ત્રીઓને સુખ થાય. મંગળ મંત્રી થાય તો અતિસાર, શિરોવેદના, ધાન્ય ' ગોધું અને ખંડવૃષ્ટિ થાય. લોકો હસ્તપીડા, કંઠપીડા, દારુણ ભયની પીડા ભોગવે. બુધ મંત્રી થવાથી ક્રૂર માણસો સુધરે, રાજા પ્રજા પર પ્રેમ રાખે, અન્ન-ઘાસની વૃદ્ધિ થાય, ખેતી સારી થાય, સુકાળ, ક્ષેમ, અને વૃષ્ટિ સારા થાય. ગુરુ મંત્રી થવાથી દેવ-બ્રાહ્મણ પુજાય, લોકો ધર્મ ઉપર પ્રીતિ રાખનારા થાય. રાજા ધર્મપ્રવૃત્ત થાય. મેઘ સારો વરસે અને ખેતી સારી થાય, અતિવૃષ્ટિ થાય અને નદીઓ રસ્તામાં વહે. શનિ મંત્રી થવાથી માયો નાશ પામે, લોકો અસત્યવાદી થાય. અગ્ની સમુદ્રમાં મેઘ પડે નહિ. પોતે રાજા, પોતે મંત્રી અને પોતે ધાન્યનો સ્વામી હોય અને પોતાના જ વાહનથી યુક્ત હોય તો વૃષ્ટિ ન થાય અને દુકાળ પડે.

ધાન્યના સ્વામીનું ફળ—સૂર્ય ધાન્યનો સ્વામી હોય તો મેઘ થોડો પડે, અડદ, મગ, તલ, ઘી, ઘઉં વગેરે ચીજો મોંઘી થાય. ચંદ્ર ધાન્યનો સ્વામી થાય તો પૃથ્વી જળથી પરિપૂર્ણ થાય, ખેતી વધે, રાજ્યમાં ઉત્સવ થાય. મંગળ ધાન્યેશ હોય તો મગ, અડદ, ઘી, ઘઉં વગેરે મોંઘાં થાય. ધાન્યનો સ્વામી બુધ થવાથી ઘણી ખેતી અને રસની મોંઘવારી થાય. રાજા નીતિમાન થાય. ગુરુ ધાન્યેશ હોય તો ઘઉં, ચોખા, મગ, અડદ, કોદરા સોંઘાં થાય. શુક્ર ધાન્યનો સ્વામી હોય તો દુનિયા ઉપદ્રવરહિત અને સુકાળવાળી થાય, પણ પાછળથી મોંઘવારી થાય. શનિ ધાન્યેશ હોય તો સૌરાષ્ટ્રમાં વિગ્રહ થાય અને ભયંકર કાળ પડે.

રસસ્વામીનું ફળ—સૂર્ય રસનો સ્વામી થાય તો ઘી, તેલ, ગોળ અને મીઠા પદાર્થોનું મૂલ્ય વધે. ચંદ્ર રસસ્વામી થવાથી ઘી, તેલ, ગોળ, દૂધ, દહીં, સાકર વગેરે પદાર્થો મોઘા થાય. મંગળ રસસ્વામી થવાથી રાઈ, મીઠું, તલ, તેલ, ઘી, ગોળ મોંઘાં થાય બુધ રસેશ થાય તો ગાયો ઉત્તમ દૂધ આપે, વૃક્ષો ફળે, રાજાઓ નીતિમાન થાય. ગુરુ રસેશ થવાથી ધાન્ય કમી થાય, વૃષ્ટિ ઓછી થાય, લોકો પાપી થાય. શુક્ર રસાધિપ થવાથી રાજા પૃથ્વીનું પાલન કરવા સમર્થ થાય શનિ રસાધિપ થવાથી પૃથ્વી પર મેઘ ન પડવાથી ખેતી નાશ પામે અને મનુષ્ય પાપી થાય.

પરિચ્છેદ ૧૧ મો.

---

## જૂદી જૂદી ચીજોની તેજી-મંદી વિષે.

કોઇ સંક્રાન્તિ આર્દ્રા, સ્વાતિ કે મૂળ એમાંના કોઇ નક્ષત્રમાં બદલાય તો ધાન્યનો ભાવ વધશે એમ સમજવું.

વર્ષપતિ, સેનાપતિ, કે ધાન્યનો સ્વામી જો ચંદ્ર હોય તો જાણવું કે ઘઉં, ડાંગર અને શેરડી સસ્તાં થશે અને તેમાં મંદી ચાલશે.

કર્કનો ગુરુ, મીનનો શનિ, અને તુલા રાશિનો મંગળ હોય તો ઘી, ઘઉં અને ગોળમાં તેજી થાય.

કોઈ પણ વર્ષમાં કોઇ પખવાડીઉં તેર દિવસનું આવે તે સાલમાં મોંઘવારી બહુ થાય.

કોઈ માસમાં સુદ ૨ બુધવારી, સુદ ૬ રવિવારી અને સુદ ૧૦ ગુરુવારી હોય તો ઘીનો ભાવ વધે એમ જાણવું.

કર્ક સંક્રાન્તિમાં ભરણી, મઘા કે ચિત્રા એમાંનું કોઇ નક્ષત્ર એક દિવસ પણ હોય તો અનાજ મોંઘું થશે એમ જાણવું.

કોઇ માસની સુદ ૨ નો ચંદ્ર ભરણી, રોહિણી, અનુરાધા, મૂળ, વિશાખા, મઘા, પુષ્ય, કે પુનર્વસુ નક્ષત્રમાં ઉગે તો તે માસમાં અનાજની તેજી થાય.

કોઇ વર્ષનો રાજા, મંત્રી અથવા ધાન્યનો સ્વામી સૂર્ય હોય તો તે વર્ષમાં એકંદરે અનાજની તેજી જાણવી.

કોઇ માસની સુદ ૨ નો ચંદ્ર સોમવારે ઉદય પામે તો રૂનો ભાવ ૨૦ દિવસ આકરો રહે પણ શનિવારે ઉદય પામે તો રૂ તેથી વધારે આકરૂં રહે.

કારતક સુદ ૫ અને ફાગણ સુદ ૨ મંગળવારી આવે તો ધાન્ય અને રસકસની તેજી, રવિવારી હોય તો સર્વ પ્રકારની મોંઘવારી, શનિવારી હોય તો અનાજની તેજી, અને સોમ-બુધ-ગુરુ કે શુક્રવારી હોય તો અનાજની મંદી આખા વર્ષમાં એકંદરે સમજવી.

કોઈ પણ માસની પુનમ ઘડી પાંચની અંદર હોય તો રૂ તેજ થાય.

કારતક સુદ ૫ અને પોષ વદ ૦)) એ બે શનિ, રવિ કે મંગળવારી હોય તો અનાજની તેજી જાણવી.

કોઇ માસમાં વદી ૬ નો ક્ષય હોય તો રૂમાં તેજી આવે પણ વદ ૬ ઘડી બેની અંદર હોય તો રૂનો ભાવ લગભગ સવાયો થાય.

ચૈત્ર વદ ૧ થી વૈશાખ સુદ ૧૫ સુધી જે વસ્તુઓની તેજી રહે તે વસ્તુઓની તેજી ભાદરવામાં પણ રહે.

કોઇ પણ વર્ષમાં હોળી અને શરત્ પુનમની રાત્રે ચંદ્ર પાસે તારો દેખાય તો રૂનો ભાવ વધે.

ચૈત્ર સુદ ૫ નો વાયુ ચારે દિશાનો વાય તો ઘઉંનો સંગ્રહ કરવાથી શ્રાવણમાં લાભ મળે.

કોઈ માસમાં રવિવારે તિથિનો ક્ષય હોય અને અમાસ સોમવારી હોય તો રૂમાં તેજી થાય.

વૈશાખ સુદ ૫ ને રોજ પૂર્વનો વાયુ વાય કે વાદળ વિજળીનું તોફાન પૂર્વમાંથી આવી પશ્ચિમમાં જાય તો ભાદરવામાં મોંઘવારી થાય.

## પરિચ્છેદ ૧૨ મો.

## વર્ષફળ તૈયાર કરવાની સહેલી રીત.

**ફળ કાઢવાની રીત**—પોતાના જન્મ નામ ઉપર કિંવા જન્મ નામની ખબર ન હોય તો ચાલુ નામ ઉપરથી જન્મ નક્ષત્ર કાઢવું. જેની જન્મકુંડળી તૈયાર હોય તેને તો પોતાનો જન્મ કયા નક્ષત્રમાં હતો તે જાણવું સહેલું પડે છે. પછી જે મહિનાનું ફળ કાઢવું હોય તે મહિનાની સુદી પડવોને દિવસે કયું નક્ષત્ર આવે છે તે પંચાંગ ઉપરથી જોઇ લેવું. પછી જન્મ નક્ષત્રથી શરૂ કરીને સુદી પડવોના દિવસનું નક્ષત્ર કેટલામું આવે છે તે જોવું. તે નક્ષત્ર જેટલામું હોય તે સંખ્યાને ૭ થી ગુણી ગુણાકારને ૯ થી ભાગવા અને જે શેષ રહે તે આંકડાનો ગ્રહ તે મહિનામાં બળવાન છે એમ સમજવું. એ બળવાન ગ્રહનું સ્થૂળ ફળ શું મળશે તે નીચે જણાવેલું છે. જો (૦) શૂન્ય શેષ વધે તો મંગળ, ૧ વધે તો રવિ, ૨ વધે તો બુધ, ૩ વધે તો રાહુ, ૪ વધે તો ગુરૂ, ૫ વધે તો કેતુ, ૬ વધે તો ચંદ્ર, ૭ વધે તો શનિ, ૮ વધે તો શુક્ર બળવાન છે એમ સમજવું.

ઉદાહરણ—રામચંદ્ર નામના પુરૂષનું જન્મ નક્ષત્ર ચિત્રા છે. તેને ૧૯૮૨ ના પોષ માસનું ફળ જાણવું છે. સુદ ૧ ને રોજ મૂળ નક્ષત્ર છે. ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, જ્યેષ્ઠા અને મૂળ, એ પ્રમાણે મૂળ નક્ષત્ર ૬ ઠ્ઠું છે. હવે ૬ ને ૭ થી ગુણી ૯ થી ભાગવા. ૬×૭=૪૨÷૯=૬ વધ્યા. એ ઉપરથી ૬ નંબરનો ચંદ્ર ગ્રહ રામચંદ્રને બળવાન છે એમ સમજવું. એ મુજબ દરકોઇ માસનું ફળ કાઢી શકાય છે.

**નવ ગ્રહનું ફળ**—(૧) રવિ (Sun). પ્રવાસ કરવો પડશે. મસ્તકમાં વિકાર થશે. મનમાં ચિંતા થશે. છાતી અને શરીરમાં કોઇ વાર દાહજન્ય વિકાર ઉદ્દ્ભવશે. મોટા અધિકારીઓની અવકૃપા થવાનો સંભવ છે. (૨) બુધ (Mercury). સ્નેહીઓનો સમાગમ થશે. ઇશ્વરની સેવાનો યોગ આવશે. કવિઓનો સમાગમ થશે અને ધનનો લાભ મળશે. (૩) રાહુ (Dragon's Head). ઉદરવિકાર થશે. શત્રુઓ તમારા દોષ જોશે. દ્રવ્યનાશ થશે. ચિંતાને લીધે ખાવું-પીવું ગમશે નહિ. ચોર, ભામટા અને લુચ્ચા લોકોથી ત્રાસ થશે. (૪) ગુરૂ (Jupiter). ધનલાભ, ગુરૂસેવાનો લાભ અને અધિકારીઓની કૃપાનો લાભ થશે. જમીન તથા સ્થાવર મિલકત મળવાનો યોગ છે. તત્ત્વજ્ઞાનની એકાદ કળા હસ્તગત કરવા માટે લક્ષ ખેંચાશે. (૫) કેતુ (Dragon's Tail). સ્નેહીઓનું મન કલુષિત થશે. કલહથી શત્રુઓ ઉત્પન્ન થશે. ધંધામાં જશ નહિ મળે. કામકાજમાં ચિત્ત ચોંટશે નહિ. દરેક ધંધો સાવધાનતાથી કરવો. ઝેરી જાનવર, વીંછી, કૂતરો વગેરેનો ભય છે માટે સાવધ રહેવું. (૬) ચંદ્ર (Moon). ધનલાભ થશે. મન સ્વસ્થ અને આનંદિત રહેશે. ચિંતા નહિ રહે. મિષ્ટાન્ન મળવાનો યોગ છે. (૭) શનિ (Saturn). ઉદરનો વિકાર થશે. નિરર્થક આરોપ આવશે. કલહ વધશે પશુ તરફથી ત્રાસ થશે. ચિંતામાં સમય જશે. (૮) શુક્ર (Venus). સ્ત્રીસુખ મળશે. વ્યાપારમાં ધનનો લાભ. ચિંતા દૂર થશે અને વખત આનંદમાં જશે. (૯) મંગળ (Mars). કોઇ પણ કાર્યમાં જશ મળશે નહિ. મોટા અધિકારીઓ અને સરકારની ખફા મરજી થશે. શસ્ત્રક્રિયા (ઑપરેશન) કરવાનો પ્રસંગ આવશે. આ ગ્રહ શારીરિક અને માનસિક પીડા ઉત્પન્ન કરશે. વખત ચિંતામાં જશે.

**વર્ષફળ જાણવાની બીજી રીત**—તમને જેટલામું વર્ષ જતું હોય તે વર્ષના આંકડામાં, ચંદ્રમાની જેટલામી રાશિ હોય તેનો આંકડો ઉમેરો અને તેમાં જે નક્ષત્રમાં જન્મ થયો હોય તે નક્ષત્રનો આંકડો

ઉમેરો. એ સરવાળો ત્રણ જગ્યાએ લખો. એક જગ્યાએ ૨ થી ગુણી ૭ થી ભાગો; બીજી જગ્યાએ ૪ થી ગુણી ૮ થી ભાગો અને ત્રીજી જગ્યાએ ૩ થી ગુણી ૬ થી ભાગો. જો ત્રણે સ્થળે ૦ ન વધતાં કાંઈ આંકડા વધે તો એ વરસ ઘણું સારૂ નીવડે. જો પહેલા–ત્રીજામાં ૦ શેષ રહે તો દુ.ખ થાય, બીજામાં ૦ શેષ રહે તો ધનનાશ થાય; પહેલા–બીજામાં કે બીજા–ત્રીજામાં ૦ શેષ રહે તો દુઃખ સાથે ધનનાશ થાય. જો ત્રણે સ્થળે ૦ વધે તો મરણ તુલ્ય કષ્ટ આવે.

ઉદાહરણ—એક માણસને ૩૨ મુ વર્ષ ચાલે છે. જન્મ સમયે ચંદ્રમાની રાશિ મીન છે. નક્ષત્ર પુષ્ય છે. ૩૨+૧૨ (મીન રાશિ)+૮ (પુષ્ય નક્ષત્ર)=૫૨ થયાં. ૫૨×૨÷૭=શેષ ૬ વધ્યા. ૫૨×૪÷૮ શેષ ૦ વધ્યું. ૫૨×૩÷૬=શેષ ૦ વધ્યું. એ રીતે બીજા ત્રીજામાં ૦ શેષ વધવાથી તે માણસનું ૩૨ મુ વર્ષ દુઃખ સાથે ધનનો નાશ કરાવે એમ સમજવું.






# મુહૂર્ત–પરિજ્ઞાન.

## પરિચ્છેદ ૧ લો.

### જાતકર્મ-સંસ્કારોનાં મુહૂર્તો.

**ગર્ભાધાનનું મુહૂર્ત**—પ્રથમ ઋતુ પ્રાપ્ત થયા પછી પુષ્પનક્ષત્રમાં, શુભ દિવસે, મઘા, મૂળ, રેવતી, અમાસ, પૂર્ણિમા એ છોડીને બીજા દિવસોમાં ચંદ્રબળ જોઇને ગર્ભાધાનનું મુહૂર્ત નક્કી કરવું. ઋતુ આવ્યા પછી સ્ત્રીને સ્વાભાવિક રીતે ૧૬ રાત્રિસુધી ગર્ભાધાન થઈ શકે છે; તેમાં પ્રથમ ત્રણ રાત્રિઓમાં સ્ત્રી ચાંડાલિની સ્વરૂપ હોય છે, ત્યારપછી પણ ચોથી, અગીઆરમી, અને તેરમી નિંદિત રાત્રિઓ ત્યજીને બાકીની ૧૦ રાત્રિઓમાં ગર્ભાધાન કરવું એ હિતાવહ છે. ચોથી રાત્રિએ ગર્ભાધાન થાય તો પુત્ર અલ્પાયુષી અને ધનહીન થાય, પાંચમી રાત્રિએ થાય તો કન્યા, છઠી રાત્રિએ થાય તો મધ્યમ પુત્ર, સાતમી રાત્રિએ થાય તો પુત્ર થાય નહિ, આઠમી રાત્રિએ થાય તો ઇશ્વરભક્ત પુત્ર થાય, નવમી રાત્રિએ થાય તો સૌભાગ્યવૃદ્ધિ, દસમી રાત્રિએ થાય તો ગુણવાન પુત્ર, અગીયારમી રાત્રિએ થાય તો અધર્મી પુત્ર, બારમી રાત્રિએ થાય તો ઉત્તમ પુરૂષ, તેરમી રાત્રિએ થાય તો પાપકર્મી કન્યા, ચૌદમી રાત્રિએ થાય તો ધર્મકૃતજ્ઞ અને નિશ્ચયાત્મક વ્રત કરનાર પુત્ર, પંદરમી રાત્રિએ થાય તો પતિવ્રતા અને સોળમી રાત્રિએ થાય તો સર્વને આશ્રય આપનારો પુત્ર થાય. રાત્રિઓમાં પણ સોમ, ગુરૂ, શુક્ર અને બુધવાર શુભ જાણવા અને છઠ, આઠમ, પૂનમ, અમાસ, ચોથ તથા ચૌદસ એ તિથિઓ સિવાયની બીજી તિથિઓ શુભ જાણવી. આ જ્યોતિષ શાસ્ત્રની દૃષ્ટિ છે.

**ગર્ભિણીનો પુંસવનાદિ સંસ્કાર**—મૂળ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, હસ્ત, શ્રવણ, પૂર્વાભાદ્રપદા, ઉત્તરાભાદ્રપદા, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, રેવતી,

અશ્વિની, ભરણી, કૃત્તિકા, રોહિણી, મૃગ અને રવિવાર તથા મંગળવાર એ નક્ષત્રો તથા વાર પ્રથમ ગર્ભિણીના પુંસવનાદિ સંસ્કાર માટે શુભ જાણવા. રિક્તા તિથિ છોડીને બીજી તિથિઓમાં ગર્ભધારણ થયા પછી બીજા અથવા ત્રીજા માસે ધન, કન્યા અથવા મીન એ સ્થિર લગ્નમાં પુંસવન સંસ્કાર કરવો. એ જ લગ્નો આઠમે માસે સીમંત કર્મ માટે શુભ સમજવાં. રવિ, મંગળ અને ગુરૂવારે એ સંસ્કાર કરે તો પુત્ર-લાભ થાય, પરંતુ ચંદ્ર અનુકૂળ છે કે નહિ તે જોવું તેમજ દુષ્ટ યોગ ન હોય એ પણ જોવાનું ધ્યાનમાં રાખવું.

**સીમંત કર્મનું મુહૂર્ત**—પ્રથમ ગર્ભધારણ થયા પછી ચોથા, છઠા અને આઠમા એવા સમ માસમાં સીમંત કર્મનું મુહૂર્ત જોવું. તે માટે પુષ્ય, હસ્ત, પુનર્વસુ, શ્રવણ, મૃગ, રેવતી, રોહિણી, ત્રણ ઉત્તરા એ શુભ નક્ષત્રો છે. પક્ષચ્છિદ્રા અને રિક્તા તિથિ તથા પિતૃતિથિનો ત્યાગ કરવો. ચોથ, છઠ, આઠમ, નોમ, બારસ અને ચૌદસ એ છ તિથિઓ પક્ષચ્છિદ્રા છે. પુંસવન સંસ્કાર કર્યો પછી ગર્ભિણીએ ઉંચી-નીચી ભૂમિ-પર ચડવું-ઉતરવું, બહુ ચાલવું, વહેતી નદીમાં જવું, આડે બેસવું, તીવ્ર ઔષધ ખાવાં, ખારા પદાર્થો ખાવા, મૈથુન કરવું, બોજો ઉપાડવો એ બધાં કાર્યો છોડી દેવાં.

**પ્રસૂતિસ્થાનમાં પ્રવેશનું મુહૂર્ત**—રોહિણી, મૃગ, રેવતી, શતતારકા, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, ધનિષ્ઠા, ત્રણ ઉત્તરા, અનુરાધા, ચિત્રા, અશ્વિની એ નક્ષત્રો પ્રસૂતિસ્થાનમાં પ્રવેશ કરવા માટે ઉત્તમ છે; પરન્તુ જો પ્રસૂતિનો સંભવ નજીક હોય તો નક્ષત્રનો વિચાર કર્યો વિના જ તત્કાળ પ્રવેશ કરવો.

**નામ કર્મનું મુહૂર્ત**—નામ પાડવા માટે પુષ્ય, હસ્ત, ચિત્રા, સ્વાતિ, અનુરાધા, મૃગ, જ્યેષ્ઠા, ત્રણ ઉત્તરા, અને પુનર્વસુ એ શુભ છે. જન્મ થયા પછી ૧૨ અથવા ૧૧ મો દિવસ શુભ છે. બીજા મત મુજબ ૧૬, ૨૦, ૨૨ અને ૧૦૦ મો દિવસ શુભ છે. વૃષભ, સિંહ, કુંભ, વૃશ્ચિક એ લગ્નો શુભ છે. રવિ, બુધ, ગુરૂ, શુક્ર અને શનિ એ વાર શુભ છે. રિક્તા તિથિ આદિ દુષ્ટ યોગ ત્યજી દેવા.

**મંચકારોહણનું મુહૂર્ત**—મૃગ, અશ્વિની, ધનિષ્ઠા, રેવતી, પુષ્ય, શતતારકા, અનુરાધા, ત્રણ ઉત્તરા, સ્વાતિ અને હસ્ત એ નક્ષત્રો પર અને બુધ, ગુરૂ, શુક્ર, એ વારે તથા તુલા, કુંભ, વૃશ્ચિક એ લગ્નમાં

બાળકને પૂર્વ દિશા તરફ મસ્તક રાખીને માંચી કે ખાટલા પર પ્રથમ સુવાડવું એ શુભકારક છે.

**પાળણામાં સુવાડવાનું મુહૂર્ત**—જન્મ થયા પછી પુત્રને બારમે દિવસે અને પુત્રીને તેરમે દિવસે પાળણામાં સુવાડવી; અથવા જો નક્ષત્રાદિનું મુહૂર્ત જોવું હોય તો શ્રવણ, ધનિષ્ઠા, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, ચિત્રા, અનુરાધા, રેવતી અને અશ્વિની એ નક્ષત્રોમાં બુધ, ગુરૂ અને શુક્ર, એ વારોમાં ત્રીજ, આઠમ, તેરસ, પડવો, છઠ, એકાદશી, બીજ, સાતમ અને બારસ એ તિથિઓ જોઇને બાળકને પાળણામાં સુવાડવું. એમાંથી કોઇ એક મુહૂર્ત જોઇને કાર્ય કરવું.

**દુગ્ધપાનનું મુહૂર્ત**—જન્મ થયા પછી ૩૨ મેં દિવસે જે અન્નપ્રાશનનાં નક્ષત્રો આગળ કહ્યાં છે તેમાં શંખમાં દૂધ લઇને બાળકને પહેલવહેલું પાવું.

**તાંબુલભક્ષણનું મુહૂર્ત**—જન્મ પછી અઢી મહીને કર્પૂરાદિ પદાર્થો મિશ્રિત, કરીને બાળકને તાંબુલભક્ષણ કરાવવું. મૂળ, હસ્ત, ચિત્રા, પુષ્ય, શ્રવણ, જ્યેષ્ઠા, રેવતી, મૃગ, પુનર્વસુ, ધનિષ્ઠા, અને રવિ, સોમ, ગુરૂ, શુક્ર તથા બુધ એ વાર તે કર્મ માટે શુભ છે.

**સૂર્યાવલોકનનું મુહૂર્ત**—હસ્ત, પુષ્ય, પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ઠા, અનુરાધા, જ્યેષ્ઠા, મૂળ, રોહિણી, રેવતી, ઉત્તરાફાલ્ગુની, મૃગ, ઉત્તરાષાઢા, સ્વાતિ નક્ષત્ર અને ચોથો કે ત્રીજો માસ, અથવા શનિવાર-મંગળવાર તથા રિક્તા તિથિ ત્યજીને સિંહ, કન્યા, તુલા કે કુંભ એ લગ્નમાં શુભ દિવસે બાળકને પહેલાં બહાર લાવીને સૂર્યનું દર્શન કરાવવું.

**કર્ણવેધનું મુહૂર્ત**—રોહિણી, ત્રણ ઉત્તરા, મૂળ, અનુરાધા, મૃગ, શ્રવણ, ધનિષ્ઠા, શતતારકા, હસ્ત, ચિત્રા, સ્વાતી, રેવતી, પુનર્વસુ, પુષ્ય એ નક્ષત્રો; મીન, કન્યા, ધન, મિથુન, કુંભ એ લગ્નો; ગર્ભથી પહેલું, ત્રીજું કે પાંચમું વર્ષ; ચૈત્ર, કાર્તિક કે પોષ માસ; બુધ, ગુરૂ અને શુક્ર એ વાર; ત્રીજ, આઠમ, તેરસ, પડવો, છઠ, અગીઆરસ, બીજ, સાતમ, બારસ, પાંચમ દશમ અને પુનમ એ તિથિઓ બાળકના કાન વિંધાવવા માટે શુભ છે.

**કન્યાનું નાક વીંધાવવાનું મુહૂર્ત**—ત્રણ ઉત્તરા, શતતારકા, સ્વાતી તેમજ કર્ણવેધ માટે જે નક્ષત્રો કહ્યાં છે તે અને પૂર્વોક્ત (બપોરના બાર વાગ્યાસુધી) તથા શુકલ પક્ષ એ બધાં કન્યાનું નાક વીંધાવવા માટે શુભ છે.

**કમરે દોરો બાંધવાનું મુહૂર્ત**—પુષ્ય, હસ્ત, અશ્વિની, મૂળ, ત્રણ ઉત્તરા, રોહિણી, મૃગ, જ્યેષ્ઠા અને અનુરાધા નક્ષત્રમાં, પાંચમે માસે, બની શકે તો મંગળવારે વરાહ તથા ભૂમિની પૂજા કરીને બાળકની કમરે દોરો બાંધવો અને ભૂમિ પર મૂકવું. જો એ પુત્ર હોય તો તેને ભૂમિ પર મૂકયા પછી તેની પાસે પુસ્તક, કલમ, શસ્ત્ર, સોનું-રૂપું વગેરે પદાર્થો મૂકવા; તેમાંથી જેને પુત્ર પહેલો સ્પર્શ કરે તે વસ્તુથી તેની આજીવિકા ચાલશે એમ સમજવું,

**અન્નપ્રાશનનું મુહૂર્ત**—ત્રણ પૂર્વા, આર્દ્રા, ભરણી, આશ્લેષા, અને મંગળ તથા શનિ એ અશુભ વાર તેમજ નંદા, રિક્તા, પૂનમ, અમાસ, તથા બારસ એ તિથિઓ ત્યજીને છઠે કે આઠમે મહિને પુત્રને અને પાંચમે કે એકી મહિને કન્યાને પ્રથમ અન્નપ્રાશન કરાવવું. વૃષભ, મિથુન, કન્યા એ લગ્નો, શુકલ પક્ષ અને શુભ યોગ તે માટે ઉત્તમ છે.

**મુંડનનું મુહૂર્ત**—જન્મથી ત્રીજે વર્ષે મુંડન શુભ સમજવું અને પાંચમે કે સાતમે વર્ષે મધ્યમ સમજવું. રેવતી, મૃગશિર, પુનર્વસુ, પુષ્ય, જ્યેષ્ઠા, આર્દ્રા, અશ્વિની અને વિશાખા એ નક્ષત્રો તથા પાંચમ, સાતમ, દશમ, ત્રીજ, આઠમ અને તેરસ એ તિથિઓ મુંડન માટે શુભ છે.

**નિશાળે બેસાડવાનું મુહૂર્ત**—રેવતી, મૃગ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, આશ્લેષા, શ્રવણ, ધનિષ્ઠા; હસ્તાદિ ત્રણ નક્ષત્રો, મૂળ, અશ્વિની અને અભિજિત અને રવિ, બુધ, શુક્ર, ગુરૂ, સોમ એ વાર અને જન્મથી પાંચમુ વર્ષ એ બાળકને નિશાળે બેસાડવા માટે શુભ છે. રિક્તા તિથિ, છઠ, પર્વણીના દિવસો અને દુષ્ટ યોગાદિનો, કૃષ્ણ પક્ષનો અને અશુભ લગ્નનો ત્યાગ કરવો.

**પ્રથમ યજ્ઞોપવીતનુ મુહૂર્ત**—વિપ્રને વસંત, ક્ષત્રિયને ગ્રીષ્મ, વૈશ્યને શિશિર યજ્ઞોપવીત માટે હિતકર છે. બ્રાહ્મણને ગર્ભથી આઠમે વર્ષે, ક્ષત્રિયને દશમે વર્ષે અને વૈશ્યને બારમે વર્ષે યજ્ઞોપવીતનો અધિકાર છે. રેવતી, અશ્વિની, હસ્ત, ચિત્રા, સ્વાતી, મૃગશિર, શ્રવણ, પુષ્ય, પુનર્વસુ અને ધનિષ્ઠા એ નક્ષત્રોમાં મંગળ, ગુરૂ, શુક્ર અને બુધ એ વારોમાં અને પડવો, છઠ, અગીઆરસ, પાંચમ, દશમ, પૂનમ, ત્રીજ, આઠમ અને તેરસ એ તિથિઓમાં જનોઇ આપવું શુભ છે.

**જનોઇ પહેરવાનુ મુહૂર્ત**—હસ્ત, ચિત્રા, સ્વાતી, આશ્લેષા, આર્દ્રા, શ્રવણ, ત્રણ પૂર્વા, મૂળ એ નક્ષત્રોમાં ગુરૂવાર ઋગ્વેદીઓ માટે; રેવતી, પુનર્વસુ, રોહિણી, પુષ્ય, મૃગશિર, હસ્ત, અનુરાધા અને ત્રણ ઉત્તરા એ

નક્ષત્રોમાં ગુરૂવાર યજુર્વેદીઓ માટે; પુષ્ય, ત્રણે ઉત્તરા, શ્રવણ, ધનિષ્ઠા, જ્યેષ્ઠા, હસ્ત અને અશ્વિની એ નક્ષત્રોમાં મંગળવાર સામવેદીઓ માટે; અને ચિત્રા, પુનર્વસુ, ધનિષ્ઠા, સ્વાતી, અનુરાધા, હસ્ત, શ્રવણ અને અશ્વિનીમાં બુધવાર અથર્વ વેદીઓ માટે જનોઇ પહેરવા માટે શુભ છે.

**પુત્રમહોત્સવનું મુહૂર્ત**—હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા, અનુરાધા, અશ્વિની અને ધનિષ્ઠા, એ નક્ષત્રોમાં રવિ, મંગળ, ગુરૂ અને શુક્ર એ વારોમાં પડવો, છઠ, અગીઆરશ, બીજ, સાતમ, બારસ, ત્રીજ, આઠમ, તેરસ, પાંચમ, દશમ અને પૂનમ એ તિથિઓમાં વૃશ્ચિક, કુંભ અને સિંહ એ લગ્નોમાં પુત્ર મહોત્સવ કરવો શુભકારી છે.

**અગ્નિહોત્રઅંગીકાર કરવાનું મુહૂર્ત**—ભાદરવો, ચૈત્ર, આષાઢ, શ્રાવણ, વૈશાખ, જેઠ, કારતક અને ફાગણ એ મહિનામાં શુકલ પક્ષમાં, શુક્ર, બુધ અથવા ગુરૂવારે, હસ્ત, અશ્વિની, પુષ્ય, અભિજિત, મૃગશિર, રેવતી, ચિત્રા, અનુરાધા, કૃતિકા, જ્યેષ્ઠા અને પુનર્વસુ એ નક્ષત્રોમાં, બીજ, સાતમ, બારસ, ત્રીજ, આઠમ, તેરસ, પડવો, છઠ અને અગીઆરસ એ તિથિઓમાં અગ્નિહોત્ર અંગીકાર કરવું એ શુભ છે.

**શૂદ્રાદિના સંસ્કારનું મુહૂર્ત**—મૂળ, આર્દ્રા, શ્રવણ, ધનિષ્ઠા, પુષ્ય, અશ્વિની, રેવતી, મૃગ, રોહિણી, પુનર્વસુ, હસ્ત, અનુરાધા, શતતારકા, ચિત્રા, સ્વાતી, ત્રણ ઉત્તરા એ નક્ષત્રો અને શુક્ર, મંગળ તથા બુધવાર શુદ્રાદિના સંસ્કાર કર્મ માટે ઉત્તમ છે.

**દત્તક પુત્ર લેવાનું મુહૂર્ત**—હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા, અનુરાધા, અશ્વિની, ધનિષ્ઠા, પુષ્ય એ નક્ષત્રો અને રવિ, મંગળ, ગુરૂ, શુક્ર એ વાર દત્તક પુત્ર લેવા માટે શુભ છે. ચોથ, નોમ અને ચૌદસ એ તિથિઓ છોડીને બાકીની તિથિઓમાં વૃશ્ચિક તથા કુંભ લગ્ન છોડીને સિંહ તથા વૃષભ લગ્નમાં પુત્રને દત્તક લેવો.

---

## પરિચ્છેદ ૨ જો.

## વિવાહનાં મુહૂર્તો.

**શુક્રનો અસ્તોદય**—પૂર્વ દિશામાં શુક્રનો ઉદય થાય ત્યારે ૩ દિવસ શિશુત્વના અથવા અસ્ત થાય ત્યારે ૧૫ દિવસ વૃદ્ધત્વના છોડી દેવા; પશ્ચિમમાં ઉદય થાય ત્યારે ૫ દિવસ શિશુત્વના અને ૧૦ દિવસ વૃદ્-

ત્વના છોડી દેવા; એ છોડી દેવાના દિવસોમાં વિવાહાદિ શુભ કાર્ય ન થઇ શકે. ૨૫૨ દિવસે શુક્રનો અસ્ત પૂર્વમાં થાય છે અને તેનો ઉદય ૭૨ મે દિવસે પશ્ચિમમાં થાય છે; વળી ૨૫૦ દિવસે પશ્ચિમમાં અસ્ત થાય છે અને ઉદય ૯ મે દિવસે પૂર્વમાં થાય છે. શુક્રના અને ગુરૂના અસ્તમાં કોઇ પણ શુભ કાર્ય કરવું ઇષ્ટ નથી.

**વિવાહ માટે વર્જ્ય કાળ**—આષાઢથી ચાર માસ અને પોષ તથા ચૈત્ર માસ, શુક્રનો અસ્ત અને સિંહસ્થ, અધિક તથા ક્ષય માસો વિવાહ માટે વર્જ્ય છે. જન્મ નક્ષત્ર, જન્મ દિવસ અને જન્મ માસ એ શુભ કાર્ય માટે વર્જવાં અને જેઠ મહિનો, જ્યેષ્ઠ પુત્રના શુભ કાર્ય માટે વર્જવો કનિષ્ઠ કન્યા અને જ્યેષ્ઠ વરનું લગ્ન જે જ્યેષ્ઠ માસમાં થાય તો શુભકારક છે. પુત્રનાં લગ્ન પછી ૬ માસમાં કન્યાનું લગ્ન વર્જ્ય છે.

**ગુરૂ, રવિ તથા ચંદ્રનું બળ**—સ્ત્રીને ગુરૂનું બળ અને પુરૂષને સૂર્યનું બળ અને બેઉને ચંદ્રનું બળ હોય તો લગ્ન માટે શ્રેષ્ઠ છે.

**કન્યાને ગુરૂનું બળ**—કન્યાને લગ્નસ્થાને ગુરૂ હોય ને વિવાહ કર્યો હોય તો તેનાં બાળકો મરણ પામે, બીજે સ્થાને ગુરૂ હોય ને લગ્ન કર્યું હોય તો ધનવતી થાય, ત્રીજે વિધવા થાય, ચોથે જારકર્મી થાય, પાંચમે પુત્રાન્વિતા, છઠે પતિમૃત્યુ, સાતમે સૌભાગ્યવતી, આઠમે અપુત્રવતી, નવમે પતિપ્રિયા, દસમે બાળકો જીવે નહિ અને વિધવા થાય, અગીઆરમે ધનાઢ્ય અને બારમે ગુરૂ હોય ને લગ્ન થાય તો વધ્યા થાય. લગ્નસ્થ, ત્રીજે, છઠે અને દસમે સ્થાને ગુરૂ નષ્ટ હોય પરંતુ પૂજા કરી હોય તો શુભ ફળ મળે. ચોથે, આઠમે ને બારમે સ્થાને મૃત્યુપ્રદ હોઇ તેનો ત્યાગ કરવો.

**લગ્નનો સમય શોધવાની રીત**—મેષ રાશિમાં સૂર્ય હોય એ વખતે ચૈત્ર, વૈશાખ, જેઠ અને આષાઢ એ માસની સુદ ૧૦ સુધી; વૃશ્ચિકના સૂર્યમાં કારતક સુદ ૧૧ પછી અને માગશરમાં; પોષમાં મકરનો સૂર્ય હોય ત્યારે; ધનનો સૂર્ય હોય ત્યારે માગશરમાં અને મીનનો સૂર્ય હોય ત્યારે ફાગણમાં પણ લગ્ન થાય; પરન્તુ ગુજરાત-કાઠિયાવાડમાં ધનના સૂર્યમાં તથા મીનના સૂર્યમાં લગ્ન થતાં નથી.

**મકરનો ગુરૂ**—મકર રાશિમાં ગુરૂ વિચરતો હોય ત્યારે લગ્ન કરવું નહિ પણ બહુ જરૂર હોય તો મકરમાં ગુરૂનો પ્રવેશ થયા પછી બે માસ પછી કરવું. ગુરૂના વક્રીભવન પછી ૨૮ દિવસસુધી નર્મદા નદિની ઉત્તરના બધા પ્રદેશમાં લગ્ન થઇ શકે નહિ.

**શુભાશુભ તિથિ અને નક્ષત્ર**—તેરસ, ચૌદસ, અમાસ અને સુદી પડવો સિવાયની બધી તિથિઓ લગ્ન માટે શુભ છે. પક્ષો બેઉ શુભ છે. મૃગશિર, રેવતી, હસ્ત, મઘા, રોહિણી, ત્રણું ઉત્તરા, સ્વાતિ અને અનુરાધા એ નક્ષત્રો શુભ છે. પરન્તુ જો તે ગ્રહણ વખતનું નક્ષત્ર હોય તો અનતાંસુધી તેનો ત્યાગ કરવો. જો ગ્રહણ ગ્રસ્તોદય હોય તો ગ્રહણ પછી અને ગ્રસ્તાસ્ત હોય તો ગ્રહણ પૂર્વે છ માસ, પૂર્ણ ગ્રાસ હોય તો છ માસ, અર્ધ ગ્રાસ હોય તો ત્રણ માસ અને એક પાદનો ગ્રાસ હોય તો એક માસસુધી એ ગ્રહણનક્ષત્રનો ત્યાગ કરવો.

**ગ્રહણત્યાગ**—સૂર્ય કે ચંદ્રનું એક પાદ (ટ્રે) ગ્રહણ થયું હોય તો પહેલાંનો ૧॥ દિવસ અને પછીના ત્રણ દિવસ, દ્વિપાદ ગ્રહણ હોય તો પહેલાંના બે અને પછીના ચાર દિવસ, ત્રિપાદ ગ્રહણ હોય તો પહેલાંના ત્રણ અને પછીના છ દિવસ અને પૂર્ણ ગ્રહણ થયું હોય તો પહેલાંના ૪ અને પછીના ૮ દિવસ ત્યજવા.

**વરને સૂર્યનું બળ**—વરની જન્મરાશિથી ૧-૨-૫-૭-૯ એટલામી રાશિમાં સૂર્ય હોય તો તે અશુભ હોવાથી તેની પૂજા કરાવ્યા બાદ લગ્ન કરવું. ૪-૮-૧૨ મી રાશિમાં સૂર્ય હોય તો લગ્ન કરવું જ નહિ. જો લગ્ન કર્યા વિના ચાલે જ નહિ તો ૪ થા અને ૧૨ મા સૂર્યની બમણી સંખ્યા જેટલા મંત્રોથી અને ૮ મા સૂર્યથી ત્રણગણી સંખ્યા જેટલા મંત્રોથી પૂજા કરાવવી. જો સૂર્ય ૨-૫-૯ મી રાશિમાં હોય અને તેના ૧૦ અંશ ગયા હોય તો બાકીના અંશ શુભ સમજવા.

**ચંદ્રનું બળ**—પૂર્વે જણાવ્યું છે કે વર-કન્યા બેઉને ચંદ્રનું બળ જોઈએ; એટલે કે જન્મની રાશિથી ચંદ્રમા ૪-૮-૧૨ મી રાશિમાં અશુભ સમજવો; માટે વર કે કન્યાને એ મુજબ ચંદ્રમા આવવો ન જોઈએ; છતાં લગ્ન કર્યા વિના ન ચાલે તો ૪-૮ મો ચંદ્રમા કૃષ્ણ પક્ષમાં ચાલી શકે. વરકન્યા બેઉમાંથી એકને પણ ૧૨ મો ચંદ્રમા હોય તો ચંદ્રની પૂજા કરાવવી.

**વધૂપ્રવેશનું મુહૂર્ત**—વિવાહના દિવસથી ૧૬ દિવસસુધી એકી દિવસે વધૂપ્રવેશ-વહુને વરને ઘેર લાવવાનું શુભ મુહૂર્ત સમજવું. ત્યારપછી ૫ વર્ષસુધી એકી માસ તજીને શુભ. માહ, ફાગણ અને વૈશાખ માસમાં શુક્લ પક્ષમાં ગુરુ-શુક્રનો અસ્ત તજીને શુભ દિવસે બીજા પ્રહરમાં વધૂપ્રવેશ ઉત્તમ છે. વળી મૃગશિર, ત્રણ ઉત્તરા, પુનર્વસુ, પુષ્ય, રોહિણી, અનુરાધા, અશ્વિની, જ્યેષ્ઠ, હસ્ત, સ્વાતી, શ્રવણ, શત-

તારકા, ચિત્રા એ નક્ષત્રો; શુભ તિથિ અને કુંભ, મેષ, વૃશ્ચિક એ રાશિનો સૂર્ય, શુક્રાદિનો ઉદય અને ગુરૂ, બુધ તથા ચંદ્રવાર વધૂપ્રવેશ માટે શુભ છે.

પુનર્વિવાહ (નાતરૂં) કરવા માટેનું મુહૂર્ત—દલકા વર્ણને માટે પુનર્વિવાહમાં માસ, તિથિ, વાર કે ગુરૂ-શુક્રનો અસ્તોદય જોવાની જરૂર નથી. માત્ર જ્યેષ્ઠા, આર્દ્રા, આશ્લેષા, કૃતિકા, શતતારકા અને ધનિષ્ઠા એ નક્ષત્રો શુભ સમજવાં.

## પરિચ્છેદ ૩ જો.

### ગ્રહ-વાસ્તુ પ્રકરણ.

ગૃહારંભનું મુહૂર્ત—ગૃહનો આરંભ કરવો માટે એટલે પાયો ખોદવાની શરૂઆત કરવા માટે પોષ, ફાગણ, વૈશાખ, માગશર, શ્રાવણ અને કારતક એ સારા છે. સુદી પડવો, છઠ, અગીઆરશ, પાંચમ, દશમ, પુનમ, ત્રીજ, આઠમ અને તેરશ એ તિથિઓ સારી છે. સ્વાતી, પુષ્ય, મૃગશિર, રેવતી, ચિત્રા, ત્રણ ઉત્તરા, રોહિણી, હસ્ત, શતભિષા અને મૃગશિર એ નક્ષત્રોમાં ચંદ્રમાના બળમાં અને સિંહ, કુંભ અને વૃશ્ચિક એ લગ્નોમાં ગૃહનો આરંભ કરવો એ શુભ છે.

શિલાન્યાસનું મુહૂર્ત—અગ્નિકોણમાં પ્રથમ પુજન કરીને શિલા બેસાડવી. શિલાન્યાસ માટે શ્રવણ, મૃગશિર, રેવતી, હસ્ત, રોહિણી, પુષ્ય, અશ્વિની અને ત્રણ ઉત્તરા એ નક્ષત્રો સારાં છે.

કૂર્મ ચક્ર—જે તિથિએ ગૃહારંભ કર્યો હોય તે તિથિને પાંચે ગુણવી અને કૃતિકાથી તે દિવસના નક્ષત્રસુધી જે નક્ષત્રો આવે તે તેમાં મેળવવા. પછી તેમાં બીજા ૧૨ મેળવવા. ૯ થી ભાગતાં જો શેષ ૪, ૭, ૧ વધે તો કૂર્મ જળસ્થાનમાં સમજવો તેનું ફળ લાભ છે. જો શેષ ૫, ૨, ૮ વધે તો કૂર્મ સ્થળમાં છે તેનું ફળ હાનિ છે. જો શેષ ૩, ૬, ૯ વધે તો કૂર્મ આકાશમાં છે અને તેનું ફળ મરણ છે. એમ ત્રણ રીતે કૂર્મ ફળ જોઇને શુભ મુહૂર્ત શોધી કાઢવું.

થાંભલો રોપવાનું મુહૂર્ત—સૂર્યના નક્ષત્રથી મુહૂર્તના દિવસસુધી ગણતાં પહેલાં બે નક્ષત્રો સ્તંભમૂળનાં છે તેથી ધન ક્ષય થાય; પછીનાં ૨૦ નક્ષત્રો સ્તંભ મધ્યનાં છે તેથી લક્ષ્મી-કીર્તિની પ્રાપ્તિ થાય અને પછીનાં ૭ નક્ષત્રો સ્તંભાગ્રનાં છે તેથી મરણ થાય. શુભ ફળવાળા નક્ષત્રમાં સ્તંભારોપણ કરવું.

**મોભ ઘાલવાનુ મુહૂર્ત**—સૂર્યના નક્ષત્રથી મુહૂર્તના દિવસસુધીનાં નક્ષત્રો ગણતાં પહેલા ત્રણ મૂળના તેનું ફળ નાશ, પછીનાં ૫ ગર્ભ ભાગનાં તેનું ફળ સુખપ્રાપ્તિ, પછીનાં ૮ મધ્ય ભાગના તેનું ફળ ધન સુત-સુખની પ્રાપ્તિ, ચોથા ૮ પુચ્છ ભાગના તેનું ફળ કષ્ટહાનિ અને પાંચમાં ૩ અગ્ર ભાગનાં તેનું ફળ સુખ, ભાગ્ય અને પુત્રપ્રાપ્તિ. એમાના હરકોઇ શુભ નક્ષત્રમા મોભ ઘાલવો

**બારસાખ ઘાલવાનું મુહૂર્ત**—સૂર્યના નક્ષત્રથી મુહૂર્તના દિવસ સુધીનાં નક્ષત્રો ગણતા પહેલા ચાર નક્ષત્રો ઉર્ધ્વ ભાગના તેનું ફળ રાજ્યપ્રાપ્તિ, પછીનાં ૮ દ્વારકોણુનાં તેનું ફળ ઉદ્વેગ, પછીના આઠ દરેક બાજુના તેનું ફળ લક્ષ્મીપ્રાપ્તિ, પછીનાં ચાર ઉંબરાનાં તેનું ફળ મરણ અને છેલ્લાં ત્રણ દ્રાગના મધ્ય ભાગના તેનું ફળ રાજ્યપ્રાપ્તિ શુભ ફળ વાળુ નક્ષત્ર જોઇને બારસાખ ઘાલવુ

**વાસ્તુનુ મુહૂર્ત**—ઉત્તરાયણનો સૂર્ય હોય ત્યારે, શ્રાવણ, માગશર, પોષ, વૈશાખ અને ફાગણુ એ માસોમા પડવો, છઠ, અગીઆરશ, ત્રીજ, આઠમ, તેરશ, પાંચમ, દશમ અને પુનમ એ શુભ તિથિઓમા ગુરૂ, શુક્ર, બુધ અને શનિવારને રોજ, રેવતી, મૃગશિર, અનુરાધા, ચિત્રા, સ્વાતી, શતભિષા, ત્રણ ઉત્તરા, રોહિણી અને પૂર્વાફાલ્ગુની એ નક્ષત્રોમા ગૃહપ્રવેશ કરવો

**વામાર્ક લક્ષણ**—પૂર્વ દિશાભિમુખ ગૃહમા પ્રવેશ કરવો હોય તો લગ્નથી ૮-૯-૧૦-૧૧-૧૨, દક્ષિણાભિમુખ ગૃહમાં લગ્નથી ૫-૬-૭-૮-૯, પશ્ચિમાભિમુખ ગૃહમાં લગ્નથી ૨-૩-૪-૫-૬ અને ઉત્તરાભિમુખ ગૃહમાં લગ્નથી ૧૧-૧૨-૧-૨-૩ એ સ્થાનમા સૂર્ય હોય ત્યારે તે વામાર્ક કહેવાય અને તે સમયમાં ગૃહપ્રવેશ કરી શકાય. દક્ષિણાભિમુખ ગૃહ વર્જ્ય છે, ઉત્તરાભિમુખ ઉત્તમ છે

**રસોઈ કરવાનુ મુહૂર્ત**—મુહૂર્તની તિથિમા એક ઉમેરી તેમાં વારનો અંક ઉમેરવો રવિવારનો એક અંક સમજીને વારનો અંક ગણવો. એ સરવાળાને ૪ થી ભાગતાં જો શેષ ૦ કે ૩ વધે તો તે શુભ દિવસ જાણીને નવા ગૃહમાં રસોઇનો આરંભ કરવો

**દુકાનનુ મુહૂર્ત**—અનુરાધા, પુષ્ય, ઉત્તરા, રોહિણી, રેવતી, મૃગશિર, હસ્ત અને ચિત્રા એ નક્ષત્રોમા રિક્તાદિ અશુભ તિથિનો ત્યાગ કરીને મગળ તથા શનિવારનો ત્યાગ કરીને દુકાનનું મુહૂર્ત કરવુ ઉત્તમ છે

---

## પરિચ્છેદ ૪ થો.

### યાત્રા પ્રકરણ.

**શુક્ર**—યાત્રાએ કે પ્રવાસે જતાં શુક્ર દક્ષિણ દિશાએ હોય તો દુઃખદાયક, સન્મુખ હોય તો કાર્યહાનિ અને ડાબી બાજુએ કે પાછળ હોય તો શુભકારક. પૂર્વે અસ્ત થવાનો હોય તો પશ્ચિમમાં શુભ અને પશ્ચિમમાં અસ્ત થવાનો હોય તો પૂર્વમાં શુભ.

**અશુભ અને વર્જ્ય યોગો**—જે દિવસે જે દિશામાં વિષ્ટિ, જોગણી કે કાળ હોય તે દિશામાં તે દિવસે પ્રયાણ કરવું નહિ. પંચકના દિવસોમાં કાષ્ઠ-સ્વોંકાષ્ઠ આદિ અશુભ કાર્યોને પ્રસંગે જવું નહિ. મડાપંચકમાં વિવાહાદિ શુભ કાર્ય કરવાં નહિ. જે દિશામાં રાશિનો ચંદ્ર હોય તે દિશામાં પ્રવાસે જવું નહિ. યમઘંટ યોગમાં અને અનુરાધા નક્ષત્રમાં શુભ કામ માટે જવા નીકળવું નહિ. વિષ્ટિ, યોગ, પંચક ઇત્યાદિની સમજ પંચાંગોમાંથી મેળવવી.

**ઘાત પ્રકરણ**—ગમનકાળે ઘાતચંદ્ર, ઘાતતિથિ, ઘાતવાર, ઘાત નક્ષત્રનો ત્યાગ કરવો. મેષાદિ બાર રાશિપરત્વે ઘાતચતુષ્ટય નીચે મુજબ છે.

| રાશિ | મેષ | વૃષભ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ચંદ્ર | ૧ | ૫ | ૯ | ૨ | ૬ | ૧૦ | ૩ | ૭ | ૪ | ૮ | ૧૧ | ૧૨ |
| વાર | રવિ | શનિ | સોમ | બુધ | શનિ | શનિ | ગુરૂ | શુક્ર | શુક્ર | ભોમ | ગુરૂ | શુક્ર |
| નક્ષત્ર | મઘા | હસ્ત | સ્વાતિ | અનુ. | મૂળ | શ્રવણ | શત. | રેવ. | ભંગ. | રોહિ. | આર્દ્રા | આર્દ્રા |
| તિથિ | ૬ | ૪ | ૮ | ૬ | ૧૦ | ૮ | ૧૨ | ૧૦ | ૨ | ૧૨ | ૪ | ૨ |

**ચંદ્ર**—બહારગામ જતાં ચંદ્ર સામો અથવા જમણા હાથ તરફ હોય તો કાર્યસિદ્ધિ થાય. પાછળ કે ડાબે હાથે હોય તે અશુભ છે.

**દિશાઓમાં કાળ અને જોગણી**—એક ઈશાન કોણ સિવાય ચાર દિશાઓમાં અને ત્રણ ખૂણામાં સાતે વાર કાળ ફરતો રહે છે. રવિવારે ઉત્તરમાં, સોમે વાયવ્યમાં, મંગળે પશ્ચિમમાં, બુધે નૈઋત્યમાં, ગુરૂએ દક્ષિણમાં, શુક્રે અગ્નિમાં અને શનિએ પૂર્વમાં કાળ વસે છે માટે તે વારે તે દિશામાં જવું નહિ પણ બહુ અગત્યનું કામ હોય તો મધ્યાહ્ને જવું. એ જ રીતે જોગણી એકમ-નોમે પૂર્વમાં, બીજ-દશમે ઉત્તરમાં, ત્રીજ-અગીઆરશે અગ્નિમાં, ચોથ-બારશે નૈઋત્યમાં, પાંચમ-તેરશે દક્ષિણમાં, છઠ-ચૌદશે પશ્ચિમમાં, સાતમ-પૂનેમે વાયવ્યમાં અને

આઠમ-અમાસે ઇશાનમાં વસે છે માટે તે દિશાએ તે તિથિએ જવું નહિ. બહુ જરૂર હોય તો મધ્યાહ્નને જવું.

**ઇષ્ટાનિષ્ટ નક્ષત્રો**—હસ્ત, મૃગશિર, અનુરાધા, શ્રવણ, અશ્વિની, પુષ્ય, રેવતી, ધનિષ્ઠા, પુનર્વસુ એ નક્ષત્રો પ્રયાણ માટે ઇષ્ટ છે. રોહિણી, ઉત્તરા, ચિત્રા, મૂળ, આર્દ્રા, પૂર્વાષાઢા, ઉત્તરા ભાદ્રપદા, ઉત્તરાષાઢા એ મધ્યમ છે અને ત્રણ પૂર્વા, મઘા, જ્યેષ્ઠા, ભરણી, જન્મ નક્ષત્ર, કૃતિકા, આશ્લેષા, વિશાખા એ અનિષ્ટ છે. પરન્તુ સંકટસમયે ત્રણ પૂર્વાની ૧૬ ઘડી, મઘાની ૧૧ ઘડી, જ્યેષ્ઠા સંપૂર્ણ, ભરણીની ૭ ઘડી, કૃતિકાની ૨૧ ઘડી, જન્મ નક્ષત્ર સંપૂર્ણ, આશ્લેષા, વિશાખા, ચિત્રા, આર્દ્રા એ પાંચ નક્ષત્રની ૧૪ ઘડી શરૂઆતમાં છોડીને પ્રયાણ કરવું.

**હોરા કથન**—જે દિવસે જે વાર હોય તે દિવસે તે વારની પહેલી ૨॥ ઘડીની હોરા સમજવી અને ત્યારપછીના છઠ્ઠા વારની બીજી હોરા સમજવી. એ પ્રમાણે બાર હોરા એકંદરે ૩૦ ઘડી અથવા ૧૨ કલાક-ની સમજવી. રવિવારે પહેલી ૨॥ ઘડી રવિની હોરા રાજસેવા માટે ઇષ્ટ, બીજી ૨॥ ઘડી શુક્રની હોરા પ્રયાણ માટે ઇષ્ટ, ત્રીજી બુધની હોરા જ્ઞાનપ્રાપ્તિ માટે ઇષ્ટ, ચોથી ચંદ્રની હોરા સર્વ કાર્યોમાં ઇષ્ટ, પાંચમી શનિની હોરા દ્રવ્યસંગ્રહ માટે ઇષ્ટ, છઠ્ઠી ગુરૂની હોરા વિવાહ માટે ઇષ્ટ, સાતમી મંગળની હોરા યુદ્ધમાં જવા માટે ઇષ્ટ એ મુજબ દરેક વારનો ક્રમ સમજવો.

**દિશાશૂળ**—દિશાશૂળ જોઇને જે દિશામાં તે હોય તે દિશામાં ગમન કરવું નહિ. મૂળ, શ્રવણ, જ્યેષ્ઠા એ નક્ષત્રોમાં અને પડવો, નોમ તથા શનિ, સોમ, બુધવારે પૂર્વ દિશામાં જવું નહિ. પૂર્વાભાદ્રપદા, અશ્વિની અને પાંચમ, તેરશ, ગુરૂવાર, ધનિષ્ઠા તથા આર્દ્રામાં દક્ષિણે જવું નહિ. રોહિણી, પુષ્ય, છઠ, ચૌદશ, મંગળ, રવિ, ગુરૂવારે પશ્ચિમે જવું નહિ. હસ્ત અને ઉત્તર ફાલ્ગુનીમાં બીજ, દશમ, તથા રવિ-મંગળવારે ઉત્તરે જવું નહિ. શળદોષનિવારણ માટે રવિવારે ઘૃતપ્રાશન, સોમવારે દૂધપ્રાશન, મંગળવારે ગોળ ખાઈ, બુધવારે તલ ખાઇ, ગુરૂવારે દહીં ખાઈ, શુક્રવારે જવ ખાઇ અને શનિવારે અડદ ખાઇ પ્રયાણ કરવું.

**જુદા જુદા ઋષિઓનો મત**—ગર્ગ મુનિ કહે છે કે-છેલ્લી ૧ ઘડી રાત રહે ત્યારે ઉષઃકાળ થયો કહેવાય તે શુભ મુહૂર્ત છે. બૃહસ્પતિ કહે છે કે ઉત્તમ શકુન શુભ મુહૂર્ત છે. અંગિરા કહે છે કે મનનો ઉત્સાહ જ શુભ મુહૂર્ત છે અને જનાર્દનને મતે વિપ્રનું વાક્ય શુભ મુહૂર્ત છે.

**શુભાશુભ વાહન**—આપણા જન્મ નક્ષત્રથી પ્રયાણ કરવાના દિવસના નક્ષત્રસુધી ગણીને તે જેટલામું નક્ષત્ર હોય તેને ૯ થી ભાગવા. શેષ રહે તે વાહન જાણવું. ૧ વધે તો ગધેડાનું વાહન તેથી ધનનાશ, ૨ રહે તો ઘોડાનું વાહન તેથી ધનલાભ, ૩ રહે તો હાથીનું વાહન તેથી લક્ષ્મીપ્રાપ્તિ, ૪ રહે તો મેંઢાનું વાહન તેથી મરણ, ૫ રહે તો શિયાળનું વાહન તેથી સ્વલ્પ લાભ, ૬ રહે તો સિંહનું વાહન તેથી કાર્યસિદ્ધિ, ૭ રહે તો કાગડાનું વાહન તેથી નિષ્ફળતા, ૮ રહે તો મયૂરનું વાહન તેથી સુખપ્રાપ્તિ અને ૦ રહે તો હંસનું વાહન તેથી સિદ્ધિ મળે.

**ત્ર્યંક મહુર્ત**—જે તિથિએ ગમન કરવું હોય તે તિથિને ૨ થી ગુણીને ૭ સાતે ભાગવા, રવિ આદિ જેટલામો વાર હોય તેને ૩ થી ગુણી આઠે ભાગવા અને જેટલામું નક્ષત્ર હોય તેને ચારથી ગુણી ૬ એ ભાગવા. તિથિને ભાગવાથી ૦ વધે તો પીડા, વારને ભાગવાથી ૦ વધે તો મહાભય અને નક્ષત્રને ભાગવાથી ૦ વધે તો મરણ; એ ત્રણેમાં કોઈ આંકડો શેષ વધે તો વિજય પ્રાપ્ત થાય.

**ભ્રમણાડળ મુહૂર્ત**—સૂર્ય નક્ષત્રથી મુહૂર્તના દિવસના નક્ષત્રસુધી ગણીને સાતે ભાગવા. શેષ ૩ અથવા ૬ વધે તો તે દિવસે ભ્રમણ મુહૂર્ત સમજવું, તેથી કાર્યનાશ થાય. ૨ અથવા ૭ વધે તો આડળ મુહૂર્ત જાણવું; તે દિવસે ગમન ન કરવું. ૧, ૫, ૪, વધે તો ગમન કરવામાં લાભ જાણવો.

**હૈવર મુહૂર્ત**—સૂર્ય નક્ષત્રથી મુહૂર્તના દિવસના નક્ષત્રસુધી ગણવું. તેમાં પક્ષ, તિથિ, વાર મેળવીને ૯ થી ભાગવા. ૩ શેષ વધે તો હૈવર મુહૂર્ત તે પ્રયાણ માટે શુભ છે.

**ધબાડ મુહૂર્ત**—સૂર્ય નક્ષત્રથી મુહૂર્તના દિવસના નક્ષત્રસુધી ગણીને તેને ત્રણગણા કરવા, તેમાં તિથિનો આંકડો મેળવી ૯ થી ભાગવા. ૩ શેષ વધે તો તે ધબાડ મુહૂર્ત જાણવું. તે પ્રયાણ માટે ઉક્ત છે.

**પ્રસ્થાનને દિવસે વર્જ્ય પદાર્થો**—કોપ, હજામત, સ્રીસંગ, શ્રમ, માંસ, ગોળ, જુવાર, રોદન, દૂધ, મધ, ક્ષાર, અભ્યંગ સ્નાન, અન્ય વિષયક ભીતિ, શ્વેત સિવાયનાં બીજાં વસ્ત્ર, વમન, તેલ, મરચાં એટલાં પ્રસ્થાનકાળે વર્જવાં. તેમાં દૂધ, હજામત, સ્રીસંગ એ અનુક્રમે ૩, ૫, ૭, દિવસથી વર્જવાં; બાકીનાં બધાં પ્રસ્થાનને દિવસે માત્ર વર્જવાં. સફેદ સિવાયનાં બીજાં તિલક, રોગવિષયક ચિંતા એ તે દિવસે વર્જવાં.

પરિચ્છેદ ૫ મો.

## ખેડૂતને ઉપયોગી મુહૂર્તો.

**ગાય-બળદ વેચવા-લેવાનું મુહૂર્ત**—શતભિષા, ધનિષ્ઠા, જ્યેષ્ઠા, વિશાખા, પુનર્વસુ, રેવતી, પુષ્ય, હસ્ત અને અશ્વિની એ નક્ષત્રોમાં ગુરૂ તથા શુક્રવારે, પાંચમ, દશમ, પૂનમ, ત્રીજ, આઠમ અને તેરશ એ તિથિએ ગાય કે બળદ લેવા-વેચવાનું શુભ મુહૂર્ત સમજવું.

**કૂવા-વાવ ખોદાવવાનું મુહૂર્ત**—આષાઢ, માઘ, વૈશાખ, માગશર અને પોષ એ માસમાં હસ્ત, શતભિષા, મઘા, અનુરાધા, ત્રણ ઉત્તરા તથા રોહિણી એ નક્ષત્રોમાં ગુરૂ, સોમ, શુક્ર, રવિ અને બુધ એ વારે ત્રીજ, આઠમ, તેરશ, પડવે, છઠ, અગીઆરશ, બીજ, સાતમ અને બારશ એ તિથિઓમાં કૂવા-વાવ ખોદાવવાં એ શુભ છે.

**હળ ચલાવવાનું મુહૂર્ત**—પડવો, બીજ, ત્રીજ, બારસ, પાંચમ અને દશમ એ તિથિઓમાં સોમ, ગુરૂ, શુક્રવારે, મઘા, હસ્ત, અશ્વિની પુષ્ય, અભિજીત, વિશાખા, મૂળ, રોહિણી, મૃગશિર, રેવતી, ચિત્રા અનુરાધા, શ્રવણ, ધનિષ્ઠા, શતતારકા, પુનર્વસુ, સ્વાતી, ત્રણ ઉત્તરા અને કૃતિકા એ નક્ષત્રોમાં અને સર્વ મહિનાઓમાં પ્રથમ હળ ચલાવવાનું શુભ મુહૂર્ત સમજવું.

**બીજ રોપવાનું મુહૂર્ત**—મૂળ, મઘા, મૃગશિર, રેવતી, ચિત્રા, અનુરાધા, ત્રણ ઉત્તરા, રોહિણી, ધનિષ્ઠા, સ્વાતી, હસ્ત, અશ્વિની, પુષ્ય, અભિજીત, પુનર્વસુ અને આશ્લેષા એ નક્ષત્રોમાં ગુરૂ, શુક્ર અને શનિવારે પાંચમ, દશમ, પુનમ, ત્રીજ, આઠમ અને તેરશ એ તિથિઓમાં બીજ રોપવાનું સુમુહૂર્ત સમજવું.

**શેરડી પીલવાનું શરૂ કરવાનું મુહૂર્ત**—સૂર્ય નક્ષત્રથી ચંદ્ર નક્ષત્રસુધી ગણી તેના ૮ ભાગ કરવા. પહેલાં ચારમાં લક્ષ્મી, ૨ માં હાનિ, ૨ માં સર્વ લાભ, ૧ માં ક્ષય, ૫ માં મૃત્યુ, ૫ માં શુભ, ૨ માં પીડા, ૬ માં ધનધાન્ય, એ પ્રમાણે અનુક્રમે નક્ષત્રોના ૮ ભાગનાં ફળ જાણવાં.

**તેલની ઘાણી ચલાવવાનું મુહૂર્ત**—સૂર્ય નક્ષત્રથી ચંદ્ર નક્ષત્રસુધી ગણી તેના દરેક ૩ નક્ષત્રના ૯ ભાગ કરવા. એકથી નવ ભાગ સુધીનાં અનુક્રમે ફળઃ-હાનિ ઐશ્વર્ય, આરોગ્ય, નાશ, દ્રવ્ય, વિશ્વાસઘાત, નિર્ધન, મૃત્યુ, સુખ.

**નવાં ઝાડ રોપવાનું મુહૂર્ત**—આશ્લેષા, ભરણી, કૃતિકા, શતતારકા, વિશાખા અને અમાવાસ્યા, રિક્તા, બીજ, આઠમ, છઠ, બારસ એટલાં વર્જીને નવાં ઝાડ રોપવાનું મુહૂર્ત કરવું.

**નવું ગાડું ચલાવવાનું મુહૂર્ત**—પ્રથમ નવું ગાડું ચલાવવા માટે પુનર્વસુ, હસ્ત, અશ્વિની, પુષ્ય, અભિજીત, મૃગશિર, રેવતી, ચિત્રા, અનુરાધા એ નક્ષત્રો, શુક્ર, ગુરુ અને રવિવાર, પાંચમ, દશમ, પુનમ, ત્રીજ, આઠમ, તેરશ એ તિથિઓ શુભ છે. વહાણ, પાલખી, હીંડોળા વગેરે માટે પણ એ મુહૂર્ત શુભ સમજવું.

**બગીચો બનાવવાનું મુહૂર્ત**—જ્યેષ્ઠા, અનુરાધા, મૃગશિર, પુષ્ય, હસ્ત, અશ્વિની, રેવતી એ નક્ષત્રો, સોમ અને ગુરુવાર, એ બગીચો બનાવવા માટે શુભ છે. અશુભ યોગ અને વિષ્ટિનો ત્યાગ કરવો.

**ગાય-ભેંસની પ્રસૂતિ**—માહ માસમાં બુધવારે વીયાએલી ભેંસ, શ્રાવણ માસ અને રવિવાર વીયાએલી ઘોડી, સિંહ રાશિના સૂર્યમાં અને મંગળવારે વીયાએલી ગાય એ ત્રણે સ્વામીનું મરણ કરે છે.

---

## પરિચ્છેદ ૬ ઠ્ઠો.

---

### શકુન-સાર.

**સ્વર શકુન**—ગુરુ, શનિ, રવિ અને મંગળવારે નાસિકાનો દક્ષિણ સ્વર વહેતો હોય ત્યારે ગૃહમાં પ્રવેશ કરવો. સોમ, બુધ તથા શુક્રવારે વામ સ્વર વહેતો હોય ત્યારે ઘરમાંથી નીકળવું શ્રેષ્ઠ છે.

**છાયા શકુન**—પોતાની છાયા આઠ પગલાં થાય ત્યારે બુધવારે નવ પગલાં થાય ત્યારે મંગળવારે, સાત પગલાં થાય ત્યારે ગુરુવારે અને રવિ, શનિ, સોમ તથા શુક્રવારે ૧૨ પગલાં થાય ત્યારે ગમન કરવું.

**કાક શબ્દ શકુન**—કાગડાનો શબ્દ સાંભળીને પોતાની છાયા પગલાંથી માપવી. જેટલાં પગલાં થાય તેમાં ૧૩ મેળવીને ૬ થી ભાગવા. શેષ ૧ રહે તો લાભ, ૨ રહે, તો ખેદ, ૩ રહે તો સુખ, ૪ રહે તો ભોજન, ૫ રહે તો ધનલાભ, ૦ રહે તો અશુભ.

**પિંગળા શબ્દ શકુન**—પિંગલા-ચીબરીનો શબ્દ 'કિલિમલ' થાય તો ઉલ્લાસ થાય. 'ચિલિમલ' થાય તો ભોજન પ્રાપ્ત થાય, 'ખિટખિટ' શબ્દ થાય તો બંધન થાય, અને 'કુર્કુર' શબ્દ થાય તો મહાભય જાણવો.

**છીંકનાં શકુન**—જ્યારે છીંક થાય ત્યારે પોતાની છાયા પગલાં-વડે માપવી અને તેમાં ૧૩ મેળવી આઠે ભાગવા. ૧ શેષ રહે તો લાભ, ૨ રહે તો સિદ્ધિ, ૩ રહે તો હાનિ, ૪ રહે તો શોક, ૫ રહે તો ભય, ૬ રહે તો લક્ષ્મીપ્રાપ્તિ ૭ રહે તો દુઃખ અને ૦ રહે તો નિષ્ફળતા. પૂર્વ દિશામાં છીંક થાય તો અશુભ, અગ્નિ કોણમાં થાય તો દુઃખકારક, દક્ષિણની અરિષ્ટકારિણી, નૈઋત્યની શુભ, પશ્ચિમની મિષ્ટાન્ન આપનારી, વાયવ્યની ધનદાયક, ઉત્તરની કલહકારિણી, ઇશાનની શુભકારક, પોતાની છીંક મહા ભયકારક, ઉંચે છીંક થાય તો શુભ, મધ્યમાં થાય તો મહાભય, આસન પર, શયનસ્થાન પર, દાન દેતાં કિંવા ભોજન કરતાં, ડાબી બાજુએ કિંવા પાછળ છીંક થાય તો શુભ સમજવી.

**આંખ ફરકવી**—આંખની ઉપરની પાંપણો ફરકે તો મનોદુઃખ જાય અને ધનપ્રાપ્તિ થાય. નાક આગળની પાંપણુ ફરકે તો મૃત્યુ થાય. આંખની નીચેની પાંપણુ ફરકે તો યુદ્ધમાં પરાજય થાય. સ્ત્રી–પુરૂષને જમણી–ડાબી બેઉ આંખોનું ફળ નીચેના ચિત્ર મુજબ મળે:



[ આકૃતિ ૨૮ ] ય=યશ; હા=હાનિ; ના=નાશ, ભ=ભય; લા=લાભ; સુ=સુખ; વૈ=વૈભવ; સૌ=સૌભાગ્ય; સં=સંતાપ; ક્ષ=ક્ષય.

**દુષ્ટ શકુન**—ઘરમાંથી બહાર નીકળતાં ઔષધ સાથેનો માણસ, વિધવા સ્ત્રી, કાળું ધાન્ય, રૂ, સૂકું ઘાસ, છાણાં, લાકડાં, કોલસા, ગોળ, ઘી, દુષ્ટ પદાર્થ, અભ્યંગ સ્નાન કરેલો, મલિન મંદ કે નગ્ન મનુષ્ય, છૂટા કેશવાળો, રોગી, ભગવાં વસ્ત્રવાળો, ઉન્મત્ત, કંથા પહેરેલો પુરૂષ, પાપી, દીન, નપુંસક, લોખંડ, કાદવ, ચામડું, કેશ બાંધતો પુરૂષ,

માખણ, ચાંડાલ, કેદી, ગર્ભિણી સ્ત્રી, ભસ્મ, ખોપરી, ફુટેલું વાસણ, મરેલું પક્ષી, એ દુષ્ટ શકુન થાય તો અશુભ સમજી તે સમયે ઘરમાંથી નીકળવું નહિ. એ જ રીતે 'ક્યાંથી આવ્યા?' 'ક્યાં જશો?' 'ઊભા રહો,' 'ત્યાં જવાથી શું વળશે?' ઇત્યાદિ શબ્દો વિપત્તિકારક થાય છે. ધ્વજા પર બેઠેલો કાગડો, અગ્નિદાહ, વાહનપતન અને વસ્ત્ર સંકોરતો આવતો પુરૂષ એ પણ અશુભ શકુન છે. દુષ્ટ શકુનના નિવારણાર્થે પ્રભુસ્તુતિ કરવી, પરન્તુ બીજી વાર જો દુષ્ટ શકુન થાય તો ઘરમાં પાછા જવું.

**ગરોળીના શબ્દનાં શકુન**—ગરોળીનો શબ્દ ઉંચે થાય તો દ્રવ્ય-પ્રાપ્તિ, પૂર્વે થાય તો કાર્યસિદ્ધિ, અગ્નિ કોણમાં થાય તો ભય, દક્ષિણમાં થાય તો મિત્રવધ, નૈઋર્ત્યમાં થાય તો ક્ષય, પશ્ચિમમાં થાય તો લાભ, વાયવ્યમાં થાય તો મિષ્ટાન્નભોજન, ઉત્તરમાં થાય તો લાભ, ઇશાનમાં થાય તો કાર્યસિદ્ધિ, ભૂમિ પર થાય તો ભય.

**અંગસ્ફુરણ**—પુરૂષનું જમણું અંગ અને સ્ત્રીનું ડાબું અંગ ફરકે તો શુભ. પીઠ અને હૃદયપ્રદેશ ફરકે તે અશુભ.

**શુભ શકુન**—ગમન કાળે નગારાંનો અને વાજાંનો ધ્વનિ મંગળ-કારક છે. 'આવો' શબ્દ આગળ થાય તો શુભ અને પાછળ અશુભ. 'જાઓ' શબ્દ પાછળ શુભ અને આગળ અશુભ. શ્વેત પુષ્પો, ભરેલો ઘડો, જીવતાં માછલાં, પક્ષી, ગાય, ઘોડો, હાથી, વૃદ્ધ, એક પશુ, બકરી, દેવ, ઘણા બ્રાહ્મણ, બળતો અગ્નિ, વેશ્યા કે નાયિકા, ઘરો, છાણ, સોનું રૂપું, તાંબું, રત્નો, ઔષધો, સુજ્ઞ પુરૂષ, વિદ્યાર્થી, ખડ્ગ, જવ, શ્વેત સીક્કા, પતાકા, માટી, આસન, રાજચિહ્નો, રૂદન વિનાનું મુડદું, દહીં દૂધ, નાના પ્રકારનાં ફળ, આશીર્વાદ શબ્દ, શંખ, આધાર કિંવા ખડ્જ કિંવા ઋષભ સ્વરમાં થતુ ગાયન, મદમંદ વહેતો વાયુ, ઉનો વાયુ, સંકર જાતિનો પુરૂષ, પોતાને અનુકૂળ પદાર્થો, એ બધાં શુભ શકુન છે. મયુર, અશ્વ, ઘુવડ, ગધેડું, શિયાળના શબ્દો એ પ્રયાણકાળે ડાબી બાજુએ સારાં અને ગૃહપ્રવેશ કાળે જમણી બાજુએ સારાં.

## પરિચ્છેદ ૭ મો.

### સ્વપ્નસાર.

**સ્વપ્નનો સમય**—રાત્રિના પહેલા પહોરમાં સ્વપ્ન આવે તો તેનું ઇષ્ટ કે અનિષ્ટ ફળ એક વર્ષે મળે, બીજા પ્રહરમાં આઠ મહિને મળે,

ત્રીજા પ્રહરમાં આવે તો ત્રણ મહિને મળે, ચોથા પ્રહરમાં આવે તો એક મહિને મળે, અરૂણોદય કાળે આવે તો દસ દિવસે મળે, સૂર્યોદય કાળે આવે તો તતકાળ મળે.

**સામાન્ય શુભ સ્વપ્નો**—નદી કે સમુદ્રને તરતાં જવું, આકાશમાં ઊડવું, ઉગેલો સૂર્ય, બળતો અગ્નિ, સૂર્યાદિ ગ્રહ, અશ્વિની આદિ નક્ષત્રો, ધ્રુવાદિ તારા, ચંદ્રમંડળ એ બધાંનું દર્શન, ઘર કે દેવાલય કે રાજમહેલની ઉપર ચડવું એ સ્વપ્નામાં જોનારને સર્વ સિદ્ધિ મળે. સ્વપ્નમાં દારૂ પીવો, માંસભક્ષણ, કીડા, વિષ્ટા, અંગે લોહીનો લેપ થએલો જોવો, દહીંભાત ખાવાં, સફેદ વસ્ત્ર કે સફેદ રત્નો ધારણ કરેલાં જોવાં એ પણ મંગલકારક છે. દેવ, બ્રાહ્મણ, ભારદ્વાજાદિ શ્રેષ્ઠ પક્ષી, છત્ર, કમળ, રાજા, શ્વેત પુષ્પો, શ્વેત વસ્ત્રો તથા ઉત્તમ અલંકારવાળી સ્ત્રીઓ, બળદ, પર્વત, ફળવૃક્ષ ઉપર ચઢવું, અરીસો, માંસ વગેરે મળવું ઇત્યાદિ સ્વપ્નમાં જોનારને ધન મળે અને તેનો રોગ દૂર થાય.

**સામાન્ય અશુભ સ્વપ્નો**—સ્વપ્નમાં યજ્ઞસ્તંભ, કેશુડાનું વૃક્ષ, કડવો લીંબડો એ ઉપર ચડવું અને તેલ, કપાસ, ખોખંડની પ્રાપ્તિ નાશકારક જાણવી. ક્રીડા કરવી, લાલ વસ્ત્રો ધારણ કરવાં, નદીનો પ્રવાહ બીજી દિશામાં લાવવો, રાંધેલું માંસ ખાવું એવું સ્વપ્નદર્શન નાશકારક થાય છે.

**શુભ સ્વપ્નોનાં ફળ**—જે સ્વપ્નમાં રાજા, હાથી, ઘોડો, સોનું, બળદ, ગાય ઇત્યાદિ જુએ તેનું કુટુંબ વૃદ્ધિ પામે. જે ગાય, બળદ, હાથી, દેવાલય, પર્વતનું શિખર અને વૃક્ષ પર ચડે અને વિષ્ટા અંગે ખરડેલી જુએ, તેમજ રડવું, મરવું, તથા જે સ્ત્રી સાથે ગમન કરવું ન જોઈએ તેની સાથે ગમન કરેલું સ્વપ્નામાં જુએ તે ધન્ય પુરૂષ થાય. વડ કિંવા ફળવાળા વૃક્ષ પર પોતે એકલો ચડેલો જુએ અને તતકાળ જાગ્રત થાય તેને સત્વર લાભ થાય જે પોતાના જમણા હાથને સફેદ સર્પે ગળેલો જુએ, તેને દસ દિવસમાં હજારો રૂપિયા મળે. જેને સ્વપ્નમાં પાણીમાં સર્પ કે વીંછી કરડે તેને જય કે પુત્રની પ્રાપ્તિ થાય. જે સ્વપ્નમાં દેવાલય, રાજગૃહ કે પર્વત ઉપર ચડે કે સમુદ્રમાં તરે તે ક્ષુદ્ર કુળમાં જન્મેલો હોય તોપણ રાજા થાય. જે સ્વપ્નમાં તળાવની વચ્ચે આખા કમળપત્રમાં ઘી-સાકર સ્વપ્નમાં ખાય તે સાર્વભૌમ રાજા થાય. જે બગલો, મુરઘી કે ક્રૌંચ પક્ષિણીને જોઇને જાગ્રત થાય તેને સુભાર્યા મળે. પોતાને સ્વપ્નમાં સાંકળ કે દોરીથી બાંધેલો જે જુએ તેને થોડા વખતમાં દ્રવ્ય મળે. જે માણસ સ્વપ્નમાં બેસવાની ગાદી, બિછાનું,

પાલખી કે ગાડી ઈત્યાદિને કિંવા શરીર કે ઘરને આગ લાગેલી જુએ તેની પાસે સર્વદા લક્ષ્મી રહે. જે સ્વપ્નમાં સૂર્યમંડળ કે ચંદ્ર જુએ તે રોગી હોય તો સાજો થાય અને નીરોગી હોય તો ધનવાન થાય. જે સ્વપ્નમાં લોહી કે મધ પીએ તે બ્રાહ્મણ હોય તો વિદ્યા પ્રાપ્ત કરે અને અન્ય હોય તો ધન પ્રાપ્ત કરે. જે પોતાને સફેદ વસ્ત્રવાળી સ્ત્રી સ્નાન કરાવતી સ્વપ્નમાં જુએ તેને લક્ષ્મી મળે. જે સ્વપ્નમાં પોતાને ચાખડીઓ, જોડા, છત્રી, સ્વચ્છ ધારવાળી તલવાર મળેલી જુએ અને તુરત જાગ્રત થાય તેને ઉત્તમ પ્રકારનું અન્ન મળે. જે પોતાને સ્વપ્નમાં બળદ જોડેલા રથમાં એકલો બેઠેલો જુએ તેને સત્વર ધનલાભ થાય. જેને સ્વપ્નમાં દહીં મળે તેને ધન અને ઘી મળે તેને યશ પ્રાપ્ત થાય. સ્વપ્નમાં બધી સફેદ વસ્તુઓ મેળવવી કે જોવી એ સારી છે, પરંતુ રૂ, ભસ્મ, ભાત અને છાશ એ ખરાબ ફળ દેનારાં છે. કાળા પદાર્થો જોવા એ અમંગળ છે, પરન્તુ કાળી ગાય, હાથી, દેવ, બ્રાહ્મણ અને ઘોડા એ કાળા હોવા છતાં ઉત્તમ ફળદાયક છે. સ્વપ્નમાં દહીં જોયું હોય તો પ્રીતિ થાય, ઘઉં જોવાથી ધન મળે, જવ જોવાથી યજ્ઞપ્રાપ્તિ થાય અને શ્વેત સરસવ જોવાથી લાભ થાય. જે સ્વપ્નમાં નાગપત્ર, કપૂર, અગર, ચંદન અને શ્વેત ફૂલ મળેલાં જુએ તેની ઉપર લક્ષ્મી સર્વદા પ્રસન્ન રહે.

**અશુભ સ્વપ્નોનાં ફળ**—સ્વપ્નમાં સૂર્ય-ચંદ્રને નિસ્તેજ જોવા કિંવા નક્ષત્રો કે તારાને ખરતા જોવા તે મરણ તથા શોક લાવે છે. જે સ્વપ્નમાં અશોક, કણેર કે પલાસનું સપુષ્પ વૃક્ષ જુએ તેને શોક પ્રાપ્ત થાય. જે નાવડામાં નદીપાર જાય તેને સત્વર પ્રવાસ કરવો પડે અને તુરત પાછા ફરવું પડે. સ્વપ્નમાં લાલ વસ્ત્ર ધારણ કરનારી અને મેંદી મૂકેલી સ્ત્રીને આલિંગન કરવું મૃત્યુકારક છે. જે પોતાના શરીરને તેલ, દૂધ, ઘી કે અન્ય સ્નિગ્ધ પદાર્થ મર્દન કરેલા જુએ તેને વ્યાધિ પ્રાપ્ત થાય. જે સ્વપ્નમાં પોતાના કેશને ગળી પડતા જુએ તેનું ધન નાશ પામે અને દાંત પડેલા જુએ તેના પુત્રનો નાશ થાય. જે સ્વપ્નમાં ગધેડાં, ઉંટ કે પાડાના રથમાં પોતાને એકલો બેઠેલો જુએ તે મૃત્યુ પામે. સ્વપ્નમાં કાન, નાક, હાથ ઈત્યાદિ પોતાના અંગને છેદાયલા જુએ, કીચડમાં પોતાને ખૂંચેલો જુએ, ગધેડા, ઉંટ કે પાડા પર બેઠેલો જુએ, રાંધેલું માંસ ખાય, તે મૃત્યુ પામે.

## પરિચ્છેદ ૮ મો.

### પરચુરણ મુહૂર્તો.

**દેવપ્રતિષ્ઠાનું મુહૂર્ત**—માહ, ફાગણ, ચૈત્ર, વૈશાખ અને જેઠ એ પાંચ માસમાંથી કોઈ માસમાં શુક્લ પક્ષમાં શુક્ર, બુધ, ગુરૂ તથા સોમવારે, પાંચમ, દશમ, પુનમ, ત્રીજ, આઠમ, કે તેરસને દિને વૃષ, સિંહ, વૃશ્ચિક અને કુંભ લગ્નમાં, રોહિણી, પુષ્ય, ત્રણ ઉત્તરા, મૃગશિર, પુનર્વસુ, હસ્ત, ધનિષ્ઠા, મૂળ, અનુરાધા, રેવતી, અશ્વિની અને સ્વાતી એ નક્ષત્રોમાં અને બૃહસ્પતિના બળમાં દેવમૂર્તિની પ્રતિષ્ઠા કરવી.

**રાજ્યાભિષેકનું મહૂર્ત**—પુષ્ય, અશ્વિની, મૂળ, રોહિણી, ત્રણ ઉત્તરા, જ્યેષ્ઠા, પુનર્વસુ, શ્રવણ, અનુરાધા અને મૃગશિર એ નક્ષત્રોમાં શુક્ર, રવિ, સોમ, બુધ કે ગુરૂવારે રાજ્યાભિષેક કરવો એ ઉત્તમ છે.

**વસ્ત્રાલંકાર ધારણ કરવાનું મુહૂર્ત**—રેવતી, અશ્વિની, હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા, અનુરાધા અને ધનિષ્ઠા એ નક્ષત્રોમાં શુક્ર, રવિ, ગુરૂ, મંગળ અને સોમવારે, પડવો, છઠ, અગીઆરશ, ત્રીજ, આઠમ, તેરસ, પાંચમ, દશમ અને પૂનમ એ તિથિમાં હાથીદાંત, રત્નાલંકાર, સોનું મઢેલી ચુડી કે લાલ વસ્ત્રો ઈત્યાદિ પહેરવું મંગળકારક છે.

**મંત્રસાધનાનું મુહૂર્ત**—આસો, કારતક, માગશર, પોષ, માહ, ફાગણ, વૈશાખ અને શ્રાવણ માસમાં બીજ, સાતમ, બારસ, પાંચમ, દશમ, પૂનમ અને તેરસ એ તિથિમાં, રવિ, શુક્ર, બુધ અને ગુરૂવારે રોહિણી, ત્રણ ઉત્તરા, જ્યેષ્ઠા, આર્દ્રા, સ્વાતી, પુષ્ય, વિશાખા, અશ્વિની અને શ્રવણ નક્ષત્રમાં ચંદ્રમાના બળમાં મંત્રનો આરંભ શુભકારી છે.

**પરબ માંડવાનું મુહૂર્ત**—મૃગશિર, શતભિષા, ત્રણ ઉત્તરા, રોહિણી, અનુરાધા, પુર્વાષાઢા, રેવતી એ નક્ષત્રોમાં પડવો, છઠ, અગીઆરશ, પાંચમ, દશમ, પુનમ, ત્રીજ, આઠમ ને તેરસને રોજ સોમ, શુક્ર, બુધ, અને ગુરૂવારે નવી પરબ માંડવાનું મુહૂર્ત સારૂં છે.

**દ્રવ્યસંચયનું મુહૂર્ત**—મઘા, મૂળ, ત્રણ પૂર્વા, સ્વાતી, વિશાખા, ભરણી અને આશ્લેષા નક્ષત્રમાં મંગળ તથા રવિવારે, પાંચમ, દશમ, પૂનમ, પડવો, છઠ અને એકાદશીને રોજ કુંભ, વૃશ્ચિક અને સિંહ લગ્નમાં દ્રવ્ય દાટવું તેમજ કાઢવું એ શુભ છે.

**હથિયાર ધારણ કરવાનું મુહૂર્ત**—પુષ્ય, પુનર્વસુ, રોહિણી, જ્યેષ્ઠા, ત્રણ ઉત્તરા, રેવતી, સ્વાતી, અશ્વિની, વિશાખા, અનુરાધા અને

મૃગશિર નક્ષત્રોમાં રવિ, ગુરૂ અને શુક્રવારે કુંભ, કર્ક, વૃષભ, મકર અને સિંહ લગ્નમાં શુભ ગ્રહોએ દેખેલા ચંદ્રમામાં નવાં શસ્ત્રાસ્ત્રો પ્રથમ ધારણ કરવાં મંગલકારી છે.

## પરિચ્છેદ ૯ મો.

## ચાહના પ્યાલા ઉપરથી જોવાનું શુભાશુભ ફળ.

**જોવાની વિધિ**—ચાહ તથા કોફી પી રહ્યા પછી તે પ્યાલામાં થોડો એક-બે ચમચા ચાહ કે કૉફી રહેવા દેવાં. પછી શુભાશુભ ફળ જોનારે તે પ્યાલાને પોતાની આસપાસ ત્રણ વાર ફેરવવો અને તેમાં બાકી રહેલો ચાહ કે કૉફી પ્યાલો ઉંધો વાળીને એકદમ રકાબીમાં નાંખી દેવો. થોડી વારે પ્યાલામાંના ચાહનો કે કોફીનો થોડો ભાગ રહેવાથી તે પદાર્થની આકૃતિ ઉત્પન્ન થશે. તે આકૃતિ પરથી શુભાશુભ ફળ જોવાય છે.

**આકૃતિનો અર્થ**—(૧) આ આકૃતિ જેટલી સ્પષ્ટ અને ગાઢ હોય તેટલી તે વધારે શુભદાયક અને મધ્યમાં જેટલી ઓછી તેટલી અશુભદાયક સમજવી. (૨) આકૃતિ પ્યાલાના કાંઠાથી જેટલી નજીક હોય તેટલી ત્વરાથી તેનું ફળ મળે. (૩) પ્યાલામાંની આકૃતિના રંગરૂપ ઉપરથી અને ઉંચાઇ લંબાઇ ઉપરથી પણ જૂદા જૂદા અર્થ સમજવાના હોય છે. (૪) જો તે આકૃતિમાંની રેષાઓ એક બીજાની વિરૂદ્ધ ગએલી હોય તો તે શત્રુસંજ્ઞા સમજવી જો સરળ-સીધી હોય તો મિત્ર, ને જો વધારે જાડી હોય તો સ્ત્રીસંજ્ઞા સમજવી, એટલે સદોદિત આનંદ અને સુખ સમજવું. જો તેની આસપાસ ઘેરાપણું હોય તો સ્ત્રી અભિમાની અને ત્રાસદાયક હોય એમ જાણવું. (૫) જો સરળ-સરખી રેષા હોય તો તેને મનુષ્ય સંજ્ઞા સમજીને તેથી કોઈ મિત્ર કે પરોણાનું આગમન સમજવું, પણ તેની પાસે નાનાં નાનાં ટપકાં હોય તો ખરાબ બનાવ બનશે એમ સમજવું. (૬) પ્યાલાના ઉંચવટાના ભાગમાં નાનું ટપકું ઉઠયું હોય તો તે પત્ર સંજ્ઞા સમજવી. એ ચિન્હ પ્યાલાના મધ્ય ભાગમાં રહે તો સુખ અને મિત્ર લાભ આપે. જો ઉપરના ભાગમાં હોય તો ટપાલમાં ખરાબ બાતમી આવે કિંવા લ્હેણદાર તરફથી તમાદો થાય. જો તળાયે કિંવા બાજુએ રજકણ ચોંટીને એકત્ર થયાં હોય તો પૈસા મળવાનો સંભવ જાણવો. (૭) વર્તુળાકાર એ મુદ્રિકાની સંખ્યા જાણવી.

તે પુત્રપુત્રીના ભવિષ્યના લગ્નનું પરિણામ દર્શાવે છે. સ્વચ્છ ભાગમાં હોય તો સુખકર લગ્ન અને અસ્વચ્છ ભાગમાં હોય તો દુઃખકર લગ્ન સમજવું. (૮) આકૃતિ વહાણના જેવી હોય તો વેપારમાં લાભ. તળીયે તદ્દન એક બાજુ પર હોય તો સ્ત્રી પર પ્રીતિ કરનાર મળે. આસપાસ અસ્વચ્છ-મેલો ભાગ હોય તો સ્ત્રીપુરૂષ વચ્ચે અણબનાવ રહે. (૯) બદામની આકૃતિ આનંદદાયક. બાગની આકૃતિ પ્રેમદર્શક. પક્ષીની આકૃતિ દંપત્યપ્રીતિદર્શક. ઉંદરની આકૃતિ ચોરીદર્શક. ગુલાબની આકૃતિ શુભસૂચક.

## પરિચ્છેદ ૧૦ મો.

## ધ્રુવાંક ઉપરથી પ્રશ્નફળ.

**ધ્રુવાંકની સમજ**—(અ) ૧૨, (આ) ૨૧, (ઇ) ૧૧, (ઈ) ૧૮, (ઉ) ૧૫, (ઊ) ૨૨, (એ) ૧૮, (ઐ) ૩૨, (ઓ) ૨૫, (ઔ) ૧૯, (અં) ૨૫; (ક્) ૧૩, (ખ્) ૧૧, (ગ્) ૨૧, (ઘ્) ૩૦, (ઙ્) ૧૦, (ચ્) ૧૫, (છ્) ૨૧, (જ્) ૨૩, (ઝ્ તથા ઞ્) ૨૬, (ટ્) ૧૦, (ઠ્) ૧૩, (ડ્) ૨૨, (ઢ્) ૩૫, (ણ્) ૪૫, (ત્) ૧૪, (થ્) ૧૮, (દ્) ૧૭, (ધ્) ૧૩, (ન્) ૩૫, (પ્) ૨૮, (ફ્) ૧૮, (બ્) ૨૬, (ભ્) ૨૭, (મ્) ૮૬, (ય્) ૧૬, (ર્ તથા લ્) ૧૩, (વ્) ૩૫, (શ્) ૨૬, (ષ્ તથા સ્) ૩૫, હ્ ૧૨. વ્યંજન તથા સ્વર મળીને એક સંપૂર્ણ અક્ષર બને છે. પ્+અ=પ; ન્+ઈ=ની ઇત્યાદિ. પ્=૨૮+અ=૧૨ એટલે 'પ' નો ધ્રુવાંક ૨૮+૧૨=૪૦. ન્=૩૫+ઈ=૧૮ એટલે 'ની' નો ધ્રુવાંક ૩૫+૧૮=૫૩ સમજવો.

**પ્રશ્નનો ધ્રુવાંક કાઢવાની રીત**—પૃચ્છક પ્રશ્ન પૂછે તે લખી લેવો, જેમકે "મારો વિજય થશે કે પરાજય?" પછીએ પ્રશ્નના અક્ષરોનો ધ્રુવાંક તૈયાર કરવો. મ્=૮૬+આ=૨૧=મા=૧૦૭; ર્=૧૩+ઓ=૨૫=રો =૪૮; વ્=૩૫+ઇ=૧૧=વિ=૪૬; જ્=૨૩+અ=૧૨=જ=૩૫; ય્=૧૬+અ =૧૨=ય=૨૮; થ્=૧૮+અ=૧૨=થ=૩૦; શ્=૨૬+એ=૧૮=શે=૪૪; ક્= ૧૩+એ=૧૮=કે=૩૧; પ્=૨૮+અ=૧૨=પ=૪૦; ર્=૧૩+આ=૨૧=રા= ૩૪; જ્=૨૩+અ=૧૨=જ=૩૫; ય્=૧૬+અ=૧૨=ય=૨૮. એ મુજબ દરેક અક્ષરનો ધ્રુવાંક કરીને આખા પ્રશ્નના અક્ષરોના ધ્રુવાંકનો સરવાળો કરવો. આ પ્રશ્નનો એકંદર ધ્રુવાંક શો થયો? ૧૦૭+૪૮+૪૬+૩૫+૨૮ +૩૦+૪૪+૩૧+૪૦+૩૪+૩૫+૨૮=૫૦૬ એ આખા પ્રશ્નનો ધ્રુવાંક થયો. પછી નીચે આપેલી બાબતો સંબંધી પ્રશ્નનો ફળાદેશ તપાસવો.

**વિજય પરાજયનો પ્રશ્ન**—આ બાબતનો પ્રશ્ન હોય તો ધ્રુવાંકમાં ૩૪ ઉમેરી ૩ થી ભાગવા; ૧ શેષ વધે તો જય, બે વધે તો સમાધાની અને ૦ વધે તો પરાજય થાય. ઉપરનો પ્રશ્ન જેમાં ૫૦૬ ધ્રુવાંક થાય છે તેમાં ૩૪ ઉમેરવાથી ૫૪૦ થયા; તેને ૩ થી ભાગતાં ૦ વધે છે માટે પરાજય થશે એમ કહેવું.

**લાભ હાનિનો પ્રશ્ન**—આ પ્રશ્નમાં ધ્રુવાંકમાં ૪૨ ઉમેરવા અને ૩ થી ભાગવા; ૧ વધે તો લાભ, બે વધે તો સ્વલ્પ લાભ અને ૦ વધે તો હાનિ. લાભ હાનિ જોવાની બીજી રીત એ છે કે બ્રાહ્મણ હોય તો કોઈ પુષ્પનું નામ, ક્ષત્રિય હોય તો નદીનું નામ, વૈશ્ય હોય તો દેવતાનું નામ અને શૂદ્ર હોય તો ફળનું નામ દેવા પૃચ્છકને કહેવું. તે જે નામ આપે તેનો ધ્રુવાંક કરી તેમાં ૪૨ ઉમેરી ૩ થી ભાગી જે ફળ આવે તે કહેવું.

**તીર્થયાત્રા સંબંધી પ્રશ્ન**—આવા પ્રશ્નમાં ધ્રુવાંકમાં ૩૯ ઉમેરી ૩ થી ભાગવા; ૧ વધે તો ઉત્તમ પ્રકારે અને ૨ વધે તો મધ્યમ પ્રકારે યાત્રા થાય અને શૂન્ય વધે તો ન થાય.

**ગર્ભ સંબંધી પ્રશ્ન**—ગર્ભ રહ્યો છે કે નહિ એ પ્રશ્નમાં ધ્રુવાંકમાં ૨૬ ઉમેરી ૩ થી ભાગવા; ૧ વધે તો ગર્ભ છે, ૨ વધે તો ગર્ભ હોય કે ન પણ હોય; શૂન્ય વધે તો ન હોય.

**સંતાન સંબંધી પ્રશ્ન**—પુત્ર સંતાન થશે કે પુત્રી એવા પ્રશ્નમાં ધ્રુવાંક કાઢી રવિ આદિ વારનો, તિથિનો અને નક્ષત્રનો આંકડો ઉમેરવો અને કુલ સંખ્યાને ૭ થી ભાગવી. સમ (બેકી) સંખ્યા શેષ વધે પુત્રી અને વિષમ (એકી) સંખ્યા શેષ વધે તો પુત્ર સમજવો.

**જીવન મરણ સંબંધી પ્રશ્ન**—ધ્રુવાંકમાં ૪૦ ઉમેરી ૩ થી ભાગવા; ૧ વધે તો સુખી દીર્ઘાયુષ્ય, બે વધે તો કષ્ટયુક્ત જીવન અને શૂન્ય વધે તો મરણ જાણવું.

**વૃષ્ટિ વિષે પ્રશ્ન**—ધ્રુવાંકમાં ૩૨ ઉમેરી ૩ થી ભાગવા; ૧ વધે તો સારી વૃષ્ટિ, ૨ વધે તો મધ્યમ વૃષ્ટિ, શૂન્ય વધે તો અનાવૃષ્ટિ જાણવી.

**વિવાહ સંબંધી પ્રશ્ન**—ધ્રુવાંકને ૮ થી ભાગવા; ૧ વધે તો તત્કાળ વિવાહ થાય, ૨ વધે તો મુશ્કેલીથી વિવાહ થાય, ૩ વધે તો ન થાય, ૪ વધે તો વિવાહમાં અડચણ આવી પડે, ૫ વધે તો કન્યા પક્ષમાં કોઈનું મરણ થાય, ૬ વધે તો પરદેશ જવાનું થાય અને વિવાહ ન થાય, ૭ વધે તો વરકન્યાની માંદગી કે અન્ય કોઈ આફત આવે.

**સુખ-દુઃખનો પ્રશ્ન**—આવા પ્રશ્નમાં ધ્રુવાંકમાં ૩૮ ઉમેરીને ૨ થી ભાગવા; ૧ વધે તો સુખ અને ૦ વધે તો દુઃખ સમજવું.

**ધનપ્રાપ્તિ વિષે પ્રશ્ન**—અમુક માણસ તરફથી પોતાને ધનપ્રાપ્તિ થશે કે નહિ એવો કોઇ પ્રશ્ન કરે તો એ માણસના નામના અક્ષરો જેટલા હોય તેને ૩ થી ગુણવા અને તેમાં પૃચ્છકના નામના અક્ષરો ઉમેરવા; પછી તેને ૩ થી ભાગવા. ૧ વધે તો ધન મળે, બે વધે તો ન મળે અને ૦ વધે તો લાંબે વખતે ધન મળે.

**કાર્ય સંબંધી પ્રશ્ન**—(૧) પૃચ્છકના મુખથી નીકળેલા અક્ષરોને ૬ થી ગુણી ૮ ઉમેરવા પછી ૭ થી ભાગવા; શેષ રહે તેને સૂર્યાદિ સંખ્યા જાણવી. શુભ ગ્રહનો આંકડો શેષ રહે તો કાર્યસિદ્ધિ જાણવી. (૨) પ્રશ્નસમયે જે તિથિ, વાર, નક્ષત્ર અને યોગ હોય તેનો સરવાળો કરવો અને સરવાળાને ૩ થી ગુણી ૬ ઉમેરી ૯ થી ભાગવા. ૧ શેષ રહે તો ૧ પક્ષમાં, ૨ વધે ૧ માસમાં, ૩ વધે તો બે માસમાં, ૪ વધે તો ૬ માસમાં, ૫ વધે તો એક દિવસમાં, ૬ વધે તો ૦।। દિવસમાં, ૭ વધે તો એક પહોરમાં, આઠ વધે તો એક ઘડીમાં અને ૦ વધે તો એક પળમાં કાર્યસિદ્ધિ થાય.

## પરિચ્છેદ ૧૧ મો.

## ગૌતમ પ્રશ્નાવલિ.

**પ્રશ્નાવલિ જોવાની રીતિ**—સ્નાન કરીને પવિત્ર અંતઃકરણે નીચેના કોષ્ટકમાં કોઇ એક અક્ષર પર આંખો મીંચીને અક્ષત (ચોખા) મૂકવાનું પૃચ્છકને કહેવું.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| અ | આ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ |
| ૠ | ઌ | ૡ | એ | ઐ | ઓ | ઔ |
| અં | અઃ | ક | ખ | ગ | ઘ | ઙ |
| ચ | છ | જ | ઝ | ઞ | ટ | ઠ |
| ડ | ઢ | ણ | ત | થ | દ | ધ |
| ન | પ | ફ | બ | ભ | મ | ય |
| ર | લ | વ | શ | ષ | સ | હ |
| ળ | ક્ષ | જ્ઞ | | | | |

ફળાદેશ—(અ) સર્વત્ર વિજય થશે; મનોરથ ફળશે; પરદેશ જવાથી વિશેષ લાભ થશે. (આ) શોક, સંતાપ, બંધુજનો સાથે વિરોધ, વ્યાધિ, પીડા થશે. (ઇ) કાર્યસિદ્ધિ થશે, પુત્રાદિ ઐશ્વર્યલાભ થશે. (ઈ) સર્વકાર્યસિદ્ધિ, મિત્રલાભ અને અર્થલાભ પ્રાપ્ત થશે. (ઉ) શોક, સંતાપ, કાર્યવિઘ્નતા, સ્થાનભ્રષ્ટતા અને સ્થાન ઉપરથી પદભ્રષ્ટ થાય. (ઊ) સર્વસિદ્ધિ થશે. કોઇ પણ કાર્ય પાર પડશે.

(ઋ) હાનિ, મૃત્યુવત્ પીડા, સ્વજનોથી દ્રોહ. (ૠ) વિવિધ લાભ થશે, સર્વ કાર્યોનું છેવટ સારૂં આવશે. (ૡ) ધનહાનિ, સંતાપ, શોક, બંધન. (ૢ) અર્થલાભ, સર્વપૂજ્યતા, મિત્રસમાગમ, ઇશ્વરકૃપા અને સર્વત્ર વિજય. (એ) વિવિધ લાભ તથા કલ્યાણ. (ઐ) બંધન અને મિત્રો તથા બંધુજનો સાથે વિરોધ. (ઓ) સ્ત્રીલાભ, ધનલાભ, કાર્યસિદ્ધિ. (ઔ) સર્વહાનિ, કાર્યનાશ, શોક, મોહ, (અં) શોક, રોગ, અર્થહાનિ, ચિંતા અને ક્લેશ. (અઃ) ધનલાભ, સુખલાભ અને આરોગ્ય. (ક) સર્વપ્રિયતા અને કલ્યાણ. (ખ) શોક, સંતાપ, ક્લેશ, વ્યાધિ. (ગ) સર્વ કાર્ય સફળ થશે, સૌભાગ્ય, રાજસન્માન, મિત્રસમાગમ. (ઘ) કાર્યસિદ્ધિ, સૌભાગ્ય, અન્નલાભ અને સજ્જન સમાગમ. (ઙ) કાર્યસિદ્ધિ, વિવિધ સુખ, પરદેશ જવાથી ધનલાભ. (ચ) ચિંતિત કાર્ય થશે, સર્વત્ર માન મળશે, સર્વત્ર વિજય થશે. (છ) સ્વાર્થલાભ, ભોજનપ્રાપ્તિ, આરોગ્યલાભ અને ધનલાભ. (જ) વ્યાધિ, કાર્યનાશ, મિત્રોથી વિરોધ. (ઝ) ધનસંપત્તિનો લાભ, સૌભાગ્ય, સર્વત્ર વિજય. (ઞ) ક્લેશ, વ્યાધિ, ધનનાશ, બંધુનાશ, મિત્રદ્રોહ. (ટ) અર્થનાશ અને કાર્યોમાં વિઘ્ન. (ઠ) સન્માન, સર્વત્ર પૂજ્યતા, આરોગ્યલાભ. (ડ) દીર્ઘાયુઃ અને ઇષ્ટલાભ. (ઢ) પરદેશ જવાથી ચિંતા અને શોક થશે. (ણ) માન, સ્ત્રીલાભ અને ધનલાભ. (ત) દુઃખ તથા શોક. (થ) કાર્યસિદ્ધિ અને સૌભાગ્ય. (દ) મનમાં ધારેલું કાર્ય સત્વર સફળ થશે. (ધ) ધનલાભ, આરોગ્યલાભ અને મનોરથની પૂર્ણતા. (ન) બંધન અને કાર્યનાશ. (પ) પાપી જનોનો સમાગમ અને અર્થનાશ (ફ) વસ્તુલાભ અને દ્રવ્યલાભ, પારકે હાથ ગએલી લક્ષ્મી પાછી મળશે (બ) ધનલાભ, સ્ત્રીલાભ, સુખપ્રાપ્તિ અને ઇષ્ટ કાર્યની સફળતા. (ભ) સુખ, આરોગ્ય અને ધનનો લાભ. (મ) થોડા વખતમાં બંધન પડશે. રોગ, શોક અને મહાભય. (ય) ધન ધાન્ય તથા સંપત્તિની પ્રાપ્તિ. (ર) કલહ અને કાર્યનાશ (લ) દ્રવ્ય, ધન અને મિત્રપ્રેમનો લાભ (વ) દરબારી માન અને અક્ષરય સુખની પ્રાપ્તિ. (શ) કાર્યનાશ અને ક્લેશ. (ષ) સર્વ કાર્યસિદ્ધિ અને મિત્રબંધુલાભ. (સ) સંપત્તિ, સંતતિનું સુખ અને શારીરિક સુખ. (હ) સર્વકાર્યસિદ્ધિ અને ધનલાભ. (ળ) અનિષ્ટ (ક્ષ) સર્વભોગની પ્રાપ્તિ. (જ્ઞ) જ્ઞાનપ્રાપ્તિ.



ખંડ ૮ મો

# જાદુ વિદ્યા અથવા મૅજીક.

## પરિચ્છેદ ૧ લો.

### જાદુગરમાં કેટલી જાતની ચતુરાઈ જોઈએ?

**જાદુ એટલે શું?**—જાદુ અથવા મૅજીક એ હાથચાલાકી, નજરબંધી, સામાન્ય બુદ્ધિને અગમ્ય લાગતી યંત્રરચના અને રસાયનના મનોરંજક પ્રયોગો છે. અદ્ભુત અને દૈવી શક્તિની પ્રતીતિ કરાવવા માટે જાદુગર પોતાની મંત્રશક્તિની વાતો કરે છે, પરન્તુ વસ્તુતઃ તેવી કશી શક્તિ તેનામાં હોતી નથી. યોગશક્તિ અનેક ચમત્કારો નીપજાવી શકે છે, પરન્તુ યોગીઓ લોકોને ચમત્કારો બતાવીને આંજી નાંખવા માટે પ્રયોગો કરતા જ નથી, એટલે રંગભૂમિ પરના જાદુના પ્રયોગોમાં કશી દૈવી શક્તિનો હિસ્સો હોતો નથી. આ જગતમાં એવી અનેક વિદ્યાઓ છે કે જેને સામાન્ય જનતા જાણતી હોતી નથી. એવી વિદ્યાઓથી જે સામાન્ય રીતે પરિણામ આવી શકે તેનું કારણ ન જાણવાથી લોકો તેને દૈવી કે અદ્ભુત સમજે. ફોનોગ્રાફ વાગતા તેમાં ચતાં ગાનતાન સાભળીને ગામડીયા લોકો સ્તબ્ધ થાય તેવી જ રીતે પોતાથી અજાણી વિદ્યાઓના પ્રયોગોથી પ્રેક્ષકો સ્તબ્ધ બને છે

**ઉતાવળ કરવી નહિ**—હાથચાલાકી એ શબ્દમાં જ હાથની ચપળતા વ્યક્ત થાય છે ખરી, છતાં જાદુના ખેલો કરવામાં અસાધારણ ઉતાવળ કરવી નહિ. લોકોની નજરને ફસાવીને જે કામ કરવાનું હોય તે ઉતાવળથી નહિ પણ ધીરેથી અને ચતુરાઇથી કરવું પ્રયોગ કરવામાં જો કાંઇ કેળવણીની કચાશ રહી હશે કિંવા બહુ ઉતાવળાપણું પ્રયોગ કરનારમાં હશે તો તેથી તે પ્રેક્ષકોમાં હાસીને પાત્ર બનશે.

**વાક્ચાતુર્યની જરૂર**—જાદુગરમાં વાક્ચાતુર્ય પણ હોવું જોઇએ. કોઇ સભામાં ભાષણ કરનારા જેવી પંડિતાઇની કે ભાષાના આડંબરની

જરૂર નથી, પણ વિનોદ સાથેનું દાવકું બોલકાપણું જરૂરનું છે. આવું વાક્ચાતુર્ય જો જાદુગરમાં ન હોય તો ગમે તેવા હોશિયાર જાદુગરના ખેલો પણ પ્રેક્ષકોને આનંદ આપી શકશે નહિ. વાચામાં પણ આકર્ષણ-શકિત રહેલી હોય છે અને મેસ્મેરીઝમ કરનારાઓ વાણીવડે પાત્રોને ઉંઘાડી દઈ શકે છે : એ જ રીતે જાદુગર પોતાની વાણીથી જ પ્રેક્ષકોને અર્ધો તો મુગ્ધ કરી દે છે અને એ મુગ્ધ દશામાં તેઓ સાધારણ પ્રયોગોમાં પણ અદ્દ્ભુત ચમત્કાર જુએ છે.

**વિનોદના પડદા પાછળ**—વિનોદ કરવાની આવડત પણ જાદુગરમાં હોવી જોઇએ. પ્રેક્ષકોનું ચિત્ત વિનોદમાં રોકી રાખી તેમને હસાવીને પોતાનું કામ હાથ કે પગથી છૂપી રીતે કરી નાંખવું, અથવાતો કોઇ પ્રયોગ માટે વખત જોઇતો હોય તો તે મેળવી લેવો એ હેતુ વિનોદની અંદર રહેલો હોય છે. મદારીઓ ગમત કરતાં કોઇ છોકરાને ટોળાની વચ્ચે બોલાવી પૂછે છે કે " તુમ બાપ હૈ યા બેટા હૈ ? " " તુમ મર્દ હૈ યા ગદ્દી હૈ " તેનો જે હેતુ હોય છે તેવો જ હેતુ જાદુગરનો હોય છે, જો કે જાદુગરનો વિનોદ કાંઇક સારી શૈલીનો હોય છે. કોઇ રાસાયનિક જાદુનો ખેલ હોય અને જૂદી જૂદી દવાઓના મિશ્રણનું પરિણામ થતાં બે ત્રણ મિનિટની વાર હોય તો તે દર્મિયાન આવી કોઇ રમુજ જાદુગર શોધી કાઢીને પ્રેક્ષકોનું મન રોકી રાખે છે.

**ટાપટીપ**—જાદુગરે પોતાનાં બધાં કાર્યોમાં સારી પેઠે ટાપટીપ કરવી જોઇએ. દાખલા તરીકે હરકોઇ પ્રયોગ માટે પોતાની જાદુઇ લાકડીનો ઉપયોગ કરવો, અને ગમે તેવો સાદો ખેલ હોય પણ જો પોતે પોતાની લાકડીનું માહાત્મ્ય પ્રેક્ષકોને કહી સંભળાવ્યું હોય તો એ લાકડીનો ઉપયોગ વખતોવખત કરવાનું ભૂલવું નહિ. પત્તાં ઉડાવવાનો ખેલ, કાંકરાનો રૂપિયો કરવાનો ખેલ, એ બધામાં હાથને કેવી રીતે ફેરવવો, હાથને કેવી રીતે અને કયારે ઉઘાડવો, કેવી લટક કરીને હાથ બતાવવો, રૂપિયા કે પત્તાં ઉડી ગએલાં બતાવતાં મ્હોં ઉપર કેવો આશ્ચર્યનો ભાવ બતાવવો એ બધી ટાપટીપ કરવાનું ભૂલવું નહિ.

**હોશિયાર પ્રેક્ષકોની ફજેતી ઉડાવવી**—પ્રેક્ષકોમાંના કોઇ કોઈ બહુ હોશિયાર અને ચબરાક હોય છે તે સત્વર માલૂમ પડી જાય છે. આવા પ્રેક્ષકો પોતાની હોશિયારી બતાવવાને જાદુગરને સામા સવાલો કરે છે; તેથી કેટલીક વાર જાદુગરની ચાલાકી પકડાઈ જવાનો વખત પણ આવે છે. આવા હોશિયાર પ્રેક્ષકોની પહેલે જ તડાકે ફજેતી ઉડાવવી એ વધારે

સહીસલામત માર્ગ છે. રૂપિયો ઉડાવવાનો હોય તો થોડી વાર જમણા-માંથી ડાબા અને ડાબામાંથી જમણા હાથમાં રૂપિયો બદલાવી નાંખ્યો હોય એવો દેખાવ કરવો અને છેલ્લે બેઉ હાથ ખાલી બતાવવા એટલે સાધારણ હોશિયાર પ્રેક્ષકો તો ડઘાઇ જશે, પણ બહુ હોશિયારી બતાવતા હોય તેમને સ્ટેજ પર બોલાવીને તેમની દેખરેખ હેઠળ એકાદ ખેલ કરી બતાવવો અને તેની થોડી મશ્કરી કરવી એટલે તેનું પણ હોશિયારીનું ગુમાન ઊતરી જશે અને ફરી કોઇ વાર હોશિયારી બતાવવા આગળ આવશે નહિ અથવા વચ્ચે બોલવાનું જ ભૂલી જશે. આ રીતે પ્રેક્ષકો ઉપર છાપ પાડવી કે જાદુગર મોટો મંત્રશાસ્ત્રી કે હિપ્નોટિસ્ટ છે કિંવા તેની, જાદુઇ લાકડી અદ્ભુત શકિત ધરાવે છે. આની અસરથી પ્રેક્ષકો આશ્ચર્યચકિત થયા વિના રહેશે નહિ.

**જૂદી જૂદી શૈલી**—ઉપર વાક્ચાતુર્યની અને વિનોદની આવશ્યકતા દર્શાવેલી છે, પરન્તુ ઘણી વાર ખેલો કરવાના પ્રકાર સાથે બંધ બેસતી શૈલી ગ્રહણ કરવી પડે છે. દાખલા તરીકે બ્લેક આર્ટના ખેલો કરવાના હોય કિંવા જાદુગરની યાંત્રિક શકિત કિંવા હિપ્નોટીઝમની શકિત ખરેખર બતાવવાની કે પ્રેક્ષકના મનમાં ઠસાવવાની હોય તો વિનોદ અને વાક્ચાતુર્યની જરૂર નથી. તે વખતે ગંભીર વદનથી, ઓછું અને સમજ પૂરતું બોલીને પ્રેક્ષકના મન ઉપર ગંભીરતાની અસર નીપજાવવાની જરૂર છે. ભૂત-પ્રેતનો જાદુ કરી બતાવવો હોય ત્યાં પણ વિનોદ નકામો છે. સાધારણ જાતના પરચુરણ ખેલોમાં વિનોદી શૈલી જરૂરની છે અને કોઇના ઘરઆંગણે કિંવા થોડા ઘણા ઓળખીતાઓમાં ખેલો કરવાના હોય તો સ્વાભાવિક વાતચીતની શૈલી ઉપયોગી થાય છે.

**હીલચાલમાં સ્વાભાવિકતા**—સ્ટેજ પર જાદુગરની હીલચાલ કેવળ સ્વાભાવિક હોવી જોઇએ. ટેબલ ઉપરથી જાદુઇ લાકડી ઉપાડવાની હોય અને તેની સાથે કાંઇ સીકો કે રૂપિયો પણ ઉપાડી લેવો હોય તો તે કેવળ સ્વાભાવિક રીતે લેવો; તે લેતાં પ્રેક્ષકને જરા પણ શંકા ન આવવી જોઇએ કે લાકડીની સાથે બીજું કાંઇ જાદુગરે ઉપાડી લીધુ છે. આ માટે પ્રેક્ટીસ કરવી જોઇએ. મોટા આયનો સામે રાખીને તેમાં પોતાની હીલચાલ કેવી રીતે થાય છે તે જોવું. પહેલાં માત્ર લાકડી એકલી લેવી અને જેવી હીલચાલ થાય તેવી જ હીલચાલ લાકડી અને તેની સાથે સીકો લેતાં થવી જોઇએ; તેથી જરા પણ વધુ હીલચાલ એ બેઉ વસ્તુ લેતાં ન થાય એ ધ્યાનમાં રાખવું. આવી રીતે સ્વાભા-

વિંક હીલચાલનો બરાબર અભ્યાસ કરીને જ ખેલ વખતે બધી હીલચાલ કરવી જોઇએ.

---

## પરિચ્છેદ ૨ જો.

---

## ગંજીફાના સહેલા ખેલો.

**ગંજીફાની હેઠળનું પત્તું જોયા વિના કહી દેવું**—સાધારણ ગંજીફો લઇને તે પ્રેક્ષકની સામે એક હાથમાં પકડી રાખીને ધીમે ધીમે તેનાં પત્તાં પડવા દેવાં અને પ્રેક્ષકને કોઇ પત્તું ધારી લેવા કહેવું. એ પત્તું નીચે પડેલાં પત્તાંમાંથી ધારવાનું નહિ, પણ પડતાં પડતાં ગંજીફામાં જે પત્તું ઉઘડ્યું રહેલું હોય તે જ ધારવાનું, અને પ્રેક્ષક પત્તું ધારી લે એટલે પત્તાં પડતાં અટકાવવાને તે 'બસ' કહી શકે છે. હેઠળ પડેલાં પત્તાં પડતાં રહેવા દઇને હાથમાંનો બાકીનો ગંજીફો પીઠ પાછળ લઇ જવો અને ધારેલું હેઠળનું પત્તું જોઇ લેવા જરાએ યત્ન કરવો નહિ. પીઠ પાછળ નીચેનું પત્તુ ગંજીફાની ઉપર લઇ જઇને ચત્તું કરવું અને પછી પ્રેક્ષકની સામે ગંજીફો લઇ જઇ પૂછવુંઃ "આ [ ચોકડીનો છગો ] તમારૂં પત્તું હતું ?" પ્રેક્ષક ના કહેશે; પછી કહેવું કે "ત્યારે લાલનો પંચો જ હતો." લાલનો પંચો ગંજીફાની પાછળ ચત્તો મૂકેલો હોય તે એ રીતે પ્રયોગ કરનારની દૃષ્ટિ સામે જ આવી રહેલો હોય છે; પણ પ્રેક્ષક તે જોઇ શકતો નથી. આવું ખુલ્લું કપટ હોવાનો પ્રેક્ષકને સાધારણ રીતે ખ્યાલ પણ આવતો નથી.

**છૂટા મૂકેલા રાજા એકઠા કરવા**—ચાર રાજાને પંખાની પેઠે પહોળા કરી પ્રેક્ષકને બતાવવા અને પછી સંકેલી લઇ ગંજીફા ઉપર મૂકવા. 'આ ચારે રાજાને હવે હું છૂટા પાડું છું ' એમ કહી એક રાજાને ગંજીફાની હેઠળ મૂકવો, બીજાને ગંજીફાની વચ્ચે મૂકવો, ત્રીજાને પણ ગંજીફામાં કયાંય આડો અવળો મૂકવો, એટલે ચોથો ગંજીફાની ઉપર રહેલો સમજાશે. પછી ગંજીફાને એક થાપની પીસ દેવી એટલે કે નીચેનાં પત્તાં ઉપર આવી જાય તેવી રીતે થાપ મારવી. આથી પ્રેક્ષક એટલું તો સમજશે કે નીચેનો રાજા ઉપરના રાજાની ભેગો થયો, પણ પ્રયોગ કરનાર,ગંજીફાની વચ્ચેથી બેને બદલે ચારે રાજાને એકઠા કાઢી બતાવે છે ! આ કેવી રીતે થયું ? જે ચાર રાજા પંખા રૂપે બતા-



[ આકૃતિ ૨૯ ]

વેલા હોય છે તેમાં સૌથી છેલ્લા રાજાની હેઠળ એટલે ત્રીજા અને ચોથા રાજાની વચ્ચે બે નકામાં પત્તાં છુપાવેલાં હોય છે અને રાજાને છૂટા પાડતાં પહેલો ( છેલ્લો રાજા પત્તાં ભેગાં રાખેલતાં સૌથી પહેલો એટલે ઉપરનો રાજા બને છે ) રાજા નીચે જાય છે પણ બીજો અને ત્રીજો રાજા જે ગંજીફાની વચ્ચે મૂકાતા દેખાય છે તે ખરી રીતે રાજા હોતા નથી પણ ફાલતુ છુપાવેલાં પત્તાં હોય છે. એ પત્તાં ગંજીફાની વચ્ચે મૂકતી વખતે પ્રેક્ષકના જોવામાં આવવાં ન જોઇએ.

**રાજાના આજ્ઞાંકિત ગુલામો**—ચાર ગુલામને પંખારૂપે પહોળા કરીને નહિ પણ એક બીજાના માથાં ઉપર દેખાય એવી રીતે હાથમાં બતાવવા. પછી તે થોકડીને બંધ કરી ગંજીફા ઉપર મૂકી " ચારે ગુલામ બાવન કોટના કિલ્લામાં છુપાઈ જાય છે " એમ કહી ચારેને ગંજીફામાં આવડા અવળા મૂકી દેવા. પછી બાદશાહને ઉપર મૂકી થાપ મારી કહેવું " બાદશાહ આવીને હાક મારે છે એટલે ચારે ગુલામો એકી સાથે રાજાની હજુરમાં હાજર થાય છે." ગંજીફાની ઉપરથી એક રાજા અને ચારે ગુલામ એક પછી એક નીકળે છે. આમાં ખાસ કરામત નથી પણ ચાર ગુલામની પાછળ ખબરદારીથી બીજાં ચાર પાનાં છુપાવેલાં હોય છે અને જે ચાર ગુલામની થોકડી કહીને ગંજીફા ઉપર મુકાય છે તે ખરી રીતે આઠ પાનાંની થોકડી હોય છે.

**એક એક પત્તું ઉતારીને એકાથી રાજા સુધીનાં પત્તાં અનુક્રમે કાઢવાં**—એકાથી રાજા સુધીનાં ૧૩ પાનાં નીચેના અનુક્રમે ગોઠવવાં અને પછી એક પત્તું ઉતારી સૌથી હેઠળ મૂકવાથી અનુક્રમે એકાથી રાજા સુધીનાં પત્તાં નીકળશે; સત્તો, એક્કો, રાણી, બગો, અઠ્ઠો, ત્રગો, ગુલામ, ચોગો, નવો, પંચો, રાજા, છગો, દસો.

**અંગ્રેજી સ્પેલીંગ મુજબ પત્તાં ઉતારીને અનુક્રમે કાઢવાં**—one=o-n-e, two=t-w-o એ પ્રમાણે દરેક પાનાના અંગ્રેજી નામના

સ્પેલીંગના અક્ષરો જેટલાં પત્તાં ઉતારીને થોકડીની નીચે મૂકી એકાથી રાજાસુધીનાં પત્તાં અનુક્રમે કાઢવા માટે નીચેના અનુક્રમે પત્તાં ગોઠવવાં. મ્હોંએ સહેલાઇથી યાદ રહે તે માટે કવિતારૂપે અનુક્રમ આપ્યો છેઃ-

> ૩ ૮ ૭ ૧ ૧૩ ૬ ૪ ૨ ૧૨
> ત્રીજ આઠમ દિન સાતેક રાજા છે ચતુરા બે રાણી;
> ૧૧ ૧૦ ૯ ૫
> ગુલામ દસ સંમાથે લઇને નવ પાંચે પરિયાણી.

રાજાનો આંક ૧૩ મો, રાણીનો આંક ૧૨ મો અને ગુલામનો આંક ૧૧ મો સમવડ ખાતર આપ્યો છે. આ જ આંક બીજી ગોઠવણમાં પણ ઉપયોગમાં લીધો છે. અંગ્રેજી સ્પેલીંગ નીચે મુજબઃ one (૩ અક્ષર) two (૩ અક્ષર), three (૫), four (૪), five (૪), six (૩), seven (૫), eight (૫), nine (૪), ten (૩), knave (૫), queen (૫), king (૪).

**ગુમ થએલા પત્તાના દાણા કહેવા**—ગંજીફામાંથી કોઇ એક પત્તું છુપાવવા પ્રેક્ષકને કહેવું, બાકીનાં પત્તાં લઇ તેમાંના દાણાનો સરવાળો કરતા જવું અને સરવાળાના ૧૩ ઉપર દાણા થાય એટલે ૧૩ બાદ કરીને આગળ ગણતા રહેવું. ગુલામના ૧૧ અને રાણીના ૧૨ ગણવા. બાદશાહ ગણવાની જરૂર નથી. છેલ્લે જે આંકડો રહે તે અને ૧૩ ની વચ્ચે જેટલા આંકડાનું અંતર હોય તેટલા દાણાનું પત્તું ગુમ થએલું જાણવું. કાંઇ ન વધે તો રાજા ગુમ થએલો સમજવો. એકાથી રાજાસુધીના ૧૩ પત્તાંના દાણાની સંખ્યા ૯૧ ની થાય છે અને ૫૨ પત્તાંના દાણાની સંખ્યા ૯૧×૪=૩૬૪ ની થાય છે, જેને ૧૩ થી ભાગતાં શેષ કાંઇ ન રહે; પણ ૧૩-૧૩ બાદ કરતાં જ્યારે કાંઈ વધે ત્યારે છેલ્લો ૧૩ નો ઝુમખો પૂરો કરવામાં જેટલા દાણા ખૂટે તેટલા દાણાનું પત્તું ગુમ થએલું સમજાય.

**વીસ પત્તાંનો ખેલ**—બબે પત્તાંની એવી ૧૦ થોકડી કરવી અને તેનાં વીસે પત્તાં ખુલ્લાં મૂકવાં. તેમાંથી કોઇ એક થોકડી પ્રેક્ષકને ધારી લેવાનું કહેવું. પછી એ થોકડીઓને ગમે તેમ આડી અવળી એકઠી કરવી, પરન્તુ તે પત્તાંને પીસવાં નહિ. પછી પત્તાં નીચેની કવિતા મુજબ સરખે સરખા અક્ષરે મૂકવા.

| | | | | |
|---|---|---|---|---|
| ક | રિ | હે | તુ | છે |
| મ | જ | પ | છી | જે |
| શુ | ભ | ર | સ | બે |
| દ | લ | પ | ત્ત | દે |

દાખલા તરીકે પહેલું પત્તુ 'હ' અક્ષરે મૂકવુ, બીજુ એ જ લીટીમા ત્રીજા નબરનો 'હે' અક્ષર છે ત્યા મૂકવુ પછી પહેલી પક્તિમાં 'રિ' અક્ષરે ત્રીજુ પત્તુ મૂકવુ અને ત્રીજી પક્તિમા ત્રીજો 'ર' અક્ષર છે ત્યા ચોથુ પત્તુ મૂકવુ પાંચમુ પહેલી પક્તિમાના 'તુ' ઉપર મૂકી, છઠ્ઠુ ચોથી પક્તિમાના 'ત્ત' અક્ષરે મૂકવુ એ મુજબ પક્તિઓમાંના સમાન અક્ષરો શોધીને પત્તા ગોઠવવાં પ્રેક્ષક કહે કે મારાં પત્તા ફલાણી અને ફલાણી પક્તિમા છે, ત્યારે એ બેઉ પક્તિમાના સમાન અક્ષરો પરના પત્તા કાઢી બતાવવા તે ખરાં પડશે કવિતાની રચના એવી છે કે તેનો દરેક સમાન અક્ષર દરેક પક્તિમાં છે અને તે જ પક્તિમા પણ બે સમાન અક્ષરો છે કવિતા મનમાં બોલીને પત્તાં ગોઠવવા એટલે પ્રેક્ષક નવાઇ પામશે

**પચીસ પત્તાંનો ખેલ**—પાંચ પાચ પત્તાંની એક એવી પાચ હાર કરો એટલે ૨૫ પત્તાની પાચ હાર થશે તેમાથી એક પાનું ધારી લેવા પ્રેક્ષકને કહેવુ અને કઈ આડી હારમા તે પત્તુ છે એ પૂછવુ એ હારનું પહેલું પત્તુ કયુ છે તે આપણે મનમા ધારી લેવુ પછી છેલ્લે પત્તેથી ઊભી હારના અનુક્રમે પત્તા એકઠા કરી લેવા

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
| ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ |
| ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ |

ઉપર મુજબ ૨૫ પાનાં ગોઠવેલાં હોય તેને ઉપાડી લેતાં ૨૫ મું પહેલું, ૨૦ મું બીજું, ૧૫ મુ ત્રીજુ, ૧૦ મુ ચોથુ, પાંચમુ પાચમું, ૬ છઠ્ઠું ચોવીસમું એ અનુક્રમે-ઊભી હારના અનુક્રમે પત્તાં એકઠાં કરવાનાં એવી રીતે પત્તાં એકઠાં કરી લીધા પછી ફરીથી એ પાનાંને આડી હારમા પહેલાની રીત મુજબ પત્તા ગોઠવવાં, એટલે નીચેના અનુક્રમે એ ૨૫ પાનાની આડી હારો થશે

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૬ | ૧૧ | ૧૬ | ૨૧ |
| ૨ | ૭ | ૧૨ | ૧૭ | ૨૨ |
| ૩ | ૮ | ૧૩ | ૧૮ | ૨૩ |
| ૪ | ૯ | ૧૪ | ૧૯ | ૨૪ |
| ૫ | ૧૦ | ૧૫ | ૨૦ | ૨૫ |

હવે પૂછવું કે કઈ (આડી) હારમાં તમારૂં પત્તું છે? જે હારમાં પોતાનું પત્તું હોવાનું પ્રેક્ષક કહે તે હાર ધ્યાનમાં રાખી, પૂર્વે કરેલી પાંચ હારોમાંની જે એક હારમાંનું પહેલું પત્તું જોઈ રાખ્યું હોય તે પત્તું મથાળે આવેલું હશે તેની નીચેની સીધી હાર અને પ્રેક્ષકે બીજી વાર કહેલી આડી હાર જે પત્તાં આગળ એકઠી થાય તે પત્તું પ્રેક્ષકે ધારેલું સમજવું. (ઉદાહરણ) પ્રેક્ષકે એવું પત્તું ધાર્યું હોય જે આડી ત્રીજી હારમાં હોય તો તે હારનું પહેલું પત્તું ૧૧ મું છે તે ધારી લેવું. બીજી વાર ગોઠવેલા અનુક્રમમાં પ્રેક્ષક કહેશે કે મારૂં પત્તું (આડી) ચોથી હારમાં છે; એ ચોથી હાર અને ૧૧ મા પત્તાની સીધી નીચે જતી હારમાં ૧૪ મા આંકડા ઉપર પત્તું આવે છે તે પ્રેક્ષકે ધારેલું હોવું જોઇએ. આવી જ રીતે ૧૬, ૨૫, ૩૬ કે ૪૯ પત્તાંનો ખેલ ૪, ૫, ૬ કે ૭ પત્તાંની ૪, ૫, ૬, કે ૭ હારો બનાવીને કરી શકાય.

**ત્રણ પત્તાંનો ખેલ**—ત્રણ પત્તાંના ખેલમાં ઘણા અજ્ઞાન લોકો પૈસા ગુમાવી બેસે છે. તેમાં બે સાદાં પત્તાં અને એક ચિત્રવાળું પત્તું હોય છે. પ્રયોગ કરનાર એ ત્રણ પત્તાં પ્રેક્ષકને બતાવીને ભોંય પર બે ત્રણ વાર ફેંકે છે અને તેમાંથી ચિત્રવાળું પત્તું ઓળખવાનું હોય છે. આમાં પત્તાં નાંખનારની ખૂબી એ હોય છે કે છેલ્લી વાર તેના હાથમાં જે પત્તાં હોય છે તેમાં નીચેનું ચિત્રવાળું પત્તું ફેંકવાને બદલે તે ઝડપથી ઉપરનું સાદું પત્તું ફેંકે છે. પ્રેક્ષક સમજે છે કે નીચેનું ચિત્રવાળું પત્તું ફેંકાયું અને તેને ચિત્રવાળું પત્તું સમજીને તેના ઉપર તે પૈસા મૂકે છે. ખરી રીતે તે ઉપરનું સાદું પત્તું ફેંકાએલું હોવાથી સાદું નીકળે છે અને ચિત્રવાળું પત્તું તો જૂદું જ નીકળે છે! કયું પત્તું ફેંકાયું તે ઘણી વાર ચતુર માણસો પણ ઓળખતા નથી, માટે આવા ખેલ પાછળ જુગાર રમવામાં મોટું જોખમ રહેલું છે.

**આખા ગંજીફાનાં પત્તાં અનુક્રમે કહી દેવાં**—નીચે દર્શાવેલા અનુક્રમે આખા ગંજીફાનાં પત્તાં અગાઉથી ગોઠવી રાખવાં; પછી તે એવી રીતે પીસવાં કે જેથી પત્તાંનો અનુક્રમ બિલકુલ બદલાય નહિ. પ્રેક્ષકને પત્તાં પહોળાં કરીને બતાવવું કે "જુઓ, આ પત્તાં આડાં અવળાં છે-કશો અનુક્રમ રાખ્યો નથી કે જેથી તે મને યાદ હોય." પછી ફરી એક વાર પત્તાં પીસવાં, પણ અનુક્રમ ન બદલાય એવી રીતે. પછી એક છોકરાને પાસે બોલાવીને તેના હાથમાં ગંજીફો આપવો અને કહેવું કે: "હું તમારૂં મન વાંચી શકું છું. આ ગંજીફામાંથી એક એક

પત્તું ઉપાડીને–મને બતાવ્યા વિના તમારે જોઇને કપાળે ધરવું એટલે હું તમારા મગજમાંથી તમે જેએલું એ પત્તું કયું છે તે કહી આપીશ." પત્તાં નીચેના અનુક્રમે ગોઠવવાં અને અનુક્રમની કવિતા મ્હોંએ યાદ કરી રાખવી; પછી એ અનુક્રમે એક પછી એક પત્તાં કહેતાં જવું.

(ઝૂલણા છંદ.)

૮ ૬ ૧૩ ૧૦ ૫ ૧૨ ૯ ૭ ૧–૩ ૧૧ .૨–૪
આઠ છે રાય દસ પાંચ રાણી નવી સાથ એકત્ર દાસજ બિચારો,
૨–૭ ૧૨ ૧૩ ૬–૧ ૩ ૫ ૮ ૧૦ ૯ ૧૧ ૪
બેસતાં નારી નૃપ છેક ત્રણ પાંચ કરી આઠ દસનો નવો દાસ ચતુરો;
૮ ૧૩ ૫ ૧૦ ૧૨ ૯ ૧૧ ૨–૩ ૬–૧ ૭ ૪
આઠ નૃપ પાંચ દસ નારી નવ દાસ એ બત્રીસે છેક સાથે ઉચારે,
૧૧ ૧૩ ૧૨ ૫ ૮ ૨ ૭ ૪ ૧૦ ૧ ૯ ૬–૩
દાસ નૃપ નારી પંચાષ્ટ કહે બેસતાં ચઢ દશે એક નવ છત્ર ધારે.

(આ કવિતામાં અર્થ છે પણ અર્થ કરતાં વધુ ખૂબી શબ્દોની મેળવણીમાં છે. છે=૬; સાથે=સાત; એકત્ર=૧ અને ૩; નવો–નવી–નવ=૯; બિચારો=૨ અને ૪; બેસતાં=૨ અને ૭; છેક=૬ અને ૧; ચતુરો=૪; બત્રીસ=૨ અને ૩; ઉચારે=૪; પંચાષ્ટ=૫ અને ૮; છત્ર=૬ અને ૩; દાસ=ગુલામ).

જો ગંજીફો બરાબર પીસતાં ન આવડે અને પત્તાં હતાં તેમ ને તેમ લાવવાનું ન ફાવે તો એક ગંજીફો પ્રેક્ષકને બતાવી પીસવો અને પછી તેને બદલે બીજો ગંજીફો ચતુરાઇથી બદલાવી લેવો, કે જે અગાઉથી કવિતાના નિયમ મુજબ ગોઠવી રાખેલો હોય છે. જાદુગર ખુરશી, ટેબલ ઇત્યાદિની પાછળ આવી રીતે વસ્તુઓ છુપાવવાની કળા તૈયાર રાખે છે. બાજુના ચિત્રમાં તૈયાર ગંજીફો ઉપાડી લેવાની અને હાથમાંનો ગંજીફો નીચે પડવા દેવાની તૈયારી બતાવી છે કે જે તૈયારી ખુરશીની પીઠ પાછળ ગોઠવી છે. આવી જ રીતે ગોઠવેલા ગંજીફાથી પ્રેક્ષકે લીધેલું હરકોઇ પત્તું કયું છે તે પણ કહી શકાય છે. પ્રેક્ષકને પત્તું આપ્યા પછી તેની નીચેનાં અને ઉપરનાં પત્તાં એ જુદાં જુદાં હાથમાં પકડી રાખવાં. ઉપરના ભાગના પત્તાંનું નીચેનું



[આકૃતિ ૩૦]

પત્તું કર્યું છે તે જોઇ લેવું અને કવિતાનો અનુક્રમ સંભારતાં તુરત માલુમ પડી આવશે કે તેની નીચેનું પત્તું કયું હશે.

---

## પરિચ્છેદ ૩ જો.

---

## હાથચાલાકીની કેળવણી.

**પત્તાં છૂપી રીતે ફેરવી નાંખવાની રીત**—જે જાદુ કેવળ હાથચાલાકીથી કરવાનો હોય છે, તેમાં કશાં યંત્રો કે તૈયારી કામ લાગતી નથી, પણ તે માટે હાથ અને આંગળાંને જૂદી જૂદી રીતે કેળવવાની જરૂર છે. ખાસ કરીને ગંજીફાનાં પત્તાંના ખેલમાં હાથચાલાકીની ખાસ જરૂર પડે છે. એક ને એક કાર્ય હાથચાલાકીના અનેક પ્રકારોવડે થાય છે. સૌથી પહેલાં પત્તાં નીચેથી ઉપર અને ઉપરથી નીચે કોઇની જાણમાં આવવા દીધા વિના ફેરવી નાંખવાની રીત આપણે જોઇશું. ઉપરનાં અર્ધાં પત્તાં નીચે અને નીચેનાં પત્તાં ઉપર લાવવા માટે ચિત્રમાં દર્શાવ્યા મુજબ ટચલી આંગળી પ્રેક્ષકના જોવામાં ન આવે એ રીતે બેઉ ભાગની વચ્ચે રાખવી અને પ્રેક્ષક તો ગંજીફાનો આગલો ભાગ જ જુએ એમ ઊભા રહેવું એ આગલા ભાગમાં પત્તાંના બે ભાગ (ટચલી આંગળીથી) છૂટા પડેલા છે એમ પ્રેક્ષકના સમજવામાં ન આવવું જોઇએ. ટચલી વિનાની ત્રણે આંગળી ગંજીફા ઉપર રહેવી જોઇએ. પછી બીજો હાથ તેના ઉપર લઇ જાઓ. એમ બાજુએ બીજા હાથની વચલી આંગળી અને બીજી બાજુએ અંગુઠાથી નીચેના અર્ધા ભાગને પકડો એ વખતે પહેલા હાથનો અંગુઠો જરા ગંજીફાની ઉપર નમેલો રહેશે હવે નીચેના અર્ધા ભાગને પહેલા હાથના અંગુઠાની તરફ જરા દબાવો, પછી ઉપરના ભાગને પહેલા હાથની આંગળીઓને જરા ખુલ્લી કરીને ખેંચો, એ જ વખતે નીચેના અર્ધા ભાગની એક બાજુ જરા ઉંચી કરો, (જુઓ આકૃતિ ૩૨) એટલે



[ આકૃતિ ૩૧ ]



[ આકૃતિ ૩૨ ]

બેઉ બાજુની કીનારો એ એકબીજાની ઉપર નીચે થઈને પસાર થઈ જશે. પછી પહેલા હાથને મુઠીની પેઠે વાળી દેતાં જ ઉપરનો ભાગ નીચે અને નીચેનો ભાગ ઉપર આવી જશે. પહેલાં આ કાર્ય ધીમે ધીમે અને અવાજ ન થાય એવી કાળજીથી કરો અને ધીમે ધીમે પ્રેકટીસ પડી જતા બહુ ઝડપથી અને સહેલાઇથી થઇ શકશે. સામા માણસના કળવામાં પણ તે નહિ આવે. આ જ ફેરબદલ કરવાની બીજી ઘણી રીતો છે, પણ આ રીત સહેલી છે.

**પત્તું હથેળવાની રીત**—જે પત્તાને હથેળવું હોય–હથેળીમાં છુપાવવું હોય તે પત્તુ ગંજીફાને પીસીને ઉપર લાવવું અને પછી ડાબા હાથમાં ગંજીફો પકડીને તેને જમણા હાથથી ઢાંકી આડપડદો રાખવો. ડાબા હાથના અંગુઠાથી ઉપરનું પત્તું ધકેલવુ અને એક ઇંચ જેટલુ આગળ વધે એટલે ડાબા હાથની ત્રીજી આંગળી (કે જે આંગળી એ પત્તાની બરાબર નીચે આવી રહેલી હોય છે) વડે તેને ઉપર જમણા હાથમાં દાબવુ. પત્તુ હથેળીમાં આવતાં તે વળી જશે પણ ચિંતા કરવી નહિ. એ પત્તાવાળા જમણા હાથને બાજુએ પડી જવા દેવો અથવાનો આંગળીઓ અને અંગુઠાથી ગંજીફો પકડી રાખવો. ચિત્રમાં હથેળીમાં છુપાએલું પત્તુ દેખાય છે, તે વાચનારને રીત બતાવવા



[ આકૃતિ ૩૩ ]

માટે દેખાવા દીધુ છે. છટાથી ગંજીફો પકડીને ઉભા રહેવાથી એ પત્તું બિલકુલ નહિ દેખાય. પ્રેક્ષકના હાથમાં ગંજીફો છુપાવેલા પત્તાવાળા હાથે આપવાથી પણ તેને વહેમ નહિ આવે. આ રીતે પત્તું હથેળવાનું બરાબર આવડવાથી ઘણા જાદુના ખેલો કરી શકાય છે. છુપાવેલું પત્તુ

ઉપર લાવીને હથેળવાથી તે કયું પત્તું છે એ જોઇ શકાય છે. પ્રેક્ષકને ગંજીફામાંથી પત્તું પસંદ કરવાનું કહેતાં તેને હાથમાંનું પત્તું પકડેલી દઇ તેને મન ધાર્યું પત્તું જ આપી શકાય છે. પત્તું ગંજીફામાં પાછું ભળવી દેવું હોય તો જમણા હાથે ગંજીફો પકડવાથી જ ભેળવી દઇ શકાય છે. પત્તા વળી ગયું હોય તેને સીધું કરવું હોય તો ગંજીફો પીસી નાખવાથી તે સીધું થઇ જાય છે. ગંજીફો ઉંચી જાતનો અને પાતળાં પત્તાંવાળો હોય તો આખો ગંજીફો જ આ રીતે હથેળીમાં રાખવાનું મુશ્કેલ નથી.

**ધારેલું પત્તું જોઇ લેવાની રીત**—પત્તાંને પંખાની પેઠે પહોળાં કરી પ્રેક્ષકને એક પત્તું લઇ લેવા કહેવું. તે પત્તું લઇ લે અને પાછું મૂકે તે વખતે ડાબા હાથની ટચલી આંગળી એ પત્તાની હેઠળ પેસાડી દેવી અને પંખો સંકેલી લેવો. હવે ગંજીફો ડાબા હાથની હથેળીમાં આવ્યો પરન્તુ ટચલી આંગળીથી તેના બે ભાગ પડેલા હશે અને ત્રણ આંગળાં ગંજીફાની ઉપર રહેશે. ગંજીફો પીસવા આપતાં આંગળીઓને જરા સીધી કરતાંની સાથે ટચલી આંગળીની ઉપરનો તમારી તરફનો ભાગ ખુલ્લો થઇ જશે અને તમે પ્રેક્ષકનું ધારેલું પત્તું જોઇ લઇ શકશો.



[ આકૃતિ ૩૪. ]

**ગંજીફાને ખોટી રીતે પીસવો**—

ગંજીફાને બે હેતુથી ખોટી રીતે પીસવામાં આવે છે. એક હેતુ અમુક પત્તું નજર હેઠળ રાખવાનો છે અને બીજી રીત ગંજીફાને પીસ્યા છતાં તેમ ને તેમ રહેવા દેવાની છે. પત્તું નજર હેઠળ રાખવાને ઉપર જણાવેલી રીતે પત્તાની નીચે આંગળી રાખીને એ પત્તું ગંજીફાને મથાળે લાવવું. પછી ચિત્રમાં દર્શાવ્યામુજબ ગંજીફો એક હાથમાં પકડીને બીજે હાથે ચાર–ચાર છ–છ પત્તાં વચ્ચેથી બીજા હાથની આંગળીઓવડે ઉપર નીચે કરવાં કે જેથી ગંજીફો પીસાયલો દેખાશે પણ ઉપરનું પાનું જ્યાંનું ત્યાં રહેશે. પત્તાં જેમનાં તેમ



[ આકૃતિ ૩૫. ]

તેમ રહેવા છતાં પીસવાની રીતો ઘણી છે પણ સહેલામાં સહેલી પત્તાં પીસતાં ઉપરનાં પત્તાં બીજા હાથમાં ખેંચવાને બદલે નીચેથી પત્તાં ચાલાકીથી ખેંચવાની છે કે જેથી ઉપરના હાથમાં પત્તાંની થોકડી ઓછી થતી લાગતાં તેમાંથી પત્તાં ઓછાં થતાં દેખાશે પણ તે ઉપરથી ઓછાં ન થતાં નીચેથી થવાથી પત્તાં જેમનાં તેમ જ ગોઠવાઇને રહેશે.

## પરિચ્છેદ ૪ થો.

## કરામતવાળા ગંજીફાના ખેલો.

**કી કાર્ડ**—આ કાર્ડની મદદથી ઘણા અવનવા ખેલો કરી શકાય છે. આ કાર્ડની નીચેની બાજુએ ચિત્રમાં દર્શાવ્યા મુજબ એક નાનો સરખો ટુકડો કાપીને તે જગ્યાએ તદ્દન પાતળો વીઝીટીંગ કાર્ડનો ટુકડો ચોડી દેવો. તે સુકાઇ જાય એટલે ગંજીફાનાં બાકીનાં પત્તાંથી એ પત્તાને ચોડેલો ટુકડો ⅛ ઇચ જેટલો લાંબો રહે એવી રીતે રાખી બાકીના ભાગને કાપી નાંખવો. આ "કી" એટલે ચાવીરૂપ કાર્ડ થયું. તે કાર્ડ ગંજીફાના કયા ભાગમાં છે તેની સમજ આંગળીનો સહજ સ્પર્શ થતાં જ માલૂમ પડી આવશે. એ કાર્ડ પ્રેક્ષકે ધારેલા પત્તાની ઉપર કે નીચે લાવવાનું સહેલું છે અને તેને આધારે પ્રેક્ષકે ધારેલું પત્તું પણ હરકોઇ જગ્યાએ લાવી શકાય છે.


[ આકૃતિ ૩૬. ]

**ત્રાંસાં કાર્ડ**—જાદુગરો ત્રાંસાં કાર્ડ વાપરે છે તેની એક બાજુ બીજી બાજુ કરતાં સહજ સાંકડી [જુઓ આકૃતિ ૩૭] હોય છે, પણ તે પ્રેક્ષકના ધ્યાનમાં આવે તેવા ફેરફારવાળી હોતી નથી. એમાંનું કોઇ એક કાર્ડ જો બીજા કાર્ડની વિરૂદ્ધ દિશામાં મૂકીએ તો આકૃતિ ૩૮ માં દર્શાવ્યા મુજબ તેની કિનારો દેખાય અને આંગળાનો સ્પર્શ કરતાં પણ તે સમજાઇ આવે. ગંજીફો સમ સ્થિતિમાં રાખ્યો હોય અને તેમાંથી પ્રેક્ષકને પત્તું ધારી લેવાનું કહીએ અને તે પત્તું તે પાછું તુરત જ એ સ્થિતિમાં મૂકે તે પહેલાં ગંજીફાને ઉલટો સુલટો



[ આકૃતિ ૩૭-૩૮. ]

કરી નાંખીએ એટલે પ્રેક્ષકનું પાનું વિષમ દિશામાં આવી જાય; એટલે કે આખા ગંજીફાની સાંકડી બાજુએ પ્રેક્ષકના પત્તાની પહોળી બાજુ આવે અને ગંજીફાની પહોળી બાજુએ તેના



[ આકૃતિ ૩૯. ]

પત્તાની સાંકડી બાજુ આવે. આ રીતે આવેલું પત્તું ગંજીફામાંથી આંગળીના સ્પર્શવડે જ સહેલાઇથી ખેંચી કાઢી શકાય છે. એ જ રીતે ગંજીફો અગાઉથી એવી વિષમ સ્થિતિમાં ગોઠવી રાખ્યો હોય કે કુલાવર-કાળીનાં પત્તાંની પહોળી બાજુથી વિરૂદ્ધ રીતે લાલ ચોકડીનાં પત્તાંની પહોળી બાજુ રાખી હોય તો આકૃતિ ૩૯ માં દર્શાવ્યા મુજબ બેઉ હાથથી ગંજીફાને ખેંચતાં જ એક હાથમાં લાલ રંગનાં બધાં પાનાં અને બીજા હાથમાં કાળા રંગનાં બધાં પાનાં ખેંચાઇ આવે. આ ચમત્કારથી પ્રેક્ષક આશ્ચર્ય પામ્યા વિના રહેતો નથી. એ જ રીતે ચિત્રવાળાં અને દાણાવાળાં પત્તાંને પણ જુદાં પાડી બતાવી શકાય. ચોરસ ખુણાના ( ગોળ ખુણાના નહિ ) ગંજીફાને બે બાજુએથી જરા ત્રાંસો કપાવી લઇએ તો આવો ગંજીફો તૈયાર કરી શકાય. વિલાયતમાં તે મોટી કીંમતે વેચાય છે.

**બગ્ગાંના અઠ્ઠા અને લાલનાં કાળાં પત્તાં બનાવવાં**—આ ખેલ કરવા માટે બાજુએ દર્શાવ્યા મુજબનાં ત્રણ ખાસ બનાવેલા પત્તાં જોઇએ છે. તેને પંખારૂપે ગોઠવવાથી અને તેની સાથે કુલાવરનો અઠ્ઠો મૂકવાથી ચાર અઠ્ઠા દેખાશે



[ આકૃતિ ૪૦ ]

અનેઉલટાવીનેચોકડીની બગ્ગી મુકવાથી ચાર બગ્ગી દેખાશે. [ જુઓ આકૃતિ ૪૧-૪૨] એજરીતે ખૂબીથી



[ આકૃતિ ૪૧. ]



[ આકૃતિ ૪૨ ]

ગોઠવવાથી બે લાલ રંગના અઠ્ઠા અને બે લાલ રંગની બગીઓ એટલે ચારે લાલ પત્તાં દેખાશે અને બે કાળા રંગના અઠ્ઠા ને કાળા રંગની બગીઓ મેળવવાથી ચારે કાળાં પાનાં દેખાશે. આવી જ રીતે તૈયાર કરેલાં પત્તાંવડે ચાર પંચા, ચાર એક્કા અને ચાર કોરાં પાનાં બતાવી શકાય છે. તેમાં એક પંચો ખરો અને બાકીના ત્રણ પંચા ઉપરના ત્રણ દાણાવાળા °° તથા નીચેના ભાગમાં તદ્દન કોરાં હોય છે. એ જ પાનાની સાથે પચો રાખવાથી ચાર પંચા, ઉલટાવીને કોઈ પાનું સાથે રાખવાથી ચારે કોરાં અને મધ્યમાં એક દાણો દેખાય એવી રીતે ગોઠવીને તેની સાથે ઉપર એક એક્કો રાખવાથી ચાર એક્કા દેખાય છે. ગંજીફાનાં સાધારણ પત્તાંમાં મથાળે જેવી રીતે આંકડા હોય છે તેવી રીતે આ પત્તાંમાં ન હોવું જોઈએ.

**હાથ ફેરવતાં જ બદલાઈ જતું પત્તું**—આવો એક યંત્રરચનાવાળો ગંજીફો આવે છે જેનું દરેક પત્તું હાથ ફેરવતાં જ બદલાઈ જાય છે. આવો ગંજીફો હાથે બનાવવો હોય તો બનાવી શકાય. ગંજીફાના પત્તાને એવડું વાળીને તેની અર્ધી બાજુ બીજા પત્તાની અર્ધી બાજુ સાથે ચોડી દેવી અને એવી રીતે ૨૦-૨૫ પત્તાંને ચોડીને થોકડી બનાવવી. પછી હાથ ફેરવતા જવું અને ચોપડીનાં પાનાંની પેઠે પાનાં ફેરવતાં જવું ચિત્રમાં જોવાથી પાનાં કેવી રીતે બદલાય છે અને





[ આકૃતિ ૪૩ ]

કેવી રીતે પત્તાંને એવડ વાળીને આ યાંત્રિક ગંજીફો તૈયાર કરાય છે તે સમજી શકાશે. ગંજીફો અંગુઠો અને આંગળીઓની વચ્ચે પકડી રાખવો. વચ્ચેનો સાંધો દેખાઈ જાય નહિ તેની કાળજી રાખવી.

**હરતી-ફરતી લાલ બદામ**—એક લાલ બદામનું કાર્ડ બતાવવામાં આવે છે. તે લાલ બદામનો સત્તો હોય છે. એકદમ એક વધુ લાલ બદામ દોડી આવે છે અને સત્તાનો અઠ્ઠો બનાવી દે છે! એ બદામ આખા ગંજીફા ઉપર ફરીને પાછી અદશ્ય થઈ જાય છે. ચિત્રમાં

બતાવ્યા મુજબ એક લાલ બદામને બીજા પત્તામાંથી કાપીને તેને બારીક રેશમના તાર સાથે જોડી એ તારને પત્તાની હેઠળ કાણું પાડીને ઉતારવામાં આવે છે. અને એ તારને હાથનાં આંગળાંવડે પાછળથી ખેંચવાથી બદામ એક સ્થળેથી બીજે સ્થળે જતી દેખાય છે. છેવટે તે પત્તાંમાંની બદામ ઉપર જઈને સ્થિર થાય છે એટલે અદૃશ્ય થતી દેખાય છે. એ જ રીતે સત્તાનો છગ્ગો પણ બની શકે.



[ આકૃતિ ૪૪ ]

**એક પત્તાનાં ચાર પત્તાં બતાવવાં**—એક એવું પત્તું બતાવવું કે જેની એક બાજુએ આકૃતિ ૪૫ માં બતાવ્યા મુજબના બે દાણા હોય અને બીજી બાજુએ આકૃતિ ૪૬ માં બતાવ્યા મુજબના સાત દાણા હોય. બે દાણાવાળી બાજુ બતાવતાં પહેલાં એક બાજુનો દાણો અંગુઠાથી દાબી રાખવાથી એક્કો દેખાશે, સામેની કોરી બાજુએ અંગુઠો રાખવાથી તગ્ગો દેખાશે. પછી પાછળની બાજુએ પત્તાને ફેરવી નાંખવું અને જે હારમાં ચાર બદામ છે. તેમાંની વચ્ચેની બે બદામને આંગળી ને અંગુઠાથી દાબીને બતાવતાં પંચો દેખાશે અને બીજા હાથમાં કાર્ડ લઇ કોરી બાજુએ એ રીતે આંગળીઓ રાખવાથી નવો દેખાશે.



[ આકૃતિ ૪૫ ] [ ૪૬ ]

**અદૃશ્ય થતાં પત્તાં**—જાદુગર પંખાના રૂપમાં પાંચ પત્તાં બતાવે છે. તે પત્તાં કયાં કયાં છે તે નોંધી રાખવા કહે છે. તે પત્તાં ઉપર રૂમાલ રાખી જાદુગર કહે છે કે "પણ એ પત્તાં તમે નોંધ્યાંનથી તે હું બતાવું છું" એમ કહીને જૂદાં જ બે પત્તાં બતાવે છે! અને પાછળ રૂમાલ હેઠળ એકે પત્તું હોતું નથી! આમાં ચમત્કાર એકે તૈયાર કરેલા





[ આકૃતિ ૪૭ ]

પત્તાનો છે. એક પત્તું ચિત્રમાં બતાવ્યા મુજબનું હોય છે જેમાં એની સાથે ચાર પત્તાં પંખારૂપે ગોઠવેલાં હોય એવો દેખાવ ચીતરેલો હોય છે અને બીજું પત્તું ખરૂં હોય છે. ચિત્રમાં બતાવ્યા મુજબ તેને બતાવવામાં આવે છે, એટલે દૂરથી પાંચ પાનાં દેખાય છે પણ ખરી રીતે બે જ પાનાં હોય છે. એ બેઉ પાનાંની પાછળ વળી જુદા જ દાણા છાપેલા હોય છે. રૂમાલ હેઠળથી કાઢીને જાદુગર પાછલી બાજુએ જુદા જ છાપેલા દાણા બતાવે છે અને ખરી રીતે બે જ પાનાં હોય છે એટલે પછી રૂમાલમાં પાછળ કાંઇ જ શાનું રહે ?

---

## પરિચ્છેદ ૧૧ મો.

---

## રસાયનિક જાદુ.

**ઇંડાને શીશીમાં ઉતારવું**—સખ્ત સીરકામાં ઇંડાને સારી પેઠે પલાળી રાખવું એટલે તેનું કોટલું નરમ બની જશે; એવું નરમ થઇ જશે કે તેને લાંબું કરવું હશે તોપણ કરી શકાશે. એવા ઇંડાને એક સાંકડા મ્હોંની બાટલીમાં દાખલ કરી શકાશે અને પછી બાટલીમાં પાણી રેડવાથી ઇંડું પાછું પોતાના મૂળ સ્વરૂપમાં આવી જશે, એટલે જોનારને નવાઇ લાગશે.

**પ્રવાહીમાંથી નક્કર પદાર્થ**—એક કાચના પ્યાલામાં એક આઉંસ કાર્બોનેટ ઓફ પૉટાશને પાણીમાં બરાબર પીગાળીને નાંખવો. તેના ઉપર અર્ધો આઉંસ ગંધકનો તેજાબ ( સલ્ફ્યુરીક એસીડ ) રેડવાથી બેઉ પ્રવાહીઓના એકદમ મીઠાના જેવા ગાંગડા બની જશે !

**જાદુઇ રીતે રંગ બદલવો**—ગંધકના તેજાબમાં ગળાનો એક ગાંગડો સાધારણ તાપથી પીગાળવો અને તેમાં થોડું પાણી નાંખવાથી સુંદર આસમાની પ્રવાહ બનશે; તેમાં થોડો ચુનાનો સખ્ત કલોરાઇડ નાંખવાથી જાદુઇ રીતે આસમાની પ્રવાહી સફેદ પાણી જેવું બની જશે.

**પાણીમાં બળતો ગુલાબી દીવો !**—પાણીના પ્યાલામાં બેત્રણ ટીપાં નાઇટ્રીક એસીડનાં નાંખવાં અને તેની અંદર પોટાશીયમનો એક વટાણા જેવડો ટુકડો નાંખતાં જ તે એકદમ સળગી ઉઠશે, ગુલાબી દીવો બળશે અને છેવટે તે બળી જતાં કશું પાછળ રહેશે નહિ !

**પાણીથી ભડકો કરવો**—એક રકાબીમાં થોડા સલ્ફ્યુરીક એસીડ નાંખવો અને તેમાં સોડીયમની નાની કરચ નાંખવી. તેની અંદર થોડું પાણી નાંખતાં અને તે સોડીયમને અડકતાં જ બધું મિશ્રણ સળગી ઉઠશે !

**જાદુઇ દૂધ**—ચુનાનું પાણી તદ્દન પારદર્શક હોય છે અને તદ્દન નિર્મળ હોય છે. ફોડયા વિનાના ચુનાના ભુકાને ઠંડા પાણીમાં નાંખવાથી અને હલાવીને ઠરતા દેવાથી એક દિવસની અંદર ચોખ્ખું પાણી ઉપર તરી આવશે અને નીચે ચુનો બેસી જશે. એ ચુનાના પાણીને એક કાચના વાસણમાં ભરી તેમાં રબ્બરની કે કાચની નળીથી ફુંક મારવાથી ધીમે ધીમે પાણી દૂધના જેવું સફેદ બનતું જશે. વાસણને કોઇ મોટા બીજા વાસણથી ઢાંકી દઇને પ્રેક્ષકમાંના એક પાસે રબ્બરની નળીથી ફુંક મરાવી હોય તથા ઢાંકેલું વાસણ પછી ઉપાડી લીધું હોય તો પાણીનું દૂધ બનેલું માની પ્રેક્ષકો આશ્ચર્ય પામશે. જાદુગર આ પ્રયોગથી થોડી રમૂજ કરી શકે છે. એક પ્યાલામાં ચાખ્ખું પાણી ભરીને એક પ્રેક્ષકને આપવું અને બીજાને ચુનાનું પાણી ભરીને આપવું અને પછી બેઉને સરખી રીતે ફુંકો મારવા કહેવું. ફુંકો મારવા લાગે એટલે કહેવુંઃ "પણ સાહેબ ! તમો બેમાંથી જેનો પોતાની સ્ત્રી ઉપર પ્યાર નહિ હોય તેના પ્યાલામાં દૂધ નહિ થાય હોં!" બેમાંથી એક જણના પ્યાલાનું દૂધ બનેલું અને બીજાના પ્યાલામાં પાણી રહેલું જોઇ લોકો હસશે !

**બળેલા દોરાને લટકી રહેલી વીંટી**—મીઠાને પાણીમાં પલાળી તે વડે સીવવાનો દોરો ભીંજવવો અને તેને સુકવવો. એ દોરાથી સાધારણ વજનની વીંટી બાંધીને તેને લટકાવવી. પછી દોરાને સળગાવી દેવો. દોરો બળી જશે તોપણ વીંટી ભોંયે પડશે નહિ પણ લટકી રહેશે.

**અગ્નિ સામે લડનારો રૂમાલ**—ઇડાની સફેતી અને ફટકડીના મિશ્રણમાં રૂમાલને ભીંજવીને સુકવવો. પછી મીઠાવાળા પાણીમાં તેને ભીંજવવો-ધોવો. એ રૂમાલ સુકાઇ જાય ત્યારે તેને આગ લગાડવા છતાં રૂમાલ બળશે નહિ.

**અગ્નિમય દેહદર્શન**—૬ ભાગ બદામના તેલમાં એક ભાગ ફોસફરસ નાંખી ગરમ રેતીમાં તેનું મિશ્રણ બનાવવું. એ મિશ્રણ માણસનું મ્હોં અને શરીરના ભાગો પર ચોપડયું હોય તો માણસનો દેહ અગ્નિમય દેખાશે. અંધકારમાં તેથી ભૂતદર્શન થશે. મ્હોંએ ચોપડતી વખતે આંખો બંધ રાખવી.

**જાદુઇ ચમચો**—એક માટીના વાસણમાં ચાર આઉંસ બીસ્મથ

મૂકવો અને તેને અગ્નિ ઉપર તપાવવો. જ્યારે તે પીગળવા લાગે ત્યારે તેમાં અઢી આઉંસ સીસું અને દોઢ આઉંસ કલાઈ નાંખી બધાની એક મિશ્ર ધાતુ બનાવવી. એ ધાતુના ચમચા બનાવરાવી રાખવા. ખેલ કરતી વખતે પ્રેક્ષકમાંથી એકને સ્ટેજ પર બોલાવી તેને ગરમાગરમ ચાહનો પ્યાલો આપી તેમાં ખાંડ નાખીને તે પેલા ચમચાવડે હલાવવા કહેવું. ચમચો ચાહમાં ડૂબતાં જ મીણની પેઠે પીગળીને કકડા થઈ જશે ! બિચારો પ્રેક્ષક ચમચો ચાહમાં પીગળી ગએલો જોતાં જ ગભરાઈને ચાલતો થશે.

**જાદુઈ ધૂમાડો**—જાદુગર સીગારેટ પીવા લાગે છે અને એક પ્યાલા ઉપર ઢાંકણું ઢાંકી દૂર ટેબલ ઉપર મૂકે છે. "જુઓ! મારી સીગારેટનો ધૂમાડો હું એ બંધ પ્યાલામાં ઉતારી શકું છું." જેમ જેમ તે તે સીગારેટ પીતો જાય છે તેમ તેમ બંધ પ્યાલામાં ધૂમાડો વધતો જાય છે. પ્યાલાને મ્યુરીઆટીક એસીડનો અને ઢાંકણાને એકવા એમોનીયાનો પટ લગાડેલો હોય છે. જ્યારે પ્યાલા ઉપર કાચનું એમોનીયાવાળું ઢાંકણ ઢાંકવામાં આવે છે, ત્યારે બેઉ પદાર્થોના સ્પર્શથી આપોઆપ ધૂમાડો ઉત્પન્ન થાય છે. સીગારેટના ધૂમાડાનો તો જાદુગર કેવળ ઢોંગ જ કરે છે.

**બરફના ટુકડાથી સીગારેટ સળગાવવી**—સીગારેટના એક છેડામાં પોટાસ્યમનો એક બારીક સોય જેવડો ટુકડો ખોસી રાખવો અને તે ટુકડાનો સહેજ છેડો બહાર રાખવો. તેને બરફનો ટુકડો અડતાં જ અગ્નિ સળગશે અને સીગારેટ પણ સળગશે. પોટાસ્યમ અને પાણીના યોગથી અગ્નિ પ્રકટે છે. સીગારેટમાંની તંબાકુ ભીંજાયેલી કે ભીની ન જોઇએ, માટે તેને તાપમાં સુકાવી રાખવી એ વધારે સારૂં છે.

**લોખંડનું તાંબું બનાવી દેવું**—મોરથુથાનું મિશ્રણ પાણીમાં અગાઉથી તૈયાર કરી રાખવું તેમાં લોખંડનો ટુકડો થોડી મિનિટ બોળી રાખવાથી તેના ઉપર તાંબાનો ગીલ્ટ ચડી જશે તેના જ જેવો ચાંદીનો ટુકડો જે દેખાવમાં લોખડ જેવો હોય તે તેની અંદર નાંખવાથી તેને કશી અસર થશે નહિ; જેથી પ્રેક્ષકો આશ્ચર્ય પામશે.

**બિલાડીનો વાઘ**—એક સફેદ જાડું કાર્ડ બોર્ડ લઇને તેને કાતરી તેની બિલાડી જેવી આકૃતિ તૈયાર કરવી. પછી એંટીમની કરેગાઇડથી તેનું શરીર રંગવું અને લેડ એસેટેટથી તેની ઉપર થોડે થોડે અંતરે કાળા

પટ્ટા કાઢવા. આ બેઉ રંગ પહેલાં તો બિલકુલ દેખાશે નહિ, પણ તેને હાઇડ્રોજન સલ્ફાઇડનો ધૂમાડો દેવાથી તેનો રંગ કાળો થશે. એંટીમની કલોરાઇડનો રંગ પીળા સરખો લાલ થશે અને લેડ એસેટેટનો રંગ કાળો થશે એટલે બિલાડી વાઘના રૂપમાં ફેરવાઇ ગયેલી દેખાશે. આ ધૂમાડો દેવા માટે એકાદ ઘડમાંથી ઉપર ચિત્ર મૂકવું અને તેના ઉપર કોઇ કાચનું વાસણ ઢાંકવું. હાઇડ્રોજન સલ્ફાઇડનો ધૂમાડો નીચેની રીતે તૈયાર કરવો. આયર્ન સલ્ફાઇડના બારીક ભૂકાને એક કોરા બ્લોટિંગ પેપરના ટુકડા ઉપર કિંવા ફીલ્ટરીંગ પેપર ઉપર રાખીને તે કાગળને તે બિલાડીના ચિત્રની હેઠળ જ રાખવો. તેની પાસે જરા પાણી મેળવેલા સલ્ફ્યુરીક એસીડથી ભરેલો ગ્લાસ એવી રીતે ભરેલો રાખવો કે તે ગ્લાસને કિંવા ટેબલને જરા ધક્કો લાગતાં જ ઢોળાઇને આયર્ન સલ્ફાઇડને મળી જાય. તે બેઉનો સંયોગ થતાં જ તેમાંથી ધૂણી તૈયાર થાય છે અને તેથી બિલાડીનો રંગ તદ્દન બદલાઇ જાય. છે.

**પાણીમાં હાથ ઘાલી કોરો હાથ બહાર કાઢવો**—એક પહોળા મ્હોંની કાચની બરણી લેવી તેમાં એક રૂપીયો નાખવો એટલે પ્રેક્ષકો તે સ્પષ્ટ રીતે જોઇ શકશે. તે રૂપીયો બરણીમાં હાથ ઘાલીને કાઢતાં છતાં હાથ કોરો રહેશે તેથી પ્રેક્ષકો ચકિત થઇ જશે. લીકોપોડિયમની ભૂકી હાથ અને આંગળાં પર અગાઉથી ચોળી રાખવાથી તેને પાણીનો સ્પર્શ થવા પામશે નહિ અને હાથ કોરો જ રહેશે.

**કોરા કપડાં પર રંગબેરંગી ચિત્ર**—એક લાકડાના ચોકઠા ઉપર સફેદ મલમલનો ચોખ્ખો ટુકડો તાણીને બાંધવો. પાસે જ એક પાણીથી ભરેલો ગ્લાસ અને બ્રશ રાખવાં. પછી લોકોને કહેવું કે આ કપડા પર હું પાણીવડે રંગીન ચિત્ર દોરી આપુ છુ. એમ કહી પેલા પાણીમાં બ્રશ બોળી બોળીને કપડા ઉપર લગાડવાથી રંગબેરંગી ચિત્ર ઉઘડી આવશે. આ માટે અગાઉથી તૈયારી કરી રાખવી પડે છે. સલ્ફેટ ઑફ આયર્ન, નાઇટ્રેટ ઑફ બિસ્મથ, સલ્ફેટ ઑફ કૉપર અને પ્રુશિએટ ઑફ પોટાશ એ ચાર પદાર્થોને ગરમ પાણીમાં જૂદાં જૂદા મેળવીને પ્રવાહી તૈયાર કરી રાખવાં. આમાના સલ્ફેટ ઑફ આયર્ન, નાઇટ્રેટ ઑફ બિસ્મથ તથા સલ્ફેટ ઑફ કૉપર એ ત્રણ રસાયનોથી ચિત્ર કપડા ઉપર અગાઉથી દોરી રાખવુ તે દેખાશે નહિ પરંતુ જ્યારે પ્રેક્ષકો સમક્ષ ચિત્ર દોરી બતાવવાનું હોય ત્યારે પ્રુશીયેટ ઑફ પોટાશનું પ્રવાહી જે બનાવી રાખેલું હોય અને જેને પ્રેક્ષકો સમક્ષ પાણીરૂપે ઓળખાવ્યું

તેને તુરત જ સાબુવડે ધોઈ નાંખવું, નહિતો ડાઘ દૂર થશે નહિ, અગર તો બહુ મહેનત પડશે.

**અનેક વાર સળગતી દીવાસળી**—જાદુગર દીવાસળીની સાદી પેટી સ્ટેજ પર લાવે છે અને પ્રેક્ષકોને પુછે છે કે તમારી પાસે બે ત્રણ વાર ફરી ફરીને સળગે એવી દીવાસળી છે? હા, જો એક દીવાસળીને બે બાજુ ટોપકાં હોય તો તેવી રીતે સળગે ખરી; પણ જુઓ આ દીવાસળીને એક બાજુ ટોપકું છે! પછી જાદુગર દીવાસળી સળગાવીને ફુંક મારી હોલવી નાંખે છે અને પુનઃ ઘસવાથી દીવાસળી પુનઃ સળગે છે! દીવાસળીને સળગાવીને એકદમ પાણીની રકાબીમાં માત્ર એક સેકંડ વાર બોળાને કાઢી લઇ સૂકવી રાખવી. આવી દીવાસળીઓ તૈયાર કરી રાખી હોય તો તે અનેક વાર ફરી ફરીને સળગે છે.

---

## પરિચ્છેદ ૬ ઠ્ઠો.

## યાંત્રિક સાધનોવડે જાદુના ખેલો.

**ગળામાં છરી આરપાર કાઢવી**—જાદુગર તમાશગીનોને એક તીક્ષ્ણ ધારવાળી છરી બતાવીને કહે છે કે મારી શક્તિથી હું આ છરીને મારા ગળાની આરપાર કાઢી બતાવીશ. એમ કહીને માથા પર રૂમાલ ઓઢી છરીને આરપાર ઘુસાડેલી બતાવે છે, અને રૂમાલ ઉચકી લે છે! આમ કરવાને તે બે છરીઓ રાખે છે, જે લંબાઇ પહોળાઇ તથા હાથાના દેખાવમાં એક સરખી હોય છે. એક છરી સાચી હોય છે અને બીજી વચ્ચેના ભાગમાં પાતળી ગોળ વાળેલી કમાનની પટીવાળી હોય છે. છરી ગળામાં ખોસવી હોય છે ત્યારે તે રૂમાલ ઓઢીને સાચી છરીને ગળાની પાછળના પહેરેલા કપડામાં છુપાવી દે છે અને ત્યાં આગળ અગાઉથી છુપાવી રાખેલી કમાનવાળી છરી ગળામાં બાજુએથી પહેરી લે છે, અને એક બાજુથી દેખાડતાં આરપાર ઘુસેલી માલુમ પડે છે. એવી જ છરી જાંગ, હાથ, કમર ઇત્યાદિ ગમે તેવા અવયવને લાગુ પડતી બનાવી શકાય છે.

**પેટમાં પાળી મારવી**—જાદુગર એક અણીદાર છરી કે ચપ્પુ બતાવે છે અને તે વડે પેન્સીલ પણ છોલી આપે છે. એ છરીને તે પોતાના પેટમાં મારી બતાવે છે અને આખી છરી પેટમાં પેસાડી દે છે, છતાં તેને કાંઇ ઇજા થતી નથી! એમાં માત્ર છરીની જ કરામત

હોય છે. છરી કે ચપ્પાનો હાથો પોકળ હોય છે અને જ્યારે છરી પેટમાં મારે છે ત્યારે તેનું આખું પાનું પોકળ હાથામાં પેસી જાય છે એટલે જોનારને છરી પેટમાં પેસી ગએલી દેખાય છે. હાથો અને છરીનો છેડો બેઉનું જોડાણ કરવાની ખીલી કે ઠેસ નરમ રાખવામાં આવે છે એટલે તેને આથી પાછી હડસેલી શકાય છે અને છરીના પાનાને અંદર પેસવાનો માર્ગ ખુલ્લો કરી આપી શકાય છે.

**મૅજીક બોક્સ અથવા જાદુઈ પેટી**—આ એક લંબચોરસ લાકડાની પેટી છે. તે પેટી સુતાર પાસે કે હાથે પણ બનાવી શકાય અને ઇંગ્લાંડ જેવા દેશમાં તૈયાર પણ મળે છે. તેની લંબાઈ ચારેક ઇંચ, પહોળાઇ ત્રણેક ઇંચ અને ઉંચાઇ અઢી ઇંચ રાખી હોય તો ઠીક; નહિતો વધુ–ઓછા માપની



[ આકૃતિ ૪૮. ]

પણ ચાલી શકે. તેને તાળું લગાડવાની નાજુક સાંકળ પણ ચોઢાવવી. ચિત્રમાં દર્શાવ્યા મુજબ તેની એક બાજુ એવી રાખવી કે જેથી તે અંગુઠાના સહજ દાબથી ઉપરને ભાગે અંદર જઈ શકે અને નીચેના ભાગે બહાર નીકળી શકે. એ બાજુ, વચ્ચેની બે ખીલીઓની અણી ઉપર ફરે એવી રીતે રાખવી પણ તે બાજુ એટલી ઢીલી ન હોવી જોઇએ કે સહજમાં એ બાજુ લપસીને અંદર પડી જાય અને ભેદ ખુલ્લો થઇ જાય. તેટલા માટે એ બાજુને નીચેના તળીયાની સાથે જોડાએલી એકાદ ચાંપથી મજબૂત રાખવી એ વધુ સલાહભરેલું છે. એ ચાંપની ગોઠવણ એવી જોઇએ કે જેને પેટીની બહારની બાજુએ આંગળીઓ લાગતાં જ મરજી મુજબ ફેરવી શકાય.

પ્રેક્ષક પાસેથી ઘડીયાળ માગી લઇને તેને પેટીમાં મૂકવી અને પેટી બંધ કરી તેને તાળું લગાવવું. પછી પેટીને ટેબલ પર મૂકવી પણ જે બાજુ ચાંપવાળી–છુપી રીતે ઉઘાડવાની હોય તે બાજુ પ્રેક્ષકની દષ્ટિએ ન પડે તેવી રીતે રાખવી. પેટી ટેબલ પર મૂકતી વખતે જ એ બાજુ ઉઘાડતાં પેટીને તે બાજુએ જરા નીચી રાખવી એટલે ચિત્રમાં બતાવ્યા મુજબ ઘડીયાળ હાથમાં આવીને પડશે ઘડીયાળ હાથમાં આવતાં જ પેટીને પુનઃ અંગુઠાના દાબથી બંધ કરી દેવી. હાથમાંનું ઘડીયાળ ખાવણુ શરૂ કરીને કયાંય આડું અવળું મૂકી દેવું કે પેન્ટલૂનના ખીસામાં મૂકવું. હાથચાલાકીથી એ જ ઘડીયાળ કોઇના ખીસ્સામાંથી કાઢી શકાય

છે, પણ તેમ કર્યા પહેલાં પેટી ખોલીને ઘડીયાળને ગુમ થઈ ગએલું બતાવવું. ઈગ્લાંડમાં જાદુગરોએ આ પેટીના ઢાંકણામાં એવી યંત્રરચના ગોઠવી છે કે જેથી ઘડીયાળના જેવો ટીક ટીક અવાજ થયા કરે અને તેને મરજી મુજબ ચાલુ કે બંધ પણ કરી શકાય! આવી પેટીમાં ઘડીયાળ ન હોય તોપણ પ્રેક્ષકને ઘડીયાળનો અવાજ સંભળાવી શકાય છે અને પ્રેક્ષક એમ જ માને છે કે હજી ઘડીયાળ પેટીની અંદર છે! તુરત અવાજ બંધ કરીને પેટી ઉઘાડતાં તે ગુમ થઇ ગએલું માલુમ પડે છે અને પ્રેક્ષક આશ્ચર્ય પામે છે.

**રૂપિયાને બોલાવવો**—જાદુગર પ્રેક્ષક પાસેથી એક રૂપિયો માંગી લે છે અને તેને એક મેજ ઉપર પડેલા ગ્લાસમાં મૂકી તેના ઉપર પોતાની જાદુઈ લાકડી ફેરવી તેની પાસેથી પોતાના સવાલોના જવાબો લે છે. રૂપીયો ગ્લાસમાં ઉંચો ઉછળી પડે છે અને રણકારો થાય છે તે તેનો જવાબ લેખાય છે. પ્રેક્ષકને ગંજીફાનું પત્તું આપીને તે પત્તું કઈ જાતનું છે, ચિત્ર છે કે દાણાવાળું છે, દાણા કેટલા છે એના જવાબમાં રૂપિયો રણકારા કરે છે અથવા હા અને ના સુચવનારા એક કે બે રણકારાની પરિભાષા ઠરાવી જવાબ મેળવી શકાય છે. આ ખેલ કરવાની બે મુખ્ય રીતો છે. એક રીત એવી છે કે જાદુગર એક કાળા રેશમના બારીક તારને છેડે મીણની બારીક ગોળી લગાડી તૈયાર રાખે છે અને એ ગોળી રૂપિયો ગ્લાસમાં નાંખતી વખતે રૂપીયાને ચોંટાડી દે છે. એ રેશમનો બીજો છેડો સ્ટેજના કાળા પડદાની પાછળ રહેલા તેના સાથીદારના હાથમાં હોય છે જે એ તાર ખેંચે છે તેની સાથે રૂપીયો ખેંચાઇને ઉછળે છે અને તાર ઢીલો મૂકતાં પડે છે એટલે અવાજ થાય છે. ટેબલ કાળા પડદાની નજીક જ રાખવું. કોઇ એ તારને સ્ટેજની ઉપરની છત પર લઇ જાય છે અને છત પરની ઝાલરની પાસે સાથીદારને બેસાડી રાખીને તેની પાસે તાર ખેંચાવે છે એટલે રૂપિયો ઉછળે છે. ઉપરથી તાર ખેંચવાની રીત વધારે સારી છે. કાળા પડદાની પાસે રેશમનો બારીક કાળો તાર કોઇના જોવામાં આવવાનો સંભવ નથી. પ્રેક્ષકને ગંજીફાનું પત્તું આપવામાં આવે તે જાદુગર પોતે ધારેલું પત્તું જ આપે છે અને એ પાનું કયું છે તે તેણે અગાઉથી સાથીદારને કહી રાખેલું હોય છે, એટલે તે પત્તાના દાણાની જાત કે સંખ્યાને અનુસરીને જ રૂપિયા પાસે રણકારા કરાવે છે. ધારેલું જ પાનું પ્રેક્ષકને કેવી હાથચાલાકીથી આપવું તે રીત ગંજીફાના હાથચાલાકીના પરિચ્છેદમાં જોવી.

**રૂપિયાને બોલાવવાની બીજી રીત**—આવો જ ખેલ કરવાની બીજી રીત એવી છે કે તેમાં બાજુએ દર્શાવેલા ચિત્ર મુજબની એક તૈયાર યાંત્રિક ઉભણી (સ્ટેન્ડ) વાપરવી પડે છે. તે સ્ટેન્ડ ઉપરનો ગ્લાસ એવો હોય છે કે જેને તળીયે એક બારીક કાણું પાડેલું હોય છે. તે કાણું આરપાર સ્ટેન્ડમાં પણ હોય છે અને તેની અંદર ચિત્રમાં બતાવ્યા મુજબની એક બારીક સળી (અ) નાંખેલી હોય છે. તે સળી ઉંચી નીચી થાય છે એટલે રૂપીયો ઉછળીને ગ્લાસમાં પડી રણકારો થાય છે. ગ્લાસની નીચેની બાજુ



[આકૃતિ ૪૯]

કંકાવટીના જેવી સાંકડી હોય છે એટલે રૂપિયો ઉછળીને પણ બરાબર મધ્યમાં જ પડે છે અને તે કાણું તથા સળીની ઉપર જ આવે છે, એટલે ગમે તેટલી વાર સળીને ઉંચી નીચી કરી અવાજ કરાવી શકાય છે. સળી ઉંચી નીચી કરવા માટે તેની સાથેનો દોરો સ્ટેન્ડની નીચેના ટેબલમાંના કાણાની આરપાર ભોયરામાં જાય છે અને સાથીદાર એ દોરાને ખેંચે છે એટલે કમાનના જોરથી સળી દબાઇને ઉછળે છે કે તુરત રૂપીયાની સાથે અથડાઇને રૂપીયાને પણ ઉછાળે છે. આવું સ્ટેન્ડ કોઇ હોશિયાર કારીગર પાસે આપણા દેશમાં પણ કરાવી શકાય.

**એક ટેકા પર માણસને સુવાડવો**—જાદુગર પહેલાં એક નાની ચાર પાયાની સાંકડી પાટલી ઉપર પોતાના સાથીદારને ઊભા કરે છે અને તેને પોતે મેસ્મેરાઇઝ કરીને લાકડા જેવો બનાવી હવામાં એક ટેકા પર આડો સુવાડી બતાવશે એમ કહે છે. પછી સાથીદારના બે બેઉ બાહુ પહોળા કરાવી તેની બગલમાં બે બેસણીવાળા દાંત ટેકા માટે મૂકે છે. પછી તેને મેસ્મેરાઇઝ કરવા જેવા હાથઉતારા કરી તે માણસ આંખો મીંચી દે એટલે તેના પગ હેઠળથી પાટલી કાઢી નાંખે છે, અને બે ટેકા ઉપર માણસ લટકી રહે છે. પછી થોડી વાર વધુ હાથઉતારા કરી તેના એક હાથ હેઠળનો આધારનો દાંડો કાઢી નાંખે છે એટલે એક દાંડા ઉપર તે લટકે છે. પછી તેને એક ટેકાને આધારે ધીરે ધીરે તે બાજુએ ઉચકે છે એટલે ચિત્રમાંના દેખાવ મુજબ એક જ બગલમાંના ટેકાને આધારે માણસ સીધો સૂઈ રહે છે. આમાં મેસ્મેરીઝમના ઉતારા તો કેવળ ઢોંગથી કરવામાં આવે છે અને માણસ આંખો પણ ઢોંગથી મીંચે છે, ખરી રીતે તેના સાથીદારનાં ખુલતાં



[ આકૃતિ ૫૦ ]

કપડાંની અંદર તેના સાયળસુધી લંબાએલો એક ચપટો લોઢાનો સળીયો પહેરેલો હોય છે. તેના બગલમાંના છેડા ઉપર એક પોકળ ખોલી લગાડેલી હોય છે જે લાકડાના ચોરસ દાંડાની ટોચની અંદર બરાબર પેસી જાય છે. એ ચપટા દાંડા અને પોકળ ખોલીની વચ્ચે દાંતાવાળું એક ચક્કર જોડેલું હોય છે, એ ચકકરના દાંતાને આધારે એ ચકકર જેમ જેમ માણસને આડો ઉપાડવામાં આવે છે તેમ તેમ દાંતા ફરતા જાય છે અને એ દાંતા એવા વાંકા હોય છે કે જેથી બહાર નીકળેલો દાંતો પાછો અંદર પેસતો નથી પણ એક ઠેકાણેથી અટકાઇ રહે છે, એટલે માણસ પેલા આડા ચોરસ સળીયા ઉપર સહેલાઇથી સૂઇ રહી શકે છે, અને સળીયો ચકકરના દાંતાને કારણે પાછો નીચો નમતો નથી. કોઇ પણ હોશીયાર લોહાર આવો ચકકર તથા ખોલી જોડેલો સળીયો તૈયાર કરી આપે.

**ખાલી થેલીમાંથી રૂપિયા કાઢવા**—ચિત્રમાં દર્શાવ્યા મુજબ એક થેલી જાડા કપડાની તૈયાર કરવી. તેની અંદર રૂપીયા રહે એવી એક બીજી પટ્ટી સીવવી. એ પટ્ટીની નીચેની બાજુ થેલીના તળીયા સાથે

સીવી લેવી, અને સાત–આઠ રૂપીયાં પાસે પાસે રહે એવી રીતે ગોઠની તે પટ્ટીની બીજી બાજુ સીવી લેવી. દરેક રૂપિયો જુદો રહે એ રીતે બે રૂપિયાની વચ્ચે પણ દોરો ભરી લેવો કે જેથી રૂપિયા એકઠા




[ આકૃતિ ૫૧. ]

થઇ જાય નહિ અને એક બીજાની સાથે અથડાવાથી અવાજ પણ થાય નહિ. એ પટ્ટીનો ઉપરનો દોરો એવી રીતે સીવી લેવો કે તેની એક બાજુની ગાંઠ બહાર રહે અને દોરાની બીજી બાજુ તદ્દન ખુલ્લી રહે. થેલી પ્રેક્ષકોને ઉંધી રાખીને બતાવવી એટલે અંદરથી રૂપીયા પડશે નહિ. અંદર હાથ ઘાલીને થેલી ઉલટી કરીને પણ બતાવવી પરંતુ રૂપિયા સીવેલી બાજુ પોતા તરફ રાખવી. પછી પ્રેક્ષકને અંદર એક રૂપિયો નાંખવા કહેવું અને થેલી એક હાથમાંથી બીજા હાથમાં લેતાં પેલી ગાંઠ પકડીને દોરો ખેંચી કાઢવો. પછી થેલી ઉંધી વાળતાં જ અંદરથી એકને બદલે આઠ દસ રૂપિયા નીકળી પડશે, કારણકે દોરો ખેંચી લેવાથી રૂપિયાને બહાર નીકળવાનું પેલી પટ્ટીનું મ્હોં ખુલ્લું થઇ જાય છે. ચિત્રમાં ઊભી અને ઉંધી થેલી બે આકૃતિઓમાં બતાવેલી છે.

**બંદૂકની ગોળી મ્હોંમાં ઝીલવી**—લાકડાના હાથાવાળી એક નળીની બંદૂક બરાબર જોઇ લેવી એટલે માલુમ પડશે કે દારૂ ભરવાની નળીની નીચે લાકડાનો ભાગ પોકળ હોય છે અને તે પોકળ ભાગની અંદર લોખંડનો ગજ રાખવામાં આવે છે કે જે ગજ નળીમાં દારૂ ભરીને તેને ઠાંસવા–ખાંડવા માટે ઉપયોગમાં લેવાય છે. આવા આકારની એક બંદૂક કરાવવી. ઉપરની મોટી નળી બંદૂકની નળીના આકારની જ રાખવી પણ તેને કાન કે કાણું એવું કશું કરાવવું નહિ. તે માત્ર પોલી હોવી જોઇએ અને નીચેની બાજુને તળીયે બંધ હોવી જોઇએ. એ નળીની નીચે બીજી નળી રાખવી અને તેનો આકાર બહુ જ નાનો રાખવો. સાધારણ રીતે અંદર ગજ રાખવાની એ નળી હોય એવા જ પ્રકારનો દેખાવ થવો જોઇએ. એ નળીને પાછળ કાન કરાવીને તે ઉપર 'કૅપ' વગેરે રાખવાની જગ્યા કરવી અને તે ઉપર બંદૂકનો ઘોડો પડીને અવાજ થાય એવી ગોઠવણ કરવી. બાકી બધો દેખાવ બંદૂકના જેવો જ હોવો જોઇએ. માત્ર નીચેની નળી બહુ મોટી ન હોય એટલું ધ્યાનમાં

રાખવું. ગજ પણ પેલી નાની નળીમાં જ રાખવો, પણ ખેલ કર્યાં પહેલાં તેની અંદર અગાઉથી દારૂ ભરીને તૈયાર રાખવો. ખેલ કરતી વખતે પ્રેક્ષકોને બતાવીને મોટી નળીમાં દારૂ ભરવો અને સીસાની ગોળી પણ પ્રેક્ષકોને બતાવીને નાંખવી. કેટલાકો તેને દારૂની ગોળી માને છે માટે તે ખરેખર સીસાની છે એવી ખાત્રી કરી આપવી ગોળી અને દારૂ પ્રેક્ષકને હાથે નંખાવીને ગજવડે તેના જ હાથે દારૂ ઠાંસવા દેવામાં પણ વાંધો નથી; પણ ગજ પાછો પેલી નાની નળીમાં ખોસી દેવો નહિ. પછી સાથીદારને સ્ટેજ ઉપર બોલાવવો. તેના મસોઢામાં અગાઉથી પેલી સીસાની ગોળીના જેવી જ સીસાની ગોળી છુપાવેલી હોવી જોઇએ. પછી તેની સામે બંદૂકનો બાર કરવો. એ બાર પેલી નાની નળીમાં અગાઉથી ભરી રાખેલા દારૂનો થશે જ્યારે મોટી નળીમાં ભરેલો દારૂ અને ગોળી તેમની તેમ રહેશે. બાર થતાં જ પેલો માણસ ગલોફાંમાંથી ગોળી જીભવડે મ્હોંમાં લાવે છે. કોઇ વાર સાથીદાર બંદૂક ફોડે છે અને જાદુગર મ્હોંમાં ગોળી ઝીલે છે, તે વખતે તે હાથચાલાકીથી પોતાના ગજવામાંથી ગોળી કાઢીને મ્હોંમાં છુપાવી દે છે. અગાઉથી તે ગોળી છુપાવી રાખી શકતો નથી કારણકે તેને ભાષણ કરવાનું હોય છે, તે વખતે તેના મ્હોંમાં ગોળી અગાઉથી રાખેલી હોય તે ઠીક નથી. તેથી બધો કસબ ફોકટ પડી જવાનો સંભવ છે.

જવાબ આપતું ઘડીયાળ—પ્રેક્ષક પાસેથી એક ઘડીયાળ માંગી લેવું અને તેના માલિકને પૂછવું કે આ ઘડીયાળમાં કેટલા વાગ્યા છે તે બતાવવા માટે તેમાં ઘંટડીના અવાજ થાય છે? માલેક ના કહેશે. પછી તેને જાદુગર પોતાની સામે ધરીને તેના ઉપર જાદુઇ લાકડી ફેરવે છે અને પૂછે છે કે "ઘડીયાળ! બોલ, કેટલા વાગ્યા?" ઘડીયાળ તેનો જવાબ આપતાં ઘંટડીના અવાજ કરે છે. એ જ રીતે એકાદ ગંજીફાનું પત્તું કાઢી પ્રેક્ષકને આપવામાં આવે છે અને તે કઇ જાતનું ચિત્રનું કે દાણાનું પત્તું છે તે પણ અવાજના સંકેતવડે ઘડીયાળ કહે છે! પ્રેક્ષકો તેથી આશ્ચર્ય પામે છે.


[ આકૃતિ ૫૨. ]

આ. માટે એક નાની, સરખી, ચિત્રકાર્ય, દર્શનીય, ખુબસુરતી, યંત્રસ્વરૂપ પેટી રાખવી પડે છે અને તેને જાદુગર કોટના કે જાકીટના ગજવામાં છુપાવી રાખે છે. તેને એક કમાન હોય છે જેને ઘડીયાળની પેઠે ચાવી દઇ રાખવામાં આવે છે. તેના ઉપરના બટનને જ્યાંસુધી દાબી રાખવામાં

આવે છે ત્યાંસુધી તેની અંદરની ઘંટડીનો અવાજ એક પછી એક થયા કરે છે. દાબ બંધ થતાં જ અવાજ બંધ થઇ જાય છે. ખેલ કરતી વખતે એટલું ધ્યાનમાં રાખવું કે ઘડીયાળ એ યંત્ર અને પ્રેક્ષકની વચ્ચે સીધી લાઇનમાં રાખવું એટલે યંત્રનો થતો અવાજ ઘડીયાળમાંથી નીકળતા અવાજની બરાબર લાગશે. યંત્રના અવાજ ૫૦-૬૦ થતા હોય તો ખેલમાં ૫૦-૬૦ અવાજ થતાંસુધીના જ જવાબ લેવા, નહિતો પછી અવાજ થતા બંધ થઇ જશે અને ઘડીયાળ કશો જવાબ નહિ આપે એટલે જાદુગરની હાંસી થશે. કોઇ હોશિયાર ઘડીયાળી આવું યંત્ર તૈયાર કરી આપશે.

હાથના બંધન વચ્ચેથી રૂમાલ કાઢવો—એક દોરડાના બેઉ છેડાથી બેઉ હાથનાં કાંડાં ઢીલાં બાંધવાં અને બેઉ હાથની વચ્ચેનું દોરડું એક ફૂટ લાંબું રહેવા દેવું. ગાંઠો ઉપર સીલ કરવામાં વાંધો નથી. એક રૂમાલ લઇ તેને દોરડા ઉપર મૂકી, રૂમાલના છેડા સામસામા બંધાવવા ને મજબૂત ગાંઠો વાળવી. એ વચ્ચે બાંધેલો રૂમાલ દોરડા ઉપર અને હાથ ઉપર આમતેમ ફરી શકશે પણ બહાર નીકળી શકશે નહિ ગાંઠો છોડયા વિના રૂમાલ બહાર નીકળી શકે તેમ નથી એવી પ્રેક્ષકોની ખાત્રી કરાવવી. પછી એક ક્ષણ પૂઠ ફેરવીને રૂમાલ ગાંઠો સુદ્ધાંત બહાર કાઢી બતાવો. કેવી રીતે કાઢવો? પહેલાં રૂમાલને એક કાંડા ઉપર લઇ જાઓ અને કાંડા ઉપર બાંધેલા દોરડાના



[ આકૃતિ ૫૩. ]

ઢીલા બંધમાંથી રૂમાલને બીજા હાથથી ગાંઠ સુદ્ધાંત ખેંચી લો. ચિત્ર ઉપરથી પૂરી સમજુતી મળશે. રૂમાલને બદલે રબ્બરની મોટી ગોળ કડી વાપરી શકાશે અને દોરડાને બદલે બે બાજુ ગોળ કડાંવાળી સાંકળ વાપરી શકાશે. કડાં એવાં ન જોઇએ કે જેની આરપાર હાથ નીકળી જાય પણ હાથ બેડીની પેઠે વાસી-ઉઘાડીને તાળાં મારી શકાય એવાં કડાં જોઇએ.

મુઠીમાં રૂમાલનો રંગ બદલવો—દોટેક ઇંચ લાંબી પીત્તળની ભૂંગળીનો કકડો હથેળીની વચ્ચે કાળા રેશમી તારથી બાંધી લો.

નળીને હાથની ચામડીના જેવા તેલી રંગથી રંગાય તો સારૂં. એ નળીમાં રેશમી લાલ રંગને રૂમાલ ભરી રાખો. પછી પ્રેક્ષકને લીલા રંગને રૂમાલ બતાવીને તમારી મૂઠીમાં તે લીલા રૂમાલને તમારી જાદુઇ લાકડી વડે ઘોંચો. એ રૂમાલ નળીની અંદર છુપાઇ જતાં અંદરનો લાલ રૂમાલ મૂઠીને બીજે છેડેથી બહાર નીકળશે, એટલે મૂઠીમાં નાંખેલો લીલો રૂમાલ મૂઠીમાં લાલ રંગનો બની બહાર નીકળેલો જણાશે ! ફરીથી લાલ રૂમાલ મૂઠીમાં ઘોંચતાં લીલો બની બહાર નીકળશે ! હાથમાંની નળી દેખાય નહિ તે માટે હથેળી દેખાય નહિ છતાં હાથ ખુલ્લો રહે એવી રીતે ઊભા રહેવું. પહેલી વાર લીલો રૂમાલ એ જ હાથમાં છટાથી લઇને બતાવો અને રૂમાલ પહોળો કરી બતાવવો અને તુરત નળીવાળા હાથની મૂઠી વાળીને બીજે હાથે રૂમાલ ઘોંચવાની તૈયારી કરવી.

**રંગીન પટ્ટીઓ અને વાવટાનો ખેલ**—જાદુગર ત્રણ રંગની કાગળની પટ્ટીઓ લઇને આવે છે અને પોતાના હાથમાં બીજું કશું નથી તેની ખાત્રી કરી આપે છે. એ પટ્ટીઓને હાથે વળ દઇને સળગાવે છે અને તેની રાખ હાથમાં લઇ તેમાંથી રંગીન રેશમી રીબન-સળંગ પટ્ટી કાઢી બતાવે છે. ફરીથી એ જ પટ્ટીઓને હાથમાં સંકેલી લઇને તેનો બ્રિટિશ વાવટો બનાવી આપે છે! આ કેવી રીતે થાય છે? ત્રણ રંગની રેશમી પટ્ટીઓ ત્રણ ત્રણ વારની લઇ તેને એક બીજા સાથે સીવી ૯ વારની સળંગ પટ્ટી બનાવવી અને તેને છેડે થોડી કાળી પટ્ટીનો કકડો સીવવો. એ પટ્ટીનું ગોળ ગુંચળું વાળીને ડાબા હાથની બાંહ્ય નીચે બગલની પાસે ચોંટાડી રાખો. રીબનના ગુંચળાની ઉપર કાળી રીબન વીંટળાએલી હોય છે અને કોટ પણ કાળો હોય છે એટલે તે કોઇના ધ્યાનમાં આવવાનો સંભવ નથી. જ્યારે કાગળની પટ્ટીઓ બાળો ત્યારે-તેને પહેલાં જમણા હાથે પકડી બાળો. પછી તે બળતી પટ્ટીઓને ડાબા હાથમાં લેતાં પહેલાં જમણા હાથે કોટની બાંહ્ય ઉંચી ચડાવો અને બાંહ્ય ઉંચી ચડાવતી વખતે પેલી રીબનનું ગુંચળું ઉખાડી જમણા હાથમાં લઇ લ્યો અને એ જ ગુંચળું કાગળની રાખમાંથી છટાપૂર્વક ઉખેડી બતાવો ! રીબનમાંથી વાવટો કરવા માટે શું કરવું ? એક બ્રિટિશ વાવટો (નાનો) લઇ તેને એક ખુણે નાનું અજવું સીવી લ્યો અને તે અજવું વાવટાની રંગીન આડી ઊભી પટ્ટીઓમાં ભળી જાય તેવું હોવું જોઇએ. વાવટો દૂરથી જોતાં એ ગજવાનો ભાસ કોઇને થાય નહિ. એ વાવટાને સંકેલીને નાનું બંડલ કરી જમણા હાથની બગલ પાસે બાંહ્યની

નીચેના ભાગમાં કોટના રંગના કપડાનું-નાનું ગજવું સીવેલું હોય તેમાં તે બંડલ મૂકી દેવું અને રીબન કાઢી રહ્યા પછી જમણા હાથની બાંહ્ય ચડાવતાં એ બંડલ કાઢી હથેળીમાં રાખવું. રીબન હાથમાં ખેંચી લેતાં તેને વાવટાની અંદર સીવેલા પેલા છુપા ગજવામાં દબાવતા જવું અને આખી રીબન ગજવામાં છુપાઇ રહે એટલે પછી વાવટાને પહોળો કરી બતાવવો અને બેઉ હાથ પણ ખાલી બતાવવા.

**બાટલી અને ગ્લાસને બદલ બદલ કરવા**—જાદુગર એક મેજ ઉપર બાટલી અને બીજા મેજ ઉપર ગ્લાસ પડેલા બતાવે છે. પછી તે બે બાટલી જેવડાં ઉંચાં ખાલી ઢાંકણાં બતાવે છે. ઢાંકણાંની અંદર પોતાની જાદુઇ લાકડી ફેરવીને તે ખાલી છે એમ બતાવે છે.પછી એક ઢાંકણું બાટલી પર અને બીજું ગ્લાસ ઉપર તે ઢાંકે છે. પછી જાદુઇ લાકડી ફેરવીને ઢાંકણાં ઉપાડે છે તો બાટલીની જગ્યાએ ગ્લાસ અને ગ્લાસની જગ્યાએ બાટલી આવી ગએલાં દેખાય છે'



[ આકૃતિ ૫૪ ]

આ કેવી રીતે થયું ? બાટલી ટીનના પતરાની બનાવેલી અને કાળા જાપાનીઝ પોલીશથી ચકચકીત રંગેલી હોય છે એટલે તે કાળા કાચના જેવી દેખાય છે. તેને તળીઉં હોતું નથી. એ તળીયા વિનાની બાટલી ગ્લાસ ઉપર જ ઢાંકેલી હોય છે. ઉપરનું ઢાંકણું ઉંચકતી વખતે ઢાંકણાની સાથે જ બાટલીને ખેંચી લેવામાં આવે છે એટલે ગ્લાસ દેખાય છે. બીજા મેજ ઉપરના ઢાંકણામાં તેવી જ બીજી તળીયા વિનાની બાટલી છુપાવેલી હોય છે તે ગ્લાસ ઉપર ઢાંકી બાટલીને ગ્લાસ ઉપર ઢંકાયલી રાખીને માત્ર ખાલી ઢાંકણું ખેંચી લેવામાં આવે છે, એટલે ત્યાં બાટલી આવી ગએલી દેખાય છે. ગ્લાસમાં રંગીન પાણી એકસરખા પ્રમાણમાં ભરી રાખ્યું હોય તો દેખાવ વધારે સારો લાગે છે.

**ખાલી હાથમાંથી સીગારેટો કાઢવી**—આંગળીઓ છુટી રાખીને હથેળીઓ ખાલી બતાવવી, અને પછી હવામાં એક હાથ ચલાવીને

બીજા હાથે સીગારેટ કાઢી બતાવો. તેને એક ટોપીની અંદર નાંખો અને પછી બીજી સીગારેટ એ જ રીતે કાઢી બતાવો. એ રીતે ઘણી સીગારેટો બતાવી શકાય. આ ખેલ કેવી રીતે કરવો ? ચિત્રમાં બતાવ્યા મુજબની ખોલી સાથેની એક સળી બનાવરાવવી અને તેને આંગળીની ઉપર એવી રીતે પહેરવી કે જેથી સળી આંગળીની પાછળ રહે અને ખોલી



[ આકૃતિ ૫૫. ]

બરાબર આંગળીમાં બેસી જાય. એ ખોલી અને સળી હાથની ચામડી જેવા રંગે જ રંગવી. જોકે એ સળી કે ખોલી પ્રેક્ષકની નજરે ન પડે એવી રીતે જ હથેળી બતાવવાની છે, છતાં કોઇની દૃષ્ટિ પડી જાય તો પણ ચામડીના જેવા રંગે રંગેલી હોવાથી કળવામાં આવશે નહિ. એ સળી ઉપર સીગારેટ ચોંટાડી રાખવી. હાથ ખુલ્લો બતાવ્યા પછી બીજો હાથ તેની તરફ લઈ જતાં સીગારેટ પકડતી વખતે આંગળીનું ટેરવું જરા નીચું નમાવતાં જ સીગારેટ હાથમાં આવી જશે જેને ખેંચી લેવી. ટોપીમાં સીગારેટ નાંખતી વખતે તે ટોપીમાં નાંખવાનો માત્ર દેખાવ કરવો, પણ તેમાં નહિ નાખતાં હાથમાં છુપાવી દેવી—જેને 'હથેળવી' (To Palm) કહે છે. આમ એક ને એક સીગારેટને અનેક વખત બતાવી શકશે. છતાં હથેળતાં ન ફાવે તો ખોલીવાળી ત્રણ સળીઓ ત્રણ આંગળીઓની પાછળ પહેરવી એટલે વધુમાં વધુ ત્રણ સીગારેટો બતાવી શકાશે અને પ્રેક્ષકોને ફૂંકવા પણ આપી શકાશે. આ સળીવાળી ખોલી કોઇ પણ ચતુર કારીગર બનાવી આપશે.

**સીટી વગાડતું ભૂત**—એક સીસાની કે જર્મન સીલ્વરની સીસોટી કે જે મ્હોંએ લગાડીને છોકરાં વગાડે છે તે જાદુગર પ્રેક્ષકોને બતાવે છે, તેની સાથે એક રબ્બરની નળી જોડેલી હોય છે. એ નળી પણ બતાવવામાં આવે છે. જાદુગર એ નળી અને સીસોટીને હાથમાં લઇ તેને પૂછે છેઃ કેટલા વાગ્યા છે ? સીસોટી આઠ વખત વાગી આઠ વાગ્યાનો જવાબ આપે છે, એ જ રીતે બીજા સવાલોના પણ અવાજવડે જવાબો મળે છે. આમાં યુક્તિ એ છે કે એવી જ એક બીજી સીસોટી અને નળી જાદુગરે પોતાના પેન્ટલૂનમાં છુપાવેલી હોય છે અને નળીને બીજે છેડે રબ્બરનો બલ્બ હોય છે જેને બગલમાંથી કે બીજી કોઇ રીતે દબાવવાથી એ છુપાવેલી સીસોટી વાગે છે; પણ પ્રેક્ષકો સમજે કે પેલી સીસોટી વાગે છે !

**કાચના ખાલી ટમ્બ્લરમાં જાદુઈ શાહી !**—જાદુગર એક કાચનું ખાલી ટમ્બ્લર લોકોને બતાવી મેજ ઉપર મૂકે છે અને લોકો પાસેથી એ ટમ્બ્લર ઢંકાય એવા ઉંડી હૅટ માંગી લે છે, અથવાતો પ્રેક્ષકોમાંથી ન મળે તો પોતા પાસેની ખાલી હૅટ પ્રેક્ષકોને જોવા આપીને ટેબલને એક છેડે મૂકે છે. પછી ટમ્બ્લરને મોંતે શાહીથી ભરી દેવાનું કહી હૅટ ઉપાડી તેની ઉપર ઢાંકે છે અને જાદુઇ લાકડી ફેરવ્યા પછી હૅટ ઉંચકી લે છે તો તેમાં શાહી ભરાઇ ગએલી દેખાય છે! ટમ્બ્લરને જ્યારે ઢાંકવાનું હોય છે ત્યારે હૅટને ટેબલ પરથી ઉંચકતી વખતે ટેબલની બાજુ સાથે ચોડેલી એક થેલીમાંથી તે એક શાહી ભરેલું સેલ્યુલોઇડનું ટમ્બ્લર હૅટને પડદારૂપ રાખીને ટચલી આંગળીથી ઉંચકી લે છે. ( જુઓ ચિત્ર ). સેલ્યુલોઇડનું ટમ્બ્લર પારદર્શક હોય છે પરન્તુ તેમાં શાહી અગાઉથી ભરી રાખેલી હોવાથી બહાર શાહી દેખાય છે. તે શાહી ભરેલા ટમ્બ્લરને કાચના ટમ્બ્લરમાં તેને હૅટથી ઢાંકતી વખતે મૂકી દે છે. સેલ્યુલોઇડનું ટમ્બ્લર કાચના ટમ્બ્લરમાં બરાબર બેસી રહે તેવું જોઇએ.



[ આકૃતિ ૫૬. ]

**ભુસાથી ભરેલો પ્યાલો ખાલી**—ટીનનો બનાવેલો પ્યાલો ભુસાથી કે ડાંગરનાં ફોતરાંથી ભરેલો બતાવવામાં આવે છે. પ્રેક્ષક પાસેથી એક રૂમાલ માંગી લઇ તેના ઉપર જાદુગર રૂમાલ ઢાંકે છે અને રૂમાલ કાઢી નાંખે છે કે પ્યાલો ખાલી ! આમાં કરામત પ્યાલાના હેંડલની છે. પ્યાલો તળીયે અને મથાળે સરખો ગોળ હોય છે. હેંડલ બરાબર વચ્ચેથી લગાડેલો હોય છે પણ વચ્ચે ખીલીથી લગાડેલો હોઇ ઉપરના ભાગમાં જોડાયા વિનાનો હોય છે! તેને તળીયે સરેસથી ચોડાં ડાંગરનાં ફોતરાં ચોંટાડી રાખેલા હોય છે, એટલે પ્યાલો ફોતરાથી ભરેલો દેખાય છે પણ રૂમાલ ઢાકતી વખતે પ્યાલાને ઉંધો ફેરવી દેવામાં આવે છે, જ્યારે હેંડલ હાથમાં તેમનો તેમ પકડેલો રહે છે. આથી ફોતરાં ચોડેલું તળીયું નીચે જાય છે અને ખાલી પ્યાલાનો ભાગ ઉપર દેખાય છે.



[ આકૃતિ ૫૭ ]

**જાદુઈ જાપાનીઝ પેટી**—આ એક ચોરસ લાકડાની પેટી હોય છે તેને ઢાંકણું હોતુ નથી અને તળીયું જુદું હોય છે. તળીયામાં આંગળાં ભેરવવાની ખોભણ હોય છે. ( જુઓ ચિત્ર ). તળીયા ઉપર પેટીનું ચોકઠું મૂકી જાદુગર તેમાંથી અવનવી વસ્તુઓ કાઢી બતાવે છે. ખાલી ચોકઠું પ્રેક્ષકોને અગાઉથી બતાવવામાં આવે છે. આમાંની કરામત પેટીના ચોકઠાની બાજુઓમાં હોય છે. એ બાજુઓ બેવડી ( પોકળ ) હોય છે અને દરેક બાજુ અંદરની ચાંપથી ઉઘડે છે. દરેક બાજુના બેવનમાં કાગળનાં રમકડાં, સંકેલાઇ જાય તેવા પ્યાલા, રૂમાલો વગેરે ભરેલું હોય છે. એક બાજુ ખાલી થતાં તેને બંધ કરી







[ આકૃતિ ૫૮ ]

જાદુગર ચોકઠું અને તળીયું છૂટાં કરી બતાવે છે અને ફરીથી ચોકઠું તળીયા ઉપર મૂકે છે પણ તેમ કરતાં પોતાના હાથ તરફ ભરેલી બાજુ આવે એવી રીતે મૂકે છે, અને મૂકતાં જ એ હાથની આંગળીથી ચાંપ દબાવે છે એટલે તે બાજુ ખુલ્લી થઇ અંદર પડે છે અને તેમાં છુપાવેલી વસ્તુઓ ખુલ્લી થાય છે! આ રીતે ફેરવી ફેરવીને ચારે બાજુનો તે ઉપયોગ કરે છે. પેટીને રંગરોગાન કરીને સુંદર બનાવી હોય છે.

**અદ્દભુત કાચનો પ્યાલો**—આ અદ્દભુત કાચના પ્યાલાથી ઘણા ખેલો કરી શકાય છે. એ કાચના પ્યાલામાં વચ્ચોવચ્ચ બેવડા અરીસાની દિવાલ હોય છે કે જેથી ગ્લાસના બે ભાગ પડે છે. ગ્લાસનો જે અર્ધો ભાગ પ્રેક્ષકને દેખાય છે તેનું જ પ્રતિબિંબ આયનામાં પડે છે એટલે આખો ગ્લાસ બરાબર દેખાય છે. પછી આયનાના આગલા ભાગમાં એક વસ્તુ નાંખવામાં આવે છે અને તેની ઉપર રૂમાલ ઢાંકવામાં આવે છે. રૂમાલ ઢાંકતી વખતે જ ગ્લાસને ફેરવી નાંખવામાં આવે છે, એટલે આગલો ભાગ પાછળ જાય છે અને પાછલો ભાગ આગળ આવે છે, પાછલા ભાગમાં છુપાવેલી વસ્તુ હવે દેખાવાથી એકની બીજી વસ્તુ બની



[ આકૃતિ ૫૯ ]

અખેલ દેખાય છે આ રીતે લાલ રૂમાલનો સફેદ બતાવી શકાય છે સાંકળના છૂટા અકોડાની સળંગ સાંકળ કાઢી બતાવવામાં આવે છે ગ્લાસના આગલા ભાગમાં પાણી ભરી તેમાં સાકળના છૂટા અકોડા નાખી બતાવવામાં આવે છે અને રૂમાલ ઢાંકી ગ્લાસ ફેરવી નાંખતા તેમાં અગાઉથી મૂકેલી સળંગ સાકળ દેખાય છે તેમાં પાણી ન હોય એટલે સાકળને કોરી બતાવી પ્રેક્ષકને ચકિત કરી શકાય છે આ ગ્લાસના મ્હોં આગળ કાંઇ કોતરકામ કે કારીગરી–નકસી હોય તો વધારે સારૂં કારણકે વચ્ચેની અરીસાની દિવાલ ત્યાંસુધી જ રાખવામાં આવે છે આ દિવાલ હાથે બનાવી શકાશે પાતળા કલાઈ કરેલા કાચના બે ટુકડા લઇ તે ગ્લાસમાં બરાબર સમાય એવી રીતે કાપવા પછી કલાઇની બાજુએ ગ્લ્યુ–વિલાયતી ગુંદ લગાવી તેના ઉપર રેશમી કાપડ ચોડવું, ફરી તે રેશમી કાપડ ઉપર ગુંદ લગાવી તેના ઉપર બીજો કાચનો કકડો ચોડવો એટલે એવો અરીસો થશે કે જેની બેઉ બાજુએ પ્રતિબિંબ પડે આ કાચ ગ્લાસની મધ્યમાં ગોઠવો.

**ફાંસામાંથી દોરડું કાઢી નાંખવું**—લાંબુ ત્રીસેક ફીટ દોરડું લેવું અને પ્રેક્ષક પાસે રૂમાલવડે હાથ બંધાવવા, અને રૂમાલના ફાંસામાંથી દોરડું પસાર કરાવવું પછી જાદુગરે પોતાના મદદગાર પાસે દોરડું ખેંચાવવું અને પ્રેક્ષકોની ખાત્રી કરી બતાવવી કે દોરડું બહાર નીકળી શકે તેમ નથી.


[ આકૃતિ ૬૦ ]

પરન્તુ દોરડું ખેંચવાનો હેતુ એ એ છે કે તેથી રૂમાલનો બંધ જરા ઢીલો પડે અને બેઉ હાથની વચ્ચેથી એકાદ આંગળીવડે દોરડાનો ભાગ ચિત્રમાં બતાવ્યા મુજબ ખેંચી લઇને આંગળીમાં ભરાવી શકાય. પછી પ્રેક્ષકને બોલાવી તેની પાસે દોરડાને છેડેથી બેઉ છેડા પકડી ખેંચાવવું ખેંચતાણ કરતી વખતે –હાથને આમતેમ કરતી વખતે આંગળમાં ભરાવેલા ગાળાને જરા લબાવી તેમાંથી આખો હાથ પસાર કરી નાંખવો એટલે આંચકો લાગતાં જ દોરડું બહાર નીકળી આવશે અને રૂમાલ હાથ ઉપર બાંધેલો રહેશે

ખંડ ૯ મો

# મંત્રવિજ્ઞાન વિદ્યા.

## પરિચ્છેદ ૧ લો.

### મંત્ર–યંત્રના પ્રયોગો માટે કાળનિર્ણય.

**ષટ્કર્મ વિધાન**—શાન્તિ, વશીકરણ, સ્તંભન, વિદ્વેષણ, ઉચ્ચાટન અને મારણ એ છ કર્મો વિદ્વાનોએ કહેલા છે. મંત્ર, યંત્ર અને તંત્રના પ્રયોગોથી એ ષટ્કર્મની સિદ્ધિ થાય છે. પ્રત્યેક પ્રકારનો પ્રયોગ તેને માટેના યોગ્ય કાળે કરવાથી જ તેની સિદ્ધિ થાય છે.

**ઋતુનિર્ણય**—વશીકરણ અને આકર્ષણ કર્મ વસન્ત ઋતુમાં, વિદ્વેષણ ગ્રીષ્મ ઋતુમાં, સ્તંભન વર્ષા ઋતુમાં, મારણ શિશિરમાં, શાન્તિ કર્મ શરદ્‌માં અને પુષ્ટિકર્મ હેમંતમાં કરવું યુક્ત છે. બપોરની પહેલાંનો સમય વસન્તનો, મધ્યાહ્નનો સમય ગ્રીષ્મનો, ત્રીજા પ્રહરનો વર્ષાનો, સાંજનો શિશિરનો, અર્ધ રાત્રિનો સમય શરદ્‌નો, ઉષઃકાળનો સમય હેમન્તનો સમજવો.

**તિથિનિર્ણય**—સાતમે વશીકરણ કર્મનું સાધન કરવું, ત્રીજે અને તેરશે આકર્ષણ કર્મ કરવું, બીજ અને છઠે ઉચ્ચાટન કર્મ કરવું, પડવો, ચોથ અને ચૌદસે સ્તંભન કર્મ કરવું, નોમ અને આઠમે મોહન કર્મ કરવું, અગીઆરસ, પાંચમ અને પૂનેમે મારણ કર્મ કરવું એમ તાંત્રિક ગ્રંથોમાં કહેલુ છે.

**વારનિર્ણય**—શુક્રવારે લક્ષ્મી, શનિવારે વશીકરણ, રવિવારે મારણ, બુધવારે ઉચ્ચાટન, મંગળવારે વિદ્વેષણ શુભ થાય છે.

**નક્ષત્રનિર્ણય**—સ્તંભન, મોહન, વશીકરણ એ માહેંદ્ર તથા વારૂણ મંડળમાં કરવાથી સિદ્ધિદાયક બને છે. વિદ્વેષણ અને ઉચ્ચાટન અગ્નિ તથા વાયુના યોગમાં કરવાં. જ્યેષ્ઠા, ઉત્તરાષાઢા, અનુરાધા, રોહિણી એ

નક્ષત્રો માહેન્દ્ર મંડળમાં હોઇ કાર્યસિદ્ધિકર બને છે. ઉત્તરા ભાદ્રપદા, મૂળ, શતભિષા, પૂર્વા ભાદ્રપદા, આશ્લેષા અને પૂર્વાષાઢા એ વારૂણ મંડળમાં મધ્યચારી હોઇ કાર્યસિદ્ધિ દેનારાં હોય છે. સ્વાતિ, હસ્ત, મૃગશીર્ષ, ચિત્રા, ઉત્તરાફાલ્ગુની, પુષ્ય, પુનર્વસુ એ વહ્નિમંડળમાં છે અને અશ્વિની, ભરણી, આર્દ્રા, ધનિષ્ઠા, શ્રવણ, મઘા, વિશાખા, કૃતિકા, પૂર્વા ફાલ્ગુની તથા રેવતી એ વાયુમંડળમાં હોઇ કાર્યસિદ્ધિ કરે છે.

**અંગુલિનિર્ણય**—શાન્તિ કર્મ તર્જની અંગુલિ અને અંગુઠાથી, મધ્યમા અને અંગુઠાથી પુષ્ટિકર્મ અને અનામિકા તથા અંગુઠાથી, અભિચાર કર્મ કરવાથી સિદ્ધિદાયક બને છે.

**મંત્રસંબંધ**—અકડમ ચક્ર તથા રાશિચક્રથી મંત્ર તથા સાધકનો સંબંધ જોઇને પછી મંત્રસિદ્ધિ કરવી. તે માટે જુઓ ' સચિત્ર ત્રિકાળ જ્ઞાન દર્શક' [ગ્રંથ પહેલો] નો મંત્રવિદ્યાનો વિભાગ.

---

## પરિચ્છેદ ૨ જો.

## યક્ષિણીસાધનના મંત્રો.

યક્ષિણીનું સાધન કરવું હોય તો સંપૂર્ણ સાવધાનતાથી કરવું. સાધનના સમય દર્મિયાન નિરામિષ અન્ન ખાવું, તાંબુલભક્ષણ કરવું નહિ, મૃગચર્મ ઉપર બેસવું, પ્રાતઃકાળે સ્નાન કરવું અને કોઇનો સ્પર્શ કરવો નહિ. નિત્યકર્મ કરીને નિર્જન સ્થાનમાં જપ કરવો. જ્યાંસુધી યક્ષિણી પ્રત્યક્ષ થઇને મનવાછિત ન આપે ત્યાંસુધી બરાબર જપ કરતા રહેવું. સુરસુન્દરી, મનોહરી, કલાવતી, કામેશ્વરી, રક્તકરી, પદ્મિની, નટી, અનુરાગિણી, એ આઠ મુખ્ય યક્ષિણી છે.

**રતિપ્રિયાનો મંત્ર**—ॐ ह्रीं कनकनकमैथुनप्रिये रतिप्रिये स्वाहा ॥ શંખલિપ્ત પટ ઉપર દેવીને એવી રીતે આલેખવી કે જાણે કમળ ધારણ કરેલી ગૌર વર્ણની સંપૂર્ણ અલંકારયુક્ત દિવ્ય મૂર્તિ છે. પછી ચમેલીનાં ફૂલથી તેની ષોડશોપચારે પૂજા કરવી અને ૧૦૦૦ મંત્રો જપવા. સાત દિવસસુધી ત્રણે સંધ્યાઓમાં અને રાત્રિમાં પણ મંત્રજપ કરવો. તો અર્ધી રાતને સમયે દેવી આવીને પ્રત્યક્ષ દર્શન દે છે અને રોજ ૨૫ સુવર્ણમુદ્રાઓ આપે છે.

અનુરાગણીનો મંત્ર—ૐ ह्रीं ह्रीं अनुरागिणि मैथुनप्रिये स्वाहा ॥ આ મંત્રને ભોજપત્ર પર કંકુથી લખી શુકલ પ્રતિપદાથી પૂજાનો આરંભ કરી જપ કરવો. ત્રણે સંધ્યાઓમાં ૩૦૦૦ જપ કરવા. એક માસ પછી રાત્રિએ પૂજા તથા જાપ કરવાથી અર્ધરાત્રિએ આવીને દેવી મનોરથ - પૂર્ણ કરે છે અને પ્રસન્ન થઇને રોજ એક હજાર સુવર્ણમુદ્રાઓ આપે છે અર્થાત્ પુષ્કળ ધનની પ્રાપ્તિ થાય છે.

સાગર ચેટક—ૐ भगवन् समुद्र देहि रत्नानि जलवासो ह्रीं नमोस्तु ते स्वाहा ॥ આ મંત્રનું ધ્યાન કરીને પવિત્ર થઇને સાગરને કિનારે જપે તો સિદ્ધિ થવાથી સાગર ચેટક ત્રણ મૂલ્યવાન રત્નો આપે છે, ભોજન આપે છે અને સૌમ્ય રહેવાથી મંત્ર જાપ કરનાર સુખી થાય છે.

વટયક્ષિણીનો મંત્ર—ૐ ह्रीं वटवासिनि यक्षकुलपताके वटयक्षिणि एह्येहि स्वाहा ॥ પવિત્ર થઇને ત્રિભેટામાં (ત્રણ માર્ગમાં) આવેલા વડના વૃક્ષની નીચે રાત્રિએ આ મંત્રને એકલા રહી જપવા. ૩ લાખ જપ કરવાથી સિદ્ધ થઇને દેવી વટયક્ષિણી દિવ્ય વસ્ત્રાલંકાર, રસસિદ્ધિ અને રસાયન તથા દિવ્યાંજન આપે છે.

વિશાલાનો મંત્ર—ૐ ऐं विशाले ह्रां ह्रीं क्लीं स्वाहा ॥ આ મંત્રને સ્નાનથી શુદ્ધ થઈ આંમલીના વૃક્ષની નીચે બેસી જપવો. આંમલીનાં પત્ર તથા પુષ્પોથી ઘીની સાથે હવન કરવો, એટલે વિશાલા પ્રસન્ન થઇને દિવ્ય રસ તથા રસાયન પ્રદાન કરે છે.

મહાભયાનો મંત્ર—ૐ ह्रीं ह्रां महाभये क्लीं स्वाहा ॥ (અથવા) ૐ क्रीं महाभये क्लीं स्वाहा ॥ મનુષ્યનાં હાડકાંની બનાવેલી માળા ગળે, હાથે અને કાને ધારણ કરીને, પવિત્ર થઈ, નિર્ભય હૃદયથી એકલા શ્મશાનમાં વાસ કરી નરાસ્થિમાળાને હાથમાં ધારણ કરી એક લાખ મંત્રો જપવા, એટલે મહાભયા યક્ષિણી પ્રસન્ન થઇને સાધકને સિદ્ધિ અને રસાયન આપે છે, જેના ભક્ષણથી સર્વ રત્નો તેને સ્થાનેથી ચલાયમાન થાય છે અને જરાદિથી મુક્ત થઇ મનુષ્ય ચિરંજીવી બને છે.

વિદ્યુજિજહ્વાનો મંત્ર—ૐ सुमुखे विद्युज्जिह्वे ॐ हूं चेटकेश चेटकेश स्वाहा ॥ મંત્રનો ૧૦૮ વાર જપ કરવો અને પોતા માટેના સ્વાદિષ્ટ ભોજનનું વડના વૃક્ષની નીચે બલિદાન દેવું. એ પ્રમાણે એક માસસુધી કરવાથી દેવી પ્રસન્ન થઇને તેનું ભોજન ગ્રહણ કરે છે અને નિત્ય પાસે જ રહે છે. અતીત તથા અનાગત કર્મને તે કહી દે છે અને પ્રતિમા તથા પર્વતોને તેથી ચલાવી શકાય છે.

**કર્ણપિશાચિનીનો મંત્ર**—ॐ ह्रीं सः नमो भगवति कर्णपिशाचिनि चण्डवेगिनि वद वद स्वाहा ॥ મંત્ર ૧૦૦૦૦ વાર જપીને કૃષ્ણકન્યાને અભિમંત્રિત કરી હાથપગને લેપ કરીને સૂવાથી કર્ણપિશાચિની દેવી નિશીથમાં જે શુભ અશુભ વાતો હોય તેનું ફળાફળ કહે છે.

**સ્વપ્નાવતીનો મંત્ર**—ॐ ह्रीं आगच्छ आगच्छ चामुंडे श्रीं स्वाहा ॥ માટી અને છાણથી જમીનને લીંપી તેના ઉપર કુશ ( એક જાતનું ઘાસ ) અથવા દર્ભ બિછાવવું અને પંચોપચાર નૈવેદ્યથી દેવ દેવીનું પૂજન કરવું. રૂદ્રાક્ષની માળા હાથમાં રાખીને પહેલાં ૧૦૦૦૦ મંત્ર જપવા અને કોટિસૂર્યના જેવા પ્રકાશમાનનું ધ્યાન ધરવું. સૂતા પછી અર્ધી રાત્રે દેવી સ્વપ્નમાં શુભાશુભ કહે છે.

**પિશાચિનીનો મંત્ર**—ॐ ह्रीं चिंचि पिशाचिनि स्वाहा ॥ છિદ્રરહિત ભોજપત્ર ઉપર ગોરોચન, કુમ કુમ અને દૂધથી આઠ દળનું કમળ આલેખવું અને પ્રત્યેક દળ ઉપર માયાબીજ લખીને મસ્તક ઉપર ધારણ કરી સાત દિવસસુધી ૧૦૦૦૦ મંત્રો જપવા, તેથી સ્વપ્નમાં દેવી ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળની વાત કહે છે.

**કર્ણપિશાચનો મંત્ર**—ॐ नमो भगवते रुद्राय कर्णपिशाचाय स्वाहा ॥ પુષ્ય નક્ષત્રમાં કડવી તુંબડીનું મૂળ તથા સર્પાક્ષીનું મૂળ ગ્રહણ કરીને લાલ સૂત્રથી બાંધી શિરપર ધારણ કરવાથી સ્વપ્નમાં દેવતા સંપૂર્ણ શુભાશુભ કથન કરે છે.

**વિચિત્રાનો મંત્ર**—ॐ विचित्रे विचित्ररूपे सिद्धिं कुरु कुरु स्वाहा ॥ સ્નાનવડે શુદ્ધ થઈને વડના ઝાડ નીચે એક લાખ મંત્રો જપવા. પછી બંધૂકનાં પુષ્પ, ઘી, મધ તથા દૂધનો ધૂપ તથા દશાંશ હવન કરવો, એટલે વિચિત્રા દેવી સિદ્ધ થઈ વિચિત્ર જયની આપનારી થાય છે.

**હંસીનો મંત્ર**—ॐ हंसि हंसि जने ह्रीं क्लीं स्वाहा ॥ નગરની સીમમાં જઈને એક લાખ મંત્રો જપવા. કમળપત્ર તથા ઘીનો દશાંશ હવન કરવો. એથી હંસી દેવી અંજન આપે છે જેથી પૃથ્વીનો ખજાનો દેખાય છે અને તે સુખપૂર્વક ગ્રહણ કરી શકાય છે.

**મદનાનો મંત્ર**—ॐ ऐं मदने मदनविडंबिनि आलिंगय आलिंगय संगमं देहि संगमं देहि स्वाहा ॥ પવિત્ર થઈને સ્થિરતાથી રાજદ્વારમાં એક લાખ મંત્રો જપવા. દૂધ, માલતીનાં ફૂલ અને ઘીથી દશાંશ હવન કરવો, એટલે મદના યક્ષિણી સિદ્ધ થઈને ગુટિકા આપે છે. તેને મુખમાં રાખવાથી મનુષ્ય અદૃશ્ય અને ચિરસ્થાયી થાય છે.

**કાલકર્ણીનો મંત્ર**—ॐ ह्रीं क्लीं कालकर्णिके ठः ठः स्वाहा ॥ પલાશના વૃક્ષ નીચે આ મંત્રને એક લાખ વાર જપવાથી અને મધનો હોમ કરવાથી કાલકર્ણી પ્રસન્ન થાય છે અને સૈન્ય, શસ્ત્રાસ્ત્રની ધાર તથા ગતિનું સ્તંભન કરે છે.

**લક્ષ્મી યક્ષિણીનો મંત્ર**—ॐ ऐं लक्ष्मीं श्रीं कमलधारिणीं कलहंसीं स्वाहा ॥ પોતાના ઘરમાં બેસી લાલ કણેરનાં ફૂલોથી અર્ચન કરી એક લાખ મંત્ર જપવાથી અને દશાંશ હવન કરવાથી લક્ષ્મી યક્ષિણી સિદ્ધ થાય છે અને દિવ્ય રસાયન આપે છે.

**શોભનાનો મંત્ર**—ॐ अशोकपल्लवाकारां करतले शोभनीं श्रीं क्षः स्वाहा ॥ લાલ માળા અને વસ્ત્ર ધારણ કરી આ મંત્ર ચૌદશને દિને જપવો એટલે ભોગદાયિની શોભના દેવી પ્રસન્ન થાય છે.

**પદ્મિનીનો મંત્ર**—ॐ ह्रीं पद्मिनी स्वाहा ॥ માળા, સુગંધી દ્રવ્ય અને ચંદનથી પોતાના ઘરમાં સુંદર મંડળ એક હાથના પ્રમાણમાં બનાવવું અને તેમાં પદ્મિનીનું પુજન કરવું. ગુગળનો ધૂપ કરવો. એક હજાર મંત્ર જપવા. એ પ્રમાણે એક માસ કરીને પછી રાત્રે જપ કરવો. અર્ધી રાત જતાં દેવી આવીને નિધિ અને દિવ્ય યોગ આપે છે તથા મંત્ર જપનાર સુખી થાય છે.

**ભોગયક્ષિણીનો મંત્ર**—ॐ ह्रीं श्रीं क्रीं नमः ॥ આ મંત્રના ૨૦ હજાર જપ કરી ગરમ દૂધ ખીરનું નૈવેદ્ય ધરાવે, દશાંશ હવન કરે અને દૂધ ખીરનું ભોજન કરે તો દેવી પ્રસન્ન થઇ મહાભોગ આપે છે તથા ભૂત પિશાચાદિ તેની સેવા કરે છે.

**વીરૂ ચેટકનો મંત્ર**—ॐ श्रीं काकक्मलवर्धने सर्वकार्यसर्वार्थान् देहि देहि सर्व कार्यं कुरु परिचिर्य्यं सर्वसिद्धिपादुकायां हं क्षं श्रीं द्वादशान्नदायिने सर्वसिद्धिप्रदाय स्वाहा ॥ એક લાખ વાર મંત્ર જપી ઘઉં ચણાનો દશાંશ હવન કરે તો વીરૂ ચેટક પ્રસન્ન થાય અને અનેક વસ્તુઓ લાવી આપે. અન્ન, વસ્ત્ર, સ્ત્રી, ફળફૂલ વગેરે મેળવી આપે અને બોલાવવાથી તુરત આવે.

**ભોગમાતૃકાનોમંત્ર**—ॐ नमो महामाया महाभोगदायिनी हुं स्वाहा ॥ આ મંત્ર ૫૦૦૦ વાર જપવો, મિષ્ટાન્ન ભોજન કરવું, સ્ત્રીઓનું પુજન કરવું, પંચ ખાદ્ય, ઘી અને ગોરસનીનાં ફળથી દશાંશ હવન કરવો એટલે દેવી પ્રસન્ન થઇને વર આપે છે, પોતાની સ્ત્રી તેમજ બીજી સ્ત્રીઓ વશીભૂત થાય છે અને તે પુરૂષ રાજમાન્ય તથા રાજાની કૃપાને પાત્ર થાય છે.

**ઉચ્છિષ્ટ યક્ષિણીનો મંત્ર**—ॐ जगत्त्रयमातृके पद्मिनि मे स्वाहा ॥ નાહ્યા હોઇએ, પવિત્ર હોઇએ કે અપવિત્ર હોઇએ, પણ બેસતાં, સૂતાં, જતાં, ઉચ્છિષ્ટ અવસ્થામાં આ મંત્રના ૨૦૦૦૦ જાપ કરવા, એટલે દેવી પ્રસન્ન થઇને અન્નવસ્ત્રથી પરિપૂર્ણ કરે છે.

**અન્નપૂર્ણાનો મંત્ર**—ॐ नमो मार्तंगेश्वर्यै स्वाहा ॥ શ્મશાનમાં બેસી ત્યાંની ધૂળ આખે શરીરે લગાવી ૩૫૦૦૦ જાપ કરવા. સુગંધી દ્રવ્યનું દાન કરવાથી દેવી પ્રસન્ન થાય છે અને રોજ ૧૦૦૦૦ માણસોને થાય એટલું અન્ન આપે છે.

**ધાન્યચેટક**—ॐ नमो भैरवाय स्वाहा ॥ ૪૦ હજાર જપવાથી અને દશાંશ ઘઉંનો હવન કરવાથી રોજ અઢાર પ્રકારનું ધાન્ય પામ થાય છે.

**અગ્નિચેટક**—ॐ स्वाधिष्ठान मणिपूरदहनाय रुद्ररूपिणे स्वाहा ॥ બાર હજાર મંત્ર જપવાથી સિદ્ધિ થાય છે. દશાંશ હવન કરી તેની ભસ્મને મંત્ર ભણી જેના ઘર પર નાંખે તે શત્રુનું ઉચ્ચાટન થાય છે.

**માહેન્દ્રી યક્ષિણીનો મંત્ર**—ॐ माहेन्द्री कुलकुल्ल हंवः स्वाहा ॥ ઉપવાસ કરીને ઇંદ્રધનુષ્યના ઉદયકાળથી નિર્ગુંડીના (નગોડ) વૃક્ષની નીચે એક લાખ જાપ કરવા, દશાંશ હવન કરવો, એટલે માહેન્દ્રી દેવી પાતાળમાંથી સિદ્ધિ લાવી આપે છે અને અનેક પ્રકારના ભોગ આપે છે.

**વિકલાનો મંત્ર**—ॐ ह्रीं विकले ऐं ह्रीं श्रीं क्लैं स्वाहा ॥ ત્રણ માસ-સુધી ઘરમાં રહીને આ મંત્રના એક લાખ જાપ કરવા અને કણેરનાં ફુલોનો ઘીની સાથે દશાંશ હવન કરવો એટલે વિકલા યક્ષિણી સિદ્ધિ આપે છે.

**શતપત્રિકાનો મંત્ર**—ॐ ह्रा शतपत्रिके ह्रीं ह्रीं श्रीं स्वाहा ॥ શતપત્રિકા-નો આ મંત્ર કમળની સમીપે એક લાખ જપી ઘીનો દશાંશ હોમ કરે તો દેવી દિવ્ય રસાયન આપે છે.

**કામેશ્વરીનો મંત્ર**—ॐ ह्रीं आगच्छागच्छ कामेश्वरी स्वाहा ॥ પવિત્ર થઇ એકાસનમાં ત્રણે સંધ્યાઓમાં એક એક હજાર મંત્ર જપવા અને પછી પુષ્પ, દીપ, ધૂપ, નૈવેદ્યથી રાત્રે દેવીને પ્રસન્નતાથી પૂજીને મંત્ર જપવો. દેવી મધરાતે આવી દિવ્ય રસાયન આપે છે.

**મહાયક્ષિણીનો મંત્ર**—ॐ ह्रीं महायक्षिणि भामिनि प्रिये स्वाहा ॥ રવિ અથવા સોમવારે આરંભ કરી પહેલા ત્રણ દિવસ વ્રત કરવું. માળા શંખ સ્નાનાદિથી દેવીનું પૂજન કરવું. ગ્રહણમાં જપનો આરંભ કરી ગ્રહણની મુક્તિસુધી જપે તો સિદ્ધિ થાય છે.

**મહાનંદાનો મંત્ર**—ॐ ऐं ह्रीं महानन्दे भीषणे ह्रीं हूं स्वाहा ॥ ત્રણ રસ્તા મળવાને સ્થાને ઊભા રહી એક લાખ મંત્ર જપવા. દશાંશ ઘી અને ગુગળનો હોમ કરવો, એટલે દેવી વિચિત્ર સિદ્ધિ આપે છે.

**કનકવતીનો મંત્ર**—ॐ ह्रीं नखकेशि कनकवति स्वाहा ॥ યક્ષને મંદિરે જઇ માંત્રિકે નગ્ન થઇ (અથવા કાછડી વિનાનું ધોતિયું પહેરી) ૨૧ દિવસ મંત્ર જપવો, રાત્રે પૂજા કરવી અને એક ચિત્તે મંત્ર જપ્યા કરવો. એટલે દેવી અર્ધ રાત્રે આવી મનવાંછિત આપે છે.

**સુલોચનાનો મંત્ર**—ॐ भूते सुलोचने स्वं ॥ લાખ કમળદળનો હવન કરીને ૧૧ લાખ મંત્ર જપવા: હવન ચંદ્રગ્રહણમાં કરવો અથવા માલતી પુષ્પોથી ૧૨૦૦૦ જાપ કરવા અને સૂર્યગ્રહણમાં હવન કરવો. ગ્રહણ છૂટે ત્યાંસુધીમાં મંત્ર સિદ્ધ થાય છે. પણ ૧૦૦૦ વાર જપવાથી ૧૦૦૦ મનુષ્યોનું ભોજન પ્રાપ્ત થાય છે.

**ચંદ્રામૃતમયીનો મંત્ર**—ॐ ग्रुल ग्रुल चन्द्रामृतमयि भवजातिलं हुलु हुलु चन्द्रणि रे स्वाहा ॥ મંત્ર ઘરમાં અથવા વનમાં એક લાખ જપવા અને પુષ્પ ધૂપાદિથી નિત્ય પૂજા કરવી. પંચામૃતનો દશાંશ હવન કરવો એટલે દેવી પ્રસન્ન થઇ રોજ ૧૦૦૦ સોનામહોરો આપે છે.

**સર્વકામદાનો મંત્ર**—ॐ ह्रीं सर्वकामदे मनोहरे स्वाहा ॥ નદીને કિનારે સુંદર પ્રદેશમાં ચંદનનું સુંદર મંડળ બનાવી દેવીની પૂજા કરી ૩૦૦૦ મંત્ર ૩ અઠવાડિયાંસુધી જપવા, એટલે દેવી રોજ ૧૦૦૦ સોનામહોરો આપે છે તે રોજ ખર્ચી નાંખવી. નહિતો દેવી ક્રોધિત થઇ કશુ આપતી નથી.

**શંખિનીનો મંત્ર**—ॐ ह्रीं शंखधारिणि शखाभरणे ह्रा ह्रीं क्लीं ऐं श्रां स्वाहा ॥ પ્રભાતે સૂર્યોદયકાળે ૧૦૦૦૦ મંત્ર જપવા. એ મુજબ એક મહિનાસુધી જપવા. રોજ શુદ્ધ વસ્ત્રમાં મૂર્તિ આલેખી પૂજા કરવી. શ્વેત પુષ્પ અને ખીરથી પૂજા કરવી. કણેરની ડાંખળીઓ અને ઘીનો દશાંશ હવન કરવો એટલે શંખિની પ્રસન્ન થઇ રોજ પાંચ રૂપિયા આપે છે.

**સ્વામીશ્વરીનો મંત્ર**—ॐ ह्रीं आगच्छ स्वामीश्वरि स्वाहा ॥ મંત્રને એકાંતમાં અને પવિત્ર સ્થળમાં ત્રણે સંધ્યાઓમાં ૩૦૦૦ જપ એક મહિનાસુધી જપીને પછી પૂજાનો આરંભ કરવો. પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્યથી પૂજા કરવી. સ્થિર મનથી રાત્રિએ પૂજા કરવી એટલે દેવી મધરાતે આવી દિવ્ય રસાયન અને વસ્ત્રાલંકાર આપે છે.

**વામાનો મંત્ર**—ॐ थीं ह्रीं क्लीं वामे नमः ॥ દીવાળીની રાત્રે મંત્ર જપવો. દેવીને સિંદુર ચડાવવું અને ધૂપ, દીપ, ફૂલથી પૂજા કરવી. ૨૦૨૮ જપ કરવાથી ભંડાર અખૂટ રહે.

---

## પરિચ્છેદ ૩ જો.

---

## વશીકરણના મંત્રો.

**રાજાનું વશીકરણ**—ॐ ह्रीं सः अमुकं मे वशमानय स्वाहा ॥ આ મંત્રમાં જ્યાં अमुकं શબ્દ છે ત્યાં રાજાનું નામ બોલવું અને એ મંત્ર ૧૦૦૦ વાર જપવો. પછી સાત વાર કંકુ, ચંદન, ગોરોચન, ભીમસેની કપુર અને ગાયનું દૂધ એ બધાં એકઠાં કરીને મંત્રવાં અને તેનું તિલક કરવું. એથી રાજા વશ થાય છે.

**સ્ત્રીવશીકરણના મંત્રો**—(૧) ॐ नमः क्षिप्रकामिनी अमुकीं मे वशमानय स्वाहा ॥ આ મંત્ર સાત વાર જપીને પોતાનું મોં સાત વાર ધોવાથી અને अमुकीं શબ્દને સ્થાને જે સ્ત્રીનું નામ લઇ જળ પીવામાં આવે તે સ્ત્રી વશ થાય છે. (૨) ॐ हूं स्वाहा ॥ આ મંત્રથી કાળી વિષ્ણુક્રાન્તાનું મૂળીઉં મંત્રી પાનની સાથે ખાવા દે તો તે સ્ત્રી અવશ્ય વશ થાય છે. (૩) ऐं पिं स्यां क्लीं कामपिशाचिनी शीघ्रं अमुकीं ग्राहय ग्राहय कामेन मम रूपेण नखैर्विदारय विदारय द्रावय द्रावय स्नेहेन बंधय बंधय श्रीं फट् ॥ આ મંત્ર ૨૦ હજાર વાર જપવાથી સિદ્ધ થાય છે. જે પુરૂષ કામયુક્ત મનથી રાત્રિને સમયે પંદર દિવસસુધી જપે તથા સ્ત્રી સાથે રમણ કરે તો તે સ્ત્રી તેને કદાપિ છોડે નહિ. (૪) ॐ मूली मूली महामूली सर्वं संक्षोभय एभ्य उपद्रवेभ्यः स्वाहा ॥ નાગપુષ્પ, પ્રિયંગુ, તગર, પદ્મકેસર, જટામાંસી તેની સમાન લીંબડાનું ચૂર્ણ લઇ તેથી પોતાના અંગને ધૂપિત કરે તો સ્ત્રી કામદેવની સમાન પોતાના પતિને માને છે અર્થાત્ તે પતિને વશ થાય છે. (૫) ॐ विश्वावसुर्नाम गंधर्वः कन्यानामधिपतिः सुरूपां सालंकृतां कन्यां देहि नमस्तस्मै विश्वावसवे स्वाहा ॥ અંજલિમાં જળ લઇ આ મંત્રને જપવો. એટલે એક માસમાં અલંકારયુક્ત સ્ત્રી પ્રાપ્ત થાય છે.

**પતિવશીકરણનો મંત્ર**—ॐ कामकाममालिनीपर्वि मे वशमानय ठः ठः ॥ (૧) શ્વેત સરસવ સહિત દાડમનાં પંચાંગને વાટીને તથા

તેને આ મંત્રથી સાત વાર મંત્રીને યોનિમાં ક્ષેપ કરવાથી દુર્ભાગિની પણ પતિને વશ કરી શકે છે. (૨) ગોરોચન, મચ્છીનું પિત્ત વાટીને આ મંત્ર સાત વાર જપી ડાબા હાથની કનિષ્ઠિકા આંગળીથી તિલક કરવાથી પતિ દાસ બનીને રહે છે. (૩) ગોરોચન, ખસ, કંકુ તેને મેળવીને મંત્ર સાત વાર જપી તિલક કરવાથી પતિનું વશીકરણ થાય છે એમ વાત્સ્યાયન ઋષિએ કહ્યું છે.

**આકર્ષણના મંત્રો**—(૧) क्लां द्रां क्लां ह्रां द्रां ह्रां हें हें ॥ આ મંત્રને પાંચ સો વાર જપવાથી મનુષ્ય, અસુર, દેવતા, યક્ષ, સર્પ, રાક્ષસાદિ આકર્ષિત થાય છે. (૨) ॐ चामुण्डे ज्वल ज्वल प्रज्वल प्रज्वल स्वाहा ॥ આ મંત્રને ૧૦ હજાર વાર જપવાથી સિદ્ધિ થાય છે. પછી સ્ત્રીને જોઇને મંત્ર જપવાથી તે સ્ત્રી પાછળ પાછળ ચાલી આવે છે, અર્થાત્ તેનું આકર્ષણ થાય છે. (૩) ॐ ह्रीं रक्ष रक्ष चामुण्डे कुरु कुरु अमुकीमा कर्षय आकर्षय ह्रीं ॥ આ મંત્ર ૧૦ હજાર વાર જપવાથી સિદ્ધ થાય છે. પછી અમુકી શબ્દને સ્થાને સ્ત્રીનું નામ લઇને મંત્ર જપવાથી તે સ્ત્રીનું આકર્ષણ થાય છે.

**જયપ્રાપ્તિના મંત્રો**—(૧) ॐ हुं फट् ॥ જેને જીતવાની ઇચ્છા હોય તે પુરૂષની સમીપે ૧૦૦ વાર આ મંત્ર જપવાથી તેને જીતી શકાય છે. જે કોઇ માણસ હોય તેનું નામ હૃદયમાં રાખીને નેત્રથી તેનું નિરીક્ષણ કરી અને સ્પર્શ કરીને મંત્ર જપવાથી તેને તત્કાળ જીતી શકાય છે. (૨) ॐ नमो महाबलपराक्रमशस्त्रविद्याविशारद अमुकस्य भुजबल बधय बधय दृष्टिं स्तम्भय स्तम्भय अङ्गानि धूनय धूनय पातय पातय महीतले हूं ॥ હસ્ત નક્ષત્રના સૂર્યમાં લાંગલીના મૂળને મંત્રીને તેનું ચૂર્ણ શરીરે મર્દન કરવાથી તે પહેલવાનને પછાડી શકે છે. અમુક શબ્દને સ્થાને સામા પહેલવાનનું નામ બોલવું.

**ભૂતવશીકરણનો મંત્ર**—ॐ ह्रीं वंच भूतेश्वरी मम वश्य कुरु कुरु स्वाहा ॥ ખાળકુંડીનું જળ મૂળ નક્ષત્રમાં બાવળના મૂળમાં રેડી ૪૦ દિવસસુધી ૧૦૮ મંત્ર નિત્ય જપવા. ૪૧ મે દિવસે જળ નાખવું નહિ એટલે ભૂત સન્મુખ આવીને જળ માગે, તે વખતે તેની પાસેથી ૩ વચન માંગી લેવાં. પછી જ્યારે યાદ કરે ત્યારે બતાવ્યું કામ કરે. જ્યાંસુધી જળ દે ત્યાંસુધી ભૂત સેવામાં હાજર રહે.

---

## પરિચ્છેદ ૪ થો.

---

### સ્તમ્ભનના મન્ત્રો.

**શત્રુમુખસ્તંભનના મંત્રો**—(૧) ॐ ह्रीं रक्ष चामुण्डे कुरुकुरु अमुकं मे वशमानय स्वाहा ॥ શ્વેત ગુંજાનું મૂળ મુખમાં રાખીને આ મંત્ર જપવાથી શત્રુનું મુખ બંધ થઈ જાય છે અને સભામાં વાદીને જીતી શકાય છે. 'અમુક' શબ્દને સ્થાને વાદીનું નામ બોલવું. (૨) ॐ ह्रीं थीं खेतल वीर चौंसठ जोगनी प्रतिहार मम शत्रु अमुकस्य मुखबंधनं कुरु कुरु स्वाहा ॥ ઘી અને મધની આહુતિ ૧૦૦૦ આપીને પછી લોહની મેખ ૪ આંગળની મંત્રી મશાણમાં દાટવી તે ઉપર મંત્ર જપવો. 'અમુક' શબ્દને સ્થાને શત્રુનું નામ બોલવું.

**શસ્રસ્તંભનનો મંત્ર**—ॐ अहो कुम्भकर्ण महाराक्षस कैकसीगर्भसंभूत परसैन्यं स्तंभय महाभगवान् रुद्रः प्राज्ञापयति स्वाहा ॥ આ મંત્ર ૧૦૮ વાર જપવાથી સિદ્ધિ થાય છે. કેતકી મસ્તક તથા નેત્રમાં, તાલમૂલ મુખમાં, ખજુર ચરણ તથા હાથમાં ધારણ કરીને આ મંત્ર જપવાથી શત્રુના ખડ્ગનું સ્તભન થાય છે. જો એ ત્રણેનાં મૂળનું ચૂર્ણ કરી ઘીની સાથે ત્રણ દિવસ પીએ તો બધાં શસ્ત્રોનું જીવનપર્યંત સ્તંભન થાય છે. એથી કુંભકર્ણ પ્રસન્ન થાય તો સામે આવતી સશસ્ત્ર સેનાનું નિવારણ કરી શકાય છે.

**અગ્નિસ્તંભનના મંત્રો**—(૧) ॐ शंकर हर हर अग्निं स्तंभय स्तंभय ॥ આ મંત્ર બોલીને ફૂંક મારવાથી અગ્નિ બૂઝાઈ જાય છે. (૨) ॐ मत्कटिलच्छय घनेशे फटीय मनीय थी अलिप्य प्रायाम्बुदीये वशानरकीर्यं मंत्री कीं फट् ॥ આ મંત્રને ૧૦ હજાર વાર જપવાથી સિદ્ધિ થાય છે. પછી કુંવારનો રસ હાથે ચોપડી અંગારા પકડવાથી પણ હાથ દાઝતો નથી. મંત્ર જપીને સુદર્શનાનું મૂળ હાથે બાંધવાથી પણ અગ્નિસ્તંભન થાય છે.

**જલસ્તંભનનો મંત્ર**—ॐ नमो भगवते रुद्राय जल स्तंभय स्तंभय ठ. ठः ठः ॥ આ મંત્ર જપીને પછી ઘડો ફૂટવાથી પણ જળ સ્થિર રહે છે.

**મનુષ્યસ્તંભનનો મંત્ર**—काली कराली अमुकं स्तंभय स्वाहा ॥

આ મંત્રમાં અમુકને સ્થાને સામા માણુસનું નામ બોલી, તે માણુસને અડીને કિંવા તેને જોઈને મંત્ર જપે તો તેનું સ્તંભન થાય છે.

**આસનસ્તંભનનો મંત્ર**—ॐ रुद्रेभ्यो नमः। ॐ वज्रकपाय वज्रकिरणाय शिवे रक्ष भवे समामृतं कुरु कुरु स्वाहा ॥ શ્વેત ગુંજાને મનુષ્યની ખોપરીમાં માટી નાંખીને વાવવી. વદ ૧૪ને દિને એ કાર્ય કરીને ત્રણ રાત જાગવું અને ત્રણ દિવસ બરાબર તેના ઉપર પાણી છાંટતા રહેવું તથા મંત્રથી પૂજા કરવી. પછી શુભ નક્ષત્રમાં તેની ડાંખળી લઈને મંત્ર જપી જેના આસન પર ફેંકવામાં આવે તે માણુસ તે સમયે સ્તંભિત થઈ જાય છે.

**શત્રુબુદ્ધિસ્તંભનના મંત્રો**—(૧) अंगुलीला त्रिधा आशय आगल स्वाहा ॥ આ મંત્ર જપી નદીમાં પ્રવેશ કરી ૧૦૮ અંજલિ તર્પણ કરે તો શત્રુની બુદ્ધિનું સ્તંભન થઇ જાય છે. (૨) ॐ नमो भगवते शत्रूणां बुद्धिस्तंभन कुरु कुरु स्वाहा ॥ ઉંટની લાદ લાવીને તેને છાયામાં સૂકવી રતીભાર પાનમાં મૂકી ૧૦૮ વાર મંત્રી ખવાડે તો શત્રુની બુદ્ધિનું સ્તંભન થાય.

**ચોરગતિસ્તંભનનો મંત્ર**—ॐ नमो महाद्वेषिणि शिवे रक्ष रक्ष ठः ठः ॥ આ મંત્ર જપીને મશાણમાંથી સાત કાંકરીઓ લઈ તેમાંની ત્રણ કાંકરી કમરે બાંધવી અને બાકીની મૂઠીમાં રાખવાથી ચોરોની ગતિ સ્તંભિત થઇ જાય છે.

**મેઘસ્તંભનનો મંત્ર**—ॐ नमो भगवते रुद्राय जलं स्तंभय स्तंभय ठः ठः स्वाहा ॥ મશાણુના કોયલા સળગાવીને એક ઇંટ આ મંત્રથી મંત્રી તેની ઉપર તથા એક ઇંટ મંત્રીને નીચે રાખે તો માર્ગમાં વરસાદ વરસતો હોય તો બંધ થાય.

**ગર્ભસ્તંભનનો મંત્ર**—ॐ हू ह्रीं चलचलेहुः चलमलेहु ठः ठः ठः स्वाहा ॥ એકવીસ ગાંઠનો દોરો બનાવી આ મંત્રથી એકવીસ વાર મંત્રી કમરે બાંધે તો ગર્ભ પડતો અટકે.

**દૃષ્ટિસ્તંભનનો મંત્ર**—ॐ नमो षट्की चामुंडी ठः ठः ठः स्वाहा ॥ પદ્મનાલ પર કુંવારી કન્યાએ કાંતેલુ સૂતર લપેટી ૧૦૮ મંત્ર જપી તમાશો કરે તો જોનારની દૃષ્ટિ બંધ થઇ જાય—નજરબંધી થાય.

---

## પરિચ્છેદ ૫ મો.

---

## મોહન અને ઉચ્ચાટનના મંત્રો.

**મોહન કરવાના મંત્રો**—(૧) ॐ अं आं इं ईं उं ऊं ऋं हूं फट् ॥ આ મંત્રથી તાંબુલને (પાનબીડાને) ભાવના દઇને સાધ્યના મુખમાં મૂકી ખવરાવવાથી તે સત્વર મોહને પ્રાપ્ત થાય છે. (૨) ॐ क्षीं क्षा मीं मोहय मोहय ॥ અથવા ॐ नमो भगवतीपादपंकजपरागेभ्यः ॥ આમાંના કોઇ એક મંત્રને ત્રણ વાર જપવાથી સામો માણસ મોહને પ્રાપ્ત થાય છે.

**સોપારી મોહન મંત્ર**—ॐ देव नमो हरये ठ ठं स्वाहा ॥ આ મંત્રથી ૧૦૮ વાર સોપારી મંત્રીને જેને ખવરાવે તે મોહ પામી વશ થાય.

**વિદ્વેષણનો મંત્ર**—ॐ नमो नारायणाय अमुकं अमुकेन सह विद्वेषं कुरु कुरु स्वाहा ॥ (૧) સિંહ અને હાથીના વાળ લઈ બેઉ મિત્રના પગ હેઠળની માટી લાવવી. એ ત્રણે વસ્તુઓની પોટલી બાંધી જમીનમાં દાટી દેવી. તેના ઉપર અગ્નિ બાળવો અને ચમેલીનાં પુષ્પની ૧૦૮ આહુતિ આપવી, જે વખતે મંત્ર જપવો. એથી બેઉ વચ્ચે વિદ્વેષણ થશે. અમુકં અમુકેન એ બે સ્થળે બેઉ મિત્રોનાં નામ બોલવાં. (૨) બિલાડી અને કબૂતરની વિષ્ટા લાવી તેને બેઉ મિત્રોના પગ તળેની ધૂળમાં મેળવી પુતળું બનાવવું. તેને આસમાની રંગના કાપડમાં લપેટી ૧૦૮ વાર મંત્રી તેના પર ફૂંક મારવી અને પછી તેને મશાણનાં દાટી દેવું.

**ઉચ્ચાટનના મંત્રો**—(૧) ॐ नमो भगवते रुद्राय दष्ट्करालाय अमुकं सपुत्रबांधवैः सह हन हन दह दह शीघ्रं उच्चाटय उच्चाटय हुं फट् स्वाहा ठः ठः ॥ (૧) ગધેડો આળોટ્યો હોય તે સ્થળની ધૂળ ડાબે પગે લેવી. મંગળવારે બપોરે ૧૦૮ વાર મંત્રી વેરીના ઘરમાં નાંખવી. (૨) સરસવ અને શિવનિર્માલ્યને ૧૦૮ વાર મંત્રી વેરીના ઘરમાં દાટવું. (૩) મનુષ્યના હાડકાનો ટુકડો ચાર આંગળનો લઈ ૧૦૮ વાર મંત્રી વેરીના દરવાજામાં દાટવો. (૪) ઘુવડની વિષ્ટા અને સરસવ ૧૦૮ વાર મંત્રી જેના પર નાખે તેનું ઉચ્ચાટન થાય. (૨) ॐ नमो भगवते रुद्राय अमुकं गृह्ण गृह्ण पचपच त्रासय त्रासय त्रोटय त्रोटय नाशय नाशय पशुपतिराज्ञापयति ठः ठः ॥ મરેલા પુરૂષનું નિર્માલ્ય અને ગેલવસ્ત્ર સ્મશાનમાંથી ગ્રહણ કરીને ઘરમાં નાંખવાથી—આઠમ કે ચૌદસને રોજ એ કૃત્ય કરવાથી તેનું ઉચ્ચાટન થાય અને તે લઇ લેવાથી શાન્તિ થાય. 'અમુકં' શબ્દને સ્થાને શત્રુનું નામ બોલવું.

**પીડાકરણનો મંત્ર**—ॐ ह्रीं श्रीं क्लीं त्रिपुरभैरव त्रिपुरवीर मम शत्रु अमुकस्य पीडां कुरुकुरु स्वाहा ॥ શત્રુના ડાબા પગ હેઠળથી ધૂળ લાવી સાત કારેલાંમાં ભરી તેને ત્રાકમાં પરોવી અગ્નિમાં તપાવવાં તથા મંત્ર જપવો. દરેક કારેલા ઉપર સાત સાત મંત્ર જપવા, એટલે શત્રુને પીડા ઉત્પન્ન થશે.

**અંગરોગકરણ**—(૧) ॐ अमुकं हन हन स्वाहा ॥ અમુકને સ્થાને શત્રુનું નામ બોલી આ મંત્રથી કડવા તેલની સાથે ત્રિકુટનો હવન કરવાથી શત્રુ રોગી થાય છે. (૨) ॐ नमो भगवते रुद्राय उड्डामरेश्वराय अमुक रोगेण गृह्ण गृह्ण पच पच ताडय ताडय छेदय छेदय हुं फट् स्वाहा ठः ठः ॥ અમુકને સ્થાને નેત્રરોગનું નામ બોલી આઠ હજાર કણેરનાં ફૂલ મંત્રી શત્રુનું નામ લઇ હવન કરવાથી નેત્રરોગ થાય છે. (૩) ॐ चामुंडे हन हन दह दह पच पच अमुकं गृह्ण गृह्ण स्वाहा ॥ આ મંત્રથી લીંબડાનાં પાંદડાં લઈ કડવા તેલથી સાધ્યનું નામ લઇ હવન કરવાથી તે જ્વરથી ગ્રસિત થાય છે. એ જ મંત્રથી બીડાની આહુતિ ૧૦૦૮ આપવાથી શ્લેષ્મજ્વરથી પીડિત થાય છે. (૪) ॐ नमः उन्मत्तकारिणि विषे ठः ठः ॥ હરતાલ, ધતુરાનાં બીજ અને મોથનું ચૂર્ણ આ મંત્ર જપીને આપવાની શત્રુ ઉન્મત્ત થઇ જાય છે અને સાકર તથા દૂધ પીવાથી સુખી થાય છે. ગોળ, કરંજનાં બીજ અને મોથનું ચૂર્ણ લઇ મંત્ર જપી ફળમાં આપે તો તેનું ભક્ષણ કરતાં શત્રુ ઉન્મત્ત થાય છે. સાકર, શતપુષ્પા, ઘી અને દૂધનું ભક્ષણ કરવાથી સુખી થાય છે.

**અશ્વનાશનનો મંત્ર**—ॐ नमो भगवते रुद्राय ॐ अश्वान् हन हन स्वाहा ॐ पच पच स्वाहा ॥ અશ્વિની નક્ષત્રમાં ઘોડાના હાડકાનો સાત આંગળનો કકડો લઇ આ મંત્ર જપી અશ્વશાળામાં દાટવાથી ઘોડાનો નાશ થાય છે.

**કૃષિનાશનનો મંત્ર**—ॐ लोहितमुखे स्वाहा ॥ પુનર્વસુ નક્ષત્રમાં ચિતિકાષ્ટનો ત્રણ આંગળનો કકડો સો વાર મંત્રીને ખેતરમાં નાંખવાથી ખેતી નાશ પામે છે.

**વસ્ત્રનાશનનો મંત્ર**—ॐ कुरुम स्वाहा ॥ પૂર્વાફાલ્ગુની નક્ષત્રમાં જાયફળના લાકડાના આઠ આંગળના કકડાને સો વાર મંત્રી ધોબીના ઘરમાં દાટવાથી ધોબીનાં વસ્ત્રો નાશ પામે.

**મત્સ્યનાશનનો મંત્ર**—ॐ जले स्वाहा ॥ ॐ मत्स्यिका स्वाहा ॥ પૂર્વાફાલ્ગુની નક્ષત્રમાં બોરડીના લાકડાનો આઠ આંગળનો

કકડો લઈ આમાંના કોઇ એક મંત્રથી મંત્રી ધીવરના ઘરમાં દાટવાથી, અથવા મઘા નક્ષત્રમાં ભીલામાના લાકડાનો સાત આંગળનો કકડો લઇ મંત્રી ધીવરના ઘરમાં દાટવાથી માછલાં નાશ પામે છે.

ભાંડનાશનનો મંત્ર—ॐ मदमद स्वाहा ॥ અથવા ॐ दमन्य दमन्य स्वाहा ॥ હસ્ત નક્ષત્રમાં કણેરના લાકડાનો ૩ આંગળનો કકડો લઈ આમાંના કોઇ એક મંત્રથી મંત્રી કુંભારના ઘરમાં દાટવાથી તેનાં વાસણ ફુટી જાય છે.

તેલનાશનનો મંત્ર—ॐ दह दह स्वाहा ॥ આ મંત્રને ૧૦૦૦ વાર જપી ભીલામાના લાકડાનો ૮ આંગળનો કકડો ચિત્રા નક્ષત્રમાં તેલીના ઘરમાં દાટે તો તેનું તેલ નષ્ટ થાય કિંવા તેને ઘેર કોઇ ગ્રાહક ન આવે.

---

## પરિચ્છેદ ૯ મો.

### શાંતીકરણના મંત્રો.

અરિષ્ટનાશક મંત્ર—ह्रीं ह्रीं ह्रीं અથવા ॐ ह्रीं क्रीं ह्रीं અથવા ॐ ह्रीं श्रीं क्रीं ह्रीं આમાંનો કોઇ મંત્ર ૫૦ વાર કહેવાથી તે સિદ્ધ થાય છે અને સંપૂર્ણ અરિષ્ટનાશક બને છે.

શુભદાયક મંત્ર—ॐ हीं ह्रीं ह्रौं श्रीं श्रीं ह्रीं ॥ આ મંત્રનું જે સદા ઉચ્ચારણ કરે છે તેનું અરિષ્ટ નાશ પામે છે અને હાથમાં લાલ ફુલની માળા લઇ તેનું ઉચ્ચારણ કરી સો વાર મંત્રી દેવીને ચઢાવે છે તેનું જન્મપર્યંત શુભ થાય છે, અર્થાત્ દિવસે દિવસે ધનલાભ થાય છે. તેને લખીને ઘરમાં સ્થાપન કરવાથી ઘરમાં અરિષ્ટ ઉત્પન્ન થતું નથી.

આરોગ્યદાયક મંત્ર—ॐ ह्रीं क्षीं क्षीं क्षीं क्षीं फट् ॥ આ મંત્રનો ૫૦૦ વાર જાપ કરવાથી ઘરમાં સદા આરોગ્ય રહે છે.

શાન્તિકારક મંત્ર—ॐ क्षौं क्षौं ॥ એ મંત્રનો નિરંતર જાપ કરવાથી શાન્તિ પ્રાપ્ત થાય છે.

નિદ્રાશાન્તિનો મંત્ર—ॐ शुद्धे शुद्धे महायोगिनि महानिद्रे स्वाहा ॥ આ મહાનિદ્રાયણીનો મંત્ર પઢીને સ્મશાનની માટીને ગોમૂત્રમાં કાલવી ઘરમાં નાંખવાથી નિદ્રા આવે છે. ૩૦૦ જાપ કરવા.

બંધમોચનનો મંત્ર—ॐ नमः कनकपिंगले दृढहृदयोरो रौद्रस्वि-

धारिणि तिष्ठ तिष्ठ धर धर सर्वान्मोहय मोहय भगवति शिखिजे तिमिरे महामाये स्वाहा ॥ આ મંત્ર ૧૦૮ વાર જપી માથાની ચોટલીએ ચિત્રકનું મૂળ બાંધવાથી બંધનમાંથી છૂટકારો થાય છે. માર્ગશીર્ષ માસની પુનમે એ મૂળ ઉખાડી લાવેલું હોવું જોઇએ.

ક્ષેત્રોપદ્રવ શાન્તીકરણ—ॐ नमो भगवनाथाय हर हर हर शिलि शिलि सर्वेषां प्राणीनां 'तुण्डबन्धनं कुरु कुरु हुं फट् स्वाहा ॥ આ મંત્રથી સાત વાર મંત્રી ચંદન બગીચામાં કે ખેતરમાં નાંખવાથી પુષ્પ, ફળ, ધાન્ય, સર્વ કીડા વગેરેના ઉપદ્રવથી મુક્ત થાય છે.

---

## પરિચ્છેદ ૭ મો.

---

## મુસલમાની મંત્રો.

બિસ્મીલ્લાહ—*बिस्मिल्लाहिर्रहमानिर्रहीम* ॥ આ બિસ્મિલ્લાહ મંત્ર છે.

દરૂદ—अल्ला हुम्मा सले अलामुहम्मदिन व अला आले ही मुहम्मदिन व बारक व सल्लम ॥ આ દરૂદ કહેવાય છે.

રાજ્યપ્રાપ્તિનો મંત્ર—या गफूरो ॥ રાત્રે એક વાર બિસમિલ્લાહ, પછી એકવીસ વાર દરૂદ અને પછી ૧૦૦૦ વાર આ મંત્ર પઢવાથી રાજ્યપ્રાપ્તિ જેટલો લાભ થાય.

દરિદ્રનાશનો મંત્ર—या कुवीयो या गनीयो या मलीयो या वकीयो ॥ સ્હવારમાં વાત કરતાં પહેલાં હાથ મ્હોં ધોઈ એક વાર બિસ્મિલ્લાહ પછી ૧૨૦૦ વાર આ મંત્ર પઢવો, પરન્તુ મંત્રની પહેલાં અને પછી ૨૧ વાર દરૂદ પઢવો એટલે થોડા દિવસમાં દરિદ્રતા દૂર થશે.

વશીકરણનો મંત્ર—अल्लाहुस्समद ॥ એક વાર બિસ્મિલ્લાહ પછી ૧૦૦૦ વાર મંત્ર પઢવો. આદિ અને અંતમાં ૧૧–૧૧ વાર દરૂદ પઢવો. પછી બેઉ હાથની હથેળી પર ૧૧ વાર મંત્ર પઢી બેઉ હાથ ભારે જોરથી પૃથ્વી પર મારીને કહેવું કે " અલ્લાહ ! અમુકને મારે વશ કર. "

સભામોહિનીનો મંત્ર—सलामुनकौलुनमिनरबिर्रहीम तनजीलुल अजीजुरहीम ॥ બેઉ હાથની હથેળી પર એક વાર બિસ્મિલ્લાહ પઢી પછી આ મંત્ર સાત વાર પઢવો. બેઉ હાથને મ્હોં પર ફેરવીને સભામાં જવું જેથી જે કોઇ મળે તે પ્રસન્ન થાય.

મનોરથસિદ્ધિનો મંત્ર—शुक्रवारे या अल्लाहो या वाहिदो ॥ શનિવારે या रहमानो या रहीमो ॥ રવિવારે या वाहिदो या अहदो ॥ સોમવારે या समदो या फ़रदो ॥ મંગળવારે या हयियो या कयियूमो ॥ બુધવારે या हन्नानो या सन्नानो ॥ ગુરૂવારે याज़ुल जलाल वल इकराम ॥ સ્વચ્છ સ્થાનમાં નવા કોડીયામાં સુગંધિત તેલ અથવા ઘી લાવી, ઇમામ હસન અને ઇમામ હુસેનનું આવાહન કરવું. સુગંધી પુષ્પ, અત્તર, મીઠાઇ, ચઢાવીને લોબાનનો ધૂપ કરવો. મંત્ર ૧૦૦૦ વાર પઢવો. આદિમાં એકવાર બિસ્મીલ્લાહ અને ત્રણ વાર દરૂદ, તથા અંતમાં ૩ વાર દરૂદ એ પ્રમાણે સાત દિવસમાં પ્રયોગ પૂરો કરવો. સાતે દિવસ બ્રહ્મચર્ય પાળવું, ભૂમિ પર સૂવું, એકવાર હલકું ભોજન કરવું, એટલે મનોરથસિદ્ધિ થશે.

રોજી મેળવવાનો મંત્ર—या हल्लाकिल बहक्क या अल्लाहो ॥ સવા પાશેર અડદને દળી તેના આટાની કણીક બનાવવી. પછી તેમાં ચોથા ભાગની કણીકની નાનાં બોર જેવડી ગોળીઓ બાંધી સ્વચ્છ વસ્ત્રમાં રાખવી. દરેક ગોળી પર મંત્ર પઢવો. એ ગોળીઓ અને બાકીની કણીક નદી કે દરિયાની માછલીઓને નાંખવી. એમ કરવાથી ૪૦ દિનમાં રોજી મળે.

નામર્દી ટાળવાનો મંત્ર—या किलकाईल बहक या जीम या जव्वादी ॥ આ મંત્ર ૭ રાત્રિસુધી રોજ ૩ હજાર જપે તો પેગંબર સાહેબને રોજ સ્વપ્નમાં દેખે. એક હજાર છીમ અક્ષર (ہ) કાંસાની થાળી પર લખે અને મીઠા જળથી ધોઇ નામર્દ પુરૂષને પાય તો કામદેવ જાગે.

પરદેશ ગએલાની ખબરનો મંત્ર—या महकाईल बहक़ या रे या खालिको ॥ સુવાને સમયે આકાશ હેઠળ ઊભા રહી અર્ધ રાત્રિને સમયે ૧૦૦૦ વાર મંત્ર પઢે અને ગએલા મનુષ્યની તરફ ફુંક મારે તો તે જલદી આવે. ૬૦૦ બે અક્ષર (ہ) લખીને ઓસીકા હેઠળ રાખી સૂએ તો ગએલા મનુષ્યને સ્વપ્નમાં દેખે અને તેની સ્થિતિ માલૂમ પડે.

અમલદારની મહેરબાની મેળવવી—या जुहराइल बहक या जाल या जुलजलाल वलइक्राम ॥ હાકેમની મહેરબાની યા ધનની વૃદ્ધિ માટે સવારમાં ૧૧૦૦ વાર મંત્ર પઢવો અને ૭૦૦ વાર મીઠાઇ પર પઢી તે જેને ખવરાવે તે વશ થાય.

વૈરીનો ભય દૂર કરવાનો મંત્ર—या सरफाईल बहक या जे या जाहिदो ॥ વેરીનો ભય દૂર કરવાને ૫૦૦ વાર મંત્ર પઢવો.

**વૈરીને મિત્ર બનાવવાનો મંત્ર**—या अजमाईल बहक़ या हयाद या समदो ॥ ૮૦૦ વાર રોજ મંત્ર જપવો. પાણીનું માટલું ભરી તેના ઉપર દ્રષ્ટિ રાખવી. ૪૦ દિવસમાં વૈરી મિત્ર બને અને માર્ગે ચાલતાં ૫૦૦ વાર પઢે તો હાર ન થાય.

**વિદ્યાપ્રાપ્તિનો મંત્ર**—या हुरजाईल बहक़ या क़ाफ़ या क़ाफ़ियो ॥ ૨૦૦૦ (ك)કાફ લખી મંત્ર પઢી જેની ભુજા પર બાંધે તેને વિદ્યા બહુ પ્રાપ્ત થાય.

**પ્રિય થવાનો મંત્ર**—या त्लाताईल बहक़ या लाम या लतीफ़ो ॥ રોજ એક હજાર વાર પઢી પોતા ઉપર દમ કરે (સમાધિપૂર્વક ધ્યાન કરે) તો સર્વને પ્રિય થાય.

**સ્વપ્નમાં ઉત્તર મળે**—या लोलाईल या नून या नूरो ॥ શુક્રવારની રાત્રે શુક્રનો તારો ઉગ્યો આવે ત્યારે ૨૦૦ વાર પઢી સુવે તો સ્વપ્નમાં પ્રશ્નનો ઉત્તર મળે અને ૪૦ દિવસ નિત્ય હજાર વાર પઢે તો તેને વિદ્યાનો અનુભવ થવા લાગે.

[મુસલમાની મંત્રોમાં પહેલાં બિસ્મિલ્લાહ પઢી પછી મંત્ર પઢી પછી સાત અથવા અગીઆર અથવા ૨૧ વાર દરૂદ પઢે તો મંત્રનો ચમત્કાર શીઘ્ર માલૂમ પડે.]

---

## પરિચ્છેદ ૮ મો.

---

## પ્રકીર્ણ મંત્રો.

**પ્રભુકોપનું શમન કરવાનો મંત્ર**—ॐ शान्ते प्रशान्ते सर्वक्रुद्धोपशमनि स्वाहा ॥ આ મંત્રને ૨૧ વાર જપીને મુખ ધોવાથી પ્રભુનો કિંવા કોઇ દેવનો કોપ શાન્ત થાય છે અને તેનો કૃપાપ્રસાદ પ્રાપ્ત થાય છે.

**વ્યાઘ્રનિવારણનો મંત્ર**—ह्रीं ह्रीं श्रीं हैं ह्रौं हि एति ॥ આ મંત્રથી આઠ વાર માટીને મંત્રી વાઘ ઉપર ફેંકવાથી તે મ્હોં ચલાવી શકશે નહિ તેમજ ચાલી શકશે નહિ.

**દાટેલું ધન દેખવાનો મંત્ર**—ॐ श्रीं ह्रीं क्लीं सर्वौषधी प्रणते नमो विच्चे स्वाहा ॥ કાળા કાગડાની જીભને કાળા ગાયના દૂધમાં મેળવીને તેનું દહીં જમાવવું. તેમાથી ઘી કાઢીને ૧૦૮ વાર આ મંત્રથી મંત્રી

આંખમાં આંજવું અથવા કાજળ પાડીને પગેથી જન્મેલા માણસની આંખમાં એ કાજળ આંજવું એટલે જમીનમાં દાટેલું ધન તે દેખશે.

**ચાલતાં થાક ન લાગે**—ॐ नमो विचंडाय हनुमंत वीराय पवनपुत्राय हुं फट् ॥ વંશલોચન, સફેદ ભાંગરો, બકરીનું દૂધ એ સર્વ પુષ્ય નક્ષત્રમાં લઈને નક્ષત્રસુધી મંત્ર જપવો. જ્યારે ક્યાંય જવું હોય ત્યારે પગને તળીયે લગાવવું. જ્યારે સુકાય ત્યારે ચાલવું એટલે થાક લાગશે નહિ.

**ચોર પકડવાનો મંત્ર**—ॐ इन्द्राग्नि बंध बंध ॐ स्वाहा ॥ (૧) રવિ કે શનિવારે ભોજપત્ર ઉપર નામ લખીને ૧૦૮ વાર મંત્ર જપવો, તથા ભોજપત્ર અગ્નિમાં નાંખવું. ચોરનું નામ બળશે નહિ (૨) મંત્રને શનિ કે રવિવારે લખી શ્વેત મુરઘાને ગળે બાંધવો. ઉપર ટોપલો ઢાંકવો. પછી લોકોનો હાથ તે ઉપર મુકાવવો. ચોરનો હાથ મુકાતાં જ મુરઘો બોલે.

**પથ્થર વરસાવવાનો મંત્ર**—ॐ नमो उच्छिष्ट चांडालिनी महापिशाचिनी क्लीं ठः ठः स्वाहा ॥ શનિવારે મુડદું બાળ્યું હોય તે ચિતામાં ૭ કાંકરા મંત્રીને નાંખી આવવા અને ત્રણ ઘડી પછી કાઢી લાવવા. તે કાંકરા જેના ઘરમાં દાટે તેના ઘરમાં પત્થરનો વરસાદ પડે અને તે કાઢી લાવે એટલે બંધ થાય.

**શુભાશુભ કથનનો મંત્ર**—ॐ ह्रीं श्रीं कालीले काहुली क्षां क्षीं क्षुं क्षें क्षः फट् स्वाहा ॥ પૂર્વ દિશાએ મુખ રાખીને બેસવું અને ૧૦૦૦ મંત્ર જપવા, જમીન પર સુવું, બ્રહ્મચર્ય પાળવું, એક વાર ભોજન કરવું, એટલે શુભાશુભ કથન કરી શકાય.

**સ્વપ્નકથનનો મંત્ર**—ॐ स्वप्नावलोकिनी सिद्धिलोचनी स्वप्ने कथय कथय स्वाहा ॥ ૨૧ વાર જપવાથી સ્વપ્નમાં ભવિષ્યની વાત દેવી કહે.

**લોપાંજન મંત્ર**—ॐ नमो भगवते रुद्रेश्वराय नमो रुद्राय व्याघ्रचर्मपरिधानाय डमरुचंद्रकलाली स्वाहा ॥ (૧) અંકોલના તેલમાં વજ ભીંજવી સાત દિવસ મંત્રથી મંત્રી રાખી મુખમાં રાખવાથી માણસ ગાયબ થાય. (૨) અંકોલનું તેલ અને કબૂતરની વિષ્ટા એ બેઉને મંત્રીને તિલક કરવાથી ગાયબ થાય.

**ભૂત ઉતારવાનો મંત્ર**—(૧) ॐ नमो उ ह्रां ह्रीं हूं नमो भूतनायक समस्तभुवनभूतानि साधय साधय हे हे हे ॥ શનિવારથી રોજ ૨૧ દિવસ સુધી ૧૪૪ જાપ કરવા. ગુગળનો ધૂપ તથા દીવો કરવા. ફૂલ અને પતાસાનું નૈવેદ્ય ધરાવવું. પછી મોરપીંછથી ઝાડવાથી ભૂત ઉતરશે. (૨) ॐ नमो नारसिंहाय हिरण्यकश्यपवक्षस्थलविदारणाय त्रिभुवन-

व्यापकाय भूतप्रेतपिशाचशाकिनीडाकिनीडीलोन्मूलनाय स्वर्वोदम व सदरव-दोषान् हन हन सर सर चल चल कम्प कम्प मथ मथ हु फट् फट् फट् ठः ठः महारुद्रजापियत स्वाहा ॥ વિધિપૂર્વક નૃસિંહનું પૂજન કરી મંત્રને સિદ્ધ કરવો અને મોરપિચ્છથી ઝાડવાથી ભૂતબાધા ઉતરી જાય.

**ભૂતને કેદ કરવાનો મંત્ર**—ॐ बंध बंध शिव बंध शिव बंध शिव ॥ આ મંત્રથી આકડાના દાણા મંત્રીને રોગી પર મારવા.

**ધનવૃદ્ધિનો મંત્ર**—ॐ नमो भगवती पद्मावती सर्वजनमोहनी सर्व-कार्यकरणी ममविकटसङ्कटहरणी मम मनोरथपूरणी ममचिन्ताचूरणी ॐ नमो पद्मावती नमः स्वाहा ॥ ત્રણે કાળે (સવાર-બપોર-સાંજ) એક એક માળા જપવી એટલે ધનવૃદ્ધિ થશે. એક પંદરો યંત્ર લખીને ધૂપદીપથી પૂજન કરી તેને સામે રાખી મંત્ર જપવાથી શીઘ્ર કાર્યસિદ્ધિ થાય.

**રોજી મેળવવાનો મંત્ર**—ॐ नमो भगवती पद्म पद्मावती ॐ ह्रीं ॐ श्रीं पूर्वाय दक्षिणाय पश्चिमाय उत्तराय आनय पूरय सर्वजनवश्य कुरु कुरु स्वाहा ॥ પ્રભાતે વાત કર્યા પૂર્વે ૧૦૮ વાર મંત્ર જપી ચારે દિશાઓમાં દસદસ વાર મંત્ર પઢી ફૂંક મારે તો ચારે દિશાએથી લાભ થાય.

**કાર્યસિદ્ધિનો મંત્ર**—ॐ हूं करि करालिनी क्ष क्षां फट् ॥ એક પગે ઊભા રહી ૧૦૮ વાર મંત્ર જપી બકરીના માંસનો ભોગ ધરાવી બીલિ ફૂલ ચઢાવવાં. ૭ માસમાં દેવી સિદ્ધ થાય અને જે વર માગે તે આપે તથા સર્વદા પ્રસન્ન રહે.

**મનસિદ્ધિનો મંત્ર**—ॐ आं अ स्वाहा ॥ આ મંત્રને રોજ ૧૦૦૦ જપવા. બ્રહ્મચર્ય પાળવું, હલકું ભોજન કરવું અને મનના ધારેલા કાર્યની સિદ્ધિ થાય. સવાલાખ પ્રયોગ પછી દશાંશ હોમ કરવો.

**વ્યાપારમાં લાભ મેળવવાનો મંત્ર**—ॐ ह्रीं श्रीं क्लीं श्रीं श्रीं क्लीं श्रीं लक्ष्मी मम गृहे धन पूरय पूरय चिंतां दूरय दूरय स्वाहा ॥ પ્રાતઃકાળમાં દાતણ કરીને ૧૦૮ મંત્ર જપવાથી ધનલાભ થાય.

**ઉપદ્રવનાશન મંત્ર**—ॐ घटवारिणी महावीरी सर्वउपद्रवनाशन कुरु कुरु स्वाहा ॥ પૂર્વદિશાભિમુખ બેસી ધૂપ દીપ નૈવેદ્ય કપૂરથી પૂજન કરી ૩૫૦૦ વાર મંત્રનો જાપ કરી પછી પશ્ચિમાભિમુખ થઈ ગુગળની ૧૦૦૦ ગોળી મંત્રીને અગ્નિમાં નાખવી. એ પ્રમાણે ૩ દિવસ કરવાથી સર્વ ઉપદ્રવો નાશ પામે.

**સહદેવી કલ્પ**—ॐ नमो भगवती मातंगी सर्वमतेश्वरी सर्वमनह-रणी सर्वलोकवशीकरणी सर्वदुष्टजनी महामाये लघुलघु वश्य कुरु कुरु स्वाहा ॥

કૃષ્ણપક્ષની આઠમનું વ્રત રાખીને સહદેવીને નોતરી આવવી. નોમની સ્હવારે જઇને તેને ઉખાડી લાવવી તે વખતે ઇશાન દિશામાં બેસીને ૨૩ વાર મંત્ર જપવો. એ પ્રમાણે ૬ રાત્રિ મંત્ર જપવો. એ રીતે ચૌદસસુધીમાં તે સિદ્ધ થશે. પછી સહદેવીનું ચૂર્ણ કરીને જેને માથે નાંખે તે વશ થાય. પાનમાં ખવાડે તોપણ વશ થાય. તેમાં ગોરોચન મેળવી તિલક કરી જે કોઇને જુએ તે વશ થાય. ચૂરણમાં મણસીલ મેળવીને નેત્રમાં આંજે અને જેના પર દૃષ્ટિ નાંખે તે વશ થાય. ચૂરણને માથામાં ઘાલી રણમાં જાય તો જય થાય. ઋતુસમયે વંધ્યા સ્ત્રીને ચૂરણ ખવાડે તો ગર્ભ રહે. બાળકને ગળે ચૂર્ણ બાંધે તો અતિસાર નાશ પામે અને ગ્રહપીડા ન થાય. સહદેવીનું મૂળ છેડે બાંધે તો સર્વ રોગ મટે. મૂળ મુખમાં રાખે તો જેની સાથે બોલે તે વશ થાય.

**વિદ્યાવૃદ્ધિનો મંત્ર**—ॐ नमो ॐ ह्रीं श्रीं क्लीं वद वद वाग्वादिनी बुद्धिं वर्धय ॐ ह्रीं नमः स्वाहा ॥ ગ્રહણમાં જાપ કરીને નિત્ય એક માળા જપે તો વિદ્યા વધે.

**સ્વપ્નકથનનો મંત્ર**—ॐ नमो माणिभद्रचेटकाय सर्वार्थसिद्धिकराय मम स्वप्न दर्शनाय कुरु कुरु स्वाहा ॥ લાલ કણેરનું પુષ્પ લાવી ૧૦૮ વાર મંત્રી માથા હેઠળ રાખી સૂવું. ૩ અથવા ૭ દિવસ એ પ્રમાણે કરવાથી જે બાવિ થવાનું હોય તેનું સ્વપ્ન આવે.

**કટોરી ચલાવવાનો મંત્ર**—ॐ नमो चक्रेश्वरी चक्रवेदिनी चक्रवेगेन शंख भ्रमय स्वाहा ॥ પ્રથમ ૧૦ હજાર મંત્ર જપવાથી સિદ્ધિ થાય. પછી ચોખા ૧૦૮ વાર મંત્રી કટોરી પર મારવાથી કટોરી ચાલે.

**રૂદ્ર મંત્ર**—ॐ नमो भगवते रुद्राय हुं फट् स्वाहा ॥ ધતૂરો, ઘી, કસુંબો એ ત્રણેને મેળવીને ૧૦ હજાર હોમ કરવાથી ભગવાન્ રૂદ્ર પ્રસન્ન થઇ વર દે. વર ન દે તો ૧ લાખ હોમ કરવાથી જરૂર પ્રસન્ન થાય.

**જ્વર મંત્ર**—श्री कृष्णबलभद्रश्च प्रद्युम्नबाणिरुद्धया । उपास्मरणमात्रेण ज्वरस्याधिविमुच्यते ॥ રોગી આ શ્લોકનું સ્મરણ કર્યા કરે તો તાવ ઉતરે.

**આંખ દુઃખવાનો મંત્ર**—ॐ क्षां क्षं क्षः क्षेत्रपालाय नमः स्वाहा ॥ ૨૧ વાર વિભૂતિ મંત્રીને આંખે લગાવે તો આંખ દુઃખતી મટે.

**વાઈનો મંત્ર**—ॐ नमो श्रीराम उठि उठि धनुष चढाव चढाव मृग मार मार ॐ ठ ठः स्वाहा ॥ ૨૧ વાર તીરથી ઝાડવાથી વાઇ મટે.

**હડકવાનો મંત્ર**—ॐ गायारी स्वाहा ॥ ૨૧ વાર વિભૂતિ (યજ્ઞની રાખ) મંત્રીને જ્યાં હડકાયું કુતરું કરડયું હોય તે જગ્યાએ લગાવવાથી હડકવા મટે.

અત્યાહાર કરવાનો મંત્ર—ॐ नमः सर्वभूताधिपतये ग्रस ग्रस शोषय शोषय भैरवी आज्ञापयति स्वाहा ॥ જમણી જાંગની હેઠળ બકેડાની પાંદડાં રાખીને આ મંત્ર જપી અતિભોજન કરી શકે.

અનાહારનો મંત્ર—ॐ नमो भगवते रुद्राय अमृतार्कमध्ये संस्थिताय मम शरीरे अमृतं कुरु कुरु स. स्वाहा ॥ અપામાર્ગનાં બીજનાં છાલાં કાઢી નાંખી બકરીના દૂધમાં પકાવી તેની ખીર આ મંત્રજપ કરતાં ખાવાથી એક મહિનાસુધી ભૂખ લાગતી નથી.

પાદુકાસાધનનો મંત્ર—ॐ नमश्चंडिकायै गगनं गगन चालय चालय वेशय वेशय हिलि हिलि वेगवाहिनी ह्रीं ह्रीं स्वाहा ॥ (૧) અંકોલનું મૂળ તલના તેલમાં પકાવી મંત્ર જપતાં તેનો જાંઘસુધી લેપ કરવો એટલે મનુષ્ય દૂરસુધી જાય તોપણ થાકે નહિ (૨) અશ્વનાલ, ઇંગુદીનું તેલ, શ્વેત સરસવ એ સર્વ વસ્તુઓ વાટી તેનો આ મંત્ર જપતાં હાથે પગે સારી પેઠે લેપ કરવાથી માણસ સો યોજન ચાલી શકે છે.

મહાવૃષ્ટિનો મંત્ર—ॐ ह्रीं हु ॥ આ મંત્રને જળની મધ્યમાં ઊભા રહી જપવો. અનાવૃષ્ટિ દૂર થઇ મહાવૃષ્ટિ થશે.

નિધિદર્શનનો મંત્ર—ॐ नमो भगवते रुद्राय उड्डामरेश्वराय शिलि शिलि धूमरेनाग वेतालिनी स्वाहा ॥ અગસ્ત્ય વૃક્ષના લાકડાની પાદુકા બનાવી તેને આ મંત્રથી મંત્રી તે ઉપર ઊભા રહેવાથી જમીનમાં દાટેલું ધન દેખાય છે.

અદૃશ્યકરણનો મંત્ર—ॐ ह्रीं ह्रीं स्फें श्मशानवासिनी स्वाहा ॥ રાત્રિમાં ધ્યાન કરી ડાબા હાથથી જપ કરતાં એક લાખ જપ કરવાથી અદૃષ્ટકરણી વિદ્યા સિદ્ધ થાય છે.

અદૃશ્ય થવાનું અંજન—કૃષ્ણ ચતુર્દશીની રાત્રે સ્મશાન કે શિવાલયમાં બલિદાન આદિથી શિવનું પૂજન કરવું. પછી ઇંગુદીના તેલમાં આકડાના તંતુઓની બત્તી બનાવી મનુષ્યની ખોપરી પર કાજળ પાડવું. એ અંજન નીચેનો મંત્ર ૧૦૮ વાર જપી આંખમાં લગાવવાથી કોઈ દેખે નહિ. ॐ हु फट् स्वाहा कालिकालि महाकालि मांसशोणितभक्षिणी रक्तकृष्णमुखे देवी मे पश्यतु मानुषेति ॐ हू फट् स्वाहा ॥

વિષનિવારણનો મંત્ર—ॐ आदित्यचक्षुषा दृष्टोदृष्टोऽहं हर विषं स्वाहा ॥ આ મંત્રથી અપરાજિતાનું મૂળ મંત્રી ઘીની સાથે પીવાથી ત્વચામાં ચડેલું સર્પનું વિષ જાય છે. દૂધની સાથે પીવાથી લોહીમાં દાખલ થએલું વિષ દૂર થાય છે. કુષ્ઠના ચૂર્ણની સાથે ખાવાથી માંસમાં દાખલ

થએલું વિષ દૂર થાય છે. હળદર સાથે ખાવાથી હાડકાંમાં પેઠેલું વિષ દૂર થાય છે. કાકલીના મૂળ સાથે ખાવાથી મેદમાં પહોંચેલું વિષ, પિપળની સાથે ખાવાથી મજ્જામાં ગએલું વિષ અને ચંડાલીના મૂળની સાથે અપરાજિતાના મૂળનું ચૂર્ણ ખાવાથી વીર્યમાં દાખલ થએલું વિષ નાશ પામે છે.

**સર્પ નસાડવાનો મંત્ર**—ॐ क्षः सर्पकुलाय स्वाहा ॥ આ મંત્રથી સાત વાર અભિમંત્રિત કરી માટી ઘરમાં નાંખવાથી સર્પાદિ દૂરથી પલાયન કરી જાય છે.

**વીંછી ઉતારવાના મંત્રો**—(૧) ॐ क्षः फट् स्वाहा ॥ આ મંત્રથી માર્જન કરવાથી વીંછીનું ઝેર ઉતરી જાય છે. (૨) ॐ सं हु यं फं ई यं चं सं क्षं ए ऐं ओं औं ह हः ॥ બકુલની છાલ અને બીજ લસોટીને તેનો લેપ ડંશ પર કરવો. લેપ કરતી વખતે આ મંત્ર જપવો. એથી વીંછીનું ઝેર ઉતરી જાય છે.

**મચ્છર નિવારણનો મંત્ર**—पूर्वे ब्रह्मा मे बद्धः पश्चिमे विष्णुर्मे बद्धः उत्तरे रुद्रो मे बद्धः दक्षिणे यमो मे बद्धः पाताले वासुकी मे बद्धः पणिसहस्रः मे बद्धः तु अंगुष्ठाय मे नमः ॥ આ મંત્ર બોલી કરસંપુટથી ત્રણ તાળી મારે તો મચ્છરનું વિષ નિવારણ થાય.

**ગાય ભેંસનું દૂધ વધારવાનો મંત્ર**—ॐ हुंकारिणी प्रसव ॐ शीतलम् ॥ આ મંત્રથી ઘાસ વગેરેને સાત વાર મંત્રી ગાય કે ભેંસને ખવરાવવાથી તેનું દૂધ વધે છે.

**કામનાસિદ્ધિના મંત્રો**—(૧) ॐ ह्रीं पूर्वदया ॐ ह्रीं फट् स्वाहा ॥ આ મંત્રથી લાલ કણેરનાં ફૂલ, ઘી અને મધ સહિત હવન કરવાથી મનોવાંછિત ફળની પ્રાપ્તિ થાય છે. (૨) ॐ ह्रीं थीं मानसे सिद्धिकरि ह्रीं नमः ॥ આ મંત્રથી એક લાલ ફૂલ મંત્રી નદીમાં નાંખવાથી અને એ પ્રમાણે એક લાખ વાર જપ કરવાથી કામનાની સિદ્ધિ થાય છે.

**વાક્‌સિદ્ધિનો મંત્ર**—ॐ अंतरीक्षाय स्वाहा ॥ સ્વાતી નક્ષત્રમાં બોરડીના લાકડાનો કકડો હાથમાં ધારણ કરીને મનુષ્યો પાસેથી જે જે માગે તે તે સર્વ પ્રાપ્ત કરી શકે છે.

**ધન ધાન્ય અક્ષય રહે**—ॐ नमो धनदाय स्वाहा ॥ રોહિણી નક્ષત્રમાં ઉદુમ્બરના લાકડાનો કકડો ગ્રહણ કરી તેને મંત્રી સ્થાપન કરે તો ધનધાન્ય અક્ષય રહે.



**ખંડ ૧૦ મો**

# યંત્રસાધન વિદ્યા.

## પરિચ્છેદ ૧ લો.

### જૂદી જૂદી જાતના સિદ્ધ વીસા યંત્રો.

**મનોરથ સિદ્ધિ**—સિદ્ધ વીસા યંત્રો અનેક પ્રકારના છે. કોઈપણ પ્રકારનો યંત્ર આંગળીથી પૃથ્વી પર પીળી માટી બિછાવી લખવો. એકંદરે ૨૦ યંત્રો લખવા. જ્યારે લખવાની સંખ્યા પૂરી થાય ત્યારે છેલ્લા યંત્રને ફૂલ, નૈવેદ્ય, ધૂપ, દીપાદિથી પૂજવો અને મંત્ર જપવો. પછી યંત્રો ઉપર પાણી નાંખવું અને એ બધી માટી લઇને નદીમાં નાંખવી. એ રીતે યંત્ર સિદ્ધ થયા પછી જે મનોરથને માટે યંત્ર લખે તે પૂરો થાય.

**પહેલો પ્રકાર**—આ યંત્રને લખતાં શાહ ફરીદ જાલંધરની આજ્ઞા લેવી અને ૪૦ દિવસસુધી રોજ ૨૦ યંત્ર લખવા. દીવો કરવો અને લોબાનનો ધૂપ કરવો. ૨૦ મો યંત્ર કાગળ પર લખી પૂજન કરી મંત્ર જપવો. પહેલાં એક વાર "બિસ્મિલાહિર્રહેમાનિર્રહીમ" પછી ૪૦ વાર આ મોટો મંત્ર "યા જિબ્રાઇલ યા દરદાઇલ યા રકૂતાઇલ યા તન્કાયીલ બદ્દુહ યા બુદ્દુહ" પછી બે હજાર વાર "યા બુદ્દુહ" એ મુજબ નાનો મંત્ર પઢી પછી ૪૦ વાર પહેલો મંત્ર ( બિસ્મિલાહ ) પઢવો અને ચાર ઘડી દિવસ રહે ત્યારે ૪૦૦ વાર



[ આકૃતિ ૬૧ ]

મોટો મંત્ર પઢવો ( યંત્રની સામે ). સાંજે યંત્રની ગોળી કરી નદીમાં વહાવી દેવી એટલે સિદ્ધિ થાય પછી રોજ એક યંત્ર લખી ૧૦૮ વાર મોટો મંત્ર પઢ્યા કરવો.

મનોરથસિદ્ધિને માટે યંત્ર લખવો હોય તો પૂર્વોક્ત રીતે પૂજન કરી ૨૦ હજાર "યા બુદ્દુહ" પઢવો. પ્રારંભમાં એક વાર બિસ્મિલાહ

અને મંત્રના આદિઅંતમાં ચાળીસ–ચાળીસ વાર મોટો મંત્ર મુવક્કિલ સાથે પઢવો. યંત્રની હેઠળ પોતાનો મનોરથ લખવો. યંત્રને ચુલામાં દાટી દેવો અથવા પત્થર હેઠળ દાબવો.

**બીજો પ્રકાર**—આ યંત્ર લખી દરીયામાં વહાવી દેવો. મંત્ર ઉપર પહેલા પ્રકારમાં લખેલો છે તે મુજબ જાણવો. બધી વિધિ પણ તે મુજબ જ સમજવી.

| | | | |
|---|---|---|---|
| ૧ | ૮ | ૩ | ૮ |
| ૫ | ૬ | ૩ | ૬ |
| ૭ | ૨ | ૯ | ૨ |
| ૭ | ૪ | ૫ | ૪ |

[ આકૃતિ ૬૨ ]

**ત્રીજો પ્રકાર**—આ યંત્રને પીપળાનાં પાંદડાં પર રાત્રિએ અગણિત લખ્યા કરે તો નિઃસંદેહ કોઈ દિવસ યંત્રની અશુદ્ધતા નીકળી જશે. યંત્ર લખવાને સમયે મોટો મંત્ર જપતા જવું. છેલ્લા યંત્રને નિત્ય લોબાનનો ધૂપ દઈ એક વાર પૂરી બિસ્મીલ્લાહ પઢી બે હજાર વાર "યા બુદ્દુહ" પઢવી અને મંત્રના આદિઅંતમાં ૪૦–૪૦ વાર મોટો મંત્ર પઢવો.

| | | |
|---|---|---|
| ૮ | ૨ | ૧૦ |
| ૯ | ૭ | ૪ |
| ૩ | ૧૧ | ૬ |

[આકૃતિ ૬૩]

**ચોથો અને પાંચમો પ્રકાર**—આ બેઉ યંત્રો લખવા અને પઢ-

[ આકૃતિ ૬૪ ]

[ આકૃતિ ૬૫ ]

વાની રીત પહેલા પ્રકારના યંત્રમાં લખી છે તે મુજબ સમજવી.

[ બિસ્મિલ્લાહ અને દરૂદ મંત્રો માટે મંત્રવિજ્ઞાન વિદ્યાનો પરિચ્છેદ ૭ મો જુઓ ]

## પરિચ્છેદ ૨ જો.

### વશીકરણ, મોહન, સ્તંભન, ઇત્યાદિના યંત્રો.

**શત્રુને વશ કરવો**—આ યંત્રને ગોરોચનથી ભોજપત્ર પર લખી પૃથ્વીમાં દાટી દેવાથી શત્રુ વશ થઈ જાય છે.



[ આકૃતિ ૬૬ ]

**હરકોઈને વશ કરવો**—ગોરોચનથી ભોજપત્ર ઉપર જેનું નામ લખીને લાલ સૂત્રમાં વીંટી હાથે બાંધે તે વશ થાય છે.




[ આકૃતિ ૬૭ ]

**દુષ્ટને વશ કરવો**—ગોરોચન, કુમકુમથી ભોજપત્ર પર જેનું નામ લખી સૂત્રમાં લપેટી રાખે તો સર્વ દુષ્ટો વશ થાય છે.




[ આકૃતિ ૬૮ ]

**રાજાને વશ કરવાનો યંત્ર**—ગોરોચન, કંકુ, કપૂર, આકડાનું દૂધ, એ બધાં એકત્ર કરી સાધ્યનું નામ અમુકને સ્થાને લખી ઘી તથા મધમાં યંત્રને સ્થાપન કરી ત્રણ દિવસ લાલ ફૂલથી પૂજન કરે તો એ રાજા વશ થાય છે.



[ આકૃતિ ૬૯ ]

**વશીકરણના સામાન્ય યંત્રો**—(૧) [આકૃતિ ૭૦] અનામિકા આંગળીના લોહીથી ભોજપત્ર ઉપર લખી આ યંત્રને બાહુ કે કંઠમાં ધારણ કરવાથી વશ થાય છે. મંત્રની વચ્ચે સામા માણસનું નામ લખવું.



[ આકૃતિ ૭૦ ]

(૨) [આકૃતિ ૭૧] ગોરોચન તથા કુમકુમથી જેનું નામ લખીને આ યંત્રને ઘી કે મધમાં સ્થાપન કરે તે વશ થાય.



[ આકૃતિ ૭૧ ]

**સૌભાગ્ય અને વશીકરણ**—કંકુ, રક્ત અને ગોરોચનથી આ યંત્ર લખી ધારણ કરે તો સૌભાગ્ય પ્રાપ્ત થાય અને જો ઘીમાં સ્થાપન કરે તો વશ થાય.



[ આકૃતિ ૭૨ ]

**આકર્ષણના યંત્રો**—(૧) અનામિકા આંગળીના લોહીથી ભોજપત્રમાં યંત્ર [આકૃતિ ૭૩] લખી અગ્નિમાં તપાવે તો આકર્ષણ થાય છે.



[ આકૃતિ ૭૩ ]

(૨) યંત્રને ગોરોચનથી લખી [આકૃતિ ૭૪] ખેરના અંગારામાં તપાવી ત્રણે કાળે જપે તો ઉર્વશી પણ આકર્ષિત થાય.



[ આકૃતિ ૭૪ ]

**સ્ત્રીને આકર્ષવાનો યંત્ર**—ગોરોચનથી ભોજપત્ર ઉપર જેનું નામ લખી ઘીમાં સ્થાપન કરે તે સ્ત્રી દૂરથી પણ આકર્ષિત થાય છે. अमुकीं શબ્દને સ્થાને સ્ત્રીનું નામ લખવું.

ॐ ह्रीं
अमुकीं आकर्षय
स्वाहा

[ આકૃતિ ૭૫ ]

**દૂરથી આકર્ષણ કરવાના યંત્રો**—(૧) [આકૃતિ ૭૬] ધતૂરાનાં પાંદડાનો રસ અને ગોરોચનથી ભોજપત્ર ઉપર જેનું નામ લખી માટીના કોડીયાના સંપુટમાં સ્થાપી ખેરના અંગારાથી તપાવે તે સો યોજન દૂર હોય તોપણ આકર્ષિત થાય. સ્ત્રીના આકર્ષણ માટે પણ આ યંત્ર ઉપયોગી છે.

| | | |
|---|---|---|
| | ह्रीं ह्रीं व ह्रीं | |
| क्रौं क्रौं म क्रौं | देवदत्तमाकर्षय स्वाहा ह्रीं ह्रीं व ह्रीं | क्रौं क्रौं म क्रौं |
| | ह्रीं ह्रीं वं ह्रीं | |

[આકૃતિ ૭૬]

(૨) [આકૃતિ ૭૭] ગોરોચનથી ભોજપત્રમાં જેનું નામ લખીને મધમાં સ્થાપન કરે તે સો યોજન દૂરથી પણ આકર્ષિત થાય.




[ આકૃતિ ૭૭ ]

**દૃષ્ટિ સાથે વશીકરણ**—આ યંત્રને નાગરવેલના પાંદના રસથી લખી હાથે બાંધે તો સ્ત્રી પુરુષને દેખતાં જ વશ થાય.

| | | | |
|---|---|---|---|
| ૨૩ | ૩૦ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૨૭ | ૨૬ |
| ૨૯ | ૨૪ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૨૫ | ૨૮ |

[આકૃતિ ૭૮]

**પુરુષને વશ કરવો**—આ યંત્રને રોટલી પર લખી કાળા કૂતરાને ખવરાવે તો પુરુષ સ્ત્રીને વશ થઇને રહે.

| | | | |
|---|---|---|---|
| ૩૩ | ૪૦ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૩૬ | ૩૭ |
| ૩૯ | ૩૪ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૩૫ | ૩૮ |

[ આકૃતિ ૭૯ ]

**પાણી વડે વશીકરણ**—આ યંત્રને કંકુ તથા સિંદુરથી પાણીના લોટા નીચે લખે તો તે લોટામાંનું પાણી જે કોઈ પીએ તે વશ થાય.

| | | | |
|---|---|---|---|
| ૧૧ | ૧૮ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૧૫ | ૧૪ |
| ૧૭ | ૧૨ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૧૩ | ૧૬ |

[આકૃતિ ૮૦]

**સર્વ વશીકરણ યંત્ર**—આ યંત્રને પત્થર પર લખી ચુલામાં દાટવો. સાત દિવસ રાખવો. યંત્રની નીચે જેનું વશીકરણ કરવું હોય તેનું અને તેની માતાનું નામ લખવું.

| |
|---|
| ૭ ग ૪૪ ग ૭૦૦ |
| ૧૦૦ ૧૧૭૦૪૭૬૦૩૦૪ |
| ૫॥ ૭૪–૮૩–। : : ÷૭ |

[ આકૃતિ ૮૧ ]

**સર્વજન વશીકરણ**—આ યંત્રને લજામણીના રસથી ભોજપત્ર ઉપર લખીને માથે રાખે તો સર્વ જન વશ થાય.

| | | | |
|---|---|---|---|
| ૯૧ | ૯૮ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૯૫ | ૯૪ |
| ૯૭ | ૯૨ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૯૩ | ૯૬ |

[આકૃતિ ૮૨]

**યંત્રદર્શન વશીકરણ**—આ યંત્રને હથેળીમાં લખીને રોજ સ્ત્રીને બતાવવામાં આવે તો તે વશ થાય.

| | | | |
|---|---|---|---|
| ૫૭ | ૧૪ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૧૧ | ૧૦ |
| ૧૩ | ૫૮ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૫૯ | ૧૨ |

[આકૃતિ ૮૩]

**અમૃત વિજયાનો યંત્ર**—આ યંત્ર ગોરોચન તથા કુમકુમથી ભોજપત્ર ઉપર લખી બાહુ કે કંઠમાં ધારણ કરે તો ડાકિની,પ્રેતબાધા, જ્વર નાશ પામે. આ અમૃત વિજયા વિદ્યા છે.



[આકૃતિ ૮૪]

**સંગ્રામમાં જયપ્રાપ્તિ**—ગોરોચનથી ભોજપત્ર ઉપર લખી ભુજા પર બાંધે તો સંગ્રામમાં જય મળે.

| | | | | |
|---|---|---|---|---|
| | ૧ | ૨૬ | ૧ | ૨૪ |
| | ૮ | ૨૭ | ૨૦ | ૧૫ |
| | ૨૪ | | | |
| | ૨૯ | | | |

[આકૃતિ ૮૫]

**કોર્ટના કેસમાં જયપ્રાપ્તિ**—આ યંત્રને ગોરોચનથી ભોજપત્ર પર લખી તે સાથે સામા પક્ષવાળાનું નામ લખીને યંત્રને મધ્યમાં સ્થાપન કરવામાં આવે તો કોર્ટના કેસમાં જય મળે.

| | | |
|---|---|---|
| ॐ | क्षीं | ॐ |
| क्षः | ॐ | ह्राः |
| | देव | दत्त |

[આકૃતિ ૮૬]

**શત્રુનું મુખબંધન**—શિલાપટ પર હળદરથી યત્ર લખી જેનું નામ લખી શિલાને ઉંધી સ્થાપવામાં આવે તેનું મુખબંધન થાય.




[આકૃતિ ૮૭]

**મેઘસ્તંભન**—બે ઇંટનો સંપુટ બનાવી તેના પર સ્મશાનના કોયલાથી યત્ર લખી સ્થાપન કરે તો મેઘનું સ્તંભન થાય છે, અર્થાત્ વરસાદ વરસતો બંધ થાય છે.




[ આકૃતિ ૮૮ ]

**સ્તંભનનો યંત્ર**—હળદર અને હરતાલથી ભોજપત્ર પર લખી નિર્જનમાં સ્થાપન કરવાથી ત્રિભુવનનું પણ સ્તંભન કરી શકાય છે.




[ આકૃતિ ૮૯ ]

મોહનનો યંત્ર—કુમકુમ અને ગોરોચનને અનામિકા આંગળીના લોહીમાં મેળવી ભોજપત્ર ઉપર યંત્ર લખવો, તેની હેઠળ જેનું નામ લખી ભુજા પર બાંધવામાં આવે તે સ્ત્રી હોય કે પુરૂષ હોય પણ મોહિત થાય છે.



[ આકૃતિ ૯૦ ]

બંધનમુક્તિનો યંત્ર—ગોરોચનથી ભોજપત્ર ઉપર યંત્ર લખી શિખા સાથે બાંધવાથી બંધનમુક્તિ થાય.



[ આકૃતિ ૯૧ ]

ઉચ્ચાટનનો યંત્ર—રક્તથી ધ્વજા ઉપર યંત્ર લખી તેમાં શત્રુનું નામ લખી કાગડાના ગળામાં બાંધી કાગડાને છોડી દે તો તેનું ઉચ્ચાટન થાય.



[ આકૃતિ ૯૨ ]

વિદ્વેષણનો યંત્ર—ભોજપત્ર પર કાગડો અને ઘુવડના રૂધીરથી લાખવડે જે બેનાં નામ લખી યંત્ર લખે અને વિરમાં સ્થાપન કરે તે વચ્ચે વિદ્વેષણ અર્થાત્ કલહ થાય.



[ આકૃતિ ૯૩ ]

**વીર્યસ્તંભનનો યંત્ર**—યંત્રને ભોજપત્ર ઉપર અષ્ટગંધથી લખી વિષયસમયે દેખ્યા કરે તો વીર્યસ્તંભન થાય.

| | | | |
|---|---|---|---|
| ૭૨ | ૭૯ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૭૬ | ૭૫ |
| ૭૮ | ૭૩ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૭૪ | ૭૭ |

[ આકૃતિ ૯૪ ]

**સ્ત્રી આજ્ઞામાં રહે**—યંત્રને સ્ત્રીના દૂધથી પુષ્ય નક્ષત્રમાં લખી ધારણ કરે તો સ્ત્રી આજ્ઞામાં રહે, પગે પડે અને જેમ કહો તેમ કરે.

| | | | |
|---|---|---|---|
| ૫૯ | ૬૬ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૬૩ | ૬૨ |
| ૬૫ | ૬૦ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૬૧ | ૬૪ |

[ આકૃતિ ૯૫ ]

**શત્રુને ક્લેશ થાય**—આ યંત્રને શાહીથી કાગળ પર લખી શત્રુના ઘરના બારણામાં દાટવાથી તેને ક્લેશ થાય, ઉખાડી નાંખે તો ક્લેશ દૂર થાય.

| | | | |
|---|---|---|---|
| ૩૧ | ૩૧ | ૩૧ | ૩૧ |
| ૩૧ | ૩૧ | ૩૧ | ૩૧ |
| ૩૧ | ૩૧ | ૩૧ | ૩૧ |
| ૩૧ | ૩૧ | ૩૧ | ૩૧ |

[ આકૃતિ ૯૬ ]

**સ્વામીનું વશીકરણ**—આ યંત્રને ભોજપત્રપર ગોરોચનથી લખી પૂજન કરી બે કોડીઆની વચ્ચે રાખી અગ્નિમાં તપાવવો કે જેથી યંત્ર બળીને ભસ્મ થઇ જાય. જ્યારે કોડીયાં ઠંડાં થઇ જાય ત્યારે યંત્રની રાખને પાણીમાં ઘોળી પી જવાથી સ્વામી વશ થાય છે.



[ આકૃતિ ૯૭ ]

## પરિચ્છેદ ૩ જો.

## પ્રકીર્ણ યંત્રો.

**વંધ્યા ગર્ભધારણ કરે–** ગોરોચન, કુમકુમ, લાખથી ભોજપત્ર પર જેનું નામ લખી પચામૃતમાં સ્થાપન કરે તે વધ્યા હોય તોપણ ગર્ભિણી થાય, પુત્રવતી થાય અને ગર્ભ પડી જતો હોય તોપણ ગર્ભની રક્ષા થાય

| | | | | |
|---|---|---|---|---|
| | ॐ ह्रीं | ॐ ह्रीं | ॐ ह्रीं | |
| ॐ ह्रीं | ॐ ह्रीं | देवदत्त | ॐ ह्रीं | ॐ ह्रीं |
| | ॐ ह्रीं | ॐ ह्रीं | ॐ ह्रीं | |

[ આકૃતિ ૯૮ ]

**વંધ્યા પુત્રવતી થાય—**ગોરોચનથી ભોજપત્ર પર લખી યંત્રને બાહુ, કંઠ તથા કમરમાં ધારણ કરવાથી વધ્યા પણ પુત્રવતી થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૮ | ૧ | ૩૪ | ૨૯ |
| ૩૦ | ૩૩ | ૪ | ૫ |
| ૨ | ૭ | ૨૮ | ૩૫ |
| ૩૨ | ૩૧ | ૬ | ૩ |

[આકૃતિ ૯૯]

**દુર્ભગા સુભગા થાય–** ગોરોચનથી ભોજપત્ર પર જેનું નામ લખી યોનિ પર ધારણ કરે કરે તે સ્ત્રી દુર્ભગા હોય–રોગિષ્ટ યોનિવાળી હોય તોપણ સુભગા થાય.

| | | | | |
|---|---|---|---|---|
| | ह्रीं | ह्रीं | ह्रीं | |
| ह्रीं | | ॐ ह्रीं सौख्य देवदत्त स्य वश्य कुरुकुरु स्वाहा | | ह्रीं |
| | ह्रीं | ह्रीं | ह्रीं | |

[ આકૃતિ ૧૦૦ ]

**બાળક રોતું બંધ થાય—**આ યંત્રને ગોરોચનથી ભોજપત્ર ઉપર લખી બાળકના કંઠમાં બાંધે તો બાળક રોતું બંધ થાય.

| | | | |
|---|---|---|---|
| ૮ | ૧ | ૨૩ | ૧૮ |
| ૧૯ | ૨૨ | ૪ | ૫ |
| ૨ | ૭ | ૧૭ | ૨૪ |
| ૨૧ | ૨૦ | ૬ | ૩ |

[આકૃતિ ૧૦૧]

ઉપદ્રવ નાશ પામે—ગોરોચનથી ભોજપત્ર ઉપર લખી ધારણ કરે તો બધા ઉપદ્રવો નાશ પામે અને રક્ષણ થાય.

| | | |
|---|---|---|
| ॐ | ह | ॐ |
| हं | ॐह्रं | ह |
| ॐ | ह | ॐ |

[આકૃતિ ૧૦૨]

જ્વરનાશક યંત્ર—ગોરોચનથી ભોજપત્ર પર લખી નીચે જેનું નામ લખી તેને યંત્ર ધારણ કરાવવામાં આવે તો તેના સર્વ પ્રકારના તાવ નાશ પામે.

| | | |
|---|---|---|
| ह्रीं | ह्रीं | ह्रीं |
| ह्रीं | देवदत्त | ह्रीं |
| ह्रीं | ह्रीं | ह्रीं |

[આકૃતિ ૧૦૩]

રાજસભામાં માન મળે—યંત્રને કપુર-કસ્તુરીથી લખી હાથે બાંધે તો રાજસભામાં માન મળે.

| | | | |
|---|---|---|---|
| ૪૨ | ૫૦ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૪૭ | ૪૬ |
| ૪૯ | ૪૪ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૪૫ | ૪૮ |

[આકૃતિ ૧૦૪]

કાર્યસિદ્ધિનો યંત્ર—આ યંત્રને શ્વાનના નખથી ભોજપત્ર પર લખી ધારણ કરે તો સર્વ કાર્યની સિદ્ધિ થાય.

| | | | |
|---|---|---|---|
| ૫૫ | ૬૨ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૫૯ | ૫૮ |
| ૬૧ | ૫૬ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૫૭ | ૬૦ |

[આકૃતિ ૧૦૫]

વિરોધવર્ધક યંત્ર—આ યંત્રને તંબોળાની કુંડીના પાણીથી લખી શત્રુના ઘરમાં દાટવામાં આવે તો તેને કોઇની સાથે વિરોધ કે ક્લેશ થાય.

| | | | |
|---|---|---|---|
| ૫૮ | ૬૫ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૬૨ | ૬૧ |
| ૬૪ | ૫૯ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૬૦ | ૬૩ |

[આકૃતિ ૧૦૬]

ભૂતપ્રેતનો ભય દૂર થાય—આ યંત્રને કાગળ પર લખી ઘરમાં રાખે તો સર્પ, ભૂત, પ્રેતાદિનો ભય દૂર થાય.

| | | | |
|---|---|---|---|
| ૮૦ | ૮૭ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૮૪ | ૮૩ |
| ૮૬ | ૮૧ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૮૨ | ૮૫ |

[આકૃતિ ૧૦૭]

**જુગારનો દાવ જીતવાનો યંત્ર**—આ યંત્રને સ્વાતિ નક્ષત્રમાં દિવાળીની રાત્રિએ લખી યથાવિધિ પૂજા કરી હાથે બાંધે તો જુગારના દાવમાં જીત થાય.

| | | | |
|---|---|---|---|
| ૬૦ | ૬૭ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૬૪ | ૬૩ |
| ૬૬ | ૬૧ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૬૨ | ૬૫ |

[ આકૃતિ ૧૦૮ ]

**ગૃહસુખપ્રાપ્તિનો યંત્ર**—આ યંત્રને કાગળમાં લખી ઘરમાં રાખે તો અતિ સુખ મળે.

| | | | |
|---|---|---|---|
| ૫૯ | ૬૬ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૬૩ | ૬૨ |
| ૬૫ | ૬૦ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૬૧ | ૬૪ |

[ આકૃતિ ૧૦૯ ]

**સ્ત્રીના સ્તન પાકે નહિ**—આ યંત્રને આંબલીના રસથી લખી સ્ત્રીને ગળે બાંધે તો તેના સ્તન પાકે નહિ.

| | | | |
|---|---|---|---|
| ૯ | ૧૬ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૧૩ | ૧૨ |
| ૧૫ | ૧૦ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૧૧ | ૧૪ |

[ આકૃતિ ૧૧૦ ]

**ઘરમાં સર્પ આવે નહિ**—આ યંત્રને માલકાંકણીના રસથી લખી ઘરમાં રાખે તો સર્પ આવે નહિ.

| | | | |
|---|---|---|---|
| ૩૦ | ૩૭ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૩૪ | ૩૩ |
| ૩૬ | ૩૧ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૩૨ | ૩૫ |

[ આકૃતિ ૧૧૧ ]

**દેવતા પ્રસન્ન થાય**—આ યંત્રને આકડાની લાકડીથી લખીને માથે રાખે તો દેવતા પ્રસન્ન થાય.

| | | | |
|---|---|---|---|
| ૬૫ | ૭૨ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૬૯ | ૬૮ |
| ૭૧ | ૬૬ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૬૭ | ૭૦ |

[ આકૃતિ ૧૧૨ ]

**વિષયમાં મસ્તી**—આ યંત્રને થોરના દૂધથી સ્વાતી નક્ષત્રમાં લખી પુરૂષ કમરે બાંધી રાખે તો વિષયને સમયે મસ્ત થાય.

| | | | |
|---|---|---|---|
| ૭૧ | ૭૮ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૭૫ | ૭૪ |
| ૭૭ | ૭૨ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૭૩ | ૭૬ |

[ આકૃતિ ૧૧૩ ]

**બગીચો તાજો રહે**—આ યંત્ર લખી માળીના બગીચામાં દાટે તો રોપાને ફૂલ આવે, બગીચો તાજો રહે અને સુકાઇ જાય નહિ

| | | | |
|---|---|---|---|
| ૭૬ | ૧૩ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૮૦ | ૭૯ |
| ૮૨ | ૭૭ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૭૮ | ૮૧ |

[ આકૃતિ ૧૧૪ ]

**સર્વાર્થસિદ્ધિનો યંત્ર**—આ યંત્રને કુમકુમથી ભોજપત્ર પર લખી જમણે હાથે ધારણ કરે તો તે સર્વાર્થસિદ્ધિદાયક યંત્ર બને છે.

| ईशान | | पूर्व | | अग्नि |
|---|---|---|---|---|
| | अ अ ळ क्ष | अ आ कखगघङ | इ ई चछजझञ | |
| उत्तर | ओ औ शषसह | | उ ऊ टठडढण | दक्षिण |
| | ए ऐ यरलव | ऌ ॡ पफबभम | ऋ ॠ तथदधन | |
| वायव्य | | पश्चिम | | नैऋत्य |

[ આકૃતિ ૧૧૫ ]

**અનાજ સળે નહિ**—ગોરોચન અને કંકુથી આ યંત્રને ભોજપત્ર ઉપર લખી અનાજના સંગ્રહમાં-કોઠીમાં રાખવાથી તેમાં જીવડાં પડતાં નથી—અનાજ સળતું નથી.

| | |
|---|---|
| वलु | मुलु |
| घलु | णलु |

[ આકૃતિ ૧૧૬ ]

**કંઠમાળા જાય**—આ યંત્રને ગોરોચન તથા રક્ત ચંદનથી ભોજપત્ર ઉપર લખી ગળે બાંધવાથી કંઠમાળનું દર્દ દૂર થાય છે.




[ આકૃતિ ૧૧૭ ]

**બુદ્ધિવર્ધક યંત્ર**—આ યત્રને માલકાંકણીના રસથી જીભ પર ચતુર્દશીની ચાંદનીમાં લખવો એટલે બુદ્ધિ વધે.

| | | | |
|---|---|---|---|
| ૮૪ | ૯૧ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૮૮ | ૮૭ |
| ૯૦ | ૮૫ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૮૬ | ૮૯ |

[આકૃતિ ૧૧૮]

**બાળકની ભૂતબાધા દૂર રહે**—આ યત્રને દૂધીના રસથી લખી બાળકને કંઠે બાંધે તો ભૂતની ચોટ લાગે નહિ

| | | | |
|---|---|---|---|
| ૮૯ | ૯૬ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૯૩ | ૯૨ |
| ૯૫ | ૯૦ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૯૧ | ૯૪ |

[આકૃતિ ૧૧૯]

**મનચિંતિત કાર્ય થાય**—આ યંત્રને કાકડીના રસથી લખી વનમાં દાટી આવે તો મનચિંતિત કાર્ય પાર પડે

| | | | |
|---|---|---|---|
| ૯૨ | ૯૯ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૯૬ | ૯૫ |
| ૯૮ | ૯૩ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૯૪ | ૯૭ |

[આકૃતિ ૧૨૦]

**કાલિકાદેવી પ્રસન્ન થાય**—આ યત્ર કણેરની નીચે લખે તો કાલિકા દેવી પ્રસન્ન થાય.

| | | | |
|---|---|---|---|
| ह | घ | प | फ |
| ध | द | प | ज |
| न | प | म | ब |
| च | प | ज | द |

[આકૃતિ ૧૨૧]

**હનુમાનજી પ્રસન્ન થાય**—આ યત્રને સિન્દુરથી સવાલાખ લખે તો હનુમાનજી પ્રસન્ન થાય.

| | | | |
|---|---|---|---|
| न | छ | ज | ब |
| द | द | न | च |
| ज | छ | ज | व |
| छ | न | ज | ह |

[આકૃતિ ૧૨૨]

**નજર ન લાગે**—આ યંત્રને ભોજપત્ર પર લખીને ગળે બાંધે તો કોઇની નજર લાગે નહિ.

| | | | |
|---|---|---|---|
| ૭ | ૧૮ | ૧ | ૩૫ |
| ૧ | ૩૫ | ૭ | ૧૮ |
| ૩૫ | ૧ | ૧૮ | ૭ |
| ૧૮ | ૭ | ૩૫ | ૧ |

[આકૃતિ ૧૨૩]

**રોજીંદો તાવ દૂર થાય**—આ યંત્રને ઠીકરી ઉપર લખીને જે માણસને રોજીંદો તાવ આવતો હોય તેની પાસે કુવામાં નંખાવવી એટલે તેનો તાવ દૂર થશે.

| | | | |
|---|---|---|---|
| ૮૨ | ૮૯ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૮૬ | ૮૫ |
| ૮૮ | ૮૩ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૮૪ | ૮૭ |

[આકૃતિ ૧૨૪]

**એકાંતરીયો તાવ દૂર થાય**—આ યંત્રને ઠીકરી ઉપર લખીને જેને તાવ આવતો હોય તેના હાથે બાંધવાથી એકાંતરીયો તાવ દૂર થાય.

| | | | |
|---|---|---|---|
| ૯૨ | ૯૯ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૯૬ | ૯૫ |
| ૯૮ | ૯૩ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૯૪ | ૯૭ |

[આકૃતિ ૧૨૫]

**તરીયો તાવ દૂર થાય**—આ યંત્રને અષ્ટગંધથી ભોજપત્ર પર લખી હાથે બાંધે તો તરીયો તાવ દૂર થાય.

| | | |
|---|---|---|
| ૯ | ૨ | ૭ |
| ૪ | ૬ | ૮ |
| ૫ | ૧૦ | ૩ |

[આકૃતિ ૧૨૬]

**શીતળાનો યંત્ર**—આ શીતળાનો યત્ર ત્રાંબાના પતરા પર લખી તેને ધૂપ દીપ નિવેદ કરી બાળકના ગળામાં બાંધવામાં આવે તો શીતળા ન નીકળે.

| | | |
|---|---|---|
| श्री | श्री | श्री |
| श्री | श्री | श्री |
| श्री | श्री | श्री |

[આકૃતિ ૧૨૭]

ખંડ ૧૧ મો

# તંત્રપ્રયોગ-સંગ્રહ.

## પરિચ્છેદ ૧ લો.

### વશીકરણ, મોહન, આકર્ષણ, ઈત્યાદિના અદ્ભુત પ્રયોગો.

**તિલકથી વશીકરણ**—(૧) વિષ્ણુક્રાન્તા, ભાંગરો, ગોખરનું મૂળ અને ગોરોચન એ બધાને વાટી ગોળી બનાવવી, તેનું તિલક કરવાથી લોકો વશ થાય છે. (૨) પુષ્ય નક્ષત્રમાં શ્વેત મંદારનું મૂળ લેવું તથા જવાસો એ બેઉને બકરીના મૂત્રમાં વાટી તેની ગોળી વાળી તિલક કરવાથી આખું જગત્ વશીભૂત થાય છે. (૩) મજીઠ, મોથ, વજ, સફેદ આકડાનું મૂળ અને પોતાના શરીરનું રૂધિર એની બરાબર કડુ લઇને તે બધાને મેળવી તેનું તિલક કરવાથી ક્ષણમાત્રમાં દષ્ટિ વશીકરણ થાય છે. (૪) રૂદ્રજટા, તગર, મરડાશીંગીનાં પંચાંગ અને પોતાના શરીરનો મેલ એ બધાં એકત્ર મેળવી મંગળવારે વાંકું તિલક કરવાથી ત્રિલોકને વશ કરી શકાય છે.

**અંજન વશીકરણ**—(૧) તાલીસ, કુઠ, તગર, એ બધાનો લેપ રેશમી કપડાને કરી તેની મજબૂત બત્તી બનાવવી અને સરસીયા તેલમાં તે બોળી પુરૂષની ખોપરી પર કાજળ પાડી આંખોમાં આંજવાથી સર્વ કોઇ વશ થાય છે. (૨) ગોરોચન, પદ્મપત્ર, પ્રિયંગુ, રક્ત ચંદન એ સર્વને એકત્ર કરી આંખોમાં આંજવાથી જેને દેખો તે વશ થાય.

**રાજવશીકરણ**—ચંપાની ડાંખળી ભરણી કે પુષ્ય નક્ષત્રમાં વિધિપૂર્વક લાવી હાથે બાંધવી અને રાજાને તે બતાવવાથી તે સમયે રાજા વશ થાય છે; અથવા સુદર્શનાનું મૂળ હાથે બાંધવાથી રાજાનો પ્યાર મળે છે.

**અદ્ભુત વશીકરણ**—ભમરાની બેઉ પાંખો, પોપટનું માંસ, અના-

મિકા આંગળીનું રૂધિર, કાનનો મેલ અને પોતાનું વીર્ય એ બધાને એકત્ર કરી તેનો લેપ કરવાથી કે ભક્ષણ કરવાથી તત્કાળ જગત્ વશ થાય છે.

**સ્રીનું વશીકરણ**—(૧) પુષ્ય નક્ષત્રમાં કાળા ધતૂરાનાં ફૂલ, ભરણીમાં ફળ, વિશાખામાં શાખા, હસ્તમાં પાંદડાં અને મૂળમાં મૂળ ક્રમ મુજબ જ લાવી, તેમાં કપૂર મેળવી વાટવું. તેમાં કંકુ અને ગોરોચન મેળવવાં. તેનું તિલક કરવાથી ગમે તેવી સ્ત્રી હોય તોપણ વશ થાય છે. (૨) કાળું કમળ, ભમરાની બેઉ પાંખ, પુષ્કર મૂળ, તગર, શ્વેત કાકજંઘા એ બધાંનું ચૂર્ણ કરી જેના માથા પર નાંખે તે સ્ત્રી દાસીરૂપ બની જાય છે. (૩) જે મનુષ્ય રતિના અંતમાં ડાબા હાથથી પોતાનું વીર્ય લઇ સ્ત્રીના ડાબા પગના તળીયા પર ચોપડે છે તે પુરૂષને તે સ્ત્રી વશ થઇને રહે છે. (૪) જે પુરૂષ સીંધાલુણ, મધ, કબૂતરની વિષ્ટા વાટીને પોતાના મદનછત્ર પર લેપ કરી સ્ત્રી સાથે રમણ કરે છે તે સ્ત્રી અનથી પણ બીજા પુરૂષની પાસે જતી નથી અને સદૈવ પુરૂષની દાસી બનીને રહે છે. (૫) ગોરોચન, કુમુદ, પારો, કેસર, ચંદન, ધતુરાનો રસ એ બધાંના મિશ્રણનો મદનછત્ર પર લેપ કરી જે પુરૂષ રમણ કરે તે પુરૂષ તે સ્ત્રીના હૃદયમાથી ક્ષણ પણ દૂર થતો નથી. (૬) પુષ્ય નક્ષત્રમાં રૂદ્રજટાનું મૂળ મુખમાં ધારણ કરવું, પછી એ મૂળનો ભૂકો પાનના બીડામાં જે સ્ત્રીને ખવાડવામાં આવે તે સ્ત્રી વશ થાય છે.

**પતિનું વશીકરણ**—(૧) પોતાના રૂધિરમાં ગોરોચન મેળવી તિલક કરવાથી પતિ પોતાને વશ થઇ રહે છે. (૨) ચિત્રકનાં ફૂલ મધની સાથે મેળવીને અન્નમાં કે પાણીમાં દેવાથી અવસ્ય પતિ વશ થાય છે. (૩) મધમાં ભોજપત્ર મેળવી યોનિમાં લેપ કરવાથી અને પછી સમાગમ કરવાથી પતિ વશ થાય છે.

**સ્રીના આકર્ષણના પ્રયોગો**—(૧) આશ્લેષા નક્ષત્રમાં અર્જુન વૃક્ષની ડાંખળી લાવવી, બકરીના મૂત્રમાં તે વાટવી અને જે સ્ત્રી કે પુરૂષના માથા પર તે નાંખે તેનું તત્કાળ આકર્ષણ થાય. (૨) જેનું આકર્ષણ કરવું હોય તેના ડાબા પગની નીચેની માટી લાવવી અને કુકલના રૂધિરથી તેનું પુતળું બનાવવું. તેના રૂધિરથી તે પૂતળાના હૃદયમાં આ કર્ષવાના સ્ત્રી કે પુરૂષ કે પ્રાણીનું નામ લખવું અને મૂત્રસ્થાનમાં તેને દાટવું તથા હમેશાં તે ઉપર પીસાબ કરવો, એટલે સો યોજન દૂરથી પણ તેનું આકર્ષણ થશે.

**જયપ્રાપ્તિના પ્રયોગો**—(૧) સુદર્શનાનું મૂળ હાથે બાંધીને રાજ-

દરબારમાં કે કોર્ટમાં જવાથી જય પ્રાપ્ત થાય. (૨) જયન્તીનું મૂળ મુખમાં રાખીને રાજદરબારમાં જવાથી જય પ્રાપ્ત થાય. (૩) આર્દ્રા નક્ષત્રમાં વડ કે આંબાની ડાંખળીનો કકડો બાંધવાથી જ્યાં જાય ત્યાં જય મળે. (૪) કૃતિકા અને વિશાખા નક્ષત્રમાં મંગળવારે બનાવેલું શસ્ત્ર સંગ્રામમાં જયદાયક થાય છે.

**સૌભાગ્યપ્રાપ્તિ**—(૧) સફેદ આકડાનું મૂળ પુષ્ય નક્ષત્રમાં ઉખાડી લાવી જમણે હાથે બાંધવાથી દુર્ભગા સ્ત્રી પણ સ્વામીથી સૌભાગ્ય પ્રાપ્ત કરે છે. (૨) ચંદ્રગ્રહણમાં લાલ ચિત્રકનું મૂળ ઉખાડી લાવી મધમાં વાટી તિલક કરવાથી સૌભાગ્ય પ્રાપ્ત થાય છે.

**ગજવશીકરણ**—(૧) કૌવચનું મૂળ હાથે કે માથે ધારણ કરવાથી હાથી દૂરથી જ ભાગી જાય છે. (૨) શ્વેત વિષ્ણુકાન્તાનું મૂળ હાથમાં રાખવાથી હાથી વશ થાય છે.

**વ્યાઘ્રભયનિવારણ**—બ્રહતીનું મૂળ હાથમાં કે મુખમાં રાખવાથી વ્યાઘ્રનો ભય દૂર થાય છે.

**શત્રુમુખસ્તંભન**—નાગરમોથનું મૂળ ચાંદીમાં લપેટીને મુખમાં રાખવાથી સભામાં વાદી (વાદ કરનાર) મૂગો બનીને સભા છોડી ચાલ્યો જશે.

**નિદ્રાસ્તંભન**—બૃહતીનું મૂળ અને મુલહઠી વાટીને તેનો નાસ લેવાથી નિદ્રા દૂર થાય છે.

**શસ્ત્રસ્તંભન**—કૃતિકા નક્ષત્રમાં કપિત્થ વૃક્ષની ડાંખળી લઇને મુખમાં રાખવાથી ખડ્ગનું સ્તંભન થાય છે. હાથમાં સુદર્શનાનું મૂળ બાંધવાથી શસ્ત્રોનું સ્તંભન થાય છે.

**અગ્નિસ્તંભન**—(૧) કુવાર અને સૂરણનો રસ હાથમાં લપેટી અંગારા કે તપાવેલું લોઢું હાથમાં લેવાથી હાથ દાઝતો નથી. (૨) ઘી, સાકર, સૂંઠ અને વજનું ચૂર્ણ મુખમાં રાખી તપાવેલું લોઢું પણ ચાટી શકાય છે.

**જલસ્તંભન**—પદ્મકનું ચૂર્ણ વાવ કે કુવામાં નાંખવાથી જળ થંભી જાય છે.

**દૃષ્ટિસ્તંભન**—રવિવારને દિવસે શિરીષનું મૂળ લાવી જળ સાથે વાટી માથે તિલક કરવાથી જોનારની દૃષ્ટિ સ્તંભિત થઇ જાય છે.

**મનસ્તંભન**—ગમાર અને ધોબીના કુંડનો મેલ લઇ ચાંડાલીની ઋતુનું વસ્ત્ર લઇ તેની પોટલી બાંધી જેની સામે ફેંકે તેનું મન સ્તંભિત થઇ જશે.

**ગર્ભસ્તંભન**—(૧) કૃષ્ણ ચૌદશને દિવસે ધતૂરાનું મૂળ લઈ કમરે બાંધી પતિસાથે રમણ કરવાથી ગર્ભ રહે નહિ અને તે છોડી નાંખવાથી ગર્ભ રહે. (૨) ધતૂરાના મૂળનું ચૂર્ણ યોનિમાં ધારણ કરવાથી ગર્ભ રહે નહિ. (૩) સરસવનું મૂળ માથે બાંધી જે સ્ત્રી રમણ કરે તેને ગર્ભ રહે નહિ અને છોડી નાંખવાથી ગર્ભ રહે.

**વીર્યસ્તંભન**—(૧) નગ્ન થઈ પુષ્ય નક્ષત્રમાં ઇન્દ્રાયણનું મૂળ ઉખાડી તેને સૂંઠ, મરી તથા પીપરની સાથે વાટી ગાયના દૂધમાં ગોળી બાંધવી. તેને છાયામાં સૂકવવી. તે ગોળી મુખમાં રાખવાથી વીર્યસ્તંભન થાય. (૨) લાલ અપામાર્ગનું મૂળ સોમવારે નિમંત્રીને મંગળવારે પ્રભાતમાં લઈ આવવું. તે કમરે બાંધવાથી વીર્યસ્તંભન થાય છે. (૩) રવિવારે સપ્તપર્ણનાં બીજ લાવી મુખમાં રાખવાથી વીર્યસ્તંભન થાય છે. (૪) નીલ કમળ, શ્વેત કમળનાં કેસર, મધ તથા સાકર મેળવી તેનો નાભિ પર લેપ કરવાથી સ્તંભન સિદ્ધ થાય છે. (૫) બકરી અને ઘેટીના દૂધમાં લાજવંતીનું મૂળ વાટી હૃદય અને ચરણે લગાવવાથી પુરૂષનું વીર્ય સ્તંભન પામે છે. (૬) કપૂર, ટંકણખાર અને પારો સમાન ભાગે લઈ અગથીયાનો રસ તથા મધમાં વાટી ઇંદ્રિય પર લેપ કરી એક પહોર રાખવો અને પછી ધોઇ નાંખવો. એથી સ્તંભન સિદ્ધ થાય છે. (૭) સફેદ આકડાના રૂની બત્તી કરી ડુક્કરની ચરબીમાં તેનો દીવો બાળવો. જ્યાંસુધી દીવો બળશે ત્યાંસુધી વીર્યસ્તંભન થશે. (૮) સુદર્શનાનું મૂળ નાગરવેલના પાનમાં વાટી ઘીની સાથે સેવવાથી સ્તંભન થાય. (૯) નાગકેશર, વંશલોચન અને કાળા ધતૂરાનાં બીજ, વડના દૂધ સાથે કરંજનાં બીજ એ બધુ એકત્ર કરી મુખમાં ધારણ કરવાથી વીર્ય સ્તંભિત થાય.

**પુરૂષમોહન**—કાકડાસીંગી, વજ, ઉશીર, રાળ, નાની એલાયચી એ બધાં સમ ભાગે લઈ ચંદન મેળવી જે સ્ત્રી પોતાનું ઘર, વસ્ત્ર, અને શરીરને ધૂપ દે છે તે પુરૂષને મોહ પમાડી પોતાના દાસ સમાન બનાવે છે.

**સ્ત્રીમોહન**—(૧) બેઉ જાતના ભાંગરા, લાજવંતી, સહદેવી એનું તિલક કરવાથી પુરૂષ સ્ત્રીને મોહ પમાડે છે. (૨) હરતાલ, મણસીલ અને ભમરાની પાંખો સમાન ભાગે લઈ તેમાં ધતૂરાનાં ફૂલ મેળવી ગોળી બનાવવી. તેનું તિલક કરવાથી મનુષ્ય ત્રિલોકને મોહ પમાડી શકે છે. (૩) ગોરોચન અને અનામિકાના રૂધિરથી જેનું નામ લખી ઘીમાં સ્થાપન કરે તે મોહિત થાય છે.

**મોહિની**—રવિવારે બળદ મરે તેનું શીંગડું મંગાવી તેમાં સ્ત્રીના ડાબા પગ હેઠળથી માટી લાવીને ભરવી. તેને ગુગળનો ધૂપ દેવો. પછી તેને સ્ત્રીના ઘરમાં દાટવાથી સ્ત્રી મોહ પામી વશ થાય.

**શત્રુમોહન**—(૧) વિષ, ધતૂરાનાં પંચાંગ, ભેંશનું લોહી, સફેદ જીરૂં અને ગુગળનો ધૂપ દેવાથી શત્રુ મોહિત થાય છે. (૨) હરતાલ અને ધતુરાનાં બીજ અલ્પ પ્રમાણમાં શત્રુને પાનમાં દેવાથી શત્રુ મોહ-મુગ્ધ બને છે, અને શ્વેત કમળ મધ સાથે મેળવી ખવરાવવાથી મનુષ્ય સ્વસ્થ થાય છે.

**પંઢીકરણ**—હળદર તથા કપૂરનું ચૂર્ણ સમાન ભાગે લઈ દૂધની સાથે પીવાથી પુરુષ પંઢ અર્થાત્ નપુંસક બને છે; પણ તલ તથા નાગબલાનું ચૂર્ણ કરી કેળાના રસમાં ભાવિત કરી લાક્ષારસ સાથે ૧૫ દિવસ સાકર સાથે પીવાથી પંઢત્વ દૂર થાય છે.

**યોનિબંધન**—(૧) પૂર્ગી ઇલાયચી, ઇંદ્રગોપનું ચૂર્ણ જે સ્ત્રીના મદનમંદિરમાં ગુપ્ત રીતે નાંખવામાં આવે તેની સાથે તે પુરુષ જ રતિ કરી શકે છે–અન્ય કરી શકતો નથી. પછી ગાયના દહીંની છાશથી મદનમંદિર ધોવાથી યોનિ પૂર્વવત્ બની જાય છે. (૨) ખોયે પડેલા સ્ત્રીના નખ અને દાંતનો મેલ લઈ વાટી કામધ્વજ ઉપર લેપ કરી રતિ કરે તો તે સ્ત્રી બીજા પુરુષની ઇચ્છા ન કરે; પછી તપાવેલું લોઢું ઠંડું કર્યું હોય તેવા પાણીથી કામમંદિરને ધોવાથી પતિસંયોગમાં સ્ત્રી પૂર્વવત્ તત્પર રહે છે.

**ભૂત-ગ્રહનિવારણ**—(૧) જ્યેષ્ઠા નક્ષત્રમાં દાડમની ડાંખળી લાવી તેને બાળકના ઓરડાના દ્વાર પર બાંધવાથી ભૂત–ગ્રહની બાધાનું નિવારણ થાય છે. (૨) માછલીના પિત્તમાં કાળાં મરીને ભાવના દઈ રવિવારને દિને તેને સુકાવી ધૂપ દેવાથી ભૂત–પ્રેતની બાધા દૂર થાય છે.

**દુર્ભગાકરણ**—જ્યેષ્ઠા નક્ષત્રમાં લીંબડાની ડાંખળી જેના શરીર પર નાંખવામાં આવે તે સ્ત્રી દુર્ભગા થાય છે.

**કલહકરણ**—વિશાખા નક્ષત્રમાં લીંબડાના ઝાડનું મૂળ ઉત્તર દિશાએ મુખ કરી નગ્ન થઈને મ્હોંથી ઉખાડવું. જેના ઘરમાં એ મૂળ ફેંકે તેને ત્યાં રોજ કલહ થાય. તે દૂર કરવાથી કલહ દૂર થાય છે.

**ઉચ્ચાટન**—(૧) વૃક્ષપરથી કાગડાનો માળો લાવી તેને બાળવો. તેની ભસ્મ શત્રુના શિર પર નાંખવાથી ઉચ્ચાટન થાય અને દૂર કરવાથી શાન્તિ થાય. (૨) સરસવ અને શિવનિર્માલ્ય જેના ઘરમાં દાટે તેનું

ઉચ્ચાટન થાય; ઉખાડવાથી શાન્તિ થાય.

વ્યાધિકરણ—કૌવચની શીંગ ઉપરના રોમ અને ભીલામાનું ચૂર્ણ તેમાં થોડી મેળવી જેના શરીર પર નાંખે તેને મહાપીડા થાય. જો ખસ, ચંદન, પિયંગુ, લાલ ચંદન અને તગરને જળમાં વાટી શરીરે લગાવે તો વેદના શાન્ત થાય.

શત્રુભ્રામણ—જેના ઘરમાં અશ્વિની નક્ષત્રમાં પીપળાની ડાંખળીનો દસ આંગળનો કકડો નાંખવામાં આવે તેને લાંબો વખત યાત્રાએ જવાનું થાય કે ભ્રમણ કરવું પડે.

ઉન્મત્તીકરણ—મોર, કૂકડો, કબૂતરની વિષ્ટા, ધતૂરો અને હરતાલને એકત્ર કરી જેના માથા પર નાંખે તે ઉન્મત્ત બને અને પછી માથું મુંડાવવાથી સુખી થાય.

---

## પરિચ્છેદ ૨ જો.

---

### ઈંદ્રજાલિક-ચમત્કારિક પ્રયોગો.

દ્રવ્ય લુપ્ત થાય—મોરને મોરની કલગીનું ચૂર્ણ સાત દિવસસુધી ખવરાવવું. પછી તેની જે વિષ્ટા થાય તેથી હાથ લપેટીને દ્રવ્ય ગ્રહણ કરવાથી દ્રવ્ય લુપ્ત થઇ જાય છે.

અંગુલી તેલ—અંકોલનાં બીજને વાટી તેના ચૂર્ણને સાત દિવસ સુધી તલના તેલની ભાવના દઇને તડકામાં સૂકવવું અને દરેક ભાવના આપ્યા પછી પુનઃ પુનઃ વાટવું. પછી તે ચૂર્ણને ઘાણીમાં પીલાવી તેલ કાઢવું, અથવા તેનો કલ્ક કાંસાનાં બે પાત્રોને ચોપડવો અને તેને તડકામાં રાખવાં, તેની નીચે કાંસાનું બીજું પાત્ર રાખવું, જેમાં તેલ નીતરશે. એ તેલને અંગુલી તૈલ કહે છે. તે તેલથી અનેક પ્રયોગો થાય છે. વૃક્ષ પર લગાવવાથી વૃક્ષ ફળવાન બને છે. કમળકાકડીને તે તેલની ભાવના દઇને પાણીમાં નાંખવાથી તત્કાળ કમળની ઉત્પત્તિ થાય છે. એ સિવાય જળ-સ્થળના વૃક્ષોનાં જે બીજ હોય છે તે બીજને તેલ લગાવીને તાપમાંથી તત્કાળ ઉગી નીકળે છે અને ફળેલાં વૃક્ષોને તે તેલ લગાવવાથી તેને ફળ, ફૂલ, પત્રાદિ આવે છે.

રાવણસ્વરૂપ—મૂલશિખાનું મૂળ ગધેડાના હાડકાની સાથે વાટીને તેનું તિલક કરવાથી તે પુરૂષ રાવણસ્વરૂપ દેખાય છે.

**અગ્નિસ્વરૂપ**—હરતાળ અને મનશીલનું ચૂર્ણ માલકાંકણીના તેલમાં ભાવિત કરીને તેને વસ્ત્ર પર લગાવી તે વસ્ત્ર ઓઢવાથી મનુષ્ય અગ્નિસમાન દેખાય છે.

**જળમાં તારાદર્શન**—અગથીયાના ફૂલોના રસમાં શ્વેત અંજન ઘસીને આંખોમાં લગાવવાથી જળમાં મધ્યાહ્નને તારાનું દર્શન થાય છે.

**દિવ્ય દૃષ્ટિ**—વેંગણનાં બીજ મનુષ્યની ખોપરીમાં નાંખીને વાવવાથી જે રોપ ઉગે તેનું મૂળ કિંવા તેને ફળ થાય તેનાં બીજ મુખમાં રાખવાથી મનુષ્યને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થાય છે અને સો યોજન દૂરની વસ્તુ નજીક દેખાય છે.

. **મરેલો દેડકો બોલે**—કાળી ચૌદસને દિવસે મરેલો દેડકો લાવવો. તેમાં પારો ભરીને તે ઉપર લીંબુનો રસ નાંખી જમીનમાં દાટી દેવો. એક માસ પછી તેને પાછો કાઢવાથી તે બોલવા લાગશે.

**માખીનો ઉપદ્રવ દૂર થાય**—નરગીસનું મૂળ, અકલકરો અને ગંધકને વાટી જળમાં નાંખી છાંટવાથી માખીનો ઉપદ્રવ દૂર થાય.

**ઉંદરનો ઉપદ્રવ દૂર થાય**—ડાબે હાથે ઉટનો નખ લઇને જે ઘરમાં દાટવામાં આવે તે ઘરમાંથી બધા ઉંદરડા નાસી જાય.

**દીવા પાસે પતંગ ન આવે**—કુંઅળીનો કાંદો લઇ દીવાના કોડીયામાં મૂકવાથી દીવા પાસે પતંગીયાં નહિ આવે.

**એક દિવસમાં તાવ જાય**—રવિવારે સફેદ ધતૂરો લાવી પુરૂષને જમણે હાથે કિંવા સ્ત્રીને ડાબે હાથે બાંધવાથી તાવ એક દિવસમાં જાય.

**તુરત સરસવ ઉગાડવા**—પારોર સરસવ મંગાવી તેને દુધીના રસના સાત પુટ સાત દિવસસુધી દેવા અને છાયામાં સૂકવવા. પછી માટીમાં સરસવ નાંખી તેના ઉપર પાણી રેડવું જેથી થોડી વારમાં સરસવ ઉગી નીકળશે.

**અગ્નિથી હાથ દાઝે નહિ**—રજસ્વલા સ્ત્રીનું લોહી અને દેડકાની ચરબી મેળવીને હાથે ચોપડવાથી અગ્નિ પકડવા છતાં હાથ દાઝે નહિ.

**ચુલે અન્ન પાકે નહિ**—આકડાનું કે થુવરનું દૂધ અન્નને ચોપડીને તેને રાંધવાના ચુલે ચડાવવામાં આવે તોપણ તે પાકે નહિ, ચાહે ગમે તેટલો તાપ કરે.

**જમતાં છતાં પેટ ન ભરાય**—બહેડાના ઝાડને શનિવારે નોતરી આવવું અને રવિવારે સ્હવારે તેનાં પાંદ લઇ આવવાં. તે પાંદને પગ હેઠળ રાખીને જે જમે, તેનું જમતાં છતાં પેટ ભરાય નહિ.

**જમતાં ઉલટી કરે**—બગલાની વિષ્ટાનું તિલક મસ્તક ઉપર કરીને જે જમવા બેસે, તેને જોતાં જ બીજાઓ ઉલટી કરવા લાગે.

**બગડેલું ઘી સુધારવું**—ઘી લાંબો વખત પડતર રહેવાથી બગડી ગયું હોય તો તેને એક તાવડામાં નાંખી ઉનું કરવું અને તેમાં કુંગળીની ગાંઠ નાંખવી. ઘીની દુર્ગંધ ઉડી જતાં કુંગળી કાઢી નાંખીને પછી ઘી ભરી દેવું.

**બાળકના દાંતના ગુણ**—બાળકનો પહેલો દાંત જે પડી જાય તેને ભોંયે પડવા દીધા વિના જે સ્ત્રી લઇ લે અને પોતાની પાસે રાખે તે સ્ત્રીને પુત્ર થાય. જો તે જ દાંતને સ્ત્રી પોતાની કમરે બાંધી રાખે તો તેને ગર્ભ ન રહે કે પુત્ર ન થાય. જો એ દાંતને પુરૂષ પાસે રાખે તેનાં સર્વ કાર્યો અને રાજદરબારનાં કાર્યો સુધરે-સિદ્ધ થાય.

**બાળકના નાળના ગુણ**—બાળકનો નાળ લાવીને વાંઝણી સ્ત્રી ખાય તેને ગર્ભ રહે અને પુત્ર થાય.

**બાળક ઉંઘમાં પિસાબ ન કરે**—જે બાળક ઉંઘમાં પિસાબ કરતું હોય અને ડરતું હોય તેને શ્વેત સુરધાની કલગી લાવીને ખવગવવાથી તે ડરે નહિ કે પિસાબ કરે નહિ.

**સ્ત્રીનું લોહી વહે અને રોકાય**—રવિવારે કાગડાની ચાંચ મંગાવવી અને તેને ગુગળનો ધૂપ કરવો. માર્ગમાં એ ચાંચથી લીંટી દોરવી. જે સ્ત્રી એ લીંટીને ઉલ્લંઘે તેને લોહી વહેવા લાગે અને ચાંચને ધોઇ તેને પાય એટલે લોહી બંધ થઇ જાય.

**ઘરમાં ભૂત ન રહે**—શ્વેત મરઘો જે ઘરમાં રહે તેમાં ભૂતાદિ કદી આવે નહિ.

**જુદી જુદી જાતના ગુપ્ત અક્ષરો**—(૧) આકડાના દૂધથી કાગળ પર લખી તેને ગંધકની ધુણી દેવાથી અક્ષર ખુલ્લા દેખાઈ આવશે. (૨) કળીના ચોખ્ખા ચૂનાને પલાળીને તેથી અક્ષર લખવાં. જ્યારે કાગળને પાણીથી પલાળવામાં આવશે ત્યારે અક્ષરો દેખાઇ આવશે. (૩) નવસારં અને દૂધ મેળવીને તેના વડે અક્ષર લખવા. તેને અગ્નિ બતાવવાથી અક્ષર પીળા બનતાં દેખાઇ આવશે.

**માટી ખાય અને ગોળનો સ્વાદ આવે**—ધોળી ચણોઠીનાં પાન મંગાવી અંધકારમાં ચવરાવવાં. પછી તે માણસને માટી ખાવા આપવાથી તેને ગોળનો સ્વાદ લાગશે.

**જાદૂઇ રંગો**—પતંગના લાકડાનો ભૂકો લઇ પાણીમાં નાંખવો અને તે ભૂકો બહાર કાઢતાં જ પાણી લાલ રંગનું થએલું માલૂમ પડશે. સંર-

કામાં એ પાણી નાંખવાથી પાણીનો રંગ એકદમ પીળો થઇ જશે. તેમાં ફટકડીનું પાણી નાંખવાથી તેનો રંગ કાળો થઈ જશે પુન તેમા સરકો નાખવાથી રંગ લાલ થઈ જશે

**વરસાદથી દીવો ન બૂઝે**—સમુદ્રફીણ અને ગંધકને સમભાગે લઇ તેને રૂમાં લપેટીને તેની બત્તી બનાવવી એ બત્તીનો દીવો બાળવાથી વરસાદમા પણ દીવો હોલવાય નહિ

**મધપૂડો તોડવાની યુક્તિ**—વનતુળસીનો અરક પોતાને શરીરે ચોપડવો અને તેનો રોપ હાથમા રાખીને મધપૂડા પાસે જવુ તેની ગંધથી જ મધમાખીઓ નાસી જશે એટલે પછી મધપુડો તોડી લઈ શકાશે

**ખૂટી વિનાની ચાખડીઓ પહેરવી**—સફેદ ચણોઠીને પાણીમા વાટવી અને તેનો લેપ ખૂટી વિનાની ચાખડીઓ ઉપર કરવો. તેને છાયે સુકવવી એવ કરતી વખતે પગ ધોઇને તે ચાખડીઓ ઉપર ઊભા રહેવુ એટલે પગની સાથે ચાખડીઓ ચાલવા લાગશે.

**જાદુઇ સાબુ**—પાણી અને તેલ એકઠા કરી તેમાં એમોનીયા નાખવાથી સાબુની પેરે જામશે

**તોપ જેવો અવાજ**—ક્રીમ ઓફ ટાર્ટર, ગંધક અને જવખારને સમભાગે લઇ તેને હુક્કામાં ભરી આગ મૂકવી એટલે તોપના જેવો અવાજ થશે.

**માથામાં જૂ ન રહે**—કાળા ધતુરાનો રસ લઈ તેમા પારાનું મર્દન કરી તેમાં કપડું ભીંજવી માથા પર રાખવાથી ત્રણ પ્રહરમા જૂઓ નીકળી જાય

**બળેલા દોરા પર વીટી લટકે**—મીઠાના પાણીમાં દોરો વારવાર ભીંજવીને સુકવવો. એ દોરાને વીંટી બાધી ખીંટી પેંગ બાંધવો દીવાસળીથી દોરો સળગાવવાથી દોરો સળગી જશે પણ વીંટી પડશે નહિ.

**હાથ પરથી ડુંગળીની ગંધ દૂર કરવી**—હાથ ડુગળીની ગંધ વાળા હોય તો વારેલી રાખવાળા પાણીથી ધોવાથી ગંધ દૂર થઈ જશે.

**માંકડ-મચ્છરનો ઉપદ્રવ દૂર કરવો**—ગોપીચંદન, લાખ, ત્રિફળા, વિડંગ, આકડાના પત્તા લાવી વાટીને તેની ધૂણી કરવાથી માકડ-મચ્છરનો ઉપદ્રવ દૂર થશે

**બે કડવી ચીજોને મીઠી કરવી**—નાઇટ્રેટ ઓફ સીલ્વર અને હાઇપો સલ્ફેટ ઓફ સોડા એ બેઉ ચીજો જૂદી જૂદી ચાખવાથી કડવી લાગે છે પરન્તુ બેઉને મેળવી દેવાથી તેમા મીઠાશ આવે છે

**પાંચ પ્રકારના રંગ બદલવા**—પાંચ ગ્લાસ મંગાવી પહેલામાં સોલ્યુશન ઓફ આયોડાઇન ઓફ પોટાશિયમ ભરો, બીજામાં સોલ્યુશન. ઓફ કોરોસીન સબલાઇમેટ અથવા રસકપૂરનો અર્ક ભરો, ત્રીજામાં આયોડાઇન ઓફ પોટાશીયમના તેજ અર્કમાં ઓક્સલેટ ઓફ એમોનીયા નાંખીને ભરો, ચોથામાં મ્યુરીએટ ઓફ લાઈમનો અર્ક અને પાંચમામાં હાઇડ્રોસલફેટ ઓફ એમોનીયા ભરો. પહેલા ગ્લાસને ત્રીજામાં નાંખવાથી તદ્દન સાફ પાણી થઇ જશે. ત્રીજાને ચોથામાં નાંખવાથી દૂધના જેવો સફેદ રંગ થઈ જશે અને ચોથાને પાંચમામાં નાંખવાથી ઘેરો કાળો રંગ થઇ જશે.

**નિર્મળ પાણીને રંગીન બનાવવું**—એક પાણી ભરેલા કાચના ગ્લાસમાં પ્રશિએટ ઓફ પોટાશનાં થોડાં ટીપાં નાંખો અને બીજા પાણી-ભરેલા ગ્લાસમાં સલફેટ ઓફ આર્નનો થોડો અર્ક નાંખો. એ બેઉ ગ્લાસોમાં નિર્મળ જળ ભરેલું દેખાશે. પછી બેઉ ગ્લાસોના જળને કોઇ બીજા વાસણમાં મેળવશો એટલે ચમકતો લીલો રંગ બની જશે.

**કપડા પર ગુપ્ત અક્ષર**—મલમલના એક ટુકડા પર નાઇટ્રેટ ઓફ સીલ્વરથી કાંઈ લખો. સૂર્યના પ્રકાશમાં કાંઇ દેખાશે નહિ. અંધારામાં કશું દેખાશે નહિ. પણ દીવાનો પ્રકાશ તેના પર પડશે કે તુરત જ કાળા અક્ષર દેખાવા લાગશે.

**એક ડાળી પર અનેક જાતનાં ફૂલો**—કોઇ વૃક્ષની એક મોટી ડાળ પકડીને તેને લંબાઇની બાજુથી ચીરી અંદરની વચ્ચેની નસ કાઢી નાખો અને તેમાં કેટલીએ જાતનાં ફૂલોનાં બીજ ભરી દો. પછી ડાળાનું મુખ બંધ કરીને ઉપર એવી રીતે માટી લપેટી દો કે જેથી બીલકુલ સાંધો ન દેખાય, પછી ડાળાને છોડી દો. પછી થોડા દિવસ પછી જેટલી જાતનાં બીજ તમે ડાળામાં ભર્યાં હશે તેટલી જાતનાં પાંદડાં, ફુલ, ડાંખળીઓ નીકળી આવશે.

**શીશીમાં દર્પણ ઉતારવું**—અબરખનો એક ચોખંડો ટુકડો લઇ તેની એક બાજુએ દર્પણની પેઠે કલાઇ કરવી અને તેને એટલો જ લાંબો પહોળો કાગળ ચોંટાડવો અને તેને શીશામાં ઉતારવો એટલે શીશીમાં દર્પણ ઊતરેલું દેખાશે.

**ચીમની કાળી ન થાય**—બત્તીને સરકામાં બોળીને સૂકવવી. પછી તેને લેમ્પમાં બાળવાથી ચીમની કાળી નહિ થાય.

**પુત્ર કે પુત્રી?**—ગર્ભવતીનું હૃદય એક મિનિટમાં ૧૯૪ વાર થડકે તો તેને પુત્રી અવતરશે એમ જાણવું અને જો ૧૨૪ વાર થડકે તો પુત્ર થશે એમ જાણવું. આ વિધિ ગર્ભના પૂરા દિવસ જતા હોય ત્યારે કરવી.

**ગર્ભ રહે નહિ**—કાળી બીલાડીનું રૂધિર યોનિમાં લગાવવાથી ગર્ભ રહે નહિ

**મદ્યપાન છોડાવવું**—જે બહુ દારૂ પીતો હોય તેને કાળા કાગડાનું પિત્ત મદ્યમાં ઘોળીને પાવાથી તેને વ્યસન છૂટી જશે.

**બે વાસણ લડે**—રવિ કે મંગળવારે કાળા કૂતરાના બે દાંત કઢાવી લાવવા અને એક કાળી બીલાડીના બે દાંત કઢાવી લાવવા. પછી એ ચારે દાંતને સીંદૂર લગાવી એક પ્યાલામાં રાખવા અને તે પ્યાલા પર એક વાસણ ઢાંકવું પછી બે દાંત બકરાના અને બે દાંત ઘેટાના લાવવા. ઘેટાના દાંત પર સીંદૂર લગાવી એક વાસણમાં રાખવા અને બીજા વાસણમાં બકરાના દાંત રાખવા. એ બે વાસણને એવી રીતે રાખવાં કે એક ઉત્તરમાં અને એક દક્ષિણમાં રહે. તે બેઉ પાત્રોની વચ્ચે પેલા ચાર દાંતવાળું વાસણ રાખવું. પછી ઉત્તર દક્ષિણવાળાં બેઉ પાત્રોને ચામડાની ધૂણી દેવી, એટલે બેઉ વાસણ એક બીજાની સામે ટક્કર લેશે અને વચ્ચેનું વાસણ બેઉનો બચાવ કરશે.

**પારાનો પ્યાલો બનાવવાની રીત**—(૧) પારો અને કલાઇને દેવચંપાના દૂધમાં ખરલ કરવાથી એક બીજામાં મળી જશે. પછી તેનો પારાનો પ્યાલો બનાવી શકાશે. (૨) લોખંડની કઢાઈમાં અળસીના તેલમાં પારાને પકાવવાથી તે જામી જશે અને તેની ગમે તે વસ્તુ બનાવી શકાશે. એ પ્યાલાને સખ્ત બનાવવો હોય તો લીંબુના રસમાં થોડા દિવસ રાખવાથી સખ્ત બની જશે.

**કબૂતરનું વિચિત્ર બચ્ચું**—સફેદ કબૂતરના માળામાં ઇંડાં હોય તેના ઉપર નવસાર, કાજળ, ભીલામાનો રસ અને સરકો મેળવી જેવી આકૃતિ ચીતરવામાં આવશે તેવું વિચિત્ર બચ્ચું એ ઇંડામાંથી સેવાયલું બચ્ચું બહાર નીકળતાં માલૂમ પડશે.

**દીવામાં જવાહીર દેખાય**—કાળા સાપની ચર્બી લાવીને તેનો દીવો બાળવાથી દીવામાં જવાહીર દેખાય.

**રેશમી વસ્ત્રની ચીકાશ દૂર કરવી**—તેલ કે બીજા કોઇ પદાર્થના ચીકણા ડાઘ રેશમી વસ્ત્ર પર પડયા હોય તો મેગ્નેશિયાથી ધોવાથી તે દૂર થઇ જશે.

**વૃક્ષ ઉપર દીપમાળા**—બે તોલા લોહચૂર્ણ, એક તોલો ગંધક અને અધો તોલો કપૂર બધાંને વાટી એક કપડાની પોટલીમાં બાંધી પોટલીને ઝાડની ઉંચી ડાળી પર બાંધવી અને તેને સળગાવવી. જેમ જેમ હવા લાગશે તેમ તેમ તેમાંથી ચીણગારીઓ નીકળીને પ્રત્યેક પાંદડા ઉપર જામી જશે અને પાંદડે પાંદડે દીવા બળતા હોય એવો દેખાવ થશે. આ ખેલ રાતના વખતનો છે.

---

## પરિચ્છેદ ૩ જો.

---

## શારીર વિદ્યાના તાંત્રિક પ્રયોગો અથવા જંટલી વૈદ્યક.

**નાકનું લોહી બંધ થાય**—ગાયનું સૂકું છાણુ લાવી તેને વાટીને સુંઘવાથી નાકમાંથી વહેતું લોહી બંધ થાય. એ જ રીતે સૂકું છાણુ દાંત પર ઘસવામાં આવે તો દાંતનું દર્દ મટે.

**દમનો ઇલાજ**—તમાકુના ગુલ લાવી પાણીમાં ડુબાડુબ આખી રાત રાખવા. સ્હવારે તેને કડાઇમાં નાંખી ચૂલે ચડાવવા. અંદર થોડું મીઠું નાંખવું પાણી બળીને બધી રાખ થઈ જાય ત્યારે તે ભૂકો રોજ ત્રણ માસાભાર દર્દીને આપવાથી દમનું દર્દ મટે.

**કાનના દર્દનો ઉપાય**—આકડાનાં પાન લાવી તેને ઘી ચોપડવું અને તેને અગ્નિ પર તપાવી તેમાંથી રસ કાઢી લેવો એ રસ કાનમાં નાંખવાથી કાનનું હરકોઈ દર્દ મટે.

**વાળ સફેદ થાય**—તલને થોરના દૂધમાં વારવાર ભીંજવીને સૂકવવા તે તલનું તેલ કઢાવીને કાળા વાળ પર લગાવવાથી ધોળા થાય.

**ઉડી ગએલા વાળ ઉગે**—કોઈ દર્દથી કે માથાના ખોડાથી વાળ ઉડી ગયા હોય તો માખીની વિષ્ટા અને કાળાં મરી વાટીને માથા પર વારવાર લગાડવાથી ઉડી ગએલા વાળ ફરી ઉગે.

**મળેલું બાળક બહાર કાઢવાનો ઉપાય**—જે સ્ત્રીના પેટમાં બાળક મરી ગયું હોય અને બહાર નીકળતું ન હોય તે સ્ત્રીને પાસેર ગાયનું છાણુ પાણી સાથે પાવાથી બાળક નીકળી પડશે.

**ગર્ભ રહે**—રતિવિલાસને અંતે જે સ્ત્રી એરંડીનાં બીજ ખાય તે ગર્ભવતી થાય.

**પરમીયાનો ઉપાય**—ચંદનના તેલનાં ચાર ટીપાં દસ તોલા પાણીમાં નાખીને પીવાથી પરમીયો મટે છે.

**મસા દૂર થાય**—(૧) તજ, ધાણા અને લોધર સમભાગે લઇ તેને વાટવા. તેને મસા ઉપર લગાવવાથી મસા મટી જાય. (૨) તમાકુને ચૂનામાં વાટીને તેની ધુણી દેવાની મસા મટે.

**બનાવટી કેસર**—મઠ કે મગને પાણીમાં ભીંજવી એક પહોર પછી તેને ભીના ને ભીના એક કપડામાં બાંધી દેવા. જયારે તેમાં અંકુર ફૂટે ત્યારે તેને છાયામાં સૂકવી દેવા એટલે અંકુરા ખરી પડશે. તે અંકુરાને કેસૂડાંનાં ફૂલના રસમાં સાજીખાર નાખીને બે માસસુધી ભીંજવી રાખવા, એટલે બનાવટી કેસર બનશે. તેને સાચા કેસરની ભાવના દેવાથી તેમાં કેસરની સુગંધ પણ આવશે.

**વમન કરવું**—તડબૂચાના ફળની જડને વાટીને પીવાથી વમન થાય.

**દેહની દુર્ગંધ દૂર કરવાના ઉપાયો**—(૧) હરડે, લાલ ચંદન, નાગરમોથ, નાગકેશર, ખસ, લોધર અને હળદર સમભાગે લઇ શરીર-પર મસળવાથી પસીનાની દુર્ગન્ધ દૂર થાય છે. (૨) કદમ્બનાં પાતરાં, લોધર અને અર્જુનવૃક્ષનાં ફૂલ શરીરે ચોળવાથી દુર્ગન્ધ નષ્ટ થાય છે. (૩) દાડમની છાલ, મધ, લોધર અને કમળને સમાન ભાગે લઇ શરીરે ચોળવાથી સ્ત્રીના શરીરની દુર્ગંધ નાશ પામે છે.

**મુખરંજન**—(૧) આંબા અને જાંબૂની ગોટલી, કાકડાસીંગી અને મધ મેળવી રાત્રીને સમયે પુરૂષ મુખમાં રાખે તો દુર્ગન્ધ નાશ પામી મુખ સુગંધી થાય. (૨) જે સ્ત્રી પ્રભાતમાં જટામાંસી, કેસર અને કુષ્ઠ ત્રણેનું ચૂર્ણ મધમાં ચાટે છે તે સ્ત્રીનું મુખ પંદર દિવસમાં સુગંધી બને છે. (૩) કુષ્ઠનું ચૂર્ણ, મધ, ઘી અને તાલીમખાનનાં બીજ એનું નિત્ય સેવન કરે છે તેનું મુખ સુગંધી બને છે. (૪) તલ, જાયફળ અને સોપારી ખાવાથી અને ઠંડું પાણી પીવાથી મુખની દુર્ગંધી દૂર થાય.

**વદનની કાન્તિ વધે**—(૧) શીમળાના વૃક્ષના કાંટા આઠ દિવસ દૂધમાં વાટી સ્ત્રી વા પુરૂષ મુખ પર લેપ કરે તો તેના મુખની કાન્તિ વધે. (૨) કાળાં મરી અને ગોરોચન વાટીને મુખ પર લગાવવાથી સ્ત્રીના મુખ ઉપરના ખાલ દૂર થાય છે. (૩) અર્જુન વૃક્ષની છાલ અને મજી-ઠનું ચૂર્ણ મધમાં મેળવી ત્રણ દિવસસુધી મુખ પર લેપ કરવાથી મુખ નિર્મળ બની જાય છે. (૪) મનસીલ, લોધર, બેઉ હળદર, સરસવ સમ-ભાગે લઇ પાણીમાં વાટી લેપ કરવાથી મુખની શ્યામતા દૂર થાય છે.

કેશરંજન—(૧) અશોકીનાં બીજનું ચૂર્ણ, કુષ્ઠ, એલાયચી અને દેવદારુ એ સમભાગે લઇ તેનું ચૂર્ણ એક દિવસ ભાંગરાના રસમાં પલાળી વાળ ઉપર ચોળવાથી વાળ કાળા થાય. (૨) એ ચૂર્ણને ચારગણા તેલમાં કોમળ અગ્નિથી પકાવી વાળને લગાવવાથી વાળ કાળા થાય. (૩) કાકમાચીનાં બીજ અને કાળા તલનું તેલ કાઢી વાળને લગાવવાથી વાળ કાળા થાય. (૪) શતાવરી, કાળા તલ, ગોરોચન અને કાકમુખાને વાટી વાળ પર લેપ કરવાથી ધોળા વાળ કાળા થાય છે.

ઇન્દ્રલુપ્ત દૂર થાય—કેસર અને કાળાં મરી તેલમાં વાટી માથે લેપ કરવાથી ઇન્દ્રલુપ્ત રોગ મટે અને માથે ટાલ પડી હોય તે દૂર થાય.

વાળ વધે—તલનાં ફૂલ, ગોખરુ, લવણ અને ગાયનું ઘી વાટીને સાત દિવસ માથે લેપ કરવાથી વાળ બહુ વધે છે.

વાજીકરણ—(૧) અશ્વિની નક્ષત્રમાં વડની ડાંખળી દૂધની સાથે વાટીને પીવાથી બળની વૃદ્ધિ થાય છે. (૨) પુષ્ય નક્ષત્રમાં ઉપાડેલું શ્વેત આંકડાનું મૂળ ગાયના દૂધમાં વાટી સાત દિવસ પીવાથી વૃદ્ધ પણ તરુણ થાય છે. (૩) આમળાના રસમાં આમળાને ભાવના દઇ તે ઘી, સાકર તથા મધમાં રાત્રે ખાવાથી વીર્યવૃદ્ધિ થાય છે (૪) કૌવચનાં બીજ, સાઠીચોખા અને મુલહટી ઘી તથા મધમાં ચાટવાથી તે ન પચે ત્યાં-સુધી કૃશ મનુષ્ય પણ સ્ત્રી સાથે રમણ કરી શકે છે. (૫) વિદારીકંદને દૂધમાં વાટી ઘી સાથે એક તોલાભાર સેવવાથી વૃદ્ધ પણ તરુણ થાય છે. (૬) ઘીમાં શતાવરીનો રસ મેળવી ચારગણા દૂધમાં પકાવી તેમાં સાકર, મધ, પીપર અને શતાવરી નાંખી ખાય તો પુષ્ટ થાય.

મદનમોદક—ભાંગનાં પાંદ અને બીજ ઘીમાં શેકી, તેમાં સુંઠ, મરી, પીપર, ત્રિફળાં, કુષ્ટ, ભાંગરો, ધાણા, વજ, તાલીસની છાલ, કટફળ, નાગકેશર, અજમોદ, અજવાયન, મુલહઠી, મધુક, મેથી, કાળું તથા ધોળું જીરૂં સમભાગે લઇ તેનું બારીક ચૂર્ણ કરવું. સાકરની ચાસણી, ઘી, મધ તેમાં મેળવી લાડુ બાંધવા. તે ઉપર ઘીમાં શેકેલા તલનું ચૂર્ણ લગાડવું તથા તજ એલાયચી કપૂરથી તેને સુગંધી બનાવવા. તેને રીઢા વાસણમાં રાખી રોજ એક લાડુ (સોપારી જેવડો) ખાવો. તેથી શ્લેષ્મનો ભય દૂર થાય, જઠરાગ્નિ વધે, પુષ્ટતા આવે, કાસ, શૂલ, આમવાત, સંગ્રહણી ઇત્યાદિ નાશ પામે અને કામની વૃદ્ધિ થાય.

અનંગસુંદરી વટિકા—બે પલ શુદ્ધ પારો, બે પલ શુદ્ધ ગંધક, એક કર્ષ સોનાના વરખ, એક પળ અભ્રકભસ્મ, ૬૪ માસા તામ્રભસ્મ

એ બધાંને પંચામૃતમાં ખરલ કરવાં. ૧૧ દિવસ ગજપુટમાં મૂકી એક દિવસ આંચ દેવી અને ભઠ્ઠી ઠરી જાય એટલે તેને કાઢી બોરની બરાબર ગોળી બાંધવી. તેનું સેવન કરવાથી કામવૃદ્ધિ થાય છે.

**મદનોદય રસ**—કૌવચનાં બીજ, તાલીમખાનાનાં બીજ અને કાળા તલ સમભાગે લઇ ગોખરૂ અને અડદના લોટમાં મેળવી, તેમાં થોડી અભ્રક ભસ્મ ભેળવી બધાના જેટલી સાકર મેળવવી. તેને એક કર્ષ જેટલા પ્રમાણમાં ગાયના દૂધ સાથે સેવવાથી વીર્યવૃદ્ધિ થાય છે.

**યોનિસંકોચનના ઉપાયો**—(૧) ધાવડીનાં ફૂલ, ત્રિફળાં, જાંબુની છાલ, લોહસાર, ઘી અને મુલહટીનો મદનમંદિરમાં લેપ કરવાથી સંકોચન સિદ્ધ થાય છે. (૨) શિલારસ અને રૂદ્રાક્ષનાં બીજોનો યોનિમાં લેપ કરવાથી સંકોચન થાય છે. (૩) અશ્વગન્ધનો યોનિ પર લેપ કરવાથી તે ગાઢ થાય છે.

**દ્રાવણના પ્રયોગો**—(૨) કચૂરો, પીપર, મધ, પારો અને કપૂર એનો કામધ્વજ પર લેપ કરી પુરૂષ રતિ કરે તો સ્ત્રી શીઘ્ર દ્રવીભૂત થાય. (૩) જમ્બીરી લીંબુમાં શ્વેત પુનર્નવાનું મૂળ રાખી તે બાંધીને સ્ત્રીને સુંઘાડતાં જ તે દ્રવીભૂત થાય છે. (૪) લાંગલીમૂળને જળમાં વાટી હાથે લેપ કરવાથી હાથને અડકતાં જ સ્ત્રી દ્રવીભૂત થાય છે. (૫) કાળાં મરી, ધતૂરાનાં બીજ, પીપર અને લોધર એ બધાંને વાટી મધમાં મેળવી કામધ્વજ પર લેપ કરવાથી રતિયુદ્ધમાં કઠીન સ્ત્રી પણ પરાજીત થાય છે.

**ઇંદ્રયવૃદ્ધિના પ્રયોગો**—(૧) લોધર, કેસર, અશ્વગંધ, પીપર, શાલપણી એ બધાને તેલમાં પકાવી લિંગને તેનો લેપ કરવાથી તે વૃદ્ધિ પામી પુષ્ટ થાય છે. (૨) સુવરની ચરબી મધની સાથે ચોપડવાથી ઇંદ્રિયવૃદ્ધિ થાય છે. (૩) ભેંસનું માખણ તથા મુશળીનું ચૂર્ણ મિલાવી એક વાસણમાં રાખી અનાજના ઢગલામાં દાટવું. સાત દિવસ પછી તેને કાઢી ઇંદ્રય પર એક માસ સુધી ચોપડવાથી વૃદ્ધિ પામે છે. (૪) પીપર, સીંધાલૂણ, દૂધ અને સાકરનો લેપ કરવાથી કામધ્વજ દૃઢ થાય છે. (૫) જટામાંસી, બહેડા, કુષ્ટ, અશ્વગંધ, શતાવરી તેલમાં પકાવી લેપ કરવાથી કામધ્વજ સ્થૂલ થાય છે. (૬) કાળી વિષ્ણુકાન્તાનું મૂળ ખેરના લાકડાથી ગ્રહણ કરી કાળા સૂતરથી કમરે બાંધવાથી કામધ્વજ દૃઢ થાય છે.

**સ્તનવૃદ્ધિના ઉપાયો**—(૧) ગજપીપર, અશ્વગંધ અને વજને સમભાગે લઇ તેના ચૂર્ણને ભેંશના માખણ સાથે મેળવી સ્તન પર લગા-

ચવાથી સ્તન દૃઢ થાય છે. (૨) વજ્ર અને દાડમની છાલને સરસીયામાં પકાવી તેનો લેપ કરવાથી સ્ત્રીના સ્તન પુષ્ટ થાય છે. (૩) પ્રથમ રજોદર્શનને સમયે નિયમપૂર્વક યુવતી ચોખાનું પાણી પીએ અને તેનો નાસ લે તથા નિયમપૂર્વક સેવન કરે તો સ્તન પુષ્ટ થાય છે. (૪) શ્વેત મોથર્નાં ફૂલ કાળી ગાયના દૂધમાં વાટીને સ્તન પર લગાવવાથી સ્તન પુષ્ટ થાય છે.

**યોનિસંસ્કાર**—લીંબડો, હળદર, ઘી, કાળું અગર અને ગુગળ એનો ધૂપ યોનિને દેવાથી અથવા લીંબડાના પાણીથી યોનિને ધોઇ લીંબડાની છાલનો લેપ કરવાથી યોનિની દુર્ગંધ નાશ પામે છે.

**કેશનાશ**—(૧) હરતાલ, શંખનું ચૂર્ણ, મજીઠ અને કેશુડાંની રાખને સમાન ભાગે લઇ જળમાં લેપ કરવાથી કેશ ખરી પડે છે. (૨) સોપારીનાં પાંદડાંના રસમાં ગંધક વાટી લેપ કરીને તડકામાં ઊભા રહેવાથી નકામા કેશ ઉડી જાય છે. (૩) તત્કાળ જન્મેલા ભેંસના બચ્ચાનું છાણ એરંડાના પાનમાં લગાડી બાંધવાથી અને પછી ગરમ પાણીથી ધોવાથી વાળ જડમાંથી ખરી પડે છે.

**નષ્ટપુષ્પપ્રાપ્તિ**—(૧) કબૂતરની વિષ્ટા મધમાં મેળવી પીવાથી સ્ત્રી જરૂર રજસ્વલા થાય છે. (૨) લીલી ધરો અને ચોખા વાટીને પીવાથી સ્ત્રી રજોવતી થાય છે.

**રક્તનિવારણ**—(૧) આંબળાં, હરડે, રસાંજનનું ચૂર્ણ જળમાં પીવાથી જે સ્ત્રીની યોનિમાંથી રક્ત વહેતું હોય તેનું નિવારણ થાય છે. (૨) શરપુંખાનું મૂળ ચોખાની સાથે વાટી પીવાથી અધિક રક્તસ્રાવ શાન્ત થાય છે. (૩) દૂધમાં લાલ ચંદન અને ઘી પીવાથી પિત્તવિકારથી વહેતું રૂધિર બંધ થાય છે. (૪) અશોકની છાલ અને વજથી સિદ્ધ કરેલું દૂધ પીવાથી વહેતું લોહી અટકે છે.

**કંઠસુધારણ**—(૧) હળદર, વજ, કુષ્ટ, પીપર, અજવાયન, કાળાં મરી, સીંધાલુણ, અને સુંઠનું ચૂર્ણ કરી તેને મધમાં વાટી સાત દિવસ ખાવાથી કિન્નરી સમાન કંઠ મધુર થાય છે. (૨) બહેડાં, પીપર, સૂંઠ, તજ અને સીંધવ સમભાગે લઇ ગોમૂત્રમાં પાન કરવાથી કિન્નર સમાન કંઠ થાય છે. (૩) સૂંઠ અને સાકર મધની સાથે મેળવી તેની ગોળી કરી સેવન કરવાથી સ્વર કોકિલા સમાન તીવ્ર થાય છે. (૪) નિર્ગુંડીના મૂળનું ચૂર્ણ તલના તેલ સાથે ચાટવાથી કંઠશુદ્ધિ થાય છે.

**નેત્રવિકારનાં દર્દો**—(૧) વર્ષાકાળમાં મૂળ સાથે કાકમાચી લાવી તેલમાં પકાવી એક માસ ખાવાથી દૃષ્ટિનું તેજ વધે છે. (૨) શ્વેત

પુનર્નવાનું મૂળ ઘીમાં વાટી આંજવાથી આંખમાંથી પાણી વહેતું બંધ થાય છે અને એ જ મૂળ દારૂહળદરની સાથે આંખમાં આંજવાથી કોઇ પ્રકારનો નેત્રરોગ થતો નથી. (૩) મધની સાથે સોનામુખી વાટી આંખમાં મેળવવાથી ફુલું મટે છે. (૪) હરડે, વજ, કુષ્ટ, પીપર, કાળાં મરી, બહેડાંનાં બીજ, શંખનાભિ અને મનશીલ સમભાગે લઇ બકરીના દૂધમાં વાટી લગાવે તો આંખમાંનો અર્બુદ રોગ—આંખની અંદર થતો ફોલ્લો મટે છે. (૫) ત્રિફળાંનું ચૂર્ણ સંધ્યાસમયે ઘી અને મધ-સાથે ખાય તેના નેત્રવિકારો મટે છે. (૬) કાળાં મરીને સારી રીતે વાટી તેની ગોળી કરી તે ઘસીને આંખમાં લગાવવાથી રતાંધળાપણું દૂર થાય છે. (૭) બકરીના મૂત્રમાં ભોંયઆંબળાનું મૂળ વાટી તેની ગોળી બનાવી તે ઘસીને માખણની સાથે લગાવવાથી ફુલું મટે છે.

**કર્ણરોગના ઉપાયો**—(૧) દશમૂળનો કાઢો એક શેર તેલમાં પકાવી જ્યારે માત્ર તેલ રહે ત્યારે ઉતારી લેવું. તેથી કાનનું બહેરાપણું દૂર થાય છે. (૨) લીલા આકડાનું મૂળ કાંજીમાં મેળવી તેલમાં પકાવી કાંઇક ગરમ ગરમ કાનમાં નાંખવાથી કાનની અંદરનાં જીવડાં નાશ પામે છે. (૩) તગર અને પલાશનું મૂળ ચાવવાથી અથવા તેનો રસ કાનમાં નાંખવાથી કર્ણરોગ મટે છે. (૪) મનસીલ, અપામાર્ગના મૂળનું ચૂર્ણ મધમાં મેળવી ખાવાથી બહેરાપણું શાન્ત થાય છે. (૫) હરતાળ, આંબળાં, લસણ વાટી તેથી ચારગણું તેલ લઇ તેલથી ચારગણું દૂધ નાંખી તેને પકાવવું. જ્યારે માત્ર તેલ રહે ત્યારે ઉતારી લેવું. એ તેલ કાનમાં નાંખવાથી બહેરાપણું શાન્ત થાય છે.

**દાંતના રોગના ઉપાયો**—(૧) આંબલી, જયંતી, શરપુંખા, કચોરનું મૂળ એ બધાંને દાંતે લગાવવાથી દાંત હાલતા હોય તો દઢ થઇ જાય છે. (૨) હરડેનું ચૂર્ણ અને મધ તાંબાના વાસણમાં થોડી વાર પકાવવું. તેની ગોળી બનાવી દાંતમાં રાખવાથી દાંતનાં જીવડાં નાશ પામે છે. (૩) ચણોઠીનું મૂળ કાને બાંધવાથી દાંતના કીડા નાશ પામે છે. (૪) એક રૂપિઆભાર પારો લીંબુના રસમાં મર્દિત કરી પછી તેને લીંબુમાં રાખી વસ્ત્રમાં બાંધી ત્રણ દિવસ દૂધમાં પકાવવો. પછી લીંબુ-માંથી તે કાઢી તેની ગોળી કરવી. તેમાં કાળાં મરી, આકડાનું દૂધ અને હરતાળ સારી પેઠે વાટી, તેની ગોળી કરી વસ્ત્રમાં ત્રણ દિવસ બાંધી રાખવી. તેને મધના વાસણમાં રાખવી. એ ગોળી દાંતે ઘસવાથી

ચાસતા અમે તેવા દાંત મજબૂત થાય છે. (૫) બકુલનાં બીજ ગરમ પાણીની સાથે વાટી દાંતે લગાવવાથી દાંત મજબૂત થાય.

વિષનિવારણ—વિષ અનેક પ્રકારનાં છે. તે ખાવામાં આવી જવાથી ઉલટી, મૂર્છા, અતિસાર, શલ, કંપ, ખાંસી, શ્વાસ, દાહ, ગદ્‌ગદ સ્વર ઇત્યાદિ થાય છે. તેના ઉપાયોઃ-(૧) સહદેવીનાં પાંદડાં તથા મૂળ અને દેવદાલી અથવા વિષ્ણુક્રાન્તાનું મૂળ મનુષ્યના મૂત્રમાં વાટીને તેનો નાસ લેવાથી વિષ દૂર થાય છે. (૨) બ્રહ્મદંડીનું મૂળ મધની સાથે ખાવાથી અથવા છાયામાં સુકવેલું એરંડાનું મૂળ મુખમાં રાખવાથી વિષ દૂર થાય છે. (૩) ટંકણ અને દેવદાલી પાનમાં કે પાણીમાં આપવાથી વિષનિવારણ થાય છે. (૪) રેવતી નક્ષત્રના ચંદ્રમાં શિરીષની ડાંખળી લાવવી. તેને ઘસીને શરીરે ચોપડવાથી વિષ નાશ પામે છે. (૫) શ્વેત વિષ્ણુક્રાન્તાનાં ફળ અને મૂળને વાટી તેનું પાન કરવાથી વિષ દૂર થાય છે.

સર્પવિષનિવારણ—સર્પ અનેક જાતના છે અને બધી જાતના સર્પોના વિષનું નિવારણ થઇ શકતું નથી. જો સર્પ ભ્રૂમધ્ય, હોઠ, મસ્તક, જાંગ, નેત્ર, ભ્રમર, ગર્દન, કંઠ, હથેળી, તાળવું, બેઉ સ્તનની વચ્ચે, બગલ, લિંગ, અંડકોષ, નાભિ એ મર્મસંધિઓમાં કરડે છે તો માણસ જીવતો નથી. રવિ, મંગળ અને શનિવારે કિંવા આઠમ, પાંચમ, અમાસ, પુનમ કે ચૌદસે, કિંવા કૃત્તિકા, શ્રવણ, મૂળ, વિશાખા, ભરણી ત્રણે પૂર્વા, ચિત્રા, આશ્લેષા નક્ષત્રમાં, કિંવા મધ્યાહ્ને દિનરાતની સંધિને સમયે કિંવા મધરાતે કરડ્યો હોય તો તેનું નિવારણ થતું નથી. જ્યાં સર્પ કરડે ત્યાં ચક્રાકાર થઇ જાય, કિંવા જાંબુ જેવો કાળો ડાઘ પડી જાય, નીલ, શ્વેત કે લાલ વર્ણની ચામડી થઈ જાય તો તે માણસ પણ બચતો નથી. જેને પીસાબ થવા લાગે, હૃદયમાં શલ કે દાહ થાય, નાડીઓ તૂટવા લાગે, આંખો લાલ કે લીલી થઇ જાય તેનો પણ બચાવ થતો નથી. જેને શીતળ પાણી છાંટવાથી રોમાંચ ન થાય, જેને દંશમાં વેદના થતી હોય અથવા જેણે દંશમુખ દેખ્યું ન હોય, જે ચંદ્ર, સૂર્ય કે તારાને દેખે નહિ તે પણ બચતો નથી. છતાં ઉપાયો કરવા જોઇએ. (૧) શોધેલો પારો, ગંધક, હળદર, ટંકણ બરાબર લઇ દેવદાલીના રસમાં વાટી એક કર્ષ જેટલી માત્રા મનુષ્યના મૂત્રમાં લેવી. (૨) શ્વેત વિષ્ણુક્રાન્તાનું મૂળ, દેવદાલીનું મૂળ, જળમાં વાટી નાસ દેવાથી વિષનિવારણ થાય છે. (૩) દહીં, માખણ, પીપર, આદુ, કાળાં મરી, કુષ્ટ

અને એથી આઠમા ભાગ જેટલો સિંધવ લઇ સેવન કરવાથી વિષનિવારણ થાય છે. (૪) પાણીની સાથે ટંકણ પીવાથી અથવા મનુષ્યના મૂત્રની સાથે સિંધવ પીવાથી વિષ નાશ પામે છે. (૫) કડવી તુંબડીનું મૂળ એક વાર ગોમૂત્રમાં ભાવિત કરી તેની ગોળી બનાવી છાયામાં સૂકવવી. તેને ગોમૂત્રની સાથે પીવાથી અને લેપ કરવાથી વિષ દૂર થાય છે. (૬) જૂના ઘીમાં હળદર મેળવી પાવાથી સ્થાવર જંગમ વિષ દૂર થાય છે. (૭) ધોળી ચણોઠીનું મૂળ મુખમાં રાખવાથી અને પુષ્ય નક્ષત્રમાં ઉખાડેલા એના મૂળનો નાસ લેવાથી વિષ નાશ પામે છે. (૮) કેસર, લાખ, લોધર, મનશીલ અને ગોરોચનની ગોળી બનાવી લેપ કરવાથી સ્થાવર જંગમ વિષ નાશ પામે છે.

**વૃશ્ચિકવિષનિવારણ**—(૧) શિરીષનાં બીજ, ગોમેદ, દાડમનું મૂળ, આકડાનું દૂધ એનો ધૂપ વીંછીના વિષને મટાડે છે. (૨) મોર, કબૂતર, મુરઘો એ બધાંની વિષ્ટા અને આકડાનું મૂળ એનું ચૂર્ણ કરી તેનો ધૂપ દેવાથી અથવા લેપથી વીંછીની વેદના મટે છે. (૩) હળદરના ચૂર્ણનો ધૂપ દેવાથી વીંછીનું વિષ ઉતરે છે. (૪) ઘી અને સિંધવ પીવાથી અથવા આકડા અને ધતુરાના મૂળને પાણી સાથે પીવાથી વીંછીનો દંશ મટે છે. (૫) હિંગનો લેપ દંશ ઉપર કરવાથી મટે છે. (૬) ઘી અને આકડાના દૂધનો લેપ કરવાથી દંશ મટે છે.

**કાનખજુરાના વિષનું નિવારણ**—દીવાનું બચેલું તેલ દંશ ઉપર લગાવવું અથવા ગુગળનો ધૂપ દઇ પછી આકડાનાં પાંદડાં બાંધવાં.

**ઉંદરનું ઝેર ઉતારવાના ઉપાયો**—(૧) મનસીલ, હરતાળ, કુષ્ટ એને નિર્ગુંડીના રસમાં ભાવિત કરી પાન કરવાથી ઉંદરનું વિષ ઉતરી જાય છે. (૨) સરસવ, કેસર અને છાશ સમભાગે લઇ ઘી સાથે પીવાથી ઉંદરનું વિષ ઉતરે. (૩) આંબલીના ફળ સાથે ઘરના ધુમાડીયા પર બાઝતી કાજળી લઈ વાટી સાત દિવસ જૂના ઘી સાથે ચાટે તો ઉંદરનું વિષ ઉતરી જાય.

**શ્વાનવિષનિવારણ**—(૧) શિરીષનાં બીજ થોરના દૂધમાં વાટી લેપ કરવાથી કુતરાનું વિષ ઉતરે. (૨) અપામાર્ગનું મૂળ મધ સાથે ચાટવાથી કુતરાનું ઝેર ઉતરે. (૩) કુકડાની વિષ્ટાનો લેપ કરવાથી વિષ ઉતરે. (૪) હડકાયા કુતરાના વિષ પર કુંવારપાઠાના પત્તા સીંધાલુણમાં કાંઇક ગરમ કરીને ત્રણ દિવસ બાંધવાથી વિષ ઉતરી જાય.

**વ્યાઘ્રવિષનિવારણ**—વાઘ, ચિત્તા, રીંછ, ગેંડો, ઇત્યાદિ રાની જાનવર કરડવાથી વિષ ચડયું હોય તેના ઉપાયોઃ-(૧) શ્વેત પુનર્નવાના મૂળનો લેપ કરવાથી વિષ દૂર થાય છે. (૨) વાયવિડંગને પીવાથી વિષ ઉતરે છે. (૩) ધતુરાનાં પાંદડાંનો અર્ક અને ત્રિકટુ પીવાથી વિષનિવારણ થાય છે. (૪) લીંબડો, વજ અને શમી-ખીજડાની છાલનો લેપ ગરમ જળમાં કરવાથી કોઈ જંગલી પ્રાણીના નખ કે મુખનું ઝેર લાગ્યું હોય તો ઉતરી જાય છે.

**કીટવિષનિવારણ**—(૧) તલ, સરસવ, કુષ્ટ, કરંજનાં બીજ એના લેપથી સર્વ પ્રકારના કીડાનું વિષ હઠી જાય છે. (૨) એરંડીયાનો લેપ કરવાથી કીટવિષનું નિવારણ થાય છે. (૩) હળદર, દેવદારુ, મજીઠ અને નાગકેશરનો લેપ કરવાથી કોઢનો રોગ મટે છે.

**જંતુવિષનિવારણ**—વાંઝીયા કંકોડીનું મૂળ પાણીમાં વાટી લેપ કરવાથી ઉંદર, બીલાડી, વીંછી આદિ જંતુઓના વિષનું નિવારણ થાય છે.

**ઉપવિષનિવારણ**—થોર, આકડો, ધતૂરો, કણેર, લાંગલી, જમાલગોટા, સુરમો, કુચલ, ચણોઠી, મહાકાલલતા એ ઉપવિષ કહેવાય છે. તેનું ઝેર ચડયું હોય તેના ઉપાયોઃ-(૧) ઘી અને હરડેનું સેવન કરવાથી કણેરનું વિષ દૂર થાય છે. (૨) લીંબડાનાં પાંદડાં અને ઘીનું સેવન કરવાથી ઉપવિષનું નિવારણ થાય છે.

**કૃત્રિમવિષનિવારણ**—(૧) પીપળીમૂળ દૂધમાં વાટીને ખાય તો મનુષ્યનું વિષ નાશ પામે છે. (૨) ઇલાયચી, તાલીસપત્ર, સુંઠ, પીપર, કાળાં મરી, જીરું સમભાગે લઇ બમણી સાકર મેળવી ખાવાથી કૃત્રિમ વિષનું નિવારણ થાય છે.

**યોગજ વિષનિવારણ**—તેલ, કપૂર અને લીંબુના યોગથી યોગજ વિષ થાય છે. નાળીયેરનું મૂળ અને કપૂરના યોગથી યોગજ વિષ બને છે. કાળાં મરી અને કડવી તુંબડીના મૂળના યોગથી યોગજ વિષ થાય છે. ઉપાયોઃ-(૧) મધ અને ઘીની સાથે કાકમાચીનો રસ પીવાથી યોગજ વિષનું નિવારણ થાય છે. (૨) અપરાજિતા, નાગકેશર અને સુદીના પાનથી વિષ દૂર થાય છે.

**ભીલામાના વિષનું નિવારણ**—ભીલામાના તેલથી શરીરે ફોલ્લા થાય છે. તલ અને માખણનો કલ્ક લગાવવાથી આરામ થાય છે અથવા લીંબડાનાં પાનને વાટી લેપ કરવાથી તેના વિષનું નિવારણ થાય છે.

**ધતૂરાના વિષનું નિવારણ**—પવાડીયાનું મૂળ ચાર માસા જેટલું પાણીમાં વાટીને પીવાથી ધતૂરાનું વિષ ઉતરે.

**કીડા બહાર નીકળે**—ઉંટના મૂત્રમાં રૂ ભીંજવીને ચાંદાવાળી જગ્યાએ મૂકવાથી તેમાં જો કીડા હોય તો બહાર નીકળી આવે.

**અફીણનું ઝેર ઉતરે**—બહુ અફીણ ખાવાથી કેફ ચડ્યો હોય તો સીતાફળીનાં પાંદ વાટીને તેનો રસ પાવાથી કેફ ઉતરે.

**માથામાં વેગ આવે તેનો ઉપાય**—રાઇ, વજ અને અફીણ વાટીને તેનો માથે લેપ કરવાથી વાયુને લીધે માથામાં વેગ આવતા હશે તો મટશે.

**આધાશીશીનો ઉપાય**—ધોળી ગાયનું ઘી અને સુરોખાર વાટીને તેનો નાસ લેવાથી આધાશીશી મટે.

**ખીલ મટવાનો ઉપાય**—સરસવ, સીંધવ અને વજ સમભાગે લઈ મ્હોં પર લેપ કરવાથી ખીલ મટે.

**મૂત્રકૃચ્છનો ઉપાય**—એક પૈસાભાર સાજીખાર લઈ તેને છાશમાં વાટવો. તે પીવાથી મૂત્રકૃચ્છ કે પથરી મટશે.

**ગળત કોઢનો ઉપાય**—શ્વેત કાથો અને જાવત્રીને ૮૦૦૦ નાગરવેલનાં પાનના રસમાં ખરલ કરવાં અને તેની મોટા પ્રમાણની ગોળી કરી રોગીને આપવી અને પડદામાં તેને રાખવો. એ પ્રમાણે ૨૧ દિવસ કરવાથી ગળત કોઢ મટે.

**નાસુરનો ઉપાય**—પીળી કોડીની ભરમમાં મરી અને રાખ મેળવી ગાયના ઘીમાં વાટી લેપ કરવાથી નાસુર મટી જાય.

**હેડકીનો ઉપાય**—પા રૂપિયાભાર રાઇ લઇ તેને જરા સેકી પાણીમાં વાટીને પાઇ દેવાથી હેડકી બંધ થઇ જશે.

**આગથી દાઝવાનો તાત્કાલિક ઉપાય**—ચુનાનું પાણી અને ચ્યાસલેટ અથવા ખોપરેલ એકઠાં કરી કોઇ આગથી દાઝ્યું હોય તેને લગાડવાથી તુરત ઠંડક થશે.



## ખંડ ૧૨ મો

# હસ્તસામુદ્રિક વિદ્યા અથવા પામીસ્ટ્રી.

### પરિચ્છેદ ૧ લો.

### હાથની બાહ્ય પરીક્ષા.

જુદા જુદા આકારના હાથ—હાથની આંગળીઓના આકાર ઉપરથી હાથના જુદા જુદા આકારો શાસ્ત્રકારે ઠરાવ્યા છે અને તેને આધારે તેનું જુદું જુદું ફળદર્શન કરાવેલું છે. (૧) અણીદાર, (૨) પહોળો, (૩) ચોરસ, (૪) મિશ્ર. બાજુએ આપેલુ ચિત્ર મિશ્ર હાથનું છે જેમાં જુદી જુદી આંગળીઓના આકાર જુદા જુદા છે. પહેલી આંગળી અણીદાર છે, બીજી ચોરસ છે, ત્રીજી પહોળી છે અને ચોથી અણીદાર છે. અણીદાર આંગળીનો નખ લાંબો, ચોરસનો નખ લગભગ ચોરસ અને પહોળીનો નખ ઉપર જતાં પહોળો અને નીચે જરા સાંકડો હોય છે. એને આધારે આંગળીઓનો અને હાથનો પ્રકાર નિશ્ચિત થાય છે. (૧) અણીદાર આંગળાવાળા હાથનો માણસ ઉત્સાહી, ઉતાવળીઓ અને એકદમ ક્રોધથી પ્રેરિત થઇ જાય તેવો હોય છે. કલ્પના અને સૌંદર્યનો તે ઉપાસક હોય છે. તે કાવ્યપ્રિય, ધર્મરતિ અને લાગણીવાળો હોય છે. બધા સદ્‌ગુણો અતિશય પ્રમાણમાં હોય તો તે દુર્ગુણરૂપ નીવડે છે; તેથી એવો માણસ અતિશયતાને યોગે, ઉદ્ધત, અતિશયોક્તિ કરનાર, અસત્યવાદી અને દંભી પણ હોય (૨) ચોરસ આંગળીવાળા હાથનો માણસ નિયમિત વ્યવસ્થાને ચાહે છે. તેનામાં તર્કશક્તિ, સત્તાને તાબે



[ આકૃતિ ૧૨૮ ]

થઈને વર્તવાનો ગુણ, કલાની ઉપાસના અને સારા ગ્રંથો વાંચવાની રૂચિ હોય છે અતિશયતાને યોગે એવો માણસ અસહિષ્ણુ, સાંકડા વિચારનો અને જુલ્મી બને છે. (૩) પહોળા આંગળાઓવાળો માણસ કામ કરવાના ઉત્સાહવાળો અને વ્યાયામ ઉપર પ્રીતિ રાખનારો હોય છે. શારીરિક કામ કરવાથી જ તેને આનંદ થાય છે. શિકાર, રમતગમત, એન્જીનીયરીંગ, આકાશમાં ઉંચે ચડવું એથી તે ખુશ થાય છે. નવરા બેસવું તેને ગમતું નથી અતિશયતાથી તે સ્વાર્થી, દોષશોધક અને અનીતિમાન બને છે. (૪) મિશ્ર એટલે જુદી જુદી જાતની આંગળીઓ એક જ હાથે ધરાવનાર માણસ એકી સાથે ઘણા ધંધા કરે છે, તેને વિવિધતા બહુ ગમે છે અને જો તેનો અંગુઠો નાનો હોય તો કોઇ પણ કાર્ય સારી રીતે પાર પાડી શકતો નથી. તેને ઘણી વસ્તુઓનું જ્ઞાન હોય છે, તે માટે તે નામના પણ મેળવે છે. તેનામાં નિશ્ચયશક્તિ સારી હોય છે.

**નરમ અને કઠણ હાથ**—કઠણ હાથવાળો માણસ ઉત્સાહી, ખંતીલો તથા કાર્યપ્રેમી હોય છે અને નરમ હાથવાળો માણસ સુખવિલાસી, કલ્પનામાં રાચનારો અને લાગણીવશ થનારો હોય છે. એવા માણસો વહેવારૂ કાર્યશક્તિ ધરાવતા નથી પણ પોતાની યોજના પ્રમાણે બીજાઓને કામ કરવા તેઓ કહે છે. નરમ અને કઠણ હાથોવાળા માણસો હોય અને બેઉનાં આંગળાં અણીદાર હોય તો બેઉના સ્વભાવ તથા શક્તિમાં તફાવત હોય. બેઉ કલ્પના અને સૌંદર્યના ઉપાસક હોવા છતાં કઠણ હાથવાળો પોતાની કલ્પનાની કે સુંદરતાની વસ્તુ પ્રાપ્ત કરવા માટે આકાશ પાતાળ એક કરશે, જ્યારે નરમ હાથવાળો માણસ કલ્પિત સૌંદર્યથી આનંદ પામશે અને વધુ ને વધુ કલ્પનાઓ દોડાવશે પણ તે પ્રાપ્ત કરવા મથન નહિ કરે એ જ રીતે દરેક પ્રકારના હાથના ગુણમાં હાથની કઠણાશ અને નરમાશ પણ વિવિધ પ્રકારે અસર નીપજાવે છે.

**હથેળી અને આંગળીઓ**—હથેળી શારીરિક સ્થિતિનું દર્શન કરાવે છે અને આંગળાઓ માનસિક સ્થિતિનું દર્શન કરાવે છે જો હથેળી આંગળીઓ કરતાં વધારે લાંબી હોય તો તે માણસની શારીરિક સ્થૂળ શક્તિ માનસિક શક્તિ કરતાં વધારે સમજવી અને તેનું જીવન સ્થૂળતાથી જ ભરેલુ નીવડે. જો હથેળી કરતાં આંગળીઓ લાંબી હોય તો તે માનસિક જીવન જીવે અને તેના મનસને આધારે જ તે બધી

વ્યવસ્થા કરે. એવા માણસો નાની બાબતોથી પણ અકળાઇ જાય તેવા અને અત્યંત ટીકાકાર હોય છે. લાંબી હથેળીવાળા માણસો અધીરા અને ઉતાવળા હોય છે અને ક્રોધ પણ બાબતની વિગતોમાં ઉંડા ઉતર્યા વિના નિશ્ચય બાંધી નાંખનારા નીવડે છે. જો આંગળાં અને હથેળીની લંબાઇ સમાન હોય તો તેવો માણસ બધી બાજુઓ તપાસીને ન્યાય કરનારો તથા વિશ્વાસુ નીવડે.

**આંગળીઓ**—આંગળાઓ વાંકી ચુંકી અને બેડોળ હોય તો તે ધરાવનારા માણસો ખરાબ હોય છે ખૂની માણસોનાં આંગળા બેડોળ હોય છે. જેની મધ્યમા આંગળી વાંકીચુંકી હોય તે માણસ ખરાબ હોય છે.

**અંગૂઠો**—મોટા અંગૂઠાથી દૃઢ વર્તનનું, ખંત તથા નિશ્ચયશક્તિનું સૂચન થાય છે. નાના અંગૂઠાવાળો માણસ અદૃઢ મનઃશક્તિવાળો, બીજાઓથી દોરવાઇ જાય તેવો અને આત્મસંમાનવાળો હોય છે. કેવળ મૂર્ખ માણસોને બહુ નાના અંગૂઠા હોય છે અથવા બીલકુલ હોતા નથી. અંગૂઠાનું નખવાળું ટેરવું ઇચ્છાશક્તિ દર્શાવે છે જે તેની લંબાઇના પ્રમાણ ઉપર વધુ ઓછા પ્રમાણવાળી હોય છે. જેનું એ ટેરવું બહુ નાનું હોય છે તેનામાં પોતાની ઇચ્છાના બળ જેવું કશું હોતું નથી. અંગૂઠાનો બીજો વેઢો ન્યાયશક્તિ અથવા તર્કશક્તિનું સૂચન કરે છે ને એ વેઢાની ખીલવણીના પ્રમાણમાં હોય છે. પહેલો વેઢો બહુ લાંબો અને બીજો વેઢો બહુ ટુંકો હોય તો તેવા માણસમાં સંયમમાં રહેવાની કે રાખવાની શક્તિ બહુ હોય, પણ તેની તર્કશક્તિ ઓછી હોય છતાં જક્કી માણસ માટે એટલી તર્કશક્તિ બસ થઈ પડે છે. જો બીજો વેઢો મોટો અને પહેલો નાનો હોય તો તેનામાં તર્કશક્તિ બહુ હોવા છતાં ઇચ્છાશક્તિ નહિ હોવાથી તેનાં કાર્યો ખોટાં-સાચાં નીવડે છે. આવો માણસ બીજાને શિખામણ આપી શકે પણ પોતે તે મુજબ વર્તી શકે નહિ.

**પોંચા ઉપરના વાળ**—જેના હાથના પોંચા બહુ વાળવાળા હોય છે તેઓ પોતાના વર્તન તથા કાર્યમાં સમાન વૃત્તિવાળા હોતા નથી અને ક્રોધી સ્વભાવના હોય છે. તદ્દન વાળ વિનાના અને સુંવાળા હાથ મૂર્ખતાનું તથા બ્હીકણપણાનું સૂચન કરે છે. આછા વાળથી ડહાપણ તથા વિલાસપ્રિયતાનું સૂચન થાય છે. આંગળીના ટેરવા ઉપર વાળ હોય તો તેવો માણસ ઉતાવળે ક્રોધ કરનારો તેમજ ઉતાવળે વહાલ કરનારો નીવડે.

**નખ**—સાંકડા નખવાળા માણસો વ્હીકીયા સ્વભાવના હોય છે. ગોળ અને પુરા ઉપસેલા નખોવાળો માણસ ઉદાર તથા ઉમદા સ્વભાવનો હોય છે. નાના નખથી ગર્વ, જક્ક અને માનસિક ક્ષુદ્રતાનું દર્શન થાય છે. પહોળા અને ચપટા નખવાળો માણસ મધ્યમ સ્વભાવનો હોય છે. નખો પહોળાઇ કરતાં લંબાઇમાં વિશેષ હોય તે ઇષ્ટ છે.

**આંગળીઓની સ્થિતિ**—હાથની મુઠ્ઠી વાળીને ઢીલી રીતે ઉઘાડતાં જો પહેલી અને બીજી આંગળી સ્વાભાવિક રીતે સારી પેઠે છુટી પડે તો તેનામાં વિચારની સ્વતંત્રતા હોય; ત્રીજી તથા ચોથી આંગળીઓ જો ખૂબ છુટી પડે તો ઇચ્છા અને કર્તૃત્વની સ્વતંત્રતા સમજવી. જો બેઉ બહુ જ છુટી પડે તો તેનામાં અત્યંત સર્ગશકિત અને સ્વાશ્રયીપણું હોય. મુઠ્ઠી ઉઘાડયા પછી જો આંગળાં હથેળી તરફ નમતાં રહે તો તે માણસ પોતાની સાધારણ ઘરગથ્થુ જીંદગીથી સંતુષ્ટ થનારો નીવડે.

**બદલાતી રેખાઓ**—હાથમાંની રેખાઓ અને ચિન્હો જીંદગીપર્યંત એકસરખા રહે છે એમ સમજવાનું નથી. જીવન, વિચારો, વર્તન ઇત્યાદિ બદલાય છે તેમ રેખાઓ વગેરે પણ બદલાય છે. હાથની પરીક્ષા ત્રણથી પાંચ વર્ષને માટે જ સાચી નીવડે છે, માટે બદલાતી રેખાઓને આધારે તેની પુનઃ પુનઃ પરીક્ષા કરવી જરૂરની છે, એવું પાશ્ચાત્ય વિદ્વાનોએ સિદ્ધ કર્યું છે.

---

પરિચ્છેદ ૨ જો.

---

## પહાડો, રેખાઓ અને ચિન્હોની ઓળખ.

**સાત પર્વતો**—જેવી રીતે સાત ગ્રહો છે તેવી રીતે સાત પર્વતો હથેળીમાં નિર્માણ કરેલા છે. હથેળીમાં જે ઉંચા પડતા માંસલ ભાગો દેખાય છે તે જ એ પર્વતો અથવા પહાડો છે. આ નીચે આપેલી આકૃતિમાં જ્યાં 'ચંદ્ર' શબ્દ લખ્યો છે તે ચંદ્રનો પહાડ છે. તે ટચલી આંગળીની સીધી લીટીએ હથેળીના નીચેના ભાગમાં આવેલો છે તે ઉપર અને ટચલી આંગળીના મુખમાં જ્યાં 'બુધ' શબ્દ લખેલો છે તે બુધનો પહાડ છે. અનામિકાના મૂળમાં 'સૂર્ય' શબ્દ લખેલો છે તે સૂર્યનો પહાડ છે. મધ્યમાના મૂળમાં જ્યાં 'શનિ' શબ્દ લખેલો છે તે શનિનો

પહાડ છે. તર્જની અથવા પહેલી આંગળીના મૂળમાં જ્યાં 'ગુરૂ' શબ્દ લખેલો છે તે ગુરૂનો પહાડ છે. મંગળનો પહાડ બે ભાગમાં વહેંચાએલો

[ આકૃતિ-૧૨૯ ]*

છે તે આકૃતિમાં મગળ (૧) અને મગળ (૨) એમ લખીને બતાવેલો છે. હથેળીનો ઉંડાણવાળો વચ્ચેનો ભાગ એ મગળનું મેદાન કહેવાય છે. આકૃતિમાં ઝીણા ટપકાંથી તે મેદાનની મર્યાદા આલેખી બતાવી છે.

વિધવિધ રેખાઓ—'આયુષ્ય રેખા' અંગુઠો અને તર્જની એ બેની વચ્ચેથી શરૂ થઇને શુક્રના પહાડને ઘેરી ઠેઠ કાંડાસુધી જાય છે. ઉપરના

* આ આકૃતિમા બુધના પહાડ ઉપરથી નીકળીને જે રેખા અંતઃકરણ રેખા, યશ રેખા, મસ્તક રેખા તથા ભાગ્ય રેખાને છેદીને આયુષ્ય રેખાની બાજુએ પૂરી થાય છે તે 'આરોગ્ય રેખા' છે. આકૃતિમા એ રેખાનું નામ લખવાનુ રહી ગયુ છે

ચિત્રમાં એ રેખા બતાવી છે, અને બીજી રેખાઓ પણ બતાવી છે. 'અંતઃકરણ રેખા' ટચલી આંગળાની હેઠળ બુધના પહાડ નીચેથી શરૂ થઇ આયુષ્ય રેખાના ઉદયસ્થાન તરફ જાય છે. 'આરોગ્ય રેખા' જેને બુધરેખા પણ કહે છે તે ટચલી આંગળાના મૂળ પાસેથી બુધના પહાડપરથી ઉદ્‌ભવી કાંડાના મણિબંધ તરફ જાય છે. [ આકૃતિ ૧૨૯ માં આ રેખા આપી છે પણ તેનું નામ લખેલું નથી ]. અંગુઠો અને તર્જની વચ્ચે 'મસ્તક રેખા' શરૂ થઇ ચંદ્રના પહાડ તરફ જાય છે. 'ભાગ્યરેખા' અથવા મનરેખા અથવા ઉર્ધ્વરેખા મણિબંધમાંથી શરૂ થઇ હથેળીની વચ્ચે થઇ સીધી વચલી આંગળી તરફ જાય છે. 'યશરેખા' ઘણું કરીને અનામિકાની હેઠળથી ઉદ્‌ભવી ભાગ્યરેખાની પેઠે નીચે જાય છે. ઘણી વાર એ રેખા ચંદ્રનો પહાડ, મંગળનું મેદાન, અંતઃકરણ રેખા, અથવા આયુષ્ય રેખામાંથી પણ ઉદ્‌ભવે છે. 'ચંદ્રરેખા' એ હથેળીના નીચેના ભાગમાં હોય છે. 'મહત્ત્વાકાંક્ષા' ની રેખા અથવા મંગળની રેખા આયુષ્યરેખાના મૂળમાંથી જ ઉદ્‌ભવી શુક્રના પહાડને ઘેરે છે. 'શુક્રની મેખલા' એ શનિ અને સૂર્યના પહાડની હેઠળ આવેલી હોય છે. 'મણિબંધની રેખાઓ' હથેળીની હેઠળ કાંડાના ભાગ તરફ હોય છે જે અનુક્રમે આરોગ્ય, સંપત્તિ અને સુખની રેખાઓ લેખાય છે. 'પ્રવાસની રેખાઓ' ચંદ્રના પહાડ ઉપર મણિબંધની ઉપરની રેખામાંથી ઉદ્‌ભવેલી હોય છે. 'સંતાનની રેખાઓ' ચંદ્રના પહાડ પર હથેળીની બહારની ઢળતી બાજુએ હોય છે. 'લગ્નની રેખાઓ' બુધના પહાડની બહારની ઢળતી બાજુએ હોય છે. 'મંગળની રેખાઓ' મંગળના પહાડ ઉપર મસ્તક રેખા કે આયુષ્યરેખામાંથી ઉદ્‌ભવે છે. 'પ્રેરણાની રેખા' ચંદ્રના પહાડ પર યશરેખાની બાજુએ હોય છે. દરેક મનુષ્યના હાથમાં આ દરેક રેખા હોય છે જ એમ સમજવાનું નથી. કેટલાકમાં કોઇ કોઇ હોતી નથી અને કેટલાકમા બહુ ઝાંખી રેખાઓ હોય છે. જ્યારે કોઇ રેખાઓ ન હોય ત્યારે હાથમાંની બળવાન રેખાની તે રેખા ઉપર છાયા પડેલી સમજવી.

બેઉ હાથની રેખાઓ—આર્ય સામુદ્રિક વિદ્યાને અનુસરીને પુરુષોના જમણા હાથમાં અને સ્ત્રીઓના ડાબા હાથમાં આ બધી રેખાઓ જોઇ તેનું ફળ વિચારવામાં આવે છે, પરન્તુ આ વિદ્યાના પાશ્ચાત્ય સંશોધકો સૌના જમણા કરતાં ડાબા હાથની રેખાઓને વધારે મહત્ત્વ આપે છે. ઉપર આપેલી આકૃતિ જમણા હાથની છે. બેઉ હાથ જોઇને તેનું ફળ વિચારવામા વાંધો નથી.

કીર્તિની મહેચ્છાનું સૂચન કરે છે. જો એ હદ ઉપરાંત ખીલેલો હોય તો તે ધનલોભ, ગર્વિષ્ઠ સ્વભાવ, દેખાવ ઉપર પ્રીતિ, અહંતા વગેરે અવગુણોનું સૂચન કરે છે. એ પહાડ ઉપર જો ઉંડી ઊભી રેખા હોય તો તેથી તે માણસને રાજ્યનું માન મળે, અમીર જેવો ઉમદા સ્વભાવ હોય. પ્રમાણિકતા, સુખ, આનંદ અને ધૈર્ય એ ગુણો તેનામાં સ્વાભાવિક રીતે જ સંભવે. એ પહાડ ઉપર ક્રોસની નિશાની હોય તો કલામાં નિષ્ફળતા, ત્રિકોણુ હોય તો કલા અને પ્રતિષ્ઠામાં વિજય, તારક હોય તો ધન અને જાળી હોય તો મિથ્યાભિમાન કે મૂર્ખતાનો યોગ બને.

શનિનો પહાડ—આ પહાડ ભાગ્યે જ વધારે ઉંચો હોય છે, છતાં જો તે પ્રમાણમાં મોટો હોય છે તો તે અમંગળ છે; છતાં જેઓનો એ પહાડ ઠીક ખીલેલો હોય છે તેઓ સંગીત વિદ્યામાં કુશળ નીવડયા છે. એ પહાડ તદ્દન નાનો હોય કે ન હોય તેથી નાખુશ થવાની જરૂર નથી, કારણકે એ પહાડ એકંદરે લાભકારક નથી. એના ઉપર જો ઊભી સુંદર રેખાઓ હોય તો તે માણસ અભ્યાસપ્રેમી, માનની અભિલાષાવાળો અને એકાંતપ્રિય હોય છે. તેની ઉપર ત્રિકોણુ હોય તો આત્મવિદ્યા કે ફીલસુફી ઉપર પ્રેમ જાગે, જાળી કિંવા ક્રોસ હોય તો દુર્ભાગ્ય કે કારમું મોત થાય અને તારક હોય તો જીંદગીને ભય ઉત્પન્ન થાય.

ગુરૂનો પહાડ—જો આ પહાડ પ્રમાણપુરઃસર ખીલેલો હોય તો તેથી ઉત્તમ ધાર્મિક પ્રેરણા, ઉચ્ચ અભિલાષ, સન્માન, યોગ્ય અભિમાન, આનંદી સ્વભાવ, પ્રકૃતિસૌંદર્યનો પ્રેમ અને એકંદરે સફળ જીવનનું સૂચન થાય છે. બહુ ખીલેલો હોય તો હદપાર ગર્વ અને પારકા ઉપર અધિકાર ચલાવવાનો શોખ સૂચિત થાય છે. એ પહાડ ન હોય તો નાસ્તિકતા, આળસુપણું, અને અકર્તવ્યશૂન્યતા સંભવે. એ પહાડ ઉપર તારક હોય તો ધન તથા સુકીર્તિની પ્રાપ્તિ, ક્રૉસ હોય તો લગ્નમાં સફળતા, ત્રિકોણુ હોય તો બુદ્ધિકૌશલ્ય, જાળી હોય તો હૃદયનું દર્દ કે ફેફસાંનો સોજો, અને અર્ધવર્તુળ હોય તો આત્મવિદ્યાનું સૂચન સમજવું.

મંગળનો પહાડ—આ પહાડના બે ભાગ છે. એક બુધના પહાડ હેઠળ અને બીજો ગુરૂના પહાડ હેઠળ આવેલો છે અને એ બેઉ પહાડોની વચ્ચે હથેળીના ઉંડા ભાગમાં મંગળનું મેદાન આવેલું છે. મંગળના મેદાનમાં જો બહુ આડી અવળી રેખાઓ હોય તો શ્રમ તથા મુશ્કેલીઓથી ભરેલું જીવન સમજવું. મંગળનો પહાડ (૨) નું ફળ એ

છે કે જો તે પ્રમાણપુરઃસર ખીલ્યો હોય તો તે માણસમાં નિશ્ચયબળ, હિંમત, યત્નપ્રેમ અને બુદ્ધિચાતુર્ય હોય અને તેથી તે શૂરવીર, મજબૂત તથા લોકપ્રિય માણસ નીવડે; છતાં એ પહાડનો ગુણ ભાષાપ્રેમ છે અને કોઇ પણ કાર્યની પાછળ મંડતાં તે માણસ ધૈર્ય તથા સ્થિરતાથી કાર્ય કરે. જો એ પહાડ ન હોય તો માણસ બ્હીકણ અને દગાખોર નીવડે અને હદ ઉપરાંત ખીલ્યો હોય તથા તેના ઉપર જાળી જેવી બહુ રેખાઓ હોય તો ઉતાવળા સ્વભાવનો, ઘાતકી અને જુલમી નીવડે. એ પહાડ ઉપર જો ત્રિકોણ હોય તો ધૈર્ય અને સુભાગ્ય, તારક હોય તો જીંદગીને ભય, ચોરસ હોય તો જીવનનું સંરક્ષણ અને જાળી હોય તો સર્વ રીતે દુર્ભાગ્ય સમજવું.

ચંદ્રનો પહાડ—આ પહાડ જો પ્રમાણપુરઃસર ખીલ્યો હોય તો કલ્પનાશક્તિ, લાગણી, તર્કશક્તિ અને લલિત કળાઓનો શોખ સૂચિત થાય છે. એવા માણસને મુસાફરી કરવાનું, સુંદર દેખાવો જોવાનું બહુ ગમે છે. પરદેશમાં તે આબાદી મેળવે છે. એ પહાડ બહુ મોટો હોય તો માણસ તરંગી, મૂર્ખ, વહેમી અને અશક્ત હોય અને પહાડ ન હોય તો તે સુસ્ત, કલ્પનાશક્તિથી હીન અને બીજાને માટે સખ્ત વિચારવાળો હોય. એ પહાડ ઉપર ત્રિકોણ હોય તો પ્રેરણાશક્તિ, દ્વીપ હોય તો દાંભિકતા, જાળી હોય તો દિલગીરી અને ક્રોસ હોય તો જૂઠાબોલાપણું એ ગુણો સૂચિત થાય છે.

શુક્રનો પહાડ—આ પહાડ જો પ્રમાણમાં ખીલેલો–ઉપસેલો હોય તો માણસમાં ઉંચા ગુણો જેવા કે સુંદરતા, પ્રેમાળતા, મૃદુતા, સંગીતપ્રિયતા અને આનંદી સ્વભાવ હોય. જો તેની ઉપર સમાંતર રેખાઓ હોય તો તે માણસ શોખીન, આનંદી, સંગીતપ્રેમી અને પ્રમાણિક હોય, આ પહાડ બહુ મોટો હોય તો તે માણસ વિષયી, મિથ્યાભિમાની, વિકારી હોય. એ પહાડ ન હોય તો તે માણસમાં મૃદુતાનો અભાવ, પ્રેમહીનતા અને સ્વપ્રેમ હોય. આ પહાડ સારો હોય તો શનિના પહાડની અનિષ્ટ અસરને નાબૂદ કરે છે. આ પહાડ ઉપર ત્રિકોણ હોય તો કુનેહ, ક્રોસ હોય તો એક જ માણસ ઉપર પ્રેમ, તારક હોય તો પ્રેમ વિષયમાં વિઘ્ન અને ચોરસ હોય તો જીવનસંરક્ષણ સૂચિત થાય છે.

મંગળનું મેદાન—આ મેદાન પહોળું હોય અને ગુંચવાએલી રેખાઓ વિનાનું હોય તો તે માણસ સંસારમાં વિજયી નીવડે છે, તેની

ઉપર ક્રૉસ હોય તો દુઃખ, કંકાસ અને ભાગીદાર સાથે ટંટા થાય. જો ત્રિકોણ હોય તો ડહાપણ, હિંમત અને ભારે ધનિકતા સમજવી. જો જાળી હોય તો તકરારો થાય અને તારક હોય તો અકસ્માતથી શરીરને હાનિ કિંવા મરણ થાય.

## પરિચ્છેદ ૪ થો.

## રેખાઓનાં ફળ વિષે સમજ.

**આયુષ્ય રેખા**—અમુક મનુષ્યનું આયુષ્ય કેટલું હશે તેનું માપ મુખ્યત્વે કરીને આયુષ્ય રેખા ઉપરથી કાઢી શકાય છે; તોપણ ભાગ્ય



[ આકૃતિ ૬૩ ].

રેખા અને અંતઃકરણ રેખા ઉપરથી પણ એ માપ કાઢી શકાય છે.

ઉપર આપેલી આકૃતિમાં એ ત્રણે રેખાઓ આપીને તે રેખાની લંબાઇને આધારે આયુષ્યની લંબાઇ કાઢવાની રીત દર્શાવી છે. મનુષ્યનું આયુષ્ય. ૧૦૦ વર્ષનું લેખાય છે. જો આયુષ્ય રેખા ઠેઠ મણિબંધની રેખાસુધી સંપૂર્ણ, પહોળી, સરખી, લાલ હોય અને વચ્ચે ત્રુટક કે ઝાંખી ન હોય તો એ માણસ ૧૦૦ વર્ષનું નીરોગી આયુષ્ય ભોગવે છે. જો વચ્ચે ત્રુટક હોય તો જ્યાં ત્રુટક હોય ત્યાં આગળ—તેટલા વર્ષની ઉમરે ઘાત અને ઝાંખી હોય ત્યાં માંદગી સમજવી. બેઉ હાથમાં આયુષ્ય રેખા એકસરખી રીતે અને સરખે જ સ્થળે ઝાંખી કે ત્રુટક હોય તો નિશ્ચિત અનિષ્ટ પરિણામ સમજવું. આયુષ્ય રેખામાં જો કાંઇ અનિષ્ટતાસૂચક ચિન્હ હોય છતાં જો મંગળની રેખાઓનું બળ હોય તો તેના આયુષ્યને ટેકો મળે છે. એ જ રીતે મસ્તક રેખા, આરોગ્ય રેખા, ભાગ્યરેખા અને અંતઃકરણ રેખા પણ આયુષ્યને મદદગાર હોય છે. માટે એ બધી રેખાઓનું અવલોકન કર્યા પછી જ આયુષ્ય રેખાનું એકંદર ફળ નક્કી કરી શકાય છે. આરોગ્ય રેખા સારી હોય કિંવા મંગળની રેખા સારી હોય અને આયુષ્ય રેખા સંતોષકારક ન હોય તોપણ ચિંતાનું કારણ રહેતું નથી. કેટલીક વાર માણસના હાથમાં આયુષ્ય રેખા સારી દેખાય છે પણ નાનપણમાં તેનું મરણ થાય છે, કારણકે તેની આયુષ્ય રેખા મધ્યમાં ક્યાંક વાળ જેવી બારીક હોય છે અને મંગળની રેખાનું બળ તેને હોતું નથીઃ આ કારણથી તેનું આયુષ્ય તૂટી જાય છે. આયુષ્યની રેખા ઉપર દ્વીપ કે ટપકું હોય તો માંદગી સમજવી, લાલ ટપકું હોય તો અગ્નિનો ભય સમજવો, આસમાની ટપકું હોય તો વિષભય સમજવો, તરંગિની રેખા હોય તો જીંદગીની ચડતી પડતી સમજવી, સાંકળા હોય તો શરીરનો નબળો બાંધો કે માંદગી સમજવી, કેશરૂપ રેખાઓ હોય તો માંદગી જાણવી, ક્રોસ હોય તો ચિંતા અને ચોરસ હોય તો જીવનનું સંરક્ષણ સમજવું.

**અંતઃકરણ રેખા**—આ રેખા જો લાંબી, ચોખ્ખી અને વચમાં ક્યાંય તુટક ન હોય તેવી તર્જની સુધી પહોંચતી હોય તો એ માણસ ધન, માન, લોકપ્રિયતા અને સુખી જીવન પ્રાપ્ત કરે. જો શનિના પર્વત ઉપર તેનો અંત આવે તો ગરીબાઇ, તંગી અને શોકપ્રાપ્તિ થાય. રેખા ગુંચવાઈ ગઇ હોય તો માંદગી અને નિરાશા પ્રાપ્ત થાય. એ રેખા ન હોય તો દિલસોજ વૃત્તિની ખામી સમજવી. બુધના પહાડ હેઠળ ત્રુટક હોય તો બચપણમાં હૃદયની નિર્બળતા અને સૂર્યના પહાડ હેઠળ ત્રુટક

હોય તો જુવાનીમાં હૃદયની નિર્બળતા તથા શનિના પહાડ હેઠળ ત્રુટક હોય તો વૃદ્ધાવસ્થામાં હૃદયની નિર્બળતા જાણવી. શુક્રની મેખલાથી સમાંતર રીતે આ રેખા જતી હોય તો ઇર્ષ્યાળુતા એટલી બધી હોય કે જીંદગીની ભાગીદાર સ્ત્રી સાથેનું જીવન અસહ્ય લાગે. આ રેખા ઉપર દ્વીપ હોય તો હૃદયની વંશપરંપરાની નિર્બળતા, સાંકળી હોય તો પ્રેમમાં નિરાશા, કાળું ટપકું હોય તો માંદગી, વાદળી ટપકું હોય તો વિષભય, લાલ ટપકું હોય તો અગ્નિભય અને સફેદ ટપકું હોય તો પ્રેમમાં વિજય સમજવો. આ રેખામાંથી બીજી કોઇ નાની રેખા ફૂટે અને તે બેફ ચીપીયાના જેવો આકાર ધારણ કરે તો પ્રેમ કે સહૃદયતાની સારી નિશાની ન કહેવાય પણ એ માણસ ઉપર પૂરો વિશ્વાસ રાખી શકાય કારણકે તે એક મનુષ્ય ઉપર જ પ્રેમ રાખનારો હોય છે.

આરોગ્ય રેખા—આ રેખા હાથમાં ન હોય તો જ વધારે સારૂં, કારણકે તેથી નીરોગી અને મજબૂત શરીર રહે એમ સમજાય છે. તે રેખા આયુષ્ય રેખા પાસેથી નીકળી મસ્તકરેખા સાથે જોડાઇ ત્રિકોણ બનાવે છે. જો તેની વચ્ચે કોઈ બીજી નાની રેખાઓ આવીને તેને કાપતી ન હોય તો તંદુરસ્ત શરીર સમજવું. આ રેખાની સાથે બીજી કોઇ રેખા મળીને કાટખૂણો થતો હોય તો તે માણસનું વર્તન પવિત્ર જાણવું અને સાંકડો ખૂણો થતો હોય તો અપવિત્ર જાણવું. જો ત્રિકોણ ન થતો હોય તો તે માણસને વિજય મળવો મુશ્કેલ થઇ પડે. આ રેખા આછી અને ત્રુટક હોય તો માંદગી સમજવી. મજુરોના હાથમાં આ રેખા નથી હોતી તેથી તેઓ તંદુરસ્ત હોય છે, પરન્તુ તેઓમાં માનસિક શક્તિ હોતી નથી. તેઓની તંદુરસ્તી મસ્તક રેખા ઉપરથી સમજી શકાય છે. આ રેખા ઉપર ત્રિકોણ હોય અને તે પીળા રંગનો હોય તો પિત્તનું દર્દ સમજવું. જો આ રેખા મસ્તક રેખા સાથે મળીને મોટા ત્રિકોણની બહાર નાનો ત્રિકોણ કરતી હોય તો તે માણસ ગુપ્ત જ્ઞાન મેળવવા મથન કરે. જો તે અંતઃકરણ રેખાને મળે પણ તેને કાપીને આગળ ન વધે તો હૃદયની નિર્બળતા જાણવી. આ રેખા ઉપર જો ક્રોસ હોય તો માંદગી જાણવી. રેખા જો બહુ લાલ હોય તો તાવનું લાંબું દર્દ સમજવું અને વચ્ચે લાલ તથા કાળાં ટપકાં હોય તો સખ્ત માંદગી સમજવી. રેખા ફીકી અને પહોળી હોય તો અપચાનું દર્દ જાણવું. રેખા પર તારક હોય તો તેને કુટુંબ ન હોય અને રેખાની પાસે મંગળના મેદાનમાં તારક હોય તો તે માણસને આંખોનું કોઈ દર્દ થાય.

આ રેખામાંથી શાખાઓ નીકળી ભાગ્ય રેખા તરફ વળે તો ધંધામા ફેરફાર સમજવો અને એવી શાખા ગુરૂના પહાડ તરફ વળે તો ઘણો પ્રવાસ કરવો પડે. જો એ શાખા સૂર્યના પહાડ ઉપરથી ઉદ્દભવે તો ઘણું ધન મળે.

**મસ્તક રેખા**—આ રેખા આયુષ્ય રેખાના મૂળમાંથી શરૂ થઇ સીધી મંગળ (૧) ના પહાડ તરફ જાય છે. જો તે લાંબી, સીધી, પહોળી અને ત્રુટક થયા વિનાની હોય તો તે માણસ મન તથા શરીરે તંદુરસ્ત હોય. તે માણસ દૃઢ અને ધૈર્યશીલ હોય. જો એ રેખા બહુ જ લાંબી હોય તો તે માણસ બહુ લોભીઓ હોય. જો તે રેખા બહુ ટુંકી અને ત્રુટક હોય તો તે શરીરે રોગિષ્ટ હોય અને જીવન બહુ ટુંકું હોય. જો એ રેખાને અંતે એક નાની રેખાથી તે કપાતી હોય તો તે માણસ વૃદ્ધાવસ્થામાં ગરીબ થાય. જો રેખા અંતે બુધના પહાડ તરફ પાછી ફરતી જણાય તો તે માણસને અંતરાત્માનો ભોગ આપવાથી ધનપ્રાપ્તિ થાય. જો તે ચંદ્રના પહાડ તરફ વળતી જણાય તો તે માણસમાં સારી પેઠે કલ્પના-શક્તિ હોય અને જો તે એ દિશાએ સારી પેઠે ઉતરતી હોય તો તે માણસ તત્ત્વજ્ઞાનનો બહુ શોખીન હોય. જો મસ્તક રેખા અને આયુષ્ય રેખા મૂળમાં એક સાથે જોડાએલી ન હોય તો તે માણસનું હૃદય ધડકયા કરે અને નિયમિત કામ ન કરે જો બીજી રેખાઓ નબળી હોય અને મસ્તક રેખા ચંદ્રના પહાડ તરફ વળતી હોય તેમજ એ પહાડ ઉપર ક્રોસ કે તારક હોય તો તે માણસ મૂર્ખ નીવડે કિંવા ડુબીને મરણ પામે. જો આ રેખા હરકોઇ દિશા તરફ વળતી હોય, એકસરખી ન હોય, જુદા જુદા રંગની હોય, વચ્ચે જાળી હોય તો તે માણસનું યકૃત નબળું હોય અને બુદ્ધિ તથા નીતિમાં પતિત હોય. મસ્તક રેખા અને આરોગ્ય રેખા જોડાઇને સુંદર ત્રિકોણ બનતો હોય અને રેખા સારા રંગની હોય તો તે માણસનો સ્વભાવ આનંદી હોય. મસ્તક રેખાઓ સાથે સાથે બીજી રેખા દોડતી હોય તો તે માણસને મોટી સ્થાવર જંગમ મીલકતનો વારસો મળે. મસ્તક રેખામાંથી ફૂટતી બીજી રેખાઓ જીવન અને બુદ્ધિની પ્રગતિ સૂચવે છે. જો એવી રેખા શરૂઆતમાં ફૂટતી હોય તો બચપણમાં, મધ્યમાં આંગળીની હેઠળ ફૂટતી હોય તો જુવાનીમાં, અને અનામિકા હેઠળના ભાગમાં ફૂટતી હોય તો વૃદ્ધાવસ્થામાં એ પ્રગતિ થશે એમ જાણવું. મસ્તક રેખા, આરોગ્ય રેખા અને આયુષ્ય રેખાથી ત્રિકોણ બનતો હોય તો એ માણસ અસાધારણ ડહાપણવાળો નીવડે.

જેમ વધારે ત્રિકોણ માલૂમ પડે તેમ આરોગ્ય, ધન, બુદ્ધિ અને ધૈર્યમાં વધારો સમજવો. જો એ ત્રિકોણમાં એકકે પહોળો (કાટખૂણાથી વધારે) ખૂણો હોય તો તે માણસ જંગલી વર્તન તથા વિચારોવાળો નીવડે ત્રિકોણ બીનકુલ ન હોય તો ઉનકુ પરિણામ સમજવું મસ્તક રેખા જો શનિના પહાડ પાસેથી અટકી જતી હોય તો આયુષ્ય ટુકુ નીવડે કિવા અકસ્માતથી મરણ થાય શનિના પહાડ પાસેથી શરૂ થઈને આ રેખા મગળના પહાડ તરફ વળે તથા અત કરણ રેખા નબળી હોય તો માણસ ટટાખોર હોય કોઇ પણ રેખા ભાગ્ય રેખાને અડકતી હોય પણ તેને પસાર કરી જતી ન હોય તો તે માણસ બહુ દુર્ભાગી મનાય છે મસ્તક રેખા કે અત કરણ રેખા ભાગ્ય રેખા આગળ પૂરી થાય કે તેમાથી શરૂ થાય તે બહુ દુ ખજનક નીવડે આ રેખા ત્રટક કે તરગિત હોય તો શરીરની અને સ્મરણશક્તિની નબળાઇ સમજવી આ રેખા ઉપર ત્રિકોણ હોય તો બુદ્ધિ અને ધૈર્ય પ્રાપ્ત થાય, દ્વીપ હોય તો મગ જની વશપરપરાની નબળાઈ સમજવી, ગાંઠ હોય તો ખૂની સ્વભાવ જાણવો, સફેદ ટપકુ હોય તો માનસિક શોધક શક્તિ જાણવી અને તેમાંથી બીજી રેખા ફૂટવાથી ચીપીયો થતો હોય તો દભી અને દુષ્ટ વર્તન સમજવુ એ ચીપીયો બનાવનારી રેખા ચદ્રના પહાડ તરફ વળતી હોય અને મસ્તક રેખા સીધી ચાલી જતી હોય તો તેનો સ્વભાવ ચતું હોય તેમ થવા દેવુ એ પ્રકારનો સમજવો.

**ભાગ્ય રેખા**—આ રેખા જો ઉડી તથા ચોકખી હોય અને મણિ બધમાંથી નીકળી શનિના પહાડ તરફ ત્રુટક થયા વિના જતી હોય તો તે માણસ સુભાગી અને વિજયી નીવડે મગળના મેદાનમાથી જો તે રેખા નીકળતી હોય તો ઘણી મુસ્કેલીથી જીવનમા સફળતા મળે ચદ્રના પહાડ ઉપરથી નીકળતી હોય તો મિત્રોની મદદથી ભારે સફળતા અને ખ્યાતિ મળે આયુષ્ય રેખામાંથી એ રેખા નીકળતી હોય તો તે માણુ સની પોતાની શક્તિથી ઘણી મુસ્કેલીએ સફળતા મળે એ રેખામાથી બીજી નાની રેખાઓ નીકળીને ગુરૂના પહાડ તરફ જતી હોય તો ધન અને માન મળે એવુ કાંઈ ન હોય અને બીજા કાંઈ સુચિન્હો ન હોય તો માણસ ગરીબ નીવડે એ રેખા જો સૂર્યના પહાડ તરફ જતી હોય તો કળાકુશળતાથી ધન મળે જો તે બુધના પહાડ ઉપર પૂરી થતી હોય તો વેપાર અને વિજ્ઞાનકળામાં સફળતા મળે ભાગ્ય રેખા બીલકુલ ન હોય તો માણસ દ્રોહી, હલકી સ્થિતિનો અને દુર્ભાગી હોય.

આ રેખા જો મધ્યમાના ત્રીજા વેઢાસુધી જતી હોય તો મનુષ્યનું મરણ થાય. જો આ રેખા મસ્તક રેખા પાસેથી અટકી જતી હોય તો કાંઇ ભૂલોને પરિણામે ધનપ્રાપ્તિ થતી રહી જાય. જો એ રેખા અંતઃકરણરેખા આગળથી અટકી જાય તો કાંઇ પ્રેમપ્રસંગને લીધે સુખમાં વિક્ષેપ આવે. ભાગ્ય રેખા બેવડી હોય તે ઇષ્ટ નથી. જો તે વાંકીચુંકી હોય તો સ્થૂળ સુખોપભોગમાં માણસ જીવન ગાળે. રેખા અણસરખી કે ત્રુટક હોય તો જીવનમાં ચડતીપડતી બહુ થાય માટે સંભાળ રાખવી. આ રેખાની લંબાઇ ઉપરથી આયુષ્યનું માપ પણ કાઢી શકાય છે. આ રેખા ઉપર ક્રૉસ હોય તો જીવનમાં પલટા થયા કરે, તારક હોય તો કાંઇ મોટી આપત્તિ કે મિત્રનું મરણ બને કિંવા માબાપ ધન ગુમાવે.

યશ રેખા—આ રેખા જો લાંબી અને સીધી હોય તથા વચ્ચે ત્રુટક ન હોય તો તે માણસને જીવનમાં સન્માન તથા સાફલ્ય મળે. સૂર્યના પહાડ ઉપર બે કરતાં વધુ રેખાઓ હોય તો કોઇ પણ કામ માથે લેતાં નિષ્ફળતા મળે. જો આ રેખા બિલકુલ ન હોય તો જાણવું કે તે માણસ જાહેર જીવનમાં ઝળકી ઊઠશે નહિ. આ રેખા ચંદ્રના પહાડ પરથી નીકળતી હોય તો જીવનમાં વિજય અને સુભાગ્ય જરૂર મળે; જો આયુષ્ય રેખામાંથી નીકળતી હોય તો પોતાના યત્નથી કિંવા સગાં અને મિત્રોની મદદથી આબાદી અને વિજય મળે; જો મંગળના મેદાનમાંથી નીકળતી હોય તો યત્ન તથા મુશ્કેલીથી ધન પ્રાપ્ત થાય. આ રેખા ઉપર તારક હોય અથવા રેખા અંતઃકરણ રેખા તથા મસ્તક રેખાની વચ્ચે અનિયમિત હોય તો ધન જુવાનીમાં નાશ પામશે એમ જાણવું અને કયા કારણથી નાશ પામશે તે ભાગ્ય રેખાને આધારે નક્કી કરવું. જો આ રેખા સૂર્યના પહાડને પસાર કરી જાય અને અંતઃકરણ રેખામાંથી જન્મી હોય તો સગાંઓ દ્વારા વિઘ્નો આવે. શુક્રના પહાડ ઉપરથી નીકળતી રેખાઓ જો આ રેખાને છેદતી હોય તો ધનનો નાશ સમજવો અને આયુષ્ય રેખાને એ રેખાઓ જેટલામે વર્ષે છેદે તેટલામે વર્ષે એ સંયોગ સમજી લેવો. આ રેખા પાસે ક્રોસ હોય તો તે માણસ પરલોકના અને ધર્મના વિચારો કર્યા કરે. આરોગ્ય રેખામાંથી નીકળતી કોઇ રેખા આ રેખાને મળે તો ધધામાં વિજય મળે છે. જો આરોગ્ય રેખાની કોઇ શાખા ચંદ્રના પહાડમાંથી જન્મતી હોય અને યશ રેખાને મળતી હોય તો કલ્પનાશક્તિથી કે દરિયાઈ મુસાફરીથી કે મોનીના વેપારથી વિજય સમજવો.

**ચંદ્રરેખા**—આ રેખાવાળો માણસ દુર્ભાગી નીવડે છે. તેણે કેફી પદાર્થો વાપરતાં સંભાળ રાખવી. આ રેખાથી જો દ્વીપ બનતો હોય તો કેફથી કે ઘેલછાથી કોઇ ,મહાન આપત્તિનું સૂચન સમજવું.

**મહત્ત્વાકાંક્ષાની રેખા**—આ રેખા આયુષ્ય રેખામાંથી નીકળીને ગુરૂના પહાડ તરફ આગળ વધે તો તેથી સન્માન તથા ધનની પ્રાપ્તિ થાય. જો એ રેખા નીચે ઉતરતી જણાય તો ઉલટું ફળ સમજવું. જો હાથના ઉપરના ભાગ તરફ આ રેખા હોય તો સુભાગી અવસરો બચપણમાં આવે, મધ્યમાં હોય તો જુવાનીમાં આવે અને નીચેના ભાગમાં હોય તો વૃદ્ધાવસ્થામાં આવે.

**શુક્રની મેખલા**—શનિ અને સૂર્યના પહાડોને નીચેની બાજુએથી ઘેરનારી અર્ધ ગોળાકાર રેખા તે શુક્રની મેખલા છે. એ રેખાવાળી વ્યક્તિ વિજાતીય વ્યક્તિ માટે અત્યંત પ્રેમ ધરાવતી હોય છે. સ્ત્રી હોય તો પુરૂષ માટે અને પુરૂષ હોય તો સ્ત્રી માટે તેનો પ્રેમ અત્યંત હોય છે. એ પ્રેમને તેનાથી ભાગ્યે જ જીતી શકાય છે. હાથ પરની બીજી રેખાઓ જો સારી-શુભકારક ન હોય તો આ રેખા અમંગળ જણાય છે. તેના પ્રભાવથી માણસ ખુવાર થાય છે. જો તે શનિ અને સૂર્યના પહાડ ઉપર છેદાયેલી હોય તો તે માણસ દુર્ભાગી નીવડે અને વિષયલાલસામાં ખુવાર થાય છે. ભાગ્યરેખા અને યશરેખાને એ મેખલા જો છેદતી હોય તો પ્રેમવિષયમાં અને ધનવિષયમાં વિઘ્નો નડે.

**મણિબંધની રેખાઓ**—સુંદર એવડી કે ત્રેવડી મણિબંધની રેખાઓ હોય તો તે શરીરનો સારો બાંધો સૂચવે છે. પહેલી રેખા આરોગ્ય, બીજી સંપત્તિ અને ત્રીજી સુખનું સૂચન કરે છે. ત્રુટક રેખાઓ હોય તો મુશ્કેલીભર્યું જીવન સમજવું. આ રેખાઓનો રંગ સારો હોય તો તે ફળદાયક નીવડે છે. કાંડા પર સાંકળી હોય તે ઇષ્ટ નથી, પણ જો સાંકળી ઉપરની રેખામાં હોય તો જીવન પરિશ્રમવાળું પસાર થાય અને જો બીજી રેખાઓ સારી હોય તો ભવિષ્ય સારૂં નીવડે અને ધનપ્રાપ્તિ થાય.

**પ્રવાસની રેખાઓ**—ચંદ્રના પહાડ પરથી ચોખ્ખી રેખાઓ ઉપર ચડતી હોય તો જમીન માર્ગે અને સમુદ્ર માર્ગે સફળ પ્રવાસ નીવડવાનું સૂચન સમજવું. આ રેખાઓ જો બીજી રેખાઓથી કપાતી હોય તો ઉલટું પરિણામ સમજવું. એ રેખાઓ ઉપર જો ક્રોસ હોય

તો દુર્ભાગી સાહસે જાણવું, તારક હોય તો ડુબવાથી મરણ જાણવું અને જાળી હોય તો દિલગીરીનો પ્રસંગ સમજવો.

**સંતાનની રેખાઓ**—બુધના પહાડની નીચે હથેળીના ઢળતા બાગમાં ઊભી અથવા ઢળની ઉંડી રેખાઓ તે સંતાનની રેખાઓ છે. જેટલી રેખાઓ હોય તેટલાં સંતાનો સમજવાં. ઊભી રેખાઓ જેટલા પુત્રો અને ઢળતી ઝાંખી રેખાઓ જેટલી પુત્રીઓ સમજવી. જો આ રેખાઓ છેદાએલી હોય, વાંકીચુંકી હોય કે ચોપીયા આકારે હોય તો સંતાનો બાલ્યાવસ્થામાં મરણ પામે કે બાળકો સાજાંમાંદાં રહે એમ જાણવું.

**લગ્નની રેખાઓ**—બુધના પહાડની હેઠળ હથેળીની બહારની ઢળતી બાજુએ આવેલી રેખાઓ લગ્નની રેખાઓ છે; જેટલી રેખાઓ હોય તેટલી સ્ત્રીઓ કિંવા લગ્નો સમજવાં. જો રેખા ઉંડી અને ચોખ્ખી હોય તો દીર્ઘ સમય પ્રેમ ટકે અને તેનાં મીઠાં ફળ મળે. અંતઃકરણ રેખાની તદ્દન નજીક જો લગ્ન રેખા હોય તો બાલ્ય વયમાં લગ્ન સમજવું; જો દૂર હોય તો બહુ મોટી ઉમરે લગ્ન જાણવું. શુક્રના પહાડ ઉપરથી અંતઃકરણ રેખા ઉપર થઇને પસાર થતી રેખા જે સ્થળે તેને છેદે તેટલી વયે લગ્ન સમજવું. જો આ રેખા ત્રુટક હોય કે ગુંચવાઇ ગએલી હોય તો પ્રેમમાં કે લગ્નમાં નિરાશા પ્રાપ્ત થાય. લગ્નનો વિષય વિચારતાં શુક્રના પહાડ ઉપરનાં ચિન્હો ખાસ ધ્યાનમાં રાખવાં.

**મંગળની રેખાઓ**—મંગળના પહાડ (૨) ઉપરની મંગળની રેખાઓ જો આયુષ્ય રેખાને અડીને નીકળતી હોય અને તે ચોખ્ખી તથા પહોળી હોય તો તે હિંમત, ચપળતા અને જુસ્સો બતાવે છે તથા આયુષ્યરેખાને બળ આપે છે. ચોખ્ખી રેખા હોય અને દેખાવમાં લાલ હોય તો વિગ્રહમાં ફતેહ દર્શાવે છે. મંગળના પહાડ ઉપર બહુ રેખાઓ હોય તો તે માણસ ક્રોધી હોય અને તકરારમાં જલ્દી ઉતરે.

**પ્રેરણાની રેખા**—મસ્તક રેખામાંથી નીકળતી રેખા ચંદ્રના પહાડ તરફ જાય તો તે બુદ્ધિ, વિચારશક્તિ અને અંતઃપ્રેરણાનું સૂચન કરે છે જે ભાગ્યે જ કોઇના હાથમાં હોય છે. એ રેખાવાળો માણસ મેસ્મેરીઝમની શક્તિવાળો અને દીવ્યદર્શી હોય. એ રેખામાંથી જો કોઇ બીજી શાખા નીકળી હોય તો માણસ તરંગી અને વિચિત્ર સ્વભાવનો હોય.

---

## પરિચ્છેદ ૫ મો.

---

## ભવિષ્ય સંબંધી જૂદા જૂદા પ્રશ્નો.

**આયુષ્યની લંબાઈ**—આયુષ્યરેખા, મસ્તકરેખા, ભાગ્યરેખા, આરોગ્યરેખા અને અંતઃકરણ રેખાનો વિચાર કરી, તેની લંબાઈનું માપ લઇ આયુષ્યની વિચારણા કરવી.

**વંશપરંપરાની નબળાઈ**—અંતઃકરણ રેખા, મસ્તક રેખા અને આયુષ્ય રેખા ઉપરથી આ પ્રશ્નની વિચારણા કરવી.

**ધનપ્રાપ્તિ**—આયુષ્ય રેખામાંથી ઉદ્ભવતી રેખાઓ, ગુરુના પહાડ ઉપરનાં ચિન્હો, અને બીજા પહાડો ઉપરની મુખ્ય રેખાઓ તથા ચિન્હો જોઇને આ વિષય વિચારવો.

**ધંધો**—ધંધા સંબંધી ભવિષ્ય વર્તવાને બધા પહાડોનો સાથે વિચાર કરવો. બુધના પહાડ ઉપર જો સુંદર રેખા હોય તો બુદ્ધિ-શક્તિને લગતો ધંધો તે માણસ કરે, જેવો કે શિક્ષકનો, લેખકનો, ધંધાદારીનો અને વિજ્ઞાનના વિષયોનો. સૂર્યના પહાડ ઉપર જો સુંદર રેખા હોય તો તે માણસ શરાફ, સોની, સરકારી ઓહેદાર, ગવૈયો કે બીજી કોઇ ઉંચી પદવી મેળવે. શનિના પહાડ ઉપર રેખા હોય તો તે માણસ ખેડૂત કે મજુર થાય. ગુરુના પહાડ ઉપર રેખા હોય તો ન્યાયાધીશ, મેનેજર, વકીલ, સેક્રેટરી કે એવો કોઈ ઉંચો હોદ્દો મળે; શુક્રના પહાડ ઉપર રેખા હોય તો વાદ્યવંત્રોનો, ચિતારાનો, ઝવેરીનો ધંધો કરે. મંગળના પહાડ ઉપર સુંદર રેખા હોય તો સેન્ડ્ઝનીપરીમ, શોદાર, ડાક્ટર, લશ્કરી નોકરી, સુતાર ઇત્યાદિનો ધંધો કરે. ચંદ્રના પહાડ ઉપર સુંદર રેખા હોય તો પ્રવાહી પદાર્થોના ધંધામાં તે માણસ સ્થિર થાય.

**લગ્ન પ્રશ્ન**—લગ્નની રેખાઓ, અંતઃકરણ રેખા, અને ગુરુ તથા શુક્રના પહાડની પરીક્ષા કરવી.

**મિત્ર-શત્રુ**—મંગળનું મેદાન, સૂર્ય, શનિ તથા ચંદ્રનો પહાડ જોઇને આ પ્રશ્નનો જવાબ આપવો.

**માનાપમાન**—અંતઃકરણરેખા, ભાગ્યરેખા, સૂર્ય તથા ગુરુનો પહાડ અને આયુષ્ય રેખામાંથી ઉદ્ભવતી રેખાઓ જોવી.

**પ્રવાસ**—ચંદ્ર, સૂર્ય અને ગુરુનો પહાડ તથા પ્રવાસની રેખાઓ જોવી.

**જીવનમાં અકસ્માત્**—બધી મુખ્ય રેખાઓ, પહાડો અને ચિન્હો બારીકાઇથી જોઇને આ પ્રશ્ન વિચારવો.

**ધનનો નાશ**—જો સૂર્ય તથા શનિનો પહાડ અને મંગળનું મેદાન નાની રેખાઓથી ગુંચવાઇ ગયાં હોય તો ધનનો નાશ જાણવો. જો આયુષ્ય રેખા શુક્રના પહાડને ઘેરતી અર્ધ ગોળાકાર રેખાથી કપાતી હોય તો ધનનો નાશ, કીર્તિનો નાશ, કેદ, દેશત્યાગ અને શિક્ષા મળે એમ જાણવું. શુક્રના પહાડમાંથી ઉદ્ભવતી રેખાઓ આયુષ્ય અને મસ્તક રેખાને છેદતી હોય તો માતા-પિતા કે સગાં સહોદરનું મરણ જાણવું. મંગળના પહાડ ઉપર એક બીજાને છેદતી રેખાઓ હોય તો સગાં સાથે કલહ, ધનનો નાશ, ખુવારી અને અપકીર્તિ જાણવી. જો શનિનો પહાડ અને શુક્રનો પહાડ બરાબર ખીલેલા ન હોય અને તેની ઉપર રેખાઓનાં ગુંચળાં હોય તો અપકીર્તિ અને ધનના નાશવાળું જીવન સમજવું. મંગળના પહાડ ઉપર ગુંચવાયેલી રેખાઓ લાલ ટપકાં સાથે હોય તો અગ્નિ, ચોર કે શત્રુદ્વારા નુકસાન સમજવું. એ રેખાઓ આયુષ્ય રેખાને જે સ્થળે કાપે તે સમયે મોટું દુઃખ આવી પડે એમ જાણવું.

**સંસારસુખ**—જો ચંદ્ર, શુક્ર, સૂર્ય અને ગુરૂના પહાડો સારી પેઠે ઉપસેલા હોય અને રેખાઓની ગુંચવણી તે ઉપર ન હોય તો સંસારસુખ સારૂં મળશે એમ જાણવું.

---

## પરિચ્છેદ ૬ ઠો.

---

### આંગળીઓ પરનાં ચિન્હોનું ફળ.

**યવ**—યવની આકૃતિ જો બધી આંગળીઓના વેઢા ઉપર હોય તો તે શુભ ચિન્હ છે. એવી આંગળીઓવાળો માણસ જીવનભર સુખ ભોગવે. અંગુઠા પર યવ હોય તો ધન, ધાન્ય અને કીર્તિ મળે. તર્જની પર યવ હોય તો ધન, દીર્ઘાયુષ્ય અને સુખની પ્રાપ્તિ થાય. મધ્યમા પર યવ હોય તો પોતાના પ્રયત્નથી વિજય મળે, દીર્ઘાયુષ્ય, સદ્વર્તન અને સન્માનની પ્રાપ્તિ થાય. અનામિકા પર યવ હોય તો કળાનિપુણતા, લેખનશક્તિ અને સુકીર્તિ મળે. ટચલી અથવા કનિષ્ઠિકા પર યવાકૃતિ હોય તો મનની શાન્તિની પ્રાપ્તિ થાય.

શંખ—અંગુઠા પર શંખાકૃતિ હોય તો પ્રેમપ્રસંગમાં વિજય, તર્જની પર હોય તો ધાર્મિક પ્રવૃત્તિમાં સફળતા, મધ્યમા પર હોય તો ખાણ-બગીચા કરવામાં ફતેહ, અનામિકા પર હોય તો લલિત કળાઓમાં સફળતા અને ટચલી આંગળી પર હોય તો ધંધામાં વિજયપ્રાપ્તિ થાય.

જાળી—જાળી એ વિજયવિરોધનું અમંગળ ચિન્હ છે. જેની ટચલી આંગળી પર જાળી હોય તે માણસ ચોર નીવડે અને જેની મધ્યમા ઉપર જાળી હોય તે દુઃખી અને દુષ્ટ મનવાળો હોય.

ઊભી રેખાઓ—બધી આંગળીઓ ઉપર ઊભી રેખાઓ જો છેદવા વિનાની હોય તો એ મંગળ ચિન્હ છે.

સમાંતર રેખાઓ—કોઇ પણ આંગળી ઉપર આડી સમાંતર રેખાઓ હોય તો તેથી દુઃખ અને વિઘ્નોની ઉપસ્થિતિ સમજવી.

તારક—મધ્યમાના વેઢા ઉપર તારક હોય તો દુઃખ, મૂર્ખતા અને ઘેલછા જાણવી. જો મધ્યમાના સાંધા પર તારક હોય તો કારમું મરણ જાણવું. ટચલી આંગળી ઉપર તારક હોય તો બુદ્ધિમત્તા જાણવી, પણ જો તે ઉપર ગુંચવાયેલી રેખાઓ હોય તો મૂર્ખતા અને બુદ્ધિહીનતા સમજવી. અનામિકા ઉપર તારક હોય તો ધન અને કીર્તિની પ્રાપ્તિ થાય. તર્જની ઉપર તારક હોય તો રાજ્ય કરવાની મહત્ત્વાકાંક્ષા સમજવી. અંગુઠાના બીજા વેઢા પર તારક હોય તો મોજશોખવાળી વૃત્તિ જાણવી.

આર્ય સામુદ્રિક વિદ્યા ઉપરથી જાણવું કે પુષ્પ, કુંભ, ચક્ર, શંખ, મીન, ધનુષ્ય, તીર, પક્ષી, પ્રાણી, ગુરુ, સર્પ, યવ, પહાડ, સૂર્ય, ચંદ્ર, ગજ અને ત્રિકોણ એ બધી હાથમાંની મંગળ રેખાઓ છે, અને એવી જ રેખાઓ પગના તળીયામાં હોય તોપણ શુભ જાણવી.

---

## પરિચ્છેદ ૭ મો.

---

## હાથ ઉપરથી રોગની પરીક્ષા.

તાવ—હથેળીમાં રેખાઓ પીળો રંગ પકડતી માલૂમ પડે કે તુરત સમજી લેવું કે તાવનું લાંબું દર્દ આવવાની તૈયારીમાં છે. એ રંગની થોડી યા વધુ પીળાશના પ્રમાણમાં તાવનો હુમલો આછો યા આકરો સમજવો. બહુ આકરા તાવમાં રેખાઓનો રંગ ચાકલેટ જેવો થઇ જાય છે.

**મરડો**—લાંબા સમયનું મરડાનું દર્દ ચંદ્ર, બુધ અને શનિના પહાડ બહુ ઉપસે અને ચંદ્રના પહાડ ઉપર ઘણી લાંબી રેખાઓ દેખાવા લાગે ત્યારે સમજવું.

**ગળાનાં દર્દો**—મંગળનો પહાડ બહુ ઉપસી આવે અને તે ઉપર ચીપીયા જેવી આકૃતિવાળી રેખાઓ દેખાવા લાગે ત્યારે ગળાનાં દર્દોનો ભય સમજવો.

**કમળો**—આરોગ્ય રેખા ઉપર તારક દેખાવા લાગે એટલે જાણવું કે કમળો થશે. જો એ રેખા ઉપર કાળું ટપકું દેખાય તો દર્દનો ભયંકર હુમલો જાણવો. આયુષ્ય રેખા પરથી દર્દનો યોગ કયે વર્ષે છે તે જાણવું.

**આંખનાં દર્દો**—સૂર્યના પહાડ ઉપર આસમાની ટપકું દેખાય તો આંખના દર્દનો હુમલો જાણી લેવો. અનામિકાના સાંધા આગળ-આંગળીના ત્રીજા વેઢા ઉપર જો તારક દેખાય તો એ ખરાબ ચિન્હ સમજવું. જો એ માણસને સંધીવાનુ દર્દ હોય તો તેને બહુ જ ભય સમજવો. તેવા માણસને અંધાપો આવવાનો ભય રહે છે.

**સંધીવા**—સંધીવાનો સંભવ ચંદ્રના પહાડને પસાર કરતી રેખા ઉપરથી માલૂમ પડે છે. જેનો ચંદ્રનો પહાડ બહુ મોટો હોય તેમણે ખાસ સંભાળ રાખવી, કારણકે તેવા માણસોના શરીરમાં ક્ષાર વધારે જામે છે અને તેમને સંધીવા થવાનો વધારે ભય છે. એ પહાડ ઉપર જો તારક હોય તોપણ એ દર્દનો સંભવ સમજી ચેતતા રહેવુ અને ખોરાક ઉપર ધ્યાન આપવુ

**પક્ષાઘાત**—શનિના પહાડ ઉપર તારક દેખાય અથવા ચંદ્રના પહાડ ઉપર બહુ નાની રેખાઓ હોય અને ચંદ્રના પહાડ તથા મંગળના પહાડ (૧) ની વચ્ચે તારક દેખાય તો પક્ષાઘાતનો ભય રહે. વળી એ દર્દમા આયુષ્ય રેખા ઉપર આસમાની ટપકું પણ દેખાય અને શુક્રના પહાડપર ત્રુટક રેખાઓ પણ માલૂમ પડે

**આંતરડાનાં દર્દો**—શુક્રના પહાડ પરથી શરૂ થતી અનેક રેખાઓ મંગળના પહાડ ઉપર જતી હોય તો આંતરડાનાં દર્દો થાય.



## ખંડ ૧૩ મો

# મુખસામુદ્રિક વિદ્યા અથવા ફીઝીઓગ્નોમી.

### પરિચ્છેદ ૧ લો.

### મુખસામુદ્રિક વિદ્યા.

મુખસામુદ્રિક વિદ્યા અથવા મુખલક્ષણ શાસ્ત્ર—શરીરનું બંધારણ એ શરીરના આરોગ્યનો અરીસો છે, મસ્તક એ માનસ શક્તિઓનો અરીસો છે, તેવી જ રીતે મુખલક્ષણ એ આરોગ્ય તેમજ માનસ શક્તિઓ બેઉનો અરીસો છે. મનુષ્યનું મન તેના ચહેરાને અમુક અમુક ઘાટ આપે છે. મનુષ્યના વર્તનમાં જે જે ફેરફારો થાય છે તે તે ફેરફારો તેના ચહેરા ઉપર પ્રતીત થયા વિના રહેતા નથી, કારણકે મન ચહેરાના જ્ઞાનતંતુઓ ઉપર અસર કરે છે, તે જ્ઞાનતંતુઓ ચહેરાની માંસપેશીઓ ઉપર અસર કરે છે અને એ માંસપેશીઓ ચહેરાને અમુક પ્રકારનો ઘાટ કિંવા ભાવ અર્પે છે. જ્ઞાનતંતુઓના આકુંચન–પ્રસારણની અસર ચહેરાની માંસપેશીઓ ઉપર થતી હોવાથી શરીરના બીજા ભાગો કરતાં ચહેરો હંમેશાં વધારે ભાવદર્શી કિંવા લક્ષણવ્યંજક બને છે. બીજી કોઇ રીતે જે કાંઇ ન પ્રકટ થતું હોય તે ચહેરા ઉપરથી જલ્દી પ્રકટ થાય છે. વદન ઉપર ગમે તેવો કૃત્રિમ ભાવ ધારણ કરવામાં આવે તોપણ ચતુર મુખલક્ષણશાસ્ત્રી તેના અંતરના સ્વભાવ તથા વર્તનને સત્વર પારખી લઇ શકે છે. વર્તનની છાપ ચહેરા ઉપર મોડી થાય છે–તે વર્તન સંપૂર્ણ રીતે ખીલ્યા પછી તેનો ભાવ ચહેરા પર ઉતરે છે, પરંતુ મસ્તક ઉપર તે સત્વર દેખાઇ આવે છે; પરન્તુ મસ્તકને ખુલ્લું કરી હાથવડે તપાસવું પડે છે; ચહેરો તો ખુલ્લો હોય છે અને મનુષ્યની ઇચ્છા હોય કે ન હોય પણ તેનું વર્તન આપણે પારખી લઇ શકીએ છીએ.

ચહેરા પર થતો ફેરફાર—જગતમાં કોઇ પણ બે ચહેરા એકસરખા હોતા નથી, કારણકે કોઇ પણ બે મનુષ્યોનાં મન એકસરખાં હોતાં નથી. ચહેરો, આંખ–મુખ–નાક–કાન–ગાલ અને હડપચીનો બનેલો

હોય છે, અને દરેકને એ અવયવો હોય છે, તોપણ એ બધાં અવયવો કોઇ પણ બે મનુષ્યોનાં સરખાં હોતાં નથી. જુલમીનો ચહેરો સખ્તાઇભરેલો હોય છે. દયાળુનો ચહેરો સુકોમળ અને મૃદુ હોય છે. એ જ રીતે કોઈના ચહેરા હમેશાં હસમુખા અને કોઇના રોતડ હોય છે. તેમના વર્તનની જ છાપ તેમના વદન ઉપર પડેલી હોય છે. કોઇ જુલમી મનુષ્ય કોઇ સંતના પરિચયથી બદલાતો જાય અને દયાળુ બને તો તેનો વદન ઉપરની માંસપેશીઓમાં ફેરફાર થવા લાગે છે અને થોડા વખતમાં તેના ચહેરાનો બધો ભાવ બદલાઇ જાય છે. જગતમાં આવા અનેક દાખલા જોવામાં આવ્યા છે.

**ચહેરા ઉપરથી રોગની પિછાણ**—હુશિયાર વૈદ્યો અને ડાક્તરો ચહેરા ઉપરથી ઘણી વાર રોગની પિછાણ કરી શકે છે, તેનું કારણ એ છે કે રોગથી શરીરનું અંદરનું કયું અવયવ બગડેલું છે તેની છાપ ચહેરા ઉપર પડેલી હોય છે અને તે છાપ ઉપરથી દર્દ જાણી શકાય છે. મંદ અને તીવ્ર પાચનશક્તિ, સબળ અને નિર્બળ ફેફસાં અને નબળું કે બળવાન કલેજું એ મુખ્ય ત્રણ વાતો જાણવાનાં સાધન ચહેરા ઉપર હોય છે; અને એ ત્રણ જ શરીરની અંદર રાજ્ય ચલાવનારાં યંત્રો છે. મંદ કે તીવ્ર પાચનશક્તિ જાણવાનું સાધન મ્હોંના બેઉ છેડા અને બેઉ કાનની બૂટની વચ્ચેનો ગાલનો ભાગ છે. જેમના મુખ પરનો એ ભાગ પુષ્ટ હોય છે તેમની પાચનશક્તિ સારી કિંવા તીવ્ર હોય છે, અને જેમની પાચનશક્તિ મંદ હોય છે તેઓના એ ભાગમાં ખાડા પડેલા હોય છે જેને આપણે ડાચાં બેસી ગએલાં કહીએ છીએ. જેઓ મગજનું કામ કરનારા હોય છે અને જેઓના જ્ઞાનતંતુઓ માત્ર બેસીને લંબ્યા કરવાની ટેવથી નબળા પડી ગએલા હોય છે તેઓનાં ડાચાં મોટે ભાગે આવાં હોય છે કારણે કે તેમની પાચનશક્તિ મંદ હોય છે. માણુસના ગાલનો મધ્ય ભાગ કે જ્યાં તંદુરસ્તીની લાલી દેખાય છે અને જે ગાલના હાડકાનો મધ્ય ભાગ છે તેનો સંબંધ ફેફસાં સાથે હોય છે. એ ભાગ જ્યારે ચળકતો હોય ત્યારે સમજવું કે તે માણુસનાં ફેફસાં ઉપર સોજો છે. જ્યારે ફેફસાં બરાબર કામ કરતાં હોતાં નથી ત્યારે એ ભાગ ફીકકો હોય છે અને જ્યારે તંદુરસ્ત ફેફસાં હોય છે ત્યારે ત્યાં લાલી હોય છે. જેઓના શારીરિક બંધારણમાં ક્ષયની અસર હોય છે તેઓનો આ ભાગ હંમેશાં બેઠેલો હોય છે. હસતી વખતે જો નાકથી ગાલના હાડકાસુધીની માંસલ કીનારી લાંબી દેખાય તો ક્ષયની અસર

ઓછી સમજવી અને જો એ કિનારી નાની તથા પાતળી દેખાય તો ક્ષયની અસર વધારે સમજવી. જેઓની આંખની હેઠળ ખાડો હોય અને ગાલના હાડકાની તદ્દન નજીક ઉપર કે નીચે (ગાલનું હાડકું તથા નાકના મધ્ય ભાગની વચ્ચે) એ ખાડો હોય તો એ માણસને આગળ જતાં ક્ષય થાય એથી ઉલટી સ્થિતિ હોય તો ફેફસાં મજબૂત જાણવાં. ઉંચું અને પાતળું શરીર, લાંબી આંગળીઓ અને અવયવો, સાંકડી અને ચપટી છાતી, લાંબી ગરદન, આછા અને સુંવાળા વાળ, ઠંડા હાથપગ, એ પણ ક્ષયની નિશાનીઓ છે. મજબૂત કલેજું અથવા હૃદય હોય તેના શરીરમાં રૂધિરાભિસરણ સારૂં હોય છે. સબળતા કે નિર્બળતા દાઢી અથવા હડપચી ઉપરથી માલૂમ પડે છે. દાઢીનું કદ, પહોળાઈ, અને તેનું આગળ પડવું એ ઉપરથી કલેજાની શક્તિ વિચારાય છે. મોટી, લાંબી, પહોળી અને આગળ પડતી દાઢીવાળા માણસની સબળતા ઉંચી સમજવી. નાની સાંકડી અને પાછળ પડતી દાઢીવાળા માણસનું રૂધિ-રાભિસરણ નબળું જાણવું. સબળ કલેજાવાળા માણસના હાથપગ ગરમ હોય, તેમને શરદી ભાગ્યે જ થાય છે, તેમને શરદી અને ગરમી સહન કરવાની શક્તિ સારી હોય છે, છૂટથી પરસેવો થાય છે, નાડી મજબૂત હોય છે અને માંદગી ક્વચિત જ આવે છે. પણ જો દાઢી નાની હોય તો તેની નાડી અનિયમિત, નબળી વહે છે અને શરદીનો ભોગ જલ્દી થઇ પડે છે. ઉનાળામાં પણ તેને શરદી થઇ આવે છે. હવાના ફેરફા-રની અસર તેમના પર જલ્દી થાય છે. તેમના હાથપગ ઠંડા પડી જવાનો અને માથે ગરમી ચડી જવાનો વધારે ભય હોય છે. વૃદ્ધાવસ્થામાં દાઢી વધારે આગળ પડતી બને છે. દાંત મ્હોંમાં ન હોય ત્યારે તો દાઢી આગળ પડતી દેખાય પણ દાંત હોય તોપણ તેમ દેખાય છે. મોટા અને લાંબા કાન એ પણ વૃદ્ધાવસ્થાસૂચક છે. જેમની દાઢી મોટી અને માથું મોટું હોય તેઓ દીર્ઘાયુષી બની શકે છે. ગમે તેવી બેદરકારી રાખવા છતાં તેવા માણસ લાંબુ જીવે છે એમ સમજવું નહિ; એવાં માણસો દીર્ઘાયુષી કુટુંબનાં હોય છે અને કાળજીથી દીર્ઘાયુષી બની શકે છે. નાના માથા કરતાં મોટાં માથાવાળા માણસોની માનસિક તેમજ શારીરિક સહનશક્તિ વધારે હોય છે. નાના માથાવાળા કરતાં મોટા માથાવાળો વધારે ઉંઘે છે, ચપળતા બતાવી શકતો નથી પરન્તુ તે જલ્દી થાકી જતો નથી અને તેના શરીરને જલ્દી ઘસારો લાગતો નથી.

---

## પરિચ્છેદ ૨ જો

## મુખસામુદ્રિક વિદ્યાના સામાન્ય નિયમો.

**અવયવોના વિકાસનું પ્રમાણ**—જેવી રીતે ઉંચા ઝાડની ડાળીઓ લાંબી હોય છે અને નીચા ઝાડની ડાળીઓ ટુંકી હોય છે, તેવી રીતે લાંબા હાથવાળા માણસોનાં આગળાં, બાહુ, પગ, માથાં વગેરે પણ લાંબા-મોટાં હોય છે અને ટુકા હાથવાળા માણસોનાં તે અવયવો ટુંકાં હોય છે જ્યારે હાથના હાડકાં મોટાં અને આગળ પડતા હોય છે ત્યારે નાક સુદ્ધાંતનાં બીજા અવયવોના હાડકાં પણ મોટા હોય છે માણુસના હાથ ઉપરથી તેના શરીરના બંધારણનું અને તેની શક્તિનું માપ પણ કાઢી શકાય છે મજબૂત હાથ એ મજબૂત શારીરિક બંધારણનું સૂચન કરે છે દીર્ઘાયુષી કુટુંબનાં માણસોના હાથ મજબૂત, સૂકા અને મધ્યમ ગરમીવાળા હોય છે અને ક્ષયરોગી કુટુંબના માણસોના હાથ ઢીલા, ભીંજાયલા જેવા-આર્દ્ર અને કરચોલીવાળા હોય છે

**અવયવોનું પરિમાણ**—શરીરનાં અવયવોનું પરિમાણ એક બીજાની સાથે સંબંધ ધરાવતું હોય છે બેઉ બાહુની લબાઈનો સરવાળો માણસની પગથી માથાસુધીની ઉંચાઈની બરાબર-એક સામાન્ય નિયમ મુજબ-હોય છે હાથની (બાહુની નહિ) લબાઇ કરતાં પગની લબાઇ દોઢી હોય છે કોણીથી આંગળાંના ટેરવાંસુધીની લબાઇ અને ઘુંટણથી પગનાં તળીયાસુધીની લબાઇ સરખી હોય છે એ મુજબ મસ્તક અને ચહેરાની રચનામા પણ અમુક પરિમાણ જળવાએલુ હોય છે

**મસ્તક અને ચહેરાનું પરિમાણ**—ચહેરાની પહોળાઇ ચહેરાની લબાઈના ¾ જેટલી હોય છે, અર્થાત દાઢીથી કપાળના ઉપરના છેડાની લબાઇ કાનની બુટથી બીજા કાનની બુટસુધીની પહોળાઈ કરતા દોઢી હોય છે [ જુઓ આકૃતિ ૧૩૨] જો લબાઇ પહોળાઇથી દોઢી કરતા વધારે હોય તો જાણવુ કે પ્રકૃતિને જુસ્સો તથા ઉત્સાહ આપનારી શક્તિઓની તેનામાં ન્યૂનતા છે તે જ રીતે જો પહોળાઇ યોગ્ય પ્રમાણ કરતા વિશેષ હોય તો તેનામાં એ શક્તિ ઘણી વધારે છે એમ સમજવુ બેઉ



[ આકૃતિ ૧૩૨ ]

આંખોના નાકની બાજુના છેડાની વચ્ચે સીધી લીંટી દોરીએ તો ચહેરાના જે બે ભાગ પડે તે સરખા હોવા જોઇએ, અર્થાત્ એ લીંટીથી કપાળના ઉપરના છેડાસુધીની લંબાઇ એ લીંટીથી દાઢીસુધીની લંબાઇ જેટલી થવી જોઇએ. જો ઉપરનો ભાગ નીચેના ભાગની બરાબર ન થાય તો જાણવું કે તેની માનસ શક્તિ બહુ ઉંચા પ્રકારની નથી. દાઢીના નીચેના છેડાથી નાકના નીચેના છેડાસુધીની લંબાઇ નાકના ઉપરના છેડાથી ઉપરના હોઠસુધીની લંબાઇની બરાબર થવી જોઇએ. જો નીચેનો ભાગ ઉપરના ભાગ કરતાં મોટો હોય તો તે માણસ જક્કી, અવિચારી, અત્યુત્સાહી અને સદસા કામ કરનારો હોય અને ઉપરનો ભાગ નીચેના ભાગ કરતાં મોટો હોય તો તે વિચારશીલ અને ડાહ્યો હોય.

**બુદ્ધિકૌશલ્ય-પરીક્ષા**—બુદ્ધિકૌશલ્યની પરીક્ષા કરવાની રીત એવી છે કે એક લીંટી હોઠ અને કપાળને અડકતી ઊભી દોરવી અને બીજી લીંટી નાકની હેઠળથી આડી દોરવી અને એ આડી તથા ઊભી લીંટીઓથી જે ખૂણો થાય તે ઉપરથી બુદ્ધિકૌશલ્યનું માપ નીકળી શકે છે. જો એ ખૂણો ૭૦ ડિગ્રીનો થાય તો તેની બુદ્ધિ ઓછી સમજવી. જંગલી હબસી લોકોના માપમાં એ ખૂણો ૭૦ ડિગ્રીનો જ ઘણે ભાગે હોય છે [ જુઓ ૧૩૩મી આકૃતિ ]. એ લોકોમાં જેઓ બુદ્ધિશાળી અને કેળવાયલા હોય છે તેઓને



[ આકૃતિ ૧૩૩ ]

એ ખૂણો મોટો હોય છે. જો ૭૦ ડિગ્રીથી ઓછો ખૂણો હોય તો તેથી પણ ઓછી બુદ્ધિ સમજવી. ઉરાંગઉટાંગ વાંદરાનો એ ખૂણો ઓછો હોય છે. બીજાં જાનવરોને તેથી પણ વધુ ઓછી ડિગ્રીનો ખૂણો પડે છે. યુરોપીઅનોનો અને બુદ્ધિમાન હિંદીઓનો એ ખૂણો ૮૦ ડિગ્રીનો હોય છે; અને અત્યંત બુદ્ધિશાળી મનુષ્યોનો ખૂણો ૯૦ ડિગ્રીનો એટલે બરાબર કાટખૂણો હોય છે. ચિત્રકારો અને પ્રતિમા ઘડનારાઓ દેવદેવીઓનાં ચિત્રો તથા પ્રતિમાઓ આલેખવામાં એ ખૂણો ૯૦ કરતાં પણ વધારે ડિગ્રીનો દોરી તેઓની અત્યંત બુદ્ધિમત્તાનું સૂચન કરે છે. આ હેઠળ જે આકૃતિ [ આકૃતિ ૧૩૪ ] આપી છે તેમાં પાંચ જુદાં જુદાં મસ્તકોના જુદા જુદા માપના ખૂણા બતાવેલા છે, તેમનામાં વધુઓછા પ્રમાણમાં ઉત્તરોત્તર બુદ્ધિશક્તિ રહેલી છે. પહેલું મસ્તક બુદ્ધિમાન



મનુષ્યનું છે જેનો ખૂણો ૯૦ ડિગ્રીનો છે. તે ખૂણો બીજાં મસ્તકોમાં ઘટતો ઘટતો ૭૦ ડિગ્રી સુધી જાય છે ને છેલ્લું મસ્તક જંગલી આફ્રિકનનું છે.

[ આકૃતિ ૧૩૪ ]

**વાળ ઉપરથી ગુણપરીક્ષા**—વાળના ગુણદોષ પણ હાડકાં, માંસપેશીઓ અને ચામડીના ગુણદોષને મળતા જ હોય છે અને સામાન્ય રીતે આખા શરીરના બંધારણ સાથે તેનો સંબંધ હોય છે. વાળ જાડા અને રૂક્ષ હોય તો શરીરનો બાંધો સ્થૂળ અને સખ્ત હોય, તથા વાળ સુંવાળા હોય તો તે માણસનો સ્વભાવ નાજુક અને જલ્દી લાગણીવશ થઈ જાય તેવો હોય. કાળા વાળ પિત્તપ્રકૃતિની મજબૂતી અને વિશેષતા સૂચવે છે, અને તેવા મનુષ્યોની લાગણી બહુ પ્રબળ હોય છે. લાલ વાળ વિકારવશતા, સ્વભાવની ચપળતા સૂચવે છે. સોનેરી–બદામી વાળ ઉંચી બુદ્ધિશક્તિ, નીતિમત્તા, સંસ્કારી મગજ અને સુકોમળતાનું સૂચન કરે છે. સીધા વાળ ચારિત્ર્યની અનિયમિતતા, વિચારહીનતા અને ન્યૂનતા સૂચવે છે. ગુંચળાંવાળા વાળ સ્વભાવની વિવિધતા અને વિનોદિતા સૂચવે છે. ફરફરતા–ઝૂલતા લાંબા વાળ વિચારશીલ મગજનું સૂચન કરે છે જેના માથા ઉપર વાળ બહુ ગાઢા અને કપાળસુધી ઉગતા હોય તેઓ સ્વાભાવિક રીતે ચીડીયા માણસ હોય છે. નાનાં બાળકોના માથાના આગલા ભાગ ઉપર વાળ આછા હોય છે કારણકે તેમના સ્વભાવનો એ ગુણ હજી ખીલ્યો હોતો નથી. જેમ જેમ તેની લાગણી ખીલતી જાય છે તેમ તેમ વાળ મોખરાના ભાગ ઉપર ઉગતા જાય છે. વાળ મજબૂત હોય, ગાઢા હોય અને કપાળ ઉપર ગુચ્છાબંધ ઉગી નીકળેલા હોય તો તે માણસનો સ્વભાવ ઉગ્ર અને જ્વાળામુખી જેવો હોય. કેટલાક માણસોનાં કપાળ નાનાં દેખાય છે તથા વાળ મોખરાના ભાગમાં બહુ ઉગી નીકળેલા હોય છે અને કેટલાક ટાલવાળાં માથાં મોટા કપાળવાળાં દેખાય છે પણ કપાળની એ દેખાતી ઉંચાઈ ઉપરથી જ મનુષ્યની બુદ્ધિનું માપ કાઢવું નહિ. કપાળની પહોળાઈ પણ ધ્યાનમાં લેવાની છે. એ વિષય કપાળની પરીક્ષા વખતે વિચારીશું.

## પરિચ્છેદ ૩ જો.

## નાકની પરીક્ષા.

**નાકનાં જૂદાં જૂદાં માપ**—સામાન્ય રીતે દાઢીના નીચેના છેડાથી કપાળના ઉપરના છેડાસુધી ચહેરાની જેટલી લંબાઇ હોય તેના ⅓ ભાગ જેટલી નાકની લંબાઇ હોવી જોઇએ. કોકેશીયન લોકો અને અંગ્રેજો વગેરેનાં નાક એ માપનાં હોય છે. મોંગોલીઅન લોકોનાં નાક ચહેરાના ⅓ જેટલાં હોય અને ઇથીઓપીઅન લોકોનાં નાક તો તેથી પણ ઓછા પ્રમાણમાં હોય છે. આ બધી જાતિઓના સંસ્કારની ખીલવણી સાથે તેમના નાકની ખીલવણી થએલી છે.

**નાકની આકૃતિઓનાં નામ**—નાકને એક બાજુએથી જોતાં તેની જે આકૃતિ દેખાય છે તે ઉપરથી વિદ્વાનોએ તેનાં જૂદાં જૂદાં નામ આપ્યાં છે. એ નામ પાંચ પ્રકારનાં છે. (૧) રોમન નાક [આકૃતિ ૧૩૫] મોટું હોય છે અને ઉપરના ભાગનું નાકનું હાડકું બહાર પડતું હોય છે. એવા નાકવાળો માણસ એક સામાન્ય નિયમ તરીકે કોઈ મોટી સેનાનો, ધંધાનો, કારખાનાનો અગ્રેસર અથવા નાયક હોય છે, કિંવા એવા અગ્રેસર તરીકેનો તેવો ગુણ જે કાર્યમાં તે પડે છે તે કાર્યમાં તે બતાવી આપે છે. (૨) ગ્રીક નાક અથવા સીધું નાક [આકૃતિ ૧૩૬] સામાન્ય રીતે અણીવાળું અને સીધું હોય છે. ગ્રીક પ્રજાનાં નાકોની સામાન્ય આકૃતિ ઉપરથી એ નામ પડ્યું છે. એવા નાકવાળામાં કલા અને સૌંદર્યપ્રેમ સામાન્ય રીતે હોય છે. (૩) પોપટીઉં અથવા યાહુદીનું નાક [આકૃતિ ૧૩૭] પોપટની ચાંચની પેઠે નમેલી અણીવાળું હોય છે. યાહુદીઓ અને સીરીઆના લોકોનાં નાક તેમજ બદુઇન આરબોનાં નાક સામાન્ય રીતે એવાં હોય છે. એનો ગુણ ચંચળતા, શંકાશીલવર્તન, ગૂઢ સ્વભાવ, લોભ ઇત્યાદિ છે. (૪) ટુંકડું અથવા ચીબું નાક [આકૃતિ ૧૩૮] બહુ નાનું હોય છે. ટુંકડા નાકવાળા મનુષ્યો એક નિયમ તરીકે ઉંડી તર્કશક્તિ વાળા અને બુદ્ધિમાન હોતા નથી. (૫) ટુંકડું અને ગ્રીક નાક બેઉની



રોમન. સીધુ. પોપટીયું. ટુંકડું. દેવી.
[૧૩૫] [૧૩૬] [૧૩૭] [૧૩૮] [૧૩૯]

વચ્ચેનું નાક કે ઉપર જતી અણીવાળું હોય છે તેને દૈવી અથવા સુંદર નાક [ આકૃતિ ૧૩૯ ] કહે છે. તેવા નાકવાળા મનુષ્યનો સ્વભાવ એક નિયમ તરીકે કુતુહલપ્રિય, વિવેકી અને નિર્દોષ હોય છે. આ જાતનું નાક તેના મૂળથી અણીસુધી અંદર પડતી ગોળ રેષાયુક્ત હોવું જોઇએ: રોમન કે એક નાકની અણી સહેજ ઉપર જતી હોય તેથી તેને આ પ્રકારનું નાક સમજી લેવું નહિ. નાકના આ પાંચ પ્રકાર મનુષ્યના મગજનું માત્ર પ્રાથમિક વલણ બતાવે છે. તેનો અર્થ એવો સમજવાનો નથી કે તે મગજની શક્તિ બતાવે છે, કિંવા મગજનો ગુણ બતાવે છેઃ એ ગુણ સમજવાને એ દરેક પ્રકારના નાકની આકૃતિવિશેષતાઓ જોવાની હોય છે.

**ચંચળતાદર્શક નાક**—નાકની ઊભી લંબાઈ અર્થાત્ નાકના મૂળથી નાકની અણીસુધીની ઊભી લંબાઈ એ ચંચળતાનું દર્શન કરાવે છે. [ જુઓ આકૃતિ ૧૪૦ માં ક-ખ ] જેટલી એ લંબાઇ વિશેષ તેટલી ચંચળતા વધારે અને સાવધાનતા પણ વધારે. એવો માણસ આગંતુક ભય અને જોખમથી હંમેશાં ચેતતો રહે. માણસની વર્તણૂક પણ તે બહુ ઉંડી નજરથી સમજી લે છે અને ભવિષ્યમાં બનવાના બનાવોની પણ આગાહી કરી શકે છે. જો એ શક્તિ અત્યંત વધારે ખાલી હોય તો માણસ વહેમી અને બીજા પર હંમેશાં અવિશ્વાસી રહ્યા કરે.



[ આકૃતિ ૧૪૦ ]

**ગમગીની સૂચક નાક**—નાકની અણીની નીચે પડતી બહુ લંબાઇ હોય અને ચંચળતા–સાવધાનતાનું પ્રમાણ વધારે હોય તો એ નાક ગમગીની સૂચક છે. આગંતુક ભયોનો વિચાર કરવાથી તેવો માણસ શોકાતુર રહેવાના સ્વભાવવાળો હોય છે. [ જુઓ આકૃતિ ૧૪૧ ].


[ આકૃતિ ૧૪૧-૧૪૨ ]

**નાકનો કુતુહલપ્રિયતાનો ગુણ**—નાકનો કુતુહલપ્રિયતાનો–પ્રશ્નો પૂછીને માહિતી મેળવવાનો ગુણ નાકની આડી લંબાઇ ઉપર આધાર રાખે છે. [ જુઓ આકૃતિ ૧૪૦ માં ગ-ઘ ] જો ચંચળતાદર્શક લંબાઇ થોડી હોય અને કુતુહલપ્રિયતાની આડી લંબાઈ

પ્રમાણ કરતાં વિશેષ હોય તો નાકની અણી ઉંચી જતી દેખાય છે. બાળકોનાં નાક એવા પ્રકારનાં હોય છે. તેઓ કુતૂહલપ્રિય હોય છે, પ્રશ્નો પૂછવાના શોખવાળાં હોય છે, પરન્તુ વહેમવાળાં કે સાવધાનતાવાળાં હોતાં નથી અર્થાત્ તેમની કુતૂહલપ્રિયતા નિર્દોષ હોય છે. જો ચંચળતા અને કુતૂહલપ્રિયતા એઉ નાકની આકૃતિ પરથી વિશેષ જણાય છે તો તેવો માણસ પૂછગાછ કરી, માહિતી મેળવી અને તેનું તોલન બરાબર કરીને વર્તન કરવાના સ્વભાવવાળો હોય છે. જો એ એઉ લંબાઇ અતિઘણી હોય છે તો નાકની અણી જાડી અને સુજી ગએલા જેવી દેખાય છે. [જુઓ આકૃતિ ૧૪૨]. તેને અંગ્રેજીમાં " બોટલ નોઝ " કહે છે. તેવા માણસનાં અંદરનાં અવયવો સુજેલાં હોય છે. દારૂ પીવાની કે કેફ કરવાની તેને લત હોય છે અને વિલાસી પણ હોય છે.

**નાકની ઉપલી કિનારીની પરીક્ષા**—નાકની લંબાઇએ આવેલી ઉપલી કિનારી ઉપરથી નાકના ત્રણ પ્રકારના ગુણોની પરીક્ષા થઇ શકે છે. (૧) સ્વસંરક્ષકતા. નાકની સહેજ ઉપરના ભાગમાં જે બહાર પડતો ઢેકો હોય તો એ ચિન્હ સ્વસંરક્ષકતાનું છે. [જુઓ આકૃતિ ૧૪૦ માં ચ]. એ ગુણવાળો પોતાનો બચાવ કરવાને હમેશાં તૈયાર રહેવાના સ્વભાવવાળો હોય છે. જો એ ગુણ વિશેષ હોય તો પોતાના બચાવ માટે સામો થવાને પણ તે તૈયાર થાય છે. એવો માણસ આપત્તિ વખતે ભાગ્યે જ નાસીપાસ થાય છે અને પોતાના કાર્યમાં બીજા માથું મારે તે તરફ તેને અણગમો હોય છે. પોતાના કાર્ય માટે તે સ્વલ્પસુધી લડવાનું છોડતો નથી અને દલીલો કરવામાં છેવટસુધી મંડયો રહે છે. (૨) પરસંરક્ષકતા. નાકની કિનારી ઉપર સ્વસંરક્ષકતાની સહેજ ઉપરના ભાગમાં ઉપર ઉપસતો ઢેકો હોય તો તે પરસંરક્ષકતા અથવા બીજાઓનો બચાવ કરવા માટે મથન કરવાનો ગુણ સમજવો. [જુઓ આકૃતિ ૧૪૦ માં છ ]. બીજાઓના હક્કો ઉપર હુમલો થતો જોઇને એવો માણસ શાંત બેસી ન રહેતાં તેને માટે લડવા ઊભો થાય છે. સ્ત્રીઓ, બાળકો, ગરીબો અને અશક્ત મનુષ્યોને અન્યાય થતો જોઇને તેનું લોહી સ્વાભાવિક રીતે ઉકળી આવે છે. (૩) એ સ્થાનની ઉપર સહેજ [જુઓ આકૃતિ ૧૪૦ માં જ] નો ભાગ જો ઉપસી આવેલો હોય તો તે માણસ હુમલો કરવાની તૈયારી બતાવે છે અર્થાત્ તેનો સ્વભાવ હુમલાખોર હોય છે. જોતજોતામાં લડી પડે તેવા માણસોનાં નાક એવાં હોય છે. એવો માણસ જો કુમંરકારી હોય તો નજીવે કારણે બાથબાથા

કરતાં કે હથીયાર ઉગામતાં પાછું વાળી જોતા નથી.

**નસકોરાં વચ્ચેના પડદાની પરીક્ષા**—બેઉ નસકોરાંની વચ્ચે જે પડદો હોય છે તેમાં પણ ખાસ સૂચન રહેલું હોય છે. એ પડદાના બહાર પડતા ભાગની નીચે જતી લંબાઈ શોધક શક્તિ સૂચવે છે. [જુઓ આકૃતિ ૧૪૩.] એવા માણસમાં નવીન વસ્તુ શોધવાની શક્તિ હોય છે. એ ભાગની સહેજ પાછળના ભાગમાં પડદો બહાર પડતો ધસી આવતો હોય તે સંયોજક શક્તિનું સૂચન કરે છે. [જુઓ આકૃતિ ૧૪૪.] એવો માણસ વિચારો અને શબ્દોનું સંયોજન કરવામાં ચતુર નીવડે છે. પડદાનો


[આકૃતિ ૧૪૩-૧૪૪-૧૪૫]

પાછળનો ભાગ કે જેની સાથે હોઠનું જોડાણ થાય છે, જો આગળ પડતો હોય તો તે પૃથક્કરણશક્તિ સૂચવે છે. જ્યારે એ ભાગ વધારે આગળ પડતો હોય છે ત્યારે હોઠનું મથાળું આકૃતિ ૧૪૫ માં બતાવ્યા મુજબ આગળ ધસતું દેખાય છે. અનેક વસ્તુઓની અંદર શું શું રહેલું છે તે શોધવાની કિંવા એક બનાવનું પૃથક્કરણ કરી તેનાં કારણો શોધી કાઢવાની શક્તિ તેનામાં હોય છે.

**નાકના ફોયણાની પરીક્ષા**—નાકના ફોયણા (નસકોરાની બહારની ચામડીનો ફુલેલો ભાગ)નો આગલો ભાગ [જુઓ આકૃતિ ૧૪૦ માં ઝ] જો નીચે પડતી લબાઇવાળો હોય તો તે શિક્ષણ આપવાની શક્તિ સૂચવે છે, અને જો તેની પાછળનો ભાગ [જુઓ આકૃતિ ૧૪૦ માં ટ] નીચે જતી લબાઇવાળો હોય તો તે અનુકરણશક્તિનું સૂચન કરે છે.

**બેવડી કિનારીનું નાક**—કેટલાક નાકની બહારની લાંબી કિનારી બેવડી હોય છે, એટલે કે એ કિનારી જાણે કે બે ધારવાળી હોય એવી દેખાય છે અને નાક જાણે કે એ ભાગમાં વચ્ચેથી વહેંચાઇ ગયેલું હોય તેવું દેખાય છે. [જુઓ આકૃતિ ૧૪૬]. આવી કિનારીઓ જ્યારે સ્પષ્ટ દેખાતી હોય ત્યારે સમજવું કે એ માણસમાં વસ્તુઓની યોગ્યાયોગ્યતાની પરીક્ષા કરવાની શક્તિ સારી પેઠે છે. તેવા માણસો બીજાઓની તેમજ પોતાની વર્તણુકના અને ભાષણના કડક પરીક્ષક હોય છે.


[આકૃતિ ૧૪૬]

**નસકોરાંની પરીક્ષા**—કેટલાકનાં નાકનાં નસકોરાં પહોળાં હોય છે અને કેટલાકનાં સાંકડાં હોય છે. [જુઓ આકૃતિ ૧૪૭ અને ૧૪૮]. પહોળાં નસકોરાં 'ગુપ્તતા' સૂચવે છે. આકૃતિ ૧૪૯ માં ક–ખ એ નસ-



[ આકૃતિ ૧૪૭ ] [ ૧૪૮ ] [ ૧૪૯ ]

કોરાંની પહોળાઇનું એકંદર માપ છે. મુખ બંધ કરીને ફોયણાં ફુલાવવાથી જેટલી પહોળાઇ થાય તેટલી પહોળાઇ એ સાચું માપ સમજવું. હબસી લોકો, ચીનાઓ અને યાહુદીઓનાં નસકોરા કુદરતી રીતે બહુ પહોળાં હોય છે કારણકે તેઓ વાતો છુપાવવામાં કુશળ હોય છે. વધારે પહોળાઇ ઉપરથી તેની લુચ્ચાઇ, બેધારી વર્તણુક અને સત્ય છુપાવવાની ટેવ સૂચિત થાય છે. કુશળ વેપારી અને સટોરીયાઓનાં નાક પણ બહુધા પહોળાં નસકોરાંવાળાં હોય છે. ગુપ્તતાથી ઉપર જતાં નાકની જે પહોળાઇ આવે છે તે ઉપરથી વિશ્વાસુપણું સૂચિત થાય છે. [જુઓ આકૃતિ ૧૪૯ માં ગ] જેઓનાં નાકની એ ભાગમાં પહોળાઇ વિશેષ હોય છે તેઓ ગુપ્તતાના સંરક્ષક હોવા છતાં વિશ્વાસુ પણ હોય છે. તેઓ ગુપ્તતા જાળવી શકે છે, પરન્તુ જો તેઓ ખુલ્લા દિલથી વાત કરે છે તો તેઓ પુરા વિશ્વાસથી વાત કરે છે. નાકના ફોયણા ઉપરની નાકની જાડાઈ ઉપરથી લોભવૃત્તિ અથવા વધુ લાભ મેળવવાની આકાંક્ષા સૂચિત થાય છે. [ જુઓ આકૃતિ ૧૪૦ માં ઠ ]. યાહુદીઓનાં નાક એ પ્રકારનાં હોય છે. તેથી ઉપર જતાં [ જુઓ આકૃતિ ૧૪૦ માં ડ ] કરકસરવૃત્તિનું સ્થાન આવે છે, જે તે ભાગની જાડાઇ ઉપરથી માલૂમ પડે છે. યાહુદીઓ, ફ્રેંચો અને જર્મનોમાં એ ભાગ ખીલેલો હોય છે; અંગ્રેજોમાં ખીલેલો હોતો નથી કરકસરની વૃત્તિનું સૂચન સારી પેઠે તો બે ભાગમાં વહેંચાએલી દાઢી ઉપરથી થાય છે.

**નાકની સામાન્ય પરીક્ષા**—નાકની પહોળાઇ [ આકૃતિ ૧૪૯માં ક–ખ ] નાકની લંબાઇ કરતાં ⅔ હોય એ સુપ્રમાણવાળું નાક કહેવાય. જો નાક એ પ્રમાણ કરતાં ઓછું પહોળું હોય તો શક્તિની ન્યૂનતા

કિંવા કરકસર અને વિચારશીલતા જેવા ગુણોની ન્યૂનતા સમજવી, અને વધારે પહોળું હોય તો વિશેષ સ્વાર્થવૃત્તિ સમજવી. હબસીઓ અને ચીનાઓનાં નાક પ્રમાણ કરતાં વધારે પહોળાં હોય છે. નાકની અણી લાલ કે આસમાની હોય તો તેવા માણસનાં આંતરડાં કે ફેફસાં રોગિષ્ટ જાણવાં. જ્યારે નાકની લંબાઇ પહોળાઇ પ્રમાણસર હોય અને સાવધાનતા તથા કુતુહલપ્રિયતાના ભાગો પણ પ્રમાણસર હોય ત્યારે એ નાક વિચારશીલ મનુષ્યનું લેખાય છે. એક વાત એ ધ્યાનમાં રાખવી કે અમે તેવું મજબૂતીવાળું નાક હોય પણ જો દાઢી–હડપચી તેટલી મજબૂતી ન બતાવતી હોય તો તે એકંદરે તે માણસને મજબૂત જાણવો નહિ. નાક રોમન આકૃતિનું હોય પણ દાઢી પ્રમાણસર લાંબી ન હોય તો એ માણસમાં રોમન નાકની મજબૂતીનો ગુણ જણાઇ આવે નહિ.

## પરિચ્છેદ ૪ થો.

### મોહું અને ઓઠ.

**મોહું અને ઓઠની સામાન્ય પરીક્ષા**—જેના ઓઠ સામાન્ય રીતે દૃઢ રીતે બંધ થતા હોય, તેની વર્તણુક દૃઢ હોય છે; નબળા ઓઠવાળાની વર્તણુક નબળી અને ચલ–વિચલ હોય છે. સારી આકૃતિવાળા, મોટા અને સુપ્રમાણયુક્ત ઓઠ હોય અને બેઉ ઓઠ વચ્ચેની લીટી સર્પાકૃતિની હોય તો તે માણસ આનંદી અને સદ્ગુણી હોય છે. ઓઠ વિનાનું મ્હોં કે જેને ઓઠને બદલે માત્ર એક લીટી જેવી આકૃતિ હોય છે, તે ધીમાશ, ઉદ્યોગીપણું, સુવ્યવસ્થા માટેનો પ્રેમ અને ધનકામ પ્રત્યેની રૂચિ બતાવે છે, અને જો એ લીટી બેઉ છેડે ઉપર જતી હોય તો તે પ્રેમ, ઢોંગ, દ્વેષ અને મિથ્યાભિમાન દર્શાવે છે. બહુ ભારે–જાડા ઓઠ વિષયાસક્તિ બતાવે છે. સારી પેઠે બીડાતા અને ઘાટીલા ઓઠ દૃઢતા, વિચારશીલતા અને ન્યાયબુદ્ધિ દર્શાવે છે. ઉપરનો ઓઠ નીચેના ઓઠની ઉપર ઝુલતો અને મધ્યમ આકૃતિનો હોય તો તે ભલાપણું સૂચવે છે. નીચેનો ઓઠ ઉપલા કરતાં વધારે લાંબો હોય એવા માણસો પણ કેટલીક વાર ભલા માલૂમ પડે છે પરન્તુ તેમનું ભલાપણું મર્યાદિત હોય છે. મિત્રો તરીકે તેવા માણસો પુરા યોગ્ય નીવડતા નથી. જેનું મ્હોં સામાન્ય રીતે ખુલ્લું રહેતું હોય તે માણસમાં હમેશાં ફરી-

યાદ કરવાની અને મુશ્કેલીઓ સહન કરવાની વૃત્તિ રહ્યા કરે છે. નાના મોઢા કરતાં મોટા મોઢામાં ચારિત્ર્યશીલતા વિશેષ હોય છે. મ્હોં ઉપરથી માનસ શક્તિ સૂચિત થતી નથી પરન્તુ મનની તે સમયની પરિસ્થિતિનું સૂચન થાય છે. મ્હોંને બાજુએથી જોતાં તે એટલું પહોળું જણાય કે જેથી આંખના ઉપરના પોપચાથી મ્હોંના બાજુના છેડાસુધીની લંબાઈ એ મ્હોંની પહોળાઈથી બમણી થાય તો જાણવું કે એ માણસ મૂર્ખ છે. [જુઓ આકૃતિ ૧૫૦]. એ રીતે લીટી દોરતાં ખૂણો જેમ વધારે પહોળો થાય તેમ તેની બુદ્ધિશક્તિ વધારે મંદ છે એમ જાણવું. [ જુઓ આકૃતિ ૧૫૦ ]. મ્હોં બંધ કર્યા પછી મ્હોંની બેઉ ઓઠ વચ્ચેની લીટીથી નસકોરાના પડદાસુધીનું અંતર જો એ લીટીથી દાઢીના છેડાસુધીના અંતરની બરાબર થાય તો પણ એ માણસને મૂર્ખ સમજવો. [આકૃતિ ૧૫૧]. મોટા ઓઠ સ્વાદવૃત્તિ અને રૂચિની વિશેષતાનું પણ સૂચન કરે છે. સાંકડા ઓઠ એ વૃત્તિની ન્યૂનતા સૂચવે છે. બાહ્યાકૃતિએ સુંદર અને સુઘટિત રેખાઓવાળા ઓઠ એ વૃત્તિની સુકોમળતા દર્શાવે છે. ઓઠ હાલવા ચાલવા લાગે ત્યારે સમજવું કે તેનામાં કાંઇ મનોવિકાર છે. આત્મસંયમથી માણસ મ્હોં બંધ કરે છે અને ઓઠને પાછા ખેંચે છે, જ્યારે કાંઇ માનસિક આવેશ હોય ત્યારે માણસ મ્હોં ખોલે છે અને ઓઠને બહાર ફેલાવે છે. માનસિક આવેશ વખતે પણ જો માણસ મ્હોંને બંધ કરીને ઓઠને સંકુચિત રાખે ત્યારે જાણવું કે તે પોતાના આવેશને સંયમ રાખવા શક્તિમાન છે.


[આકૃતિ ૧૫૦] [૧૫૧].

**સરખા અને અણસરખા ઓઠ**—ઉપરના અને નીચેના ઓઠ વચ્ચે અણસરખાપણું હોય તો તે દર્શાવે છે કે તે માણસના પ્રેમના તત્ત્વો વચ્ચે વિષમતા છે. [ જુઓ આકૃતિ ૧૫૨ ]. ઉપરનો ઓઠ પ્રેમની શાન્તતા અને નીચેનો ઓઠ પ્રેમની ચપળતા દર્શાવે છે. જો બેઉ ઓઠ સરખા હોય તો તેના પ્રેમનાં બેઉ તત્ત્વો વચ્ચે સમતા સમજવી. જુઓ. આકૃતિ ૧૫૩ ]. સુપ્રમાણવાળા ઓઠ


[૧૫૨] [૧૫૩] [૧૫૪]

પ્રેમની ઉષ્ણતા પણ સૂચવે છે, તેથી ઉલટું પાતળા ઓઠ પ્રેમની શાન્તતા સૂચવે છે. [ જુઓ આકૃતિ ૧૫૪ ].

**ખુલ્લા અને બીડાએલા ઓઠ**—મોટા અને જાડા ઓઠ ખોરાકની રૂચિ અને ક્ષુધાતુરતા સૂચવે છે. સ્વાદ પારખવાની અને ખોરાકની પરીક્ષા કરવાની શક્તિ એવા માણસમાં વિશેષ હોય છે. હબસીના ઓઠ મોટા અને ખરબચડા હોય છે તો તેનામાં ક્ષુધાતુરતા વિશેષ હોય છે. આકૃતિ ૧૫૫ મી દર્શાવે છે કે એ માણસ ખાઉધરો છે, તેમજ તેનામાં સંયમ શક્તિની ખામી છે એવો માણસ વિષયી પણ વિશેષ હોય છે. તેથી ઉલટા ગુણો આકૃતિ


[આકૃતિ ૧૫૫].

૧૫૪ માં છે કે જે બીડાએલા ઓઠની છે. મોટા ઓઠવાળી સ્ત્રી અને બીડાએલા ઓઠવાળા પુરૂષનું લગ્ન કિંવા બીડાએલા ઓઠવાળી સ્ત્રીનું અને મોટા ઓઠવાળા પુરૂષનું લગ્ન પ્રેમદૃષ્ટિએ કિંવા સંસારસુખની દૃષ્ટિએ સફળ થતું નથી. તેવાં સ્ત્રીપુરૂષો પોતાની વિષમ વૃત્તિઓને લીધે એક બીજાને સંતોષ આપી શકતાં નથી.

**ઓઠની ઉપરની કરચલી**—ઓઠના લાલ ભાગ ઉપરની કરચલી મિત્રતાનું દર્શન કરાવે છે [જુઓ આકૃતિ ૧૫૬ માં, ક ], જ્યારે એ કરચલીઓની રેખાઓ એક બીજીને મળી જાય છે, ત્યારે ઉંચા પ્રકારની મૈત્રી જાણવી અને જ્યારે સીધી રેખાઓ એક બીજીને મળ્યા વિનાની હોય ત્યારે એ વૃત્તિ ઓછી જાણવી, પરન્તુ તેની બીલકુલ ખાત્રી સમજવી નહિ. આપત્તિના



[આકૃતિ ૧૫૬]



[૧૫૭.]

કાળમાં એવો માણસ સાચો મદદગાર બને છે. કરચલી વિના તદ્દન લીસા ઓઠવાળો માણસ પ્રેમાળ હોય, પરન્તુ તેના પ્રેમ ઉપર સંપૂર્ણ વિશ્વાસ રહી શકે નહિ. ઓઠના ખૂણા પર ગાલના પ્રદેશમાં બે કરચલી જેવી રેખા પડે તે આતિથ્યવૃત્તિ સૂચવે છે. [જુઓ આકૃતિ ૧૫૬ માં ખ]. સુંવાળા ગાલ ઉપર રેખાઓ ઓછી દેખાય છે અને ખાસ કરીને તે માણસ જ્યારે સ્મિત કરે છે ત્યારે તે દેખાય છે. સામા માણસનો સત્કાર કરવાનું સૂચન કરતી એ રેખાઓ છે. ખ્યાતિ મેળવવાનો પ્રેમ કેવળ ઉપલા ઓઠ ઉપરની આછી કરચલીઓથી સમજાય છે. એ કરચલી જો બહુ ગાઢી હોય તો માણસ સારા કે ખરાબ કોઇ પણ માર્ગે ખ્યાતિ

મેળવવા ચાહે છે એમ જાણવું. આવા માણસોમાં બીજાને હલકા પાડીને પોતાને માટે ખ્યાતિ મેળવવાની લાગણી હોય છે અને તે વખતે એ ખ્યાતિ-પ્રેમ ઇર્ષ્યાનાં રૂપમાં ફેરવાઇ જાય છે. જ્યારે માણસ બીજા માણસની ખ્યાતિની ઇર્ષ્યા કરે છે અને એ ખ્યાતિ પોતાના ગુણથી નહિ પણ ગેરવાજબી રીતે મેળવેલી હોય છે, ત્યારે તે ઇર્ષ્યા વાજબી હોવાથી દુર્ગુણરૂપ મનાતી નથી. પરન્તુ જ્યારે ઈર્ષ્યામાંથી તિરસ્કાર જન્મે છે અને એ સામા મનુષ્યમાં ગુણો હોય તે ગુણોની અવગણના કરીને આગળ વધે છે, ત્યારે નીચેનો ઓઠ કરચલી વિનાનો અને સૂજેલા જેવો બને છે. [જુઓ આકૃતિ ૧૫૭ માં અ]. ખાસ કરીને ઓઠનો મધ્ય ભાગ બહુ ચડેલો દેખાય ત્યારે જાણવું કે તેનો તિરસ્કાર અપરિમિત છે. એ ઉપરાંત દાઢીની માંસપેશીઓ ઉપર ધસી જતી જણાય તોપણ એ પ્રકારનો અત્યંત તિરસ્કાર સમજવો. [જુઓ આકૃતિ ૧૫૭ માં બ]. ઘણી વાર બીજી રીતે કશા પણ દોષ વિનાનું મ્હોં તેની ઉપર સૂચિત થતા તિરસ્કારથી બેડોળ બનેલું દેખાય છે અને તેવા માણસનું વર્તન પણ બગડતું જાય છે.

**ઓઠની ઉપરનો ભાગ**—ઉપલા ઓઠની ઉપર બરાબર વચ્ચેના ભાગની માંસપેશી ઉપસેલી હોય તો તે સ્વમાન વૃત્તિ સમજવી. એવા માણસમાં ગર્વ, દૃઢ નિશ્ચય, સ્વાશ્રયવૃત્તિ અને તાત્કાલિક નિર્ણય કરવાનો ગુણ હોય છે. [જુઓ આકૃતિ ૧૫૮]. એવો માણસ અહંકારી કે મિથ્યાભિમાની હોય છે એમ માની લેવું નહિ; એનો આધાર તેની બીજી વૃત્તિઓની ખીલવણી ઉપર પણ રહે છે. તેથી ઉલટું જેની એ ભાગની માંસપેશી બેઠેલી હોય તે માણસમાં પરાયા પાસે સત્કારાવાની અને પૂરતો સત્કાર કરવાની વૃત્તિ હોય છે. [જુઓ આકૃતિ ૧૫૯]. આ એક સદ્ગુણ છે. બીજાનું કથન સ્વીકારવાની કે પોતાનું કથન સ્વીકારાવવાની વૃત્તિ જો મનુષ્યમાં ન હોય તો દુનિયામાં મનુષ્યો એક બીજાની સાથે મળીને ચાલી શકે જ નહિ; એટલે એ ગુણ દુનિયાદારીમાં અગત્યનો છે, અને સ્વમાનવૃત્તિવાળા મનુષ્ય કરતાં આ વૃત્તિવાળાં મનુષ્યો જગતમાં ઘણા છે એટલું વધારે સારૂં છે.


[આકૃતિ ૧૫૮] [૧૫૯]

**મ્હોં બાજુની કરચલીઓ અથવા શેરડા**—મ્હોંના બેઉ છેડે જે કરચલીઓ પડે છે તે સરલતા દર્શાવે છે. [જુઓ આકૃતિ ૧૬૦].



એ કરચલીઓ અથવા શેરડા મ્હોંને ખૂણે ઉપર જતા—નાકની બાજુએ જતા હોવા જોઇએ. નાનાં બાળકો કે જે સરલ સ્વભાવનાં હોય છે તેઓને એવા શેરડા પડે છે. આકૃતિ ૧૬૧ માં દર્શાવ્યા મુજબ મ્હોંના ખૂણાથી જરા દૂર ગાલના પ્રદે-

[આકૃતિ ૧૬૦ ] [૧૬૧]

શમાં જે કરચલીઓ પડે છે અને જે નાકનાં ફેયણાંથી ત્રાંસી નીચે મ્હોંની બાજુએ ઉતરે છે તે ફેફસાંની શક્તિ અને આનંદની એ ભોગવૃત્તિનું સૂચન કરે છે. હસતી વખતે આ કરચલીઓ સ્પષ્ટ થાય છે એ ઉપરથી જ આનંદોપભોગવૃત્તિ સમજી શકાય છે.

જડબાં—જે માણસનું ઉપરનું જડબું નીચેના જડબા કરતાં સ્હેજ લાંબું હોય તે માણસમાં વિનાશક શક્તિ બહુ હોય અને તે માંસાહારનો શોખીન હોય. તેથી ઉલટું જેનું નીચેનું જડબું લાંબું હોય તેનામાં વિનાશક શક્તિ બહુ થોડી હોય. રક્તપાત કરવાની વૃત્તિ તેનામાં ન હોય અને વનસ્પત્યાહાર પ્રત્યેની તેની રૂચિ હોય. જે માણસનાં જડબાંમાં દાંતમાંની રાક્ષસીઓ (દાંત અને વચલા દાંતની વચ્ચે ઉપર–નીચેનાં જડબાંમાં માણસને ચાર રાક્ષસીઓ હોય છે કે જે કોઈ પણ વસ્તુને જોરથી કાપવા માટે ઉપયોગમાં લેવાય છે) પ્રમાણથી વધારે લાંબી હોય તે માણસ ઘાતકી હોય અને તેનામાં વધારે વિનાશક વૃત્તિ હોય. કેટલાક માણસની નીચેની રાક્ષસીઓ બીજા દાંત કરતાં સહેજ ઉંચી હોય છે; એવો માણસ બીજા ઉપર સત્તા જમાવવાનો શોખીન હોય છે, અને એ શોખ તે ધીરે ધીરે પ્રગતિ કરીને પૂરો પાડે છે–સાહસથી પોતાનું કાર્ય કરતો નથી.

---

## પરિચ્છેદ ૫ મો.

---

## આંખ, પોપચાં અને ભ્રમર.

આંખ એ આત્માનું દ્વાર છે—મનસ્ અથવા આત્માનો ગુણ, શક્તિ અને ગ્રાહકતા દર્શાવવા માટે વદનના બીજા કોઇ પણ અવયવ કરતાં આંખ એ વધારે મહત્ત્વનું અવયવ છે. બીજાં અવયવો મનુષ્યની અમુક ખીલેલી કે અણખીલેલી વૃત્તિ દર્શાવે ખરાં, પરન્તુ એ વૃત્તિ કેવા

બળથી કામ કરે છે, તે તો માત્ર આંખ ઉપરથી જ સમજી શકાય છે. એક માણસનું કપાળ સૂચવે છે કે તેનામાં બુદ્ધિમત્તા છે,' મુખ ઉપરથી જણાય કે તે સંસ્કારી છે અને નાક ઉપરથી તેની તીવ્ર વિચારશીલતા જણાય, પરન્તુ જો તેની આંખો મંદ હોય તો એ ગુણો નકામા છે—તેઓ કાર્યકારક નથી એમ સમજવું: એટલા જ માટે આંખને મુખલક્ષણ-શાસ્ત્રી 'આત્માના દ્વાર' રૂપ કહે છે. આંખ મંદ હોય, આછું તેજ હોય, તો જાણવું કે તેના મનસૂમાં પણ તેજ નથી, એટલે સૌથી પહેલાં મનુષ્યની આંખનું તેજ જોઇ તેની પરીક્ષા કરવી જોઇએ. આંખનું તેજ પણ જૂદા જૂદા પ્રકારનું હોય છે. એક જાતનું તેજ બુદ્ધિમત્તાનું હોય છે, બીજી જાતનું વિષયવિકારનું હોય છે, ત્રીજી જાતનું તેજ જ્ઞાનનું હોય છે, ચોથી જાતનું તેજ સુકોમળ વૃત્તિનું હોય છે: એ બધી જાતનાં તેજમાં ચમક હોય છે, પરન્તુ તે ચમક કાંઈ એકસરખી હોતી નથી.

**આંખ મનોભાવ છુપાવી શકતી નથી**—આંખની પરિભાષા જે માણસ સમજે છે તે માણસ કોઇની પણ આંખ ઉપરથી તેની બધી વૃત્તિઓને ઓળખી શકે છે. જ્યારે માણસ મ્હોંથી એક વાત બોલતો હોય અને તેની આંખ તેથી જૂદી જ વાત કહી રહી હોય ત્યારે જાણવું કે તે માણસ જૂઠું બોલે છે પણ તેનો સાચો મનોભાવ તો કહી આપે છે. ઘણી વાર એક માણસ મ્હોંથી ધમકી આપતો હોય, પરન્તુ તેની આંખમાં તો ભીરુતા દેખાઇ આવતી હોય છે! તેથી ઉલટું એક માણસ મીઠું બોલતો હોય પણ તેની આંખ ક્રૂર હોય તો જાણી લેવું કે તે આપણને ફસાવવા માગે છે, માટે એવા માણસથી ચેતીને ચાલવું જોઇએ. કેટલાક માણસો એવા ચતુર હોય છે કે પોતાની આંખની પરિભાષાને પણ છુપાવવા યત્ન કરે છે, પરન્તુ તેમ કરતાં તેઓ હરક્ષણે સાવધ રહી શકતા જ નથી, એટલે તેમનો ઉંડો મનોભાવ તત્કાળ સમજી લઇ શકાય છે. એક માણસનું કહેવું સૌ માને છે અને બીજા માણસનું કહેવું સૌ માનતા નથી તેનું કારણ એ છે કે એકની આંખમાં બીજાને વશ કરવાની શક્તિ છે અને બીજાની આંખમાં એ શક્તિ નથી. આ કાર્ય આંખનો અમુક પ્રકારનો અભિનય કરે છે એમ સમજવું નહિ, પણ તેની પાછળ રહેલી શક્તિ એ કાર્ય કરે છે. એ શક્તિ જંગલી પશુઓને પણ વશ કરી શકે છે. ઇચ્છાશક્તિનો વિકાસ જેમણે કર્યો હોય છે તેમની તે શક્તિ આંખો દ્વારા પ્રકટી નીકળ્યા વિના રહેતી નથી.

**મોટી આંખ અને નાની આંખ**—કોઇની આંખ ઉપર દૃષ્ટિપાત

કરતાં સૌથી પહેલાં તેની આંખનું કદ આપણા લક્ષમાં આવે છે. આંખનું કદ મોટું હોય તે માણસનું મગજ હંમેશાં ચપળ હોય છે. તેના મગજમાં જે જે પ્રકારની શક્તિઓ ભરી હોય તે બધી શક્તિઓમાં તે ચપળ હોય છે. નાની આંખો તેજસ્વી કે મારકણી હોય પણ નાની આંખોમાં સ્વાભાવિક રીતે મંદતા હોય છે. તેની ભાષા કે સમજશક્તિમાં ચપળતા હોતી નથી. મોટી આંખવાળા માણસો ચપળતાથી વિચાર કરી શકે છે અને બોલી પણ શકે છે, જ્યારે નાની આંખવાળાઓ ધીમા અને ગણત્રીબાજ હોય છે. નાની આંખ અને મોટી આંખ એ આંખનો આખો ડોળો નાનો છે કે મોટો તે ઉપરથી જાણવું.

**બહાર નીકળતી અને ઉંડી આંખ**—ભાષા અથવા વક્તૃત્વની શક્તિ આંખની નીચે આવેલી છે.* મસ્તકના ૪૩ ભાગોમાંની એ શક્તિ ૩૯ મા નંબરની છે. [ જુઓ આકૃતિ ૧૫૦ ]. આ શક્તિ જેની ખીલેલી હોય છે તેની આંખ નીચે પડતી અને બહાર નીકળતી હોય છે; અને જેની એ શક્તિ ઓછી હોય છે તેની આંખ ઉંડી હોય છે. જેની આંખ ભરાવદાર હોય છે તેની વક્તૃત્વશક્તિ અથવા વિચાર દર્શાવવાની શક્તિ વિશેષ હોય છે. આ ખીલેલી શક્તિવાળા માણસો હાજરજવાબી, મોટા વક્તાઓ અને લેખકો હોય છે. તેમના વક્તૃત્વમાં બહુ ડહાપણ હોય છે એમ માની લેવાનું નથી. ડહાપણ એ આ શક્તિનું કામ નથી. ડહાપણ વિનાના માણસો બોલકા હોય છે, તેમનો આ ભાગ ખીલેલો હોય છે, બહાર ધસી આવતી આંખવાળા માણસો બોલવામાં બહાદુર હોવ છે એટલું જ તે ઉપરથી સમજવાનું છે. બહાર પડતી આંખવાળાં બાળકો જલ્દીથી બોલતાં શીખે છે.

**પહોળી અને લાંબી આંખ**—તદ્દન ગોળ કરતાં બદામાકૃતિની આંખો વધારે સુંદર લેખાય છે, પણ એવી આખોમાંએ બે પ્રકાર છે. એક પ્રકાર પહોળી આંખનો અને બીજો પ્રકાર લાંબી આંખનો છે. જેની આંખોનાં પોપચાં ઉઘડવાથી આંખ વધારે પહોળી ઉઘડે છે [ જુઓ આકૃતિ ૧૬૨ ] તે આંખ જોએલી વસ્તુની છાપ


[આકૃતિ ૧૬૨]


[૧૬૩]

*જુઓ 'સચિત્ર ત્રિકાળજ્ઞાનદર્પણ'-ગ્રંથ પહેલો, ખંડ ૩ જો-પરિચ્છેદ ૩ જો.

ગ્રહણ કરવાને વિશેષ શક્તિમાન તથા ચંચળ હોય છે, પરન્તુ જે છાપ તેના ઉપર પડે છે તે અદ્દઢ–અચોકસ અને ઉપલક હોય છે. તેવી આંખવાળા માણસમાં ઉંડી વિચારશક્તિની ખામી હોય છે. તેથી ઉલટું જેની આખ લાંબી હોય છે–પોપચાં ઉઘડતાં આંખ લાંબી બદામાકૃતિની પેઠે ઉઘડે છે તેના ઉપર વસ્તુની છાપ પહોળી આંખના જેટલી ત્વરાથી પડતી નથી, પરન્તુ તે ઉપર જે વિલંબિત છાપ પડે છે તેની અસર તેના ઉપર ઉંડી થાય છે, તેની આંતર્દષ્ટિ વિશેષ હોય છે અને તેના ઉપર પડેલી છાપ વધારે દ્દઢ તથા કાયમી હોય છે. [ જુઓ આકૃતિ ૧૬૩ ]. ગોળ આંખવાળા માણસો જુએ છે ઘણું પણ વિચારે છે થોડું. લાંબી અને સાંકડી આંખવાળા માણસો જુએ છે થોડું પણ વિચારે છે વિશેષ, અને તેમને લાગણી પણ વિશેષ થાય છે. બાળકોની આંખો સ્વાભાવિક રીતે જ ગોળ હોય છે જે વખતે તેઓ જેટલું જોવાનું કામ કરે છે, તેટલું વિચારવાનું કરતાં નથી, પણ જેમ જેમ તે મોટાં થતાં જાય છે અને વિચારશીલ બનતાં જાય છે તેમ તેમ તેમની આંખો લાંબી અને સાંકડી થતી જાય છે.

**પશ્ચાત્તાપ, પ્રાર્થના અને નમ્રતા દર્શાવનારી આંખો**—મનુષ્યને હાથે કાંઇ ખોટાં કામો થઈ ગયાં હોય, ત્યારપછી જ્યારે તેને વિચાર થવા લાગે છે ત્યારે તે પસ્તાય છે. માબાપ કે ધર્મગુરૂ જ્યારે તેને ઠપકો કે શિખામણ આપે છે ત્યારે તેની આંખમાં આ પશ્ચાત્તાપ દેખાઇ આવ્યા વિના રહેતો નથી. તે વખતે આંખનું ઉપલું પોપચું આંખની કીકી ઉપર વચમાંથી ઢળી પડે છે. એ ઉપરથી સમજાય છે


[ આકૃતિ ૧૬૪ ]


[ ૧૬૫ ]


[ ૧૬૬ ]

કે તેને પોતાનો દોષ સુઝે છે અથવા પસ્તાવો થાય છે [ જુઓ આકૃતિ ૧૬૪ ]. સાધુઓ, સુધરેલા જુગારીઓ અને સુધરેલા ઉડાઉ માણસોની આંખ આવી થઇ જાય છે. જ્યારે આંખની કીકી સીધી રીતે ઉપર ચડી જતી દેખાય ત્યારે સમજવું કે તેનામાં પ્રભુને પ્રાર્થના કરવાની વૃત્તિ પ્રબળ છે [ જુઓ આકૃતિ ૧૬૫ ] તેથી ઉલટું જ્યારે નમ્રતા આંખમાં હોય છે ત્યારે આંખની કીકી નીચી ઢળી જાય છે અને

નીચેનાં પોપચાંથી સહેજ દબાય છે. [જુઓ આકૃતિ ૧૬૬]. પશ્ચાતાપ, પ્રાર્થના અને નમ્રતાને પરસ્પર સંબંધ રહેલો હોવાથી પોપચાંથી આંખ દબાવાના વધુ ઓછા પ્રમાણ ઉપરથી જ એ વૃત્તિઓ સમજાય આવે છે.

**સત્યપ્રિયતા અને ન્યાયી વૃત્તિ દર્શાવનારી આંખો**—સત્ય ઉપરનો પ્રેમ અને ન્યાયી વૃત્તિ આંખોની આસપાસની કરચલીઓ ઉપરથી સમજાય આવે છે. આંખની ભ્રમરોની વચ્ચે જે સીધી ઊભી કરચલીઓ દેખાય છે તે ન્યાયવૃત્તિને દર્શાવે છે. આંખની નીચેનો ભરાવદાર ભાગ અને તે ઉપરની કરચલીઓ બધી ગણત્રી કરીને જ વર્તવાની વૃત્તિ સૂચવે છે. આંખોના બહારના ખૂણા ઉપરથી ભમર તરફ કરચલીઓ ઉપર જતી દેખાય તો જાણવું કે એ માણસ સત્યપ્રેમી છે. જેને આ નિશાની વિશેષ ખીલેલી હોય તે માણસ પોતાનું વચન કદાપિ તોડતો નથી અને પોતે વચન આપ્યા મુજબ વર્તે છે. આંખોના એ જ ખૂણાપરથી કરચલીઓ આંખોની નીચેની બાજુએ ઢળતી દેખાય તો જાણવું કે એ માણસ આનંદી છે. આ ત્રણે નિશાનીઓ એકંદર રીતે ન્યાયવૃત્તિ અને સત્યપ્રિયતાને જ સૂચવે છે.

**આંખને ગતિ આપનારી માંસપેશીઓ**—આંખનો ડોળો અને આંખનાં પોપચાંને ગતિ આપનારી કેટલીક માંસપેશીઓ આંખની રચનામાં રહેલી છે. એક માંસપેશી આંખનું ઉપરનું પોપચું ઉઘાડવામાં ઉપયોગી થાય છે; બીજી માંસપેશી આંખના ડોળાને ઉપર ખેંચી જવામાં ઉપયોગી થાય છે. ત્રીજી માંસપેશી ડોળાને નીચે ખેંચી લાવવાનું કામ કરે છે; ચોથી માંસપેશી આંખના ડોળાને નાકની દિશાએ આવેલા આંખના ખૂણા તરફ ખેંચી જાય છે અને પાંચમી માંસપેશી ડોળાને કાનની બાજુના આંખના ખૂણા તરફ ખેંચી જવાનું કાર્ય કરે છે. આ ઉપરાંત આંખમાં બીજી બે માંસપેશીઓ પણ છે, જેમાંની એક આંખના ડોળાને અંદર અને બહાર ખેંચવાનું અને બીજી આગળ અને પાછળ ખેંચવાનું કાર્ય કરે છે. આમાંની પહેલી જે પાંચ માંસપેશીઓ કહી તે માણસની ઈચ્છાને અનુસરીને કાર્ય કરે છે, પરન્તુ ઇચ્છાને અનુસરીને વારંવાર કાર્ય કરાવ્યા પછી એ માંસપેશીઓ અનિચ્છાએ પણ કાર્ય કરવાના સ્વભાવવાળી બની જાય છે. પ્રભુપ્રાર્થના કરતી વખતે આંખોને ઉંચી કરવી અને નમ્રતાને સમયે આંખોને નીચી ઢાળવી એ જોકે પહેલાં તો પ્રસંગવશાત્ અને ઇચ્છાને અનુસરીને આંખો કરે છે, પરન્તુ વખત જતાં આંખોને એવી ટેવ પડી જાય છે જેથી અનિચ્છાએ પણ

આંખો એ જ રીતે ગતિ કરે છે અને તે ઉપરથી મનુષ્યની ખાસીયતમાં કયું તત્ત્વ વિશેષ છે તેની પરીક્ષા કરી શકાય છે. પરન્તુ એ પાંચ ઉપરાંતની જે બીજી બે માંસપેશીઓ કહી તે તો હંમેશાં માણસની ઇચ્છાની પરવા કર્યા વિના જ કાર્ય કરવાના સ્વભાવવાળી હોય છે, અને ઉંઘ, ઘેન, મુગ્ધાવસ્થા, બેભાન કે અર્ધભાન અવસ્થા ઇત્યાદિમાં આંખોની ગતિને નિયમનમાં રાખે છે. જ્યારે કોઈ પણ કારણથી—દાખલા તરીકે આશ્ચર્યથી, આનંદના અતિરેકથી કે ભયથી—સીધી રીતે કામ કરતી બે માંસપેશીઓ અટકી જાય છે, ત્યારે આ આડી રીતે કામ કરતી બે માંસપેશીઓ આંખના ડોળા પર રાજ્ય કરે છે અને જેટલે અંશે લાગણીને વશ થઇને ઇચ્છા રહે છે, તેટલે અંશે એ લાગણીની છાપ આંખોદ્વારા પાડી બતાવે છે. એક દારૂ પીધેલો માણસ હોય તેની આંખોની ઇચ્છાનુસારી માંસપેશીઓ કામ કરતી બંધ થઈ જાય છે અને સ્વેચ્છાચારી માંસપેશીઓ રાજ્ય ચલાવે છે તેથી આંખોના ડોળા ત્રાંસા ઉંચે ચડતા જાય છે અને દારૂડીયાની કે કેફી માણસની આંખોને આપણે એ જ કારણથી સહેજે ઓળખી શકીએ છીએ. દારૂડીયાની આંખો દારૂ પીધો ન હોય તે વખતે પણ આવી ત્રાંસી અને ઉંચે ચડી જતી દેખાય છે તેનું કારણ એ જ છે કે તેની આંખોની સ્વેચ્છાચારી માંસપેશીઓ બળવાન થઇ ગઇ હોય છે અને ઇચ્છાનુસારી માંસપેશીઓ નિર્બળ બની ગઇ હોય છે એટલે આંખો ઇચ્છાનુસારી માંસપેશીઓના કબજામાં રહી શકતી નથી. દારૂડીયો માણસ પોતાની આંખને ઇચ્છાનુસારી માંસપેશીઓના કબજામાં રાખીને સભાન અવસ્થા બતાવવાનો યત્ન કરે છે, પરન્તુ એ માંસપેશીઓ ઉપર સ્વેચ્છાચારી માંસપેશીઓ બળવાન થઇ પડી હોય છે. આંખનાં પોપચાં વારેવારે બંધ થવા લાગે છે, કારણકે તેના ઉપર સ્વેચ્છાચારી માંસપેશીનું બળ હોય છે, પરન્તુ તે પોપચાંને ઉઘાડાં રાખવા જોરથી મથે છે કે જેથી પોતાની કેફી અવસ્થા બહાર જણાય નહિ. તેમ કરવાને તેને આંખની ભ્રમર ઉપર બળ વાપરવું પડે છે અને પોપચાંને બંધ થતું રોકાવુંપડે છે: એમ કરતાં તેનું મ્હોં એવું ત્રાંસું ને વિકૃત બની જાય છે કે તેની કેફી અવસ્થા સંપૂર્ણ રીતે પ્રકટ થઇ જાય છે.

**આડી અને ગુચ્છાદાર ભ્રમર**—આંખ ઉપરની ભ્રમરમાં પણ કેટલીક સૂચકતા રહેલી હોય છે. ભ્રમરનું બળ એ શારીરિક કિંવા માનસિક પ્રકૃતિનું બળ છે. ગાઢ વાળવાળી કિંવા ગુચ્છાદાર ભ્રમર એ


[આકૃતિ ૧૬૭].

સિક બળની તેજ અવસ્થા બતાવે છે. [જુઓ આકૃતિ ૧૬૭]. બારીક વાળવાળી અને નાજુક ભ્રમરો ચપળ માનસ શક્તિનો અને સુંદર વ્યવસ્થાપક શક્તિનો ગુણ દર્શાવે છે.

**ભ્રમરની વિધવિધ આકૃતિઓ**—ભ્રમર ઘણી જાતની જોવામાં આવે છે. કેટલીક ભ્રમરો બરાબર અર્ધવર્તુળાકારની હોય છે અને કેટલીક તદ્દન આછી રેખા જેવી હોય છે. કોઇ ઓછી યા વધુ ગાઢ હોય છે અને કેટલીકના વાળ જાડા કે બારીક હોય છે. કેટલીક ભ્રમરની કમાનો તદ્દન સીધી હોય છે ત્યારે કેટલીક તદ્દન બાજુ પડતી હોય છે અને ખાસ કરીને સ્ત્રીઓમાં એવી ભ્રમરો વધુ પ્રમાણમાં જોવામાં આવે છે. [જુઓ આકૃતિ ૧૬૮] આવી ભ્રમરવાળાં મનુષ્યની મનઃસ્થિતિ નાજુક હોય છે. આવી ભ્રમરોને કેટલીક વાર બહારને છેડે ખૂણો પડતો હોય છે અને તેવા માણસની મનઃસ્થિતિ જોરદાર હોય છે તેમજ વધારે ગંભીર સ્વભાવનો માણસ તે દેખાય છે. સીધી ભ્રમરો બે સીધી રેખાઓના જેવી આંખ ઉપર હોય છે, જ્યારે કેટલીક વાર તે આંખના કાન તરફને છેડે જરા વળતી માલુમ પડે છે. કોઇ વાર કપાળની નીચે સીધી વાળવાળી લાંબી રેખાની જ ભ્રમરો બનેલી જોવામાં આવે છે. [ જુઓ આકૃતિ ૧૬૯ ]. એવી લાંબી સીધી ભ્રમરો ગુચ્છાદાર, ગાઢી અને કાળી હોય તે માણસ દૃઢાગ્રહી, સ્વમાની અને કરડો માલુમ પડે છે. ઘણે ભાગે પુરૂષોને જ આવી ભ્રમરો હોય છે. નીચી અને આગળ પડતી ભ્રમરો તીવ્ર દર્શનશક્તિ અને પૃથક્કરણશક્તિનું સૂચન કરે છે. જ્યારે કોઇ વસ્તુ જોવાની હોય ત્યારે આવી ભ્રમરવાળો માણસ પોતાની ભ્રમરોને નીચી નમાવે છે અને તે વસ્તુ ઉપર બરાબર પોતાની દૃષ્ટિને સ્થાપે છે. આથી આવી આકૃતિની ભ્રમર ન્યાયશક્તિ અને વિચારશ-



[આકૃતિ ૧૬૮] [૧૬૯.]



[ આકૃતિ ૧૭૦ ] [ ૧૭૧ ]

કૃતિનું સારી પેઠે સૂચન કરે છે. તેથી ઉલટું આંખથી બહુ ઉંચે આવેલી ભ્રમર દર્શનશક્તિ તથા વિચારશક્તિની ન્યૂનતા સૂચવે છે. [જુઓ આકૃતિ ૧૭૦]. આવી ભ્રમરવાળા માણસો ઉપલક જોનારા અને વિચારનારા હોય છે. ભ્રમરને નીચે નમાવવાની ટેવ સત્તાપ્રેમ સૂચવે છે. ભ્રમરને નમાવીને બારીકીથી જોવાની રીતથી ભ્રમરના વાળના છેડા કેટલીક વાર ઉંચા ચડી જતા દેખાય છે. જ્યારે જમણી ભ્રમરના વાળ એ રીતે ભ્રમરને અંદરના છેડાની બાજુએ ઉંચે ચડે છે [ જુઓ આકૃતિ ૧૬૭ ], ત્યારે આભારસૂચક વૃત્તિ સમજવી અને જ્યારે ડાબી ભ્રમરનો અંદરની બાજુનો છેડો ઉપર ચડે ત્યારે માનવૃત્તિ સમજવી. ડાબી ભ્રમરના બહારના છેડાના વાળ ઉપર ચડતા જણાય તો આસ્થા વૃત્તિ સમજવી અને જમણી ભ્રમરના બહારના છેડાના વાળ ઉપર ચડતા જણાય તો અમરતા પામવાની ઇચ્છા સમજવી. જો બહારના છેડાના વાળ નીચા નમતા જણાય તો આસ્થાની સાથે ઐહિક વાંચ્છના પણ સમજવી. જે ભ્રમર બરાબર કીકીની ઉપર કિંવા આંખના અંદરના ખૂણાની દિશાએ વાંકી વળેલી હોય તે ભ્રમર [ જુઓ આકૃતિ ૧૭૧ ] વૈર વાળવાની વૃત્તિ સૂચવે છે. આંખોની વચ્ચે-નાકના મૂળમાં જે આડી કરચલી ને રેખાઓ દેખાય છે તે સત્તાપ્રેમનું સૂચન કરે છે. શિક્ષકો, સેનાપતિઓ અને અમલદારોને એવી રેખાઓ હોય છે.

**પાંપણ અને પોપચાં**—આંખોના લાંબા, તીવ્ર અને સીધા ખૂણા ( જે ખૂણા ઉપર ચડતા કે નીચા નમતા ન હોય તેવા ) જાડી ચામડીનાં પોપચાં સાથે જો આંખની કીકીને બરાબર અર્ધ પ્રમાણમાં ઢાંકતાં હોય તો તે બુદ્ધિમત્તાનું લક્ષણ જાણવું. આંખનું ઉપરનું પોપચું અથવા આંખના ડોળા ઉપરની નીચેની ચામડી જેમ વધારે આગળ પડતાં જણાય અને તે કીકીને જેમ વધારે પ્રમાણમાં છાઇ રહેતાં જણાય, અને જેમ વધુ પ્રમાણમાં આંખના હાડકાની અંદર આંખ ઉઘડતી વખતે સમાઇ જાય, તેમ માણસનો જુસ્સો, સંસ્કાર, પ્રેમાળતા, સાત્વિકતા અને સુકોમળતા વધારે અગાઉ વધેલાં સમજવાં [ જુઓ આકૃતિ ૧૭૨ ]. જે આંખમાં કીકી આખી ખુલ્લી દેખાય અને તેની ઉપર તેમજ નીચે ડોળાનો ધોળો ભાગ દેખાય તે માણસની મનોવૃત્તિ કૃત્રિમ રીતે દબાયેલી, વિકારી, અચોક્કસ, અસ્વાભાવિક હોય. તેવો માણસ ભોળો અને ચલાયમાન બુદ્ધિનો હોય.


[આકૃતિ ૧૭૨]


[ ૧૭૩ ]


[ ૧૭૪ ]

[ જુઓ આકૃતિ ૧૭૩ ]. સ્થિર, બહુ પહોળી અને આમળ પડતી આંખો [ જુઓ આકૃતિ ૧૭૪ ] હોય અને ફીકકો ચહેરો હોય તેનામાં મંદતા, અદઢતા અને મૂર્ખતા હોય છતાં તે માણસ ડહાપણદાર હોવાનો ડોળ કરે, ઠંડા સ્વાભાવનો હોય છતાં પોતે ગરમ મિજાજનો હોવાનો ઢોંગ કરે. જેમની આંખોની ભ્રમરો આંખોની ઉપર દૂર હોય, ટુંકી અને ગાઢ હોય, કોઈ સ્થળે આછી હોય, બહુ લાંબી–પહોળી ન હોય, તેઓ ઘણે ભાગે સારી સ્મરણશક્તિવાળા, નમ્ર તથા માયાળુ સ્વભાવના અને બહુધા સારા વર્તનવાળા હોય છે. નબળી અને નાની ભ્રમરોવાળી આંખો હોય, આછા વાળ હોય અને લાંબાં વળેલાં પોપચાં હોય તો તે શરીરનો નબળો બાંધો અને માનસિક નિર્બળતા સૂચવે છે.

---

## પરિચ્છેદ ૬ ઠો.

---

### દાઢી અને હડપચી.

**દાઢી અને હડપચીનો મગજ સાથે સંબંધ**—મગજના પાછલા ભાગના હાડકાનો સંબંધ માણસના દાંત તથા જડબાની સાથે રહેલો છે તેથી મગજના એ ભાગમાં જે કાંઇ શક્તિઓનો નિવાસ છે તેની જ શક્તિઓનો નિવાસ દાઢી અને હડપચીમાં રહેલો છે. હડપચીનો મોખરાનો ભાગ–દાઢી એ પ્રેમની વિધવિધ સ્થિતિનું સૂચન કરે છે અને હડપચીનો બાજુનો ભાગ ઇચ્છાશક્તિનું સૂચન કરે છે; પરન્તુ એ બેઉ ભાગની પરીક્ષા કરવા માટે તેની ખીલવણી કેવે કેવે પ્રકારે થાય છે અને તેમાં કેવા કેવા ગુણો રહેલા હોય છે તે સમજવાની જરૂર છે. અમેરિકન ઇંડિયન, આફ્રિકન હબસી ઇત્યાદિ જાતિઓ કે જેઓમાં પ્રેમવૃત્તિને સ્થાને બહુ અંશે પશુવૃત્તિ હોય છે તેઓનાં મગજનો પાછલો ભાગ ખીલેલો હોતો નથી, તેવી જ રીતે તેમની હડપચીનો મોખરાનો ભાગ–દાઢીનો ભાગ પણ પાછળ પડતો હોય છે.

**દાઢીના જૂદા જૂદા પ્રકાર**—મુખસામુદ્રિકશાસ્ત્રીઓએ દાઢીના જૂદા જૂદા પાંચ પ્રકારો જણાવેલા છે. (૧) બહાર પડતી અણીદાર દાઢી, (૨) વચમાં ખોભણવાળી દાઢી, (૩) સાંકડી ચોરસ દાઢી, (૪) પહોળી ચોરસ દાઢી અને (૫) પહોળી ગોળ દાઢી. એ પાંચે પ્રકાર પ્રેમની પાંચ જૂદા જૂદા પ્રકારની સ્થિતિનું દર્શન કરાવે છે. બહાર પડતી અણી-

દાર દાઢી [ જુઓ આકૃતિ ૧૭૫ ] પોતાને અનુકૂળ આવી ગએલા મનુષ્ય પ્રત્યેનો સંપૂર્ણ પ્રેમ સૂચવે છે. આ વૃત્તિ પુરૂષો કરતાં સ્ત્રીઓમાં વિશેષ હોય છે. જો પુરૂષોને એવી દાઢી હોય છે તો તેમનો ચહેરો કાંઈક નિર્બળતાવાળો ભાસે છે. વચ્ચે ખાડાવાળી દાઢી [ જુઓ આકૃતિ ૧૭૬ ] અન્ય મનુષ્યથી ચહાવાની વૃત્તિ દર્શાવે



[ આકૃતિ ૧૭૫] [ ૧૭૬ ]

છે. એ પ્રકારની દાઢી પુરૂષોમાં વિશેષ હોય છે. સ્ત્રીઓને એવી દાઢી હોય તે ઇચ્છવા જેવી નથી કારણકે એવી સ્ત્રીઓ ઘણી વાર હલકી ચાલની નીવડે છે. એ દાઢીની અસર બીજાં લક્ષણોથી નાબૂદ થાય છે કે નહિ તે ખાસ જોવું. એવી દાઢીવાળા પુરૂષો સ્થળે સ્થળે પ્રેમસંબંધ બાંધતા ફરે છે. સાંકડી ચોરસ દાઢી [ જુઓ આકૃતિ ૧૭૭ ] ચાહવાની—પ્રેમ કરવાની ઇચ્છા દર્શાવે છે. આવી દાઢી જેને હોય તે પુરૂષ હોય તો સ્ત્રીને અને સ્ત્રી હોય તો



[ આકૃતિ ૧૭૭ ] [ ૧૭૮ ] [ ૧૭૯ ]

પુરૂષને ચાહવાની વૃત્તિ સૂચવે છે. આવી દાઢીવાળાં મનુષ્યો પ્રેમ કરતી વખતે જાતિ, કુળ કે પ્રતિષ્ઠાનો વિચાર કરતાં નથી. સ્ત્રીની દાઢી અણીદાર અને તે સાથે સાંકડી ચોરસ હોય તો એ સ્ત્રી મહાન શીલવતી હોય છે. પહોળી ચોરસ દાઢી [ જુઓ આકૃતિ ૧૭૮ ] વાળા મનુષ્યો ઉગ્રપ્રેમી હોય છે. સાંકડી ચોરસ દાઢી મોટે ભાગે સ્ત્રીઓને હોય છે ત્યારે પહોળી ચોરસ દાઢી મોટે ભાગે પુરૂષોને હોય છે. ઉગ્ર પ્રેમ હોય પણ તે સાથે બુદ્ધિબળ ન હોય તો મનુષ્યમાં પ્રેમઘેલછા આવી જાય છે અને કેટલીક વાર ખુલ્લું ગાંડપણ પણ આવી જાય છે. ગોળ દાઢી સંગીન, શાન્ત અને દૃઢ પ્રેમનું સૂચન કરે છે. [ જુઓ આકૃતિ ૧૭૯ ] આવાં સ્ત્રીપુરૂષોમાં દાંપત્યપ્રેમ નમૂનેદાર હોય છે અને તેમનો પ્રેમ અચળ રહે છે.

**હડપચીમાં રહેલી જૂદી જૂદી સૂચકતા**—દાઢીની અણી નીચે નમતી અને લાંબી હોય તો તે એકાગ્રતા સૂચવે છે. [ જુઓ આકૃતિ ૧૮૯ ]. આવી દાઢીવાળો માણસ પોતાના મગજમાં ધારેલા કોઇ કાર્યમાં પૂરેપૂરું મન પરોવી રહે છે અને તર્કવિતર્કને વચ્ચે આવવા

દેતો નથી; પરન્તુ ઘણે ભાગે તેનું મન સ્થૂળ બાબતો તરફ જ વધારે ખેંચાય છે. શારીર વિદ્યા, હાડવૈદક, સર્જરી, ગણિતવિદ્યા ઈત્યાદિમાં એવા માણસો કુશળ હોય. કોઈ પણ બનાવની સાથે સ્થૂળ કારણ જોડી દેવામાં તેઓ ચતુર હોય છે. એ સ્થાનની પાછળનો ભાગ ઉપસેલો હોય છે. તે માણસમાં સ્વેચ્છા સારી હોય છે. જો એવા માણસમાં બીજા સારા ગુણો ન હોય તો તે સ્વચ્છંદી અને દુર્ગુણી બને છે. પોતાની ઇચ્છા પ્રમાણે જ બધી યોજના કરવાને તે હમેશાં ઉત્સુક હોય છે. [ જુઓ આકૃતિ ૧૮૧ ]. આ માણસો સ્વાર્થી પણ હોય છે અને પોતાની ઇચ્છાને અત્યંત મહત્ત્વની લેખે છે. 'મારી મરજીમાં આવશે તેમ હું કરીશ' એ તેનું સૂત્ર હોય છે. નીચેના જડબાનો સ્વેચ્છાચારની સહેજ પાછળનો ભાગ ખીલેલો હોય-ઉપસેલો હોય તો તે 'ખંત'નો ગુણ સમજવો. [ જુઓ આકૃતિ ૧૮૨ ]. આ ભાગ



[ આકૃતિ ૧૮૦ ] [ ૧૮૧ ]

રાક્ષસીના દાંતની હેઠળ આવેલો હોય છે. આવો માણસ પોતે હાથમાં લીધેલા કાર્યને છેવટસુધી છોડતો નથી. તે મહત્ત્વાકાંક્ષી અને મહેનતુ પણ હોય છે. નીચેના જડબાનો તેથી સહેજ પાછળનો ભાગ આગળ પડતો હોય [ જુઓ આકૃતિ ૧૮૩ ] તો તે માણસ નિશ્ચયશક્તિવાળો હોય. એવો માણસ અતિ ઉત્સાહી હોય અને તેની ખંતની વૃત્તિ પણ ખીલેલી જ હોય. એવી નિશ્ચયશક્તિવાળા માણસમાં જો માનુષીયતાનો ગુણ ન હોય તો તે માણસ જુલ્મી અને દુરાગ્રહી નીવડે. જડબાંનો કાનની નીચેનો ભાગ સારી પેઠે ભરાવદાર હોય તો તે માણસમાં સત્તાનું અભિમાન હોય, પછી ભલે પોતાની સત્તા કેવળ નિર્જીવ હોય. અધિકાર બતાવવાનો તેને બહુ શોખ હોય.



[ આકૃતિ ૧૮૨ ] [ ૧૮૩ ]

**ગાલની પરીક્ષા**—હાઢીની નીચેથી ગાલ તરફ જો બેઉ બાજુએ કરચલીઓ જતી હોય તો તે નમ્રતાની નિશાની સમજવી. વૃદ્ધાવસ્થામાં મનુષ્યોને આવી કરચલી વધુ દેખાય છે કારણકે એ અવસ્થામાં મનુષ્ય

ઘણે ભાગે નમ્ર બનતાં શીખે છે. દાઢીની નીચેનો ભાગ જેને ભરાવદાર હોય છે તે માણસ કરકસર કરવાની ટેવવાળો હોય છે. બેંકરો, વેપારીઓ, વગેરેને ઘણે ભાગે એ ભાગ ભરાવદાર અને ઉપસેલો હોય છે. આંખની નીચેનું હાડકું જેને ઉપર ઉપસતું અને મોટું હોય તે સ્વસંરક્ષક વૃત્તિની નિશાની છે. જેનો આવો ભાગ બહાર પડતો વિશેષ હોય છે તેઓ પોતાનાં મકાનોની આસપાસ મોટી વાડ કે કોટ બંધાવવા બહુ ઇચ્છે છે. લશ્કરી માણસોમાં પણ આ હાડકું મોટું દેખાઇ આવે છે. ચીના લોકમાં એ હાડકું મોટું હોય છે, જેઓ પોતાના રક્ષણને અર્થે જૂના વિચારોને વળગી રહેવા માટે જાણીતા થએલા છે. ડચ લોકોમાં પણ તેવું જ હાડકું હોય છે. ચીના અને ડચ લોકોએ પોતાની ભૂમિના રક્ષણને અર્થે મોટી દીવાલો બાંધી છે એ જાણીતી વાત છે. [ જુઓ આકૃતિ ૧૮૪ માં ક ]. આંખના બહારના ખૂણા પાસે ગાલના હાડકાની પહોળાઇ અને ભરાઉપણુ [ જુઓ આકૃતિ ૧૮૪ માં ખ ] ઝુલવાની આનંદી વૃત્તિ દર્શાવે છે, એટલે કે એવો માણસ પવનથી ઝોલે ચડેલા સમુદ્રને જોઇને આનંદ પામે અથવા હીંચકામાં ઝુલવાનું હોય તો ખુશ થાય. એ જ રીતે તેની ચાલ પણ ઝુલતી અને હાથણી જેવી હોય. એવા માણસને નૃત્ય કરવાનું બહુ મન થાય. આંખની નીચે આ આકૃતિમાં ગ છે ત્યાં જો ગાલનું હાડકું બહાર પડતું ઉપસેલું હોય તો તે નિશાની સાવધાનવૃત્તિની સૂચક સમજવી. મોટા સરદારો અને દરિયાઇ



[ આકૃતિ ૧૮૪ ]

કપ્તાનો વગેરેમાં આ નિશાની દેખાઇ આવે છે. નેપોલીયનમાં આ નિશાની ખાસ ધ્યાન ખેંચનારી હતી. આવા માણસોને ઉંઘ ઓછી હોય છે અને થોડી ઉંઘે પણ તેઓ પૂરો આરામ મેળવી શકે છે. આકૃતિમાં ઘ છે તે સ્થળનું હાડકું જો ઉપસેલું હોય તો તે આરામપ્રિયતાની વૃત્તિ દર્શાવે છે, અને ચ છે તે સ્થળનું હાડકું ઉપસેલું હોય તો તે માણસ આરામ અને શાન્તિનો બહુ જિજ્ઞાસુ હોય છે. એવા માણસમાં જો સાવધાનતાનો ગુણ ન હોય તો તેને આળસુ સમજવો.

## પરિચ્છેદ ૭ મો.

---

## કાનની પરીક્ષા.

આંખ અને કાનનો ઉપયોગ—મગજમાં કાંઇ વાત દાખલ કરવા માટે જેવી રીતે આંખ ઉપયોગની છે, તેવી જ રીતે કાન પણ ઉપયોગનો છે. આંખો એ મોખરાનાં દ્વાર છે અને કાનો બાજુના દ્વાર છે. આંખ આપણી સમક્ષ જે કાંઇ બને છે તે મગજને પહોંચાડે છે અને કાન જે કાંઇ બાજુએ બને છે તે મગજને પહોંચાડે છે કાન જેમ મોટા તેમ તે સાંભળવા માટે વધારે સારા છે કાનની લંબાઇ નાકની લંબાઇ જેટલી હોય તે સારી.

લાંબા, મોટા અને નાજુક કાન—મોટા કાન વેતરૂં કરવાની ટેવ અને શક્તિનું સૂચન કરે છે. લાંબા કાન મન તથા શરીરની દૃઢતા દર્શાવે છે. નાના કાન નાજુકાઇ દર્શાવે છે. કાનની અંદરનો ખાંચો મોટો હોય તો તે અવાજની શક્તિ બતાવે છે. બહાર પડતા પહોળા કાન બોલવાની શક્તિ દર્શાવે છે. માથાની અડોઅડ આવેલા કાન ઓછાબોલાપણું સૂચવે છે. મથાળે કાન મોટા હોય તે મહત્વકાંક્ષા



લાંબા કાન [આકૃતિ ૧૮૫] મોટા કાન [૧૮૬] નાજુક કાન [૧૮૭]

દર્શાવે છે, નીચેના ભાગમાં મોટા કાન દીર્ઘાયુષ્ય બતાવે છે લાંબા કાનવાળા માણસો ઉપલક વાતો સાંભળીને સંતુષ્ટ થાય છે અને એક વાતનો મુખ્ય ખ્યાલ લઇને સામટો ધંધો કરવાની વૃત્તિવાળા હોય છે. નાના કાનવાળા માણસો એક વાતની ઝીણી ઝીણી વિગતો જાણવા પણ આતુર હોય છે અને કોઇ વાતની તપાસ બારીકાઇથી કરે છે કલાવિદોના નાના કાન તેને સારી પેઠે આગળ વધારે છે. સંગીતવેત્તાના નાના કાન સ્વરની પરીક્ષા જલ્દી કરી લે છે. નાની આંખવાળાના મોટા કાન હોય તો તે સાંભળેલી વાતોને વધારે ધ્યાનમાં રાખી શકે છે હાથી જોવા કરતાં પોતાની સાંભળવાની શક્તિને આધારે વધારે કાર્ય કરે છે. નાના કાન અને મોટી આંખવાળા માણસો પોતાની જોએલી વિગતોને વધારે ધ્યાનમાં રાખી શકે છે.

---

## પરિચ્છેદ ૮ મો.

## કપાળની પરીક્ષા.

**કપાળની સામાન્ય પરીક્ષા**—કપાળની સામાન્ય પરીક્ષા કરતાં આપણા લોકો એવું માને છે કે જેમ કપાળ મોટું હોય તેમ તે માણસમાં બુદ્ધિમત્તા વધારે હોય, પરન્તુ કપાળના જુદા જુદા ભાગની પરીક્ષા કરતાં માલૂમ પડે છે કે તેમાં મનુષ્યની અનેક પ્રકારની શક્તિઓ છુપાઇ રહેલી હોય છે. માથાના મોખરામાં વાળ વિનાનો જેટલો ભાગ હોય તેને કપાળ માની લેવાની ભૂલ કરવી નહિ, કારણકે કેટલાકને માથાના આગળના ભાગમાં ટાલ પડવાથી વાળ ઉગતા નથી. મનુષ્યના કપાળનું ખરૂં માપ કાઢવાની રીત એ છે કે કાનના છિદ્રથી આંખની ભ્રમરસુધી એક કલ્પિત લીટી દોરીને તેનું માપ લેવું અને કાનના છિદ્રથી માથાની ટોચસુધી એક સીધી કાટખુણે લીટી દોરીને તે લીટીનું માપ લેવું. એ બેઉ માપનો જે સરવાળો થાય તેટલા પ્રમાણમાં માણસનું મગજ છે એમ સમજવું. ૧૮૮ મી આકૃતિમાં ચાર જુદાં જુદાં મસ્તકોની રેખાઓ આપી છે. તે ઉપર કલ્પિત લીટીઓ દોરીને જો માપ કાઢવામાં આવશે તો કયું કપાળ મોટું છે, અને કયું નાનું છે તેની સમજ પડશે અને તે ઉપરથી બુદ્ધિશક્તિમાં કોણ ચડે ઉતરે છે તે પણ સમજાશે. ૧ આંકડાવાળું મસ્તક અલેક્ઝાંડર ૬ ઠાનું છે જે વિષયી બહુ હતો. ૨ આંકડાવાળું મસ્તક ઝીનોનું છે જે બહુ બુદ્ધિમાન અને તત્ત્વજ્ઞાની હતો. ૩ આંકડાવાળું મસ્તક ઓબરલીનનું છે જે ભક્તિમાન અને દયાળુ હતો. ૪ આંકડાવાળું મસ્તક સ્પેનના રાજા ફીલીપ બીજાનું છે તે અત્યંત વહેમી અને જુલમી હતો.


[ આકૃતિ ૧૮૮ ]

**કપાળની દર્શનશક્તિ અને વિચારશક્તિ**—જ્યારે કપાળનો નીચેનો ભાગ બહાર પડતો હોય છે ત્યારે તે માણસની દર્શનશક્તિ પ્રબળ

હોય છે એવા માણસને પ્રકૃતિસૌંદર્ય જોવાનો શોખ બહુ હોય, નિરીક્ષક શક્તિ સારી હોય; જ્યારે કપાળનો ઉપરનો ભાગ આગળ પડતો હોય ત્યારે તે માણસમાં વિચારશક્તિ, તર્કશક્તિ અને સમજશક્તિ બહુ સારી હોય. બાજુએ આપેલું ચિત્ર [આકૃતિ ૧૮૯] જાણીતા તત્ત્વવેત્તા સૉક્રેટીસનું છે. તેના કપાળનો ઉપરનો ભાગ જ તેની શક્તિનું દર્શન કરાવી રહ્યો છે, જોકે તેનામાં દર્શનશક્તિ પણ સારી પેઠે જણાઇ આવે છે. ૧૮૮ મી આકૃતિમાં જોવાથી માલૂમ પડશે કે ગ્રીનોમાં પણ વિચારશક્તિ વિશેષ છે. કેટલીક વાર દર્શનશક્તિ અને વિચારશક્તિ બેઉમાં માણસ આગળ પડતો હોય છે પણ એવા દાખલા થોડા હોય છે.



[આકૃતિ ૧૮૯]

**દર્શનશક્તિના વિભાગો**—કપાળના નીચેના ભાગમાં જે દર્શન-



[આકૃતિ ૧૯૦]

શક્તિ રહેલી છે તેના પુનઃ જુદા જુદા વિભાગો છે અને તે વિષય એ મસ્તકવિદ્યા અથવા ફ્રેનોલોજીનો જ એક વિભાગ છે, છતાં અત્ર તે

ટુંકામાં સમજાવીશું.* ઉપરનાં ચિત્રમાં જ્યાં ૨૮ નો આંકડો છે તે ભાગ જેનો ઉપસેલો હોય તેની અવલોકનશક્તિ પ્રબળ હોય ૨૯ વાળું સ્થાન ઉપસેલું હોય તેનું આકૃતિજ્ઞાન પ્રબળ હોય. ૩૦ વાળું સ્થાન ઉપસેલું હોય તેનું કદ અથવા પરિમાણનું જ્ઞાન પ્રબળ હોય. ૩૧ વાળું સ્થાન ઉપસેલું હોય તેનું રંગજ્ઞાન પ્રબળ હોય. ૩૩ વાળું સ્થાન ઉપસેલું હોય તેની વ્યવસ્થાશક્તિ પ્રબળ હોય. ૩૪ વાળું સ્થાન ઉપસેલું હોય તો તેનું ગણિતજ્ઞાન પ્રબળ હોય. આ બધી શક્તિઓ નાકનું મૂળ અને આંખની ભ્રમરની ઉપર આવી રહેલી છે.' એ શક્તિઓની ઉપરની લાઇનમાં કપાળમાં જ્યાં ૩૫ નો આંકડો છે તે સ્થાન જેનું ઉપસેલું હોય તેનું સ્થળનું (ભૂગોળ) જ્ઞાન પ્રબળ હોય. ૩૬ વાળું સ્થાન ઉપસેલું હોય તેનું સમયજ્ઞાન પ્રબળ હોય. ૩૮ વાળું સ્થાન ઉપસેલું હોય તેનું સંગીતજ્ઞાન સારૂં હોય. બાજુએ આપેલી આકૃતિઓમાં એકનું સંગીત જ્ઞાન પ્રબળ છે [ જુઓ આકૃતિ ૧૯૧ ] અને તેનો એ ભાગ ઉપસેલો છે. બીજાનું સંગીતજ્ઞાન [જુઓ આકૃતિ ૧૯૨] નિર્જીવ છે અને તેનો એ ભાગ બેઠેલો છે.


[ આકૃતિ ૧૯૧ ]


[ આકૃતિ ૧૯૨ ]

એવો માણસ શ્રમ લે તોપણ તેને સંગીત આવડે નહિ કારણકે તેનામાં સ્વરની પરીક્ષા કરવાની શક્તિ હોતી નથી.

વિચારશક્તિના વિભાગો—ઉપર આપેલી મસ્તકની આકૃતિ [ આકૃતિ ૧૯૦ ] માં જે સ્થળે ૪૧ આંકડો છે તે જો ભરાવદાર હોય તો સમજવું કે એ માણસમાં તુલના અને પૃથક્કરણ કરવાની શક્તિ ઉત્તમ પ્રકારની છે. એવો માણસ વસ્તુઓનું, દશ્યોનું, સ્વભાવનું પૃથક્કરણ અને તુલના કરીને પોતાનો નિર્ણય કરે છે. તેની બાજુએ જ્યાં ૪૦ નો આંકડો છે તે સ્થાન તુલનાશક્તિની બેઉ

* આ વિષયની વિસ્તૃત માહિતી માટે વાંચો-" સચિત્ર ત્રિકાળજ્ઞાન-દર્શક" ગ્રંથ ૧ લો, ખંડ ૩ જો, પરિચ્છેદ ૩ જો.

બાજુએ આવેલું છે. એ બેઉ બાજુ તે બે લમણા છે. બેઉ લમણાં ઉપસેલા હોય તો કપાળ ચોરસ આકાર ધારણ કરે છે. એ ભાગ ઉપસેલો હોય તો તે માણસમાં તર્કશક્તિની વિશેષતા સમજવી. તર્ક અને ન્યાયના પંડિતોનાં મસ્તક મોટે ભાગે આ પ્રકારનાં હોય છે. સોક્રેટીસ [ જુઓ આકૃતિ ૧૮૯ ], ગેલીલીઓ, ન્યુટન, બેકન, લ્યુથર વગેરે વિદ્વાનોના આ ભાગ એ પ્રકારના હતા ૪૦ આંકડાની બાજુએ જ્યાં ૨૭ આંકડો છે તે ભાગ એટલે તર્કશક્તિનો આંખના બહારના ખુણા તરફનો ભાગ ખુશ મીજાજની વૃત્તિનું સૂચન કરે છે. એ ભાગ જેમનો ઉપસેલો હોય તેઓ વિનોદી, હાસ્યરસના એકટરો અને આનંદી માણસો હોય છે. તુલનાશક્તિની ઉપર અંતર્જ્ઞાન અથવા પ્રેરણાશક્તિનું સ્થાન રહેલું છે. તેનો આંકડો આકૃતિમાં ૪૨ નો છે તે ભાગ કેટલાકને કપાળ પરના શરૂ થતા વાળથી કંઈક પ્રમાણમાં ઢંકાએલો હોય છે. જેઓનો એ ભાગ ઉપસેલો હોય તેઓ જનસ્વભાવની પરીક્ષા કરવામાં કુશળ હોય છે અને કંઈક વહેમી પણ હોય છે. તેઓ અગમચેતીવાળા માણસો પણ હોય છે. એ શક્તિની બાજુએ જ્યાં ૪૩ નો આંકડો છે તે સ્થાન સૌજન્યનું છે. એ ભાગ ઉપસેલો હોય તે માણસ સ્વભાવે સુજન, મધુર, વિનયી, મીલનસાર અને સભ્ય હોય છે. એ સ્થાનની ઉપર ૨૬ આંકડાવાળું સ્થાન અનુકરણશક્તિનું છે. જેનો એ ભાગ વિકસેલો હોય તેવા માણસો અનુકરણ કરવામાં, અભિનયમાં, ચાળા પાડવામાં અને નાટ્યકૌશલ્યમાં નિપુણ હોય છે. એ સ્થાનથી કાન તરફ ઉતરતાં માથાની બેઉ બાજુએ પહેલું સૌન્દર્યપ્રેમનું સ્થાન આવે છે, જેનો આંકડો ૨૪ નો છે. એ ભાગ ઉપસેલો હોય તો કપાળ વધારે પહોળું અને ભરાવદાર લાગે છે. એવા માણસો કુદરતનું તેમજ હસ્તકૃત સૌંદર્ય જોઇને ખુશ થાય છે. સૃષ્ટિસૌંદર્યની સુંદર કવિતાઓ લખનારાઓનાં આ સ્થાન ઉપસેલાં હોય છે જેમનામાં આ શક્તિ હોતી નથી તેમને સુંદર ફૂલોમાં પણ સૌંદર્ય માલુમ પડતું નથી તે સ્થાનથી નીચે ઉતરતાં મસ્તકની બેઉ બાજુએ ૨૩ આંકડાવાળું જે સ્થાન માલુમ પડે છે તે કળાકૌશલ્ય અથવા સર્જક શક્તિનું છે. એ સ્થાન ઉપસેલું હોય તો કપાળની પહોળાઇ વધે છે. મોટા શિલ્પશાસ્ત્રીઓ, યંત્રશાસ્ત્રીઓ, શોધકો વગેરેનો એ ભાગ ઉપસેલો હોય છે.

• **કપાળ પરની રેખાઓ**—કપાળ પરની રેખાઓમાં પણ કેટલુંક સૂચન રહેલું છે. કપાળ પર જે અનિયમિત અને ગુંચવણવાળી રેખાઓ

હોય તો સમજવું કે તે માણસનું મગજ હમેશાં ગુંચવાયલું–અસ્થિર રહેતું હોવું જોઇએ. ઉંડી અને ખૂણા પડતી રેખાઓ હોય તો મગજની સ્થિતિ ચિંતાતુર અને ઉશ્કેરાયેલી સમજવી. નાકની ઉપરના ભાગમાં આડી ઊભી રેખાઓ ઘણી વાર હોય છે. ઊભી રેખાઓ ન્યાયપ્રિયતા અને આડી રેખાઓ સત્તાપ્રિયતા દર્શાવે છે. આ આડી રેખાઓની ઉપર કેટલાક માણસને કપાળના મધ્ય ભાગથી સહજ નીચે બે–ત્રણ આડી લાંબી રેખાઓ હોય છે અને એક આંખની ભ્રમરના મધ્ય ભાગથી બીજી આંખની ભ્રમરના મધ્ય ભાગસુધી દોડે છે. આ રેખાઓ માયાળુતા અને પરોપકારવૃત્તિનું સૂચન કરે છે. બાજુએ આપેલી સર વૉલ્ટર સ્કૉટની આકૃતિમાં કપાળ ઉપર આ રેખાઓ જોવામાં આવે છે. [જુઓ આકૃતિ ૧૯૩]. જો એ જ રેખાઓ વધુ લંબાઇને કપાળના બહારના ખૂણા તરફ દોડતી છેડા ઉપરથી નીચે વાંક વળતી હોય તો તે આશાવાદીપણું સૂચવે છે અને જો છેડા પરના વાંક અત્યંત સ્પષ્ટ હોય તો તે ઉત્સાહીપણું દર્શાવે છે. ધર્મોપદેશકો અને સંપ્રદાયના પ્રચારકો ઘણી વાર આવા ઉત્સાહી હોય છે અને તેમને આવી રેખાઓ હોય છે. કપાળની ઉપરના ભાગમાં જો સુંદર સમાંતર રેખાઓ હોય તો તે વિચારશક્તિ અને બુદ્ધિમત્તાની નિર્મળતા જાણવી. લીસું અને રેખા વિનાનું કપાળ સારૂં લેખાતું નથી. એવા માણસો સાથે મૈત્રી કે સગાઇ–સંબંધ બાંધવો નહિ.



[ આકૃતિ ૧૯૩ ]

---

## ખંડ ૧૪ મો

# દાંપત્ય-વિજ્ઞાન વિદ્યા.

### પરિચ્છેદ ૧ લો.

## દાંપત્ય-વિજ્ઞાન સમજવાની જરૂર.

'તરવું, તાંતરવું અને તસ્કરવું'—એ કોઇને શીખવવાની જરૂર જ પડતી નથી એવું એક કહેવત છે; આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચાર વાનાં મનુષ્યનો જન્મ થતાંની સાથે તેનામાં સ્વભાવથી જ ઉતરે છે, એવું શાસ્ત્રકારે કહ્યું છે; આ જેટલું સત્ય છે તેટલું જ સત્ય એ પણ છે કે: कामसूत्रान्नागरिकजनसमवायाच्च प्रतिपद्येत ॥* પ્રો. ઇ. એચ. સ્ટાર્લીંગ કહે છે કે: "મનુષ્યમાં સ્વભાવથી ઉતરેલું કામબીજ તેના સાંસારિક આચરણ માટે અપૂર્ણ છે, તેથી જેવી રીતે મનુષ્યને ખાવા અને પીવા જેવા ઉતરતા પ્રકારના શરીરવિષયક કાર્યોમાં શિક્ષણ આપવાની જરૂર પડે છે, તેવી જ રીતે ઉંચા પ્રકારનાં શરીરવિષયક કાર્યો અર્થાત્ સંતાનોત્પત્તિવિષયક કાર્યોમાં પણ શિક્ષણની જરૂર છે: માત્ર એ બેઉ પ્રકારનાં શિક્ષણની જરૂરમાં તફાવત એટલો છે કે—સંતાનોત્પત્તિ વિષેનું શિક્ષણ મનુષ્યની મોટી ઉંમરે અપાવું જોઇએ. મનુષ્ય જન્મ પામતાં જ આહાર કરવા લાગે છે-ધાવે છે, છતાં તેને આહાર કરતાં શીખવવુંએ પડે છે, પથ્યાપથ્ય કે ખાદ્યાખાદ્યનું શિક્ષણ આપવાનું અનિવાર્ય થઇ પડે છે, તેવી જ રીતે મૈથુનવૃત્તિનો સંસ્કાર જન્મથી જ સ્વભાવમાં ઉતરેલો હોવા છતાં તેની સ્વાભાવિક પ્રવૃત્તિને શિક્ષણવડે સંસ્કારયુક્ત કરવાની જરૂર રહે છે. જે કહેવત અને શાસ્ત્રવચન છે તે મનુષ્યના સ્વભાવ સાથે જન્મેલી વૃત્તિનું સૂચન કરે છે, જ્યારે વાત્સ્યાયન અને

---

*મનુષ્યે 'કામસૂત્ર'માંથી અને નાગરિકો સાથેના પરિચયથી કામપ્રકારો શીખવા જોઇએ: વાત્સ્યાયન

સ્ટાલીંગ જેવાનાં વચનો એ વૃત્તિને કુમાર્ગે વળતી અટકાવી સન્માર્ગે અને સુખરૂપ માર્ગે વાળવાની આવશ્યકતાનું કથન કરનારાં છે.

**પશુનું અને મનુષ્યનું કામબીજ**—સ્વભાવથી જન્મેલું કામબીજ જેવી રીતે પશુમાં હોય છે, તેવી રીતે મનુષ્યમાં પણ હોય છે. કહ્યું છે કે—

> विनोपदेश सिद्धो हि कामोऽनाख्यातशिक्षितः ॥
> स्वकान्तारमणोपाये को गुरुर्मृगपक्षिणाम् ॥

અર્થાત્—કામવિષયથી અજાણ્યો અને અશિક્ષિત પ્રાણી ઉપદેશ વિના પણ સિદ્ધ બને છે; પોતાની ભાર્યા સાથે રમણ કરવાના કાર્યમાં મૃગો અને પક્ષીઓનો ગુરૂ કોણ હોય છે ? એ પશુપક્ષીઓનો દાખલો છે, પરન્તુ મનુષ્ય અને પશુપક્ષીઓના જીવનમાં અંતર રહેલું છે. ડોકટર સૈલીબી કહે છે કે-એક બિલાડી પોતાનાં નવાં જન્મેલાં બચ્ચાંને કેવી રીતે સંભાળવાં, કેવી રીતે ઉછેરવાં અને કેવી રીતે તેમને શિક્ષણ આપવું તે સમજે છે, પરન્તુ એક માતાને જો શિક્ષણ આપવામાં ન આવે તો તે બાળકોનું સંગોપન કેવી રીતે કરવું તે જાણતી નથી. એવું શિક્ષણ કાંતો તેને પદ્ધતિસર ક્રમ યોજીને આપવું પડે છે, અથવાતો બીજી માતાઓનું તેવું કાર્ય જોઇને તે પોતાનું કાર્ય શીખી લે છે: આનું કારણ શું ? બિલાડી પોતાના સ્વભાવમાં રહેલા સંસ્કારબીજથી જ પ્રેરાઇને પોતાની સામાન્ય ફરજો બજાવે છે, ત્યારે માતાને પોતાની ગુંચવણભરેલી ફરજો શીખવી પડે છે. તેથી જ વાત્સ્યાયન કહે છે કે પશુપક્ષીઓની અને મનુષ્ય પ્રાણીની વાતો કેવળ જૂદી છે. संप्रयोगपराधीनत्वात् स्त्रीपुंसयोरुपायमपेक्षते ॥ અર્થાત્-મનુષ્યો પોતાના સાંસારિક રીતરિવાજો, નિયમનો, લજ્જાકુલતા ઇત્યાદિથી બંધાઇ ગએલાં-પરાધીન હોય છે, અને વળી રતિસમાગમ તથા સંવનન ઇત્યાદિની તેની રીતિઓ (સંપ્રયોગ) સંસ્કાર પામેલી હોય છે, એટલે પશુ-પક્ષીઓ અને મનુષ્યનો એ બાબતનો વ્યવહાર કેવળ જૂદો જ હોય છે. મનુષ્યપ્રાણીનો સફળ કામવ્યવહાર સ્ત્રી તથા પુરૂષના બુદ્ધિયુક્ત વ્યાપાર ઉપર જ અવલંબી રહેશે છે અને તેટલા જ માટે દાંપત્યવિજ્ઞાન યોજાયેલું છે તથા મનુષ્યને તેના શિક્ષણની આવશ્યકતા રહે છે. પશુઓમાં લગ્ન થતાં નથી, તેમને કોઇ જાતના નિયમનોનું બંધન નથી, લજ્જા જેવું કાંઇ તે સમજતાં નથી, તેઓ ગર્ભાધાનકાળે-ઋતુસમયે કુદરતી કામબીજથી જ પ્રેરાઇને સમાગમ કરે છે, એટલે તેમને માટે કશા શિક્ષણની જરૂર રહેતી નથી.

**મનુષ્યને વિજાતીય સહચરની આવશ્યકતા**—મનુષ્યને પાંચ ઇંદ્રિયો છેઃ કાન, ત્વચા, આંખ, જીભ અને નાક. આ પાંચે ઇંદ્રિયોના વ્યાપારથી તે સુખ અને આનંદ મેળવે છે, પરન્તુ એ વ્યાપાર કરવા માટે તેને તે તે ઇંદ્રિયોના વિષયોને બહારથી મેળવવા પડે છેઃ અર્થાત્ બાહ્ય વસ્તુઓના સમાગમથી ઇંદ્રિયોને સુખ મળે છે અને એ ઇંદ્રિયોના વ્યાપારની પ્રેરણા મન કરતું હોવાથી ઇંદ્રિયોના સુખથી મનને સુખ મળે છે. મનુષ્યના જન્મથી તેની જૂદી જૂદી ઇંદ્રિયો અનુક્રમે વ્યાપાર કરીને સુખ મેળવવા મથે છે અને જ્યારે તેની પાંચે ઇંદ્રિયો સંપૂર્ણ વિષયગ્રહણ કરવાને શક્તિમાન બને છે, ત્યારપછી તેનામાં અત્યારસુધી ગુપ્ત રહેલું કામબીજ પ્રકટ થવા લાગે છે. એ વખતે તેના હૃદયને સહચરની આવશ્યકતા સમજાય છે અને તેના વિના તેને પોતામાં અપૂર્ણત્વ લાગે છે. એકલો પુરૂષ કે એકલી સ્ત્રી મનુષ્ય પ્રાણી તરીકેનાં બધાં કાર્યો કરી શકતાં નથી અર્થાત્ કોઇ એકલું મનુષ્યનું સર્જન કરી શકતું નથી. આથી તેને સહચર તરીકે વિજાતીય મનુષ્યની આવશ્યકતા લાગે છે. એવે કાળે તે વિજાતીય મનુષ્યને જોઇને અંતઃપ્રેરણાવડે જ તુષ્ટ થાય છે, કે જેવી તુષ્ટતાનો અનુભવ તેને સજાતીય મનુષ્યને જોતાં થતો નથી. આ તુષ્ટતાનું કારણ તેનામાં રહેલું કામબીજ છે. એ કામબીજથી જ પ્રેરાઇને તે વિજાતીય મનુષ્યના પરિચયને તેમજ સમાગમને ઇચ્છે છે અને એ રીતે સર્જકતામાં રહેલા આનંદનો ઉપભોગ કરે છે. સૃષ્ટિમાં અનાદિ કાળથી પ્રત્યેક પ્રાણીમાં સર્જકતાથી આનંદ પામવાની વૃત્તિ રહેલી છે અને એ વૃત્તિને મનુષ્ય આ રીતે તૃપ્ત કરે છે. આ જ કારણથી પુરૂષને સ્ત્રીરૂપી સહચારિણીની અને સ્ત્રીને પુરૂષરૂપી સહચરની આવશ્યકતા છેઃ પુરૂષ સ્ત્રીના કે સ્ત્રી પુરૂષના હસ્તનો, વસ્ત્રનો કે તેના કોઇ અંગઉપાંગનો સ્પર્શ કરતાં જે અસાધારણ ધ્રુજારીનો અનુભવ કરે છે, પરસ્પરનાં નેત્રોના સંમિલનમાં જે અવ્યક્ત વાણીને અનુભવે છે તે બધો ભાવ તેમનામાં રહેલા કામબીજનો છે.

**કામબીજ વિષેનું અજ્ઞાન**—યૌવન નિકટ આવતું હોવા છતાં અથવા યૌવન આવ્યા છતાં કેટલાંક યુવક-યુવતીઓને કામબીજ વિષેનું, તેના કુદરતી નિયમ વિષેનું અને વિકાસ માટે મથતા કામબીજ સંબંધીનું જ્ઞાન હોતું નથી, જેનાં કેટલીક વાર માઠાં પરિણામો આવે છે. પોતાના શરીર વિકાસનું, અંગોપાંગોની ખીલવણીનું, મનમાં જન્મતી સહચર કે સહચારિણી સંબંધી ઇચ્છા વિષેનું જ્ઞાન નહિ હોવાને લીધે

તેવાં મનુષ્યો કુતૂહલપ્રેરિત બને છે. જગતનાં પ્રાણીની ઉત્પત્તિ વિષેના કાર્ય-કારણસંબંધ વિષેનું અજ્ઞાન પણ ઘણી વાર એવું જ કુતૂહલ પ્રેરે છે. આવાં કુતૂહલપ્રેરિત મનુષ્યો અજ્ઞાનથી, અલ્પ જ્ઞાનથી કિંવા કોઇની ખોટી સલાહથી ખોટે માર્ગે વળે છે અને હસ્તમૈથુનાદિની કુટેવોમાં ફસે છે. એક બાળક કે બાળકી જુએ છે કે પોતાની માતાને એક નવું બાળક થયું છે; તે કેવી રીતે થયું, કયાંથી આવ્યું, ઇત્યાદિ પ્રશ્નો તેના મગજમાં તેના કુતૂહલી સ્વભાવને લીધે જ ઉદ્ભવે છે. નિર્દોષ ભાવે તે પ્રશ્ન તે માતાને પૂછે છે, પણ માતા જાણે કે તેનો સાચો જવાબ આપવામાં પાપ સમજતી હોય તેમ બાળકના પ્રશ્નને ઉડાવી દે છે. "તે તું ન સમજે" એમ કહેવાથી કાંઇ બાળકનું કુતૂહલ શાન્ત થતું નથી. તે પોતાના સમવયસ્ક મિત્રો કે સખીઓને પૂછીને પોતાના કુતૂહલને શમાવવા મથે છે, અને તેને પરિણામે તે કુમાર્ગે વળવાનો સંભવ તત્કાળ ઊભો થાય છે. "એક પોપટ ચાંચમાં આ બાળક લાવીને મને આપી ગયો" એવો જૂઠો જવાબ આપવામાં આવે છે, તો તેથી બાળક તત્કાળ એવું માની જાય છે, પણ તેનું કુતૂહલ ફરીથી જાગ્રત થયા વિના રહેતું નથી. પોતાની માતાને ઘણા દિવસ બંધ ઓરડામાં–સુવાવડમાં શામાટે સૂઇ રહેવું પડયું તેનો જવાબ તેનું મન તેને આપી શકતું નથી અને તેથી તે ઉત્તરોત્તર વધારે ગુંચવણમાં પડે છે. પાશ્ચાત્ય માનસશાસ્ત્રીઓનો એવો અભિપ્રાય છે કે બાળકો આગળ માતા–પિતાએ આવા ખોટા જવાબો આપીને ખોટી સભ્યતામાં રહેવું એ હાનિકારક છે. બાળકની બુદ્ધિમાં ઉતરે એ રીતે, પૂરી મર્યાદામાં રહીને, અશ્લીલતાનો પ્રસંગ આવવા દીધા વિના માતાપિતાએ બાળકને તેના પ્રશ્નનો એવો સાચો જવાબ આપવો જોઇએ કે જેથી તેનું કુતૂહલ શમે, જગતનાં પ્રાણીઓની ઉત્પત્તિ વિષેનું તેને જરૂર પૂરતું જ્ઞાન મળે અને પછી યુવાવસ્થા આવતાં તે દરેક પ્રાણીમાં રહેલા કુદરતી કામબીજ વિષે સમજણ મેળવતાં તેને બહુ ગુંચવણ અનુભવવી પડે નહિ. આ જ કારણથી યુરોપ અને અમેરિકામાં વિદ્વાનો હિમાયત કરી રહ્યા છે કે શાળાઓમાં જ છોકરાઓને અને છોકરીઓને પ્રાણીની ઉત્પત્તિ વિષેનું જ્ઞાન ચડતા ક્રમે આપવું જોઇએ. આપણો દેશ હજી એ સૂચના ઝીલવા તૈયાર નથી. સંસારમાં માતાપિતાની આમન્યા અને મર્યાદા એટલી બધી છે કે માતાપિતા એવું જ્ઞાન પોતાનાં બાળકોને આપવાની વાત સાંભળીને જ ઘરથરી ગયા વિના રહેતાં નથી. એ નાજુક બાબતનો બાળકોની હાજરીમાં

ઇશારો કરવામાં પણ તેઓ મોટું પાપ સમજે છે. તેઓ માને છે કે એથી બાળકો અનીતિમાન થાય છે. પરન્તુ તેઓ એટલું નથી જાણતાં કે જે વાતો બાળકોની સમીપે મૂકતાં તેઓ ગભરાય છે તે વાતો સંબંધી કુતૂહલ તો તેમનાં મગજમાં ક્યારનું ઉત્પન્ન થઈ ચૂક્યું હોય છે અને એ કુતૂહલ શમાવવા માટેની તેમની તજવીજ ચાલુ જ હોય છે. પોતાના મિત્રો અને સખીઓને એ વિષે તેઓ પૂછપરછ કરતાં જ હોય છે અથવા પોતાની આંખોથી અનેક પ્રકારનાં દશ્યો જોઇને તેઓ પોતાની શંકાઓનું યથાશક્તિ સમાધાન મેળવી લીધાં હોય છે. એ માર્ગે તેઓ ખોટી વાતો ગ્રહણ કરીને અજ્ઞાનમાં ફસાવાનો કે કુટેવોનો ભોગ થઈ પડવાનો વિશેષ સંભવ હોય છે; તેથી ઉલટું તેમના કુતૂહલને માતાપિતા તરફથી યોગ્ય રીતે શમાવવામાં આવતું હોય તો એ ભય દૂર થાય છે.

**બ્રહ્મચર્યનો મહિમા**—દુનિયાના બધા ધર્મોમાં ધર્માચાર્યોએ બ્રહ્મચર્યનો મહિમા બહુ ગાયો છે. નૈષ્ઠિક બ્રહ્મચર્ય એ આજન્મ બ્રહ્મચર્ય છે કે જેમાં જન્મથી મરણપર્યંત સ્ત્રીનો સમાગમ કરી શકાતો નથી. આવા બ્રહ્મચર્યને જીવનનો ઉચ્ચતમ આદર્શ લેખવામાં આવ્યો છે. દુનિયાભરમાં આવા અનેક બ્રહ્મચારીઓ થઇ ગયા છે; પરન્તુ એવા બ્રહ્મચારીઓને પગલે ભૂતકાળમાં સમગ્ર માનવ જાતિ ચાલી શકી નથી અને ભવિષ્યમાં ચાલી શકવાની નથી. એવા બ્રહ્મચારીઓ માનવ જાતિને માટે આદર્શ ન હોઇ શકે, કારણકે તેઓનું બ્રહ્મચર્ય એ માનવની જીવનસરણીથી જુદી જ દિશાએ વળેલું હોય તેવા બ્રહ્મચારીઓ મનુષ્ય જાતિના માત્ર અપવાદો જ છે. તેવા મનુષ્યો માનવજાતિની એવી શાખાઓ છે કે જેઓ પુષ્પિત હોવા છતાં ફળ આપતી નથી. વાત્સ્યાયન કહે છે કે-शरीरस्थितिहेतुत्वादाहारसधर्माणो हि कामाः ॥ જેવી રીતે શરીરને ટકાવવાને આહાર કરવો પડે છે તેવી જ રીતે ધર્માર્થે કામનું સેવન પણ કરવું પડે છે. ધર્મ અને અર્થના હેતુથી કામનું સેવન કરવું તેને વાત્સ્યાયન અનિવાર્ય કહે છે. गृहस्थधर्मो दुर्वाह्यो नराणा धर्मयत्नजः અર્થાત્—મનુષ્યોને માટે ધર્મયત્નપૂર્વકનો ગૃહસ્થ ધર્મ દુર્નિવાર્ય છે. આ રીતે જોતાં સમજાશે કે સંપૂર્ણ મનુષ્યપ્રાણી તે જ છે કે જે મનુષ્યજાતિના શારીરિક નિયમોને એવી રીતે અનુસરે કે જેથી શરીરદ્વારા મનુષ્યના આત્મતત્ત્વને વધારેમાં વધારે સહાય મળે અને ઓછામાં ઓછો બાધ નડે. દેહનો દુરુપયોગ કરવાથી મન અને આત્માને હાનિ થાય છે એ નિ:સંશય છે અને તેટલા જ માટે કુદરતે દર્શાવેલે માર્ગે જ તેનો સદુપયોગ કરવો આવશ્યક છે. અબ્રહ્મચ-

યથી થતી હાનિના પુષ્કળ દૃષ્ટાંતો જગતમાં મળે છે. રાવણનો નાશ થયો, ઇંદ્રને શાપ મળ્યો ઇત્યાદિ અનેક દૃષ્ટાંતો છે. કામસેવનમાં અજ્ઞાનવશ મનુષ્યો મર્યાદા નહિ રાખતા હોવાથી પ્રત્યક્ષ હાનિ પામતા આપણે જોઇએ છીએ. પણ તેથી એમ ફલિત થતું નથી કે કામસેવનમાં ભય છે માટે હમેશાં કામનો ત્યાગ કરવો એ જ માનવજીવનનો આદર્શ છે. અન્ન ખાવાથી અજીર્ણાદિનો રોગ થવાનો સંભવ છે છતાં અન્ન ખાવું પડે છે, રાંધવા લાગવાથી ભિક્ષુકો ભિક્ષાર્થે આવીને પજવે છે છતાં રાંધવું તો પડે જ છે; એવા દૃષ્ટાન્તો સાથે વાત્સ્યાયન ધર્માર્થે કામસેવનને આવશ્યક જણાવે છે, અને તે જ યુક્ત છે. મનુષ્યમાં જે કુદરતે કામબીજ મૂક્યું છે તે વિકાસાર્થે મૂક્યું છે, તેને જડમૂળમાંથી બાળી નાંખવા માટે મૂક્યું નથી. વિજ્ઞાનના નિયમો વિરુદ્ધ ધર્મ હોઇ શકે નહિ. ડૉ. મેરી સ્ટોપ્સ પણ એવોજ અભિપ્રાય દર્શાવે છે કે આપણા આત્મતત્ત્વનું પ્રકટીકરણ થાય એવી રીતે સ્થૂળ વસ્તુનું સર્જન કરવા માટે આપણે આ સ્થૂળ જગતમાં જન્મ્યા છીએ, અને જેઓ એ તકને અજ્ઞાનપણે ગુમાવે છે તેઓ નવું જગત્ નિર્માણ કરવાની સુંદર વસ્તુને જ ગુમાવે છે. વાત્સ્યાયન કહે છે કે—

एवमर्थं च कामं च धर्मं चोपाचरेन्नरः ।
इहामुत्रं च निःशल्यमत्यन्तं सुखमश्नुते ॥

અર્થાત્—ધર્મ, અર્થ અને કામનું સેવન કરનાર મનુષ્ય આ લોકમાં અને પરલોકમાં અત્યન્ત સુખને પામે છે. કામનું સેવન કરનાર નરકગામી જ થાય છે એવો ધર્મશાસ્ત્રકારોનો ભય નિરર્થક છે; એટલું ખરૂં છે કે કામસેવનમાં દેહનો દુરૂપયોગ ન કરવો જોઇએ. ધર્મ તથા અર્થ સિવાયના કે ધર્મ અને કામ સિવાયના હેતુપૂર્વક કામસેવન કરવું એ અધર્મ છે. મેરી સ્ટોપ્સ એ સંબંધે કહે છે કે–I cannot separate Time and Eternity, this world and the next, as religious people often seem able to do; to me this body is a tool in the service of (though not completely in the control of) my immortal soul. અર્થાત્-કાળ અને અનંતતાને આ લોકને અને પરલોકને કેટલાક ધર્મી મનુષ્યોની પેઠે હું છૂટાં પાડી શકતી નથી. મારે મન આ દેહ મારા અમર આત્માની સેવા માટેનું ( જોકે સંપૂર્ણ આત્મસંયમન માટેનું નહિ ) એક હથીઆર છે. આ રીતે પૂર્વ અને પશ્ચિમ આ બાબતમાં એકમત ધરાવે છે.

**વિષયજા પ્રીતિ**—પ્રીતિ ચાર પ્રકારની છેઃ નૈસર્ગિકી, વિષયજા, સમા અને અભ્યાસિકી. લગ્ન થતાં જ દંપતીમાં જે પ્રીતિ ઉદ્દભવે છે અને જે છૂટતી નથી તે નૈસર્ગિકી પ્રીતિ છે. માલા, ચંદન, વસ્ત્રાલંકાર વગેરે લેવાદેવાથી જે પ્રીતિ થાય છે તે વિષયજા પ્રીતિ છે. યોગ્ય ગુણોના મેળથી જે પ્રીતિ જામે છે તે સમા પ્રીતિ છે. દેવપૂજન, ગીતવાદ્ય, ઇત્યાદિ પ્રસંગથી જે પ્રીતિ થાય છે તે અભ્યાસિકી પ્રીતિ કહેવાય છે. આ ચારે પ્રકારની પ્રીતિમાં ઉભય પાત્રોને આનંદ પામવાનું બીજ કારણીભૂત હોય છે. જગતમાં એવાં અનેક દૃષ્ટાન્તો મળી આવે છે કે જેમાં અન્ય પ્રકારની પ્રીતિનું અસ્તિત્વ હોવા છતાં 'વિષયજા પ્રીતિ'ના મિશ્રણ વિના ઘણાં દંપતીને સંપૂર્ણ સુખાનુભવ થતો નથીઃ આનું કારણ પ્રત્યેક મનુષ્યમાં રહેલું કામબીજ છે. કામબીજ વિનાની પ્રીતિ મનુષ્યને સંપૂર્ણ આનંદનો અનુભવ કરાવતી નથી; અને જ્યાં વિષયજ કે કામબીજથી ઉત્પન્ન થએલી પ્રીતિનું અસ્તિત્વ છે, ત્યાં દાંપત્યવિજ્ઞાનની સમજ આવશ્યક છે.

## પરિચ્છેદ ૨ જો.

## સંસારસુખ પર થતો આઘાત અને તેનાં કારણો.

**સુખની આશા સાથે સંસારમાં પ્રવેશ**—એક નવદંપતી સુખની સંપૂર્ણ આશા સાથે સંસારમાં પ્રવેશ કરે છે. પ્રથમ રાત્રિના મિલન-સમયના સુખની આશાની કલ્પના અનુભવી સિવાય અન્ય કોણ કરી શકે ! પરન્તુ આ આશા ધીમે ધીમે—જેમ જેમ દિવસો વીતતા જાય છે તેમ તેમ—પાર પડવાને બદલે અદૃશ્ય થતી હોય એવું મોટા ભાગના દાખલામાં જોવામાં આવે છે. લગ્નપૂર્વે પતિપત્ની વચ્ચે પરસ્પરની વિજાતીયતાનું આકર્ષણ રહેલું હોય છે અને બેઉ કુદરતી કામબીજથી પ્રેરાએલાં હોઇ નૈસર્ગિકી પ્રીતિનો ઉભરો બેઉના મનમાં ચડયો હોય છે, પરન્તુ ધીરે ધીરે તેમને અનુભવ થતો જાય છે કે તેઓ સંસારનો સંપૂર્ણ આનંદ પ્રાપ્ત કરી શકતાં નથી. સમાન વય, સમાન રૂપ, સમાન વિદ્યા, ઇત્યાદિથી યુક્ત નવદંપતીને લોકો 'જુગતે જોડું' કહી બેઉને ભાગ્યશાળી લેખે છે, એવું જોડું જોઇ સગાં અને મિત્રો આનંદથી ઘેલાં બની જાય છે, પતિ પત્ની પોતે પણ માની લે છે કે પોતાનું જુગતે

જોડું એવું તો સર્જેલું છે કે તેઓના સુખમાં કશી ખામી રહેશે નહિ; પણ એવા સુખનો અનુભવ તેમને થતો નથી ! આનું કારણ શું ?

**પ્રેમકલાનું અજ્ઞાન**—સુખની આશા પાર નહિ પડવાનું એક જ કારણ જો ગોળગોળ રીતે જણાવીએ તો તે એ જ છે કે એ દંપતીમાં દાંપત્યવિજ્ઞાનનું અજ્ઞાન હોય છે. સંસારનું સંપૂર્ણ સુખ એ કોઇ એક જ વસ્તુ નથી. અનેક પ્રકારના રસનું એક મિશ્રણ તે સંસારસુખ છે, અને તેમાંના એક પણ રસની ન્યૂનતા હોય તો તેટલા પ્રમાણમાં સંસારસુખની ન્યૂનતા સમજવી. આ ઉપરથી કોઈ એમ માને કે સ્ત્રીપુરૂષનું વિષયસુખ એ જ સંપૂર્ણ સુખ છે, કિંવા બેઉના સ્વભાવનું મળતાપણું એ જ સંપૂર્ણ સુખ છે, કિંવા પતિની ધનવત્તા અને સ્ત્રીની વિલાસિતા એ જ સંપૂર્ણ સુખ છે, તો તેમાં મોટી ભૂલ રહેલી છે. વિષયસુખને સંપૂર્ણ સુખ માનનાર પુરૂષ એ સુખમાં રક્ત રહે છે. તે માને છે કે પોતાની સાથે પોતાની પત્નીને પણ આનંદ મળે છે અને તે સુખી થાય છે. પણ એ રીતે સુખ અને આનંદ મેળવવાની તેની આશા થોડા વખતમાં જ ખોટી નીવડેલી જણાય છે. તે જુએ છે કે પોતાની સ્ત્રીને વિશેષ સમાગમથી સુખ નહિ પણ દુઃખ થાય છે, તે તેમાં રસ નહિ ધરાવતી હોવાથી પોતાને પણ સુખ કે આનંદ પ્રાપ્ત થતાં નથી, અને લગ્નસમયે રાખેલી સુખની આશા એ રીતે સ્વપ્નરૂપ સિદ્ધ થતી જાય છે. બેઉના સ્વભાવનું મળતાપણું એ જ સંસારમાં સંપૂર્ણ સુખ છે એવી માન્યતાવાળું દંપતી કેવી રીતે વર્તે છે ? પતિની સૂચના પત્ની અને પત્નીની ઇચ્છાને પતિ તુરત જ અનુકૂળ બની જાય છે અને એ રીતે ઉભય વચ્ચે કલહ થવાનું કશું કારણ જ ઉપસ્થિત થતું નથી. પણ વખત વીતતાં ઉભયને એકમીજામાં લાગણીનું ઠંડાપણું લાગે છે ! પતિની ધનવત્તા અને પત્નીની વિલાસિતા જ્યાં હોય છે ત્યાં અન્ય જનોને સુખાભાસ લાગે છે. પતિ પત્નીને વસ્ત્રાલંકારોથી દાટી દે છે અને પત્ની સુંદર વસ્ત્રો તથા અલંકારોમાં સજ્જ થઇ હરેફરે છે, પણ વખત જતાં પત્નીને એ જ વસ્ત્રાલંકાર અણગમતા લાગે છે અને પતિને પત્નીનો સુંદર વેશ ગમતો નથી ! તાત્પર્ય એ છે કે સંપૂર્ણ સંસારસુખ એ અનેક પ્રકારના રસોનું એક મિશ્રણ છે. પ્રેમકલાનું અજ્ઞાન જ દંપતીના સંપૂર્ણ સુખની આશા ઉપર આઘાત કરનારૂં હોય છે.

**પ્રેમકલા એ શું છે ?**—પ્રેમકલા એ પ્રેમભાવને જાગ્રત કરનારી કલા છે, કે જેના અભાવે ગમે તેવા સજોડાને પણ સુખાનુભવ થતો

નથી. પતિ પત્નીનો અને પત્ની પતિનો સહચાર હમેશાં ઇચ્છે છે, તેટલા માટે ઉભયે એકબીજાના સમાગમમાં પુષ્કળ સમય રહેવું જોઇએ. તેઓ દિવસનો મોટો ભાગ એક બીજાથી દૂર રહ્યા કરે એ સુખને માટે નિરુત્સાહ ઉત્પન્ન કરનારૂં છે. શહેરી જીવનમાં પતિ દિવસનો અને રાત્રિનો મોટો ભાગ ધંધામાં ગાળ્યા કરે અને સ્ત્રી ઘરમાં એકલી ગોંધાઈ રહે એ સ્થિતિ સહચારને ઇચ્છતા ઉભયના અંતર ઉપર આઘાત કરનારૂં છે. વિરહનું દુઃખ ઉભયને સાલે છે એમ કહેવાય છે, પરન્તુ તેનું રહસ્ય થોડા જ સમજે છે. આ પ્રકારનો વિરહ કેટલીક વાર પતિગૃહે પણ પત્નીને અસહ્ય લાગે છે અને તેથી કેટલીક વાર સમવયસ્ક સખી પાસે પત્નીની આંખમાંથી ડબક ડબક આંસુ નીકળી પડે છે. તેને શું દુઃખ થાય છે તેનું વર્ણન તે મુખથી કરી શકતી નથી, તેનું વર્ણન કરવાને માટે તેની પાસે શબ્દો હોતા નથી, તે પોતાના અંતરમાંનું દુઃખ છૂટું સમજીને તે વ્યક્ત કરી શકતી નથી અને પતિ પાસે તો તે છુપાવીને-સમસમીને બેસી રહે છે, પરન્તુ તેનું મન તો ગ્લાનિમય જ રહ્યા કરે છે. બીજાઓને આ વાત નજીવી લાગે છે, કારણકે તેઓ સ્ત્રી-પુરુષના કામબીજનો સ્વભાવ સમજતાં નથી, પરન્તુ આ પ્રકારનો વિરહ તેમના અંતરને કોરી ખાય છે. આ રીતે પ્રેમકલાનું પહેલું તત્ત્વ સતત સહચાર છે. તેવા સહચાર વિના પતિ પત્ની સાથે વિષયસમાગમ કરીને સુખ મેળવવા કે સુખ આપવા ઇચ્છે તો તેની તે ઇચ્છા કદાપિ પાર પડતી નથી. એવી ઘણી સ્ત્રીઓ હોય છે કે જેમને વિરહનું દુઃખ બહુ સાલે છે છતાં તેઓએ પોતાના પતિને તે વિષે કાંઇ ખ્યાલ પણ આવવા દીધો નથી ! તેથી જ ઉલટું ઘણા એવા પતિઓ માલૂમ પડે છે કે જેમને પોતાની પત્ની વિષયસમાગમ સમયે ઠંડી લાગણીવાળી માલૂમ પડી છે જેનું કારણ તેઓ સમજી શકતા નથી. તેઓને સુખાનુભવમાં ન્યૂનતા લાગે છે, પણ તેઓ માને છે કે તેમાં પત્નીનો-તેની રસિકતાનો દોષ છે. એલન કી કહે છે કે "પ્રેમને માટે શાન્તિની જરૂર છે; આપણી ફુરસદના રહ્યા-સહ્યા ટુકડા ઉપર પ્રેમ ઉછરી શકતો નથી." ઉતાવળ અને સમયના અભાવથી પ્રેમ પોષાતો નથી અને પુરુષના જીવનની એવી ચપળતા સ્ત્રીવર્ગને તો અસહ્ય જ લાગે છે. વિષયવાસનાથી પ્રેરિત થએલો પુરૂષ ઉતાવળે પોતાની વાસનાને તૃપ્ત કરવા ઇચ્છે છે; સ્ત્રી સ્વામીની આજ્ઞાને વશવર્તી રહેવાના આર્ય સ્વભાવ મુજબ પતિની ઇચ્છાને આધીન થાય છે, પરન્તુ વહેલા-મોડા તેની પ્રેમભાવના તે

તે સામે છૂપી રીતે કે ખુલ્લી રીતે વાંધો ઉઠાવ્યા વિના રહેતી નથી. ભલે તે બહારથી પ્રેમ વ્યક્ત કરે, પરન્તુ સહચાર માટેની તેની નૈસર્ગિક વાંચ્છના એ રીતે અતૃપ્ત જ રહે છે. એક અમેરિકન ડૉક્ટર કહે છે કે— " વિષયસમાગમમાં મળતા પરસ્પર આનંદ સાથે સંસારસુખનો કાંઈ ખાસ સંબંધ હોય એમ હું માનતો નથી."

પ્રેમચેષ્ટા—પતિ-પત્ની પરસ્પર પરિચયમાં રહેવા છતાં પ્રેમચેષ્ટા વિનાનો એ પરિચય ઉભયને કેવળ લુખ્ખો લાગે છે. ગૃહવ્યવહારને કારણે, કિંવા વ્યવસાયને કારણે મધ્યમ અને ગરીબ સ્થિતિનાં દંપતી એકબીજાના પરિચયમાં દિવસ અને રાત ગાળતાં હોય છે છતાં તેથી ઉભયને સુખોત્પત્તિનો અનુભવ થતો નથી. કેળવાયલાં દંપતીઓ ઘણી વાર સાથે બેસીને પુસ્તક વાંચે છે, કિંવા બહાર ફરવા જાય છે, પરન્તુ પ્રેમચેષ્ટાને અભાવે બેઉને જીવન લુખ્ખું લાગે છે. આવા પરિચયસમયે પત્નીની સ્વાભાવિક લજ્જાલુતાને કારણે પ્રેમચેષ્ટાનો પ્રારંભ કરવામાં તેની શિથિલતા જણાય, તો પતિએ પ્રેમચેષ્ટાનો આનંદ તેને આપવો જોઇએ અને બદલામાં પત્નીની પ્રેમચેષ્ટાનો આનંદ તેને મળશે, અને ઉભય એ રીતે સુખનો અનુભવ કરશે.

કામચેષ્ટા—વિષયસમાગમ એકલો દાંપત્યસુખને આપનારો નથી એ ઉપર કહેવામાં આવ્યું છે. સમાગમની પૂર્વે રસિક દંપતીમાં સ્વાભાવિક રીતે કામચેષ્ટા ઉદ્ભવે છે, છતાં કેટલાક પતિઓ એનું મૂલ્ય સમજતા નથી. કામચેષ્ટા સમાગમના સુખની અપૂર્ણતાને દૂર કરે છે. એક પતિ પત્ની સાથે હસે છે, રમે છે, પ્રેમચેષ્ટા કરે છે, પ્રસંગોપાત તેને ચીડાવીને પછી મંદ મંદ હસી તેની હાંસી કરે છે, પરન્તુ કામચેષ્ટાને અભાવે સમાગમ સુખોત્પાદક લાગતો નથી. એવા પતિના અનુભવવાળી પત્નીઓના હૃદયની વાતો ડૉ. મેરી સ્ટોપ્સે પુષ્કળ જાણીને પોતાના ગ્રંથ Married Love માં તેનો ઉલ્લેખ કર્યો છે. તે કહે છે કે-એવા પતિને એક પ્રસંગે પત્ની સંપૂર્ણ આનંદ ઉત્સાહમાં માલૂમ પડે છે, તો બીજે પ્રસંગે શિથિલ અને નિરુત્સાહ માલૂમ પડે છે. પતિ પોતાની પત્નીના આવા નિરુત્સાહનું કારણ સમજતો નથી. જ્યારે અનેક પ્રસંગે તેને આવો અનુભવ થાય છે ત્યારે તેને પત્નીની ચાલચલગત ઉપર શંકા પડે છે! તેનો બીજો કોઇ પ્રેમિક હોવાનો સંશય તેને ઉદ્ભવે છે અને પછી ધુમરાયેલે ચિત્તે તે તેની તપાસ કરવા લાગે છે! આ રીતે તેમના પ્રેમનો અને સુખનો અંત આવે છે. પત્નીને નિરુત્સાહમાં જોઇને ડાહ્યો

પતિ પત્નીની ચાલચલગત ઉપર શંકા નહિ લાવતાં કેટલીક વાર માની લે છે કે પોતે હદ ઉપરાંત વિષયસમાગમથી પત્નીને પજવે છે, માટે હવે તેમ ન કરતાં મન ઉપર અંકુશ રાખવો. આવો અંકુશ રાખવાના અનુભવ પછી પણ તે પત્નીને ઉત્સાહરહિત જ જુએ છે, ત્યારે તે વધારે ગુંચવાય છે. તે માની લે છે કે–"બૈરાંનો સ્વભાવ જ એવો હોય છે" અને પછી તે પત્નીની મનોદશાનું કારણ સમજવાનો યત્ન જ છોડી દે છે. જો તે સારી પેઠે કેળવાએલો હોય છે તો પછી રતિશાસ્ત્રનાં કોઈ પુસ્તકો વાંચવા લાગે છે અને વિષયસમાગમ કેટલા પ્રમાણમાં કરવો યુક્ત છે તે વિષેની શિખામણો પુસ્તકોમાંથી શોધી કાઢે છે. કોઇ ગ્રંથકાર શરીરની તંદુરસ્ત સ્થિતિમાં અઠવાડીયામાં બે–ત્રણ સમાગમની સલાહ આપે છે, કોઇ એક સમાગમની સલાહ આપે છે, કોઈ એક માસમાં એક વાર રજોદર્શન પછી સમાગમની સલાહ આપે છે, અને એવી કોઇ સલાહ મુજબ તે વર્તવા લાગે છે, પણ તે નિરાશા સાથે જુએ છે કે પત્નીને પોતે સુખ કે આનંદ આપી શકતો નથી અને તેથી પોતાની રસિકતા પણ હણાઇ જાય છે. આનો બધો દોષ સ્ત્રીસ્વભાવની 'વિલક્ષણતા' ને શિરે આવે છે! અનાદિ કાળથી સ્ત્રી પુરૂષની ભોગ્ય વસ્તુ મનાતી આવી છે, એટલે વખતે કે કવખતે સ્ત્રીને પુરૂષને અધીન જ થવું પડે છે. પતિ નથી પત્નીની ઇચ્છાની દરકાર કરતો કે નથી તેની નિરૂત્સાહી મનોવૃત્તિને ધ્યાનમાં લેતો. પત્નીએ પોતાની ઈચ્છાને અધીન રહેવું જોઇએ, એને પતિ પોતાનો 'લગ્નનો હક્ક' માની રહ્યો છે. પરિણામે પતિપત્ની પશુજીવન ગાળીને જ આ દુનિયામાંના પોતાના દિવસો પૂરા કરે છે. વસ્તુતઃ પત્નીના નિરૂત્સાહનું કારણ તેના સ્વભાવની વિલક્ષણતા નથી, પરન્તુ કામચેષ્ટાનો અભાવ છે અને કામબીજની સંકુચિતાવસ્થા છે. સ્ત્રીમાં કામબીજનો વિકાસ ક્યારે, કેવી રીતે અને કેવા પ્રમાણમાં થાય છે તે આપણે 'કામવાસ' વિષેનો વિચાર કરતાં આગળ ઉપર જોઇશું, પરન્તુ કામબીજના વિકાસનું એક ઉત્પાદક કારણ કામચેષ્ટા છે તે ભૂલવું જોઇતું નથી.. ચુંબન, અધરોષ્ઠદશન, નખપ્રહાર, તાડન, કેશગ્રહણ અને મસ્તકસ્પર્શ, સ્તનસ્પર્શ ઇત્યાદિ ક્રિયાઓ આર્ય રતિવિદ્યામાં જેવી રીતે કામચેષ્ટા અર્થે આવશ્યક લેખી છે, તેવી રીતે પાશ્ચાત્ય વિદ્વાનોએ વૈજ્ઞાનિક રીતે પણ એ ક્રિયાઓને કામબીજનો વિકાસ કરનારી અને આવશ્યક લેખી છે. કામચેષ્ટાયુક્ત સમાગમ સંપૂર્ણ સુખને ઉત્પન્ન કરનાર બને છે એવો તેઓનો પણ અભિપ્રાય છે. કામચેષ્ટાનો આરંભ સ્ત્રી

તરફથી થવાની આશા ફોકટ છે. તેના સ્વભાવમાં જન્મેલી લજ્જાલુતા ગમે તેવી કામપીડિત સ્ત્રીને પણ તે માર્ગે પ્રેરશે નહિ. તેટલા માટે પતિએ એ ચેષ્ટાનો પ્રારંભ કરવો આવશ્યક છે. ત્યારપછી જ પતિને માલૂમ પડશે કે પત્ની પણ રસિક હૃદયની લ્હાણ લેવાને ઉત્સાહયુક્ત છે કે નહિ. અલબત્ત, તેની વાણી કરતાં વિશેષ તો તેના ભાવ અને વદન પરની રેખાઓ ઉપરથી જ તેનો ઉત્સાહ માલૂમ પડશે. આવી કામચેષ્ટા પણ જો પત્નીને ઉત્સાહયુક્ત ન કરે તો પતિએ જાણવું જોઇએ કે પત્નીની કામવાસનામાં અત્યારે ભરતી આવે તેમ નથી પણ તેનો ઓટ ચાલી રહેલો છે. આ ભરતી અને ઓટ વિષે આગળ ઉપર આપણે વિચાર કરીશું.

**કામચેષ્ટા વિનાની સ્થિતિ**—મેરી સ્ટોપ્સે પોતાના પુસ્તકમાં એક મીસીસ જી. નો દાખલો આપ્યો છે. તે બાળાનો પતિ તેને આનંદમાં રાખતો અને પછી તેનો તેની સાથે કેટલીક વાર વિષયસમાગમ થયો હતો; પરન્તુ એ બાળાને એમ લાગતું કે પોતાને પૂરતું સુખ કે આનંદ મળી શકતાં નથી. તેનું કારણ એ હતું કે પતિ પત્નીને કામચેષ્ટાવડે ઉત્સાહિત કરવાની તરદી લેતો નહિ. પત્ની નવપરિણીતા હતી, તે પોતાના દિલમાં ગુંચવાતી, પરન્તુ તેને કશું સમજાતું નહિ. તેના પતિએ કોઇ વાર તેને ચુંબન કર્યું નહોતું! એક વાર જ્યારે પત્નીમાં કામવાસનાની ભરતી ચડી હતી, ત્યારે કુદરતી રીતે જ પત્નીને લાગ્યું કે પોતાનો પતિ પોતાના મસ્તક અને ઓષ્ઠથી તેણીના હૃદયપ્રદેશને સ્પર્શ કરે તો ઠીક. સ્ત્રીના સ્તનપ્રદેશ સાથે સ્ત્રીના કામવાસનાનો કુદરતી સંબંધ રહેલો છે* અને સ્તનસ્પર્શને પાશ્ચાત્ય પ્રજાઓ ઇષ્ટ નહિ લેખતી હોવા છતાં દાંપત્યવિજ્ઞાનવિદ્યાએ હમણાં આ શોધ કરી છે. આર્ય દાંપત્યવિજ્ઞાનમાં તો સ્તનસ્પર્શનું વિધાન છે જ. પતિને તેનું ભાન નહોતું. છેવટે પત્નીએ લજ્જા છોડીને સ્તનચુંબનની ઇચ્છા વ્યક્ત કરી, પતિએ ઉતાવળે એક ચુંબન લીધું, પણ નિરર્થક. તે પત્નીની ઇચ્છાનું મૂલ્ય અને એ ઇચ્છા-

* The sensitive interrelation between a woman's breasts and the rest of her sex-life is not only a bodily thrill, but there is a world of poetic beauty in the longing of a loving woman for the unconcieved child which melts in mists of tenderness towards her lover, the soft touch of whose lips can thus rouse her mingled joy.

ની સુકોમળતાથી અજ્ઞાન હતો. આ પ્રકારના સ્પર્શથી-આની કામચેષ્ટાથી પત્ની સમાગમમાં ઉત્સાહ રાખી આનંદ પ્રાપ્ત કરે છે અને અર્પણ પણ કરે છે તેનું તેને જ્ઞાન નહોતું. તેણે એક ચુંબન માત્રથી તેની કામવાસનાને માત્ર છેડી-તેને સંપૂર્ણ જાગ્રત કરી નહિ, અને તે બાળાને પતિ સાથેના સમાગમથી કદી આનંદ પ્રાપ્ત થયો જ નહિ. આવા બેદરકાર પતિઓ માત્ર પોતાના હવસની પૂર્તિની સ્પૃહા રાખે છે અને પત્નીના હૃદયને કામવાસનાનો કીડો કેવો કોતરી ખાય છે તેનું ભાન રાખતા નથી. આવી સ્થિતિમાં આવી પડેલી સ્ત્રીઓની તંદુરસ્તી ઉપર પણ માઠી અસર થયાં વિના રહેતી નથી.

**કામકલાનું અજ્ઞાન**—વાત્સ્યાયને કામકલાનું સંપૂર્ણ જ્ઞાન મેળવવા માટે ગીત, વાદ્ય, નૃત્ય, વ્યાયામ, ઇત્યાદિ ૬૪ પ્રકારની કલા એક કન્યાએ લગ્નપૂર્વે શીખવી જોઇએ એવું વિધાન કર્યું છે. એ ૬૪ કલાઓનું સંપૂર્ણ જ્ઞાન તો આ કાળમાં અત્યંત ક્લિષ્ટ લેખાય, પરન્તુ જે સ્ત્રી એ બધી કળાઓ શીખી હોય તેની ચતુરાઇની કલ્પના કરતાં જણાય છે કે એવી સ્ત્રીનો પતિ કોઈ પણ રીતે કદાપિ તેનાથી અસંતુષ્ટ રહેવા પામે નહિ અને સંસાર તેમ જ સહચારસુખનો સંપૂર્ણ ભોક્તા બને. પૂર્વે જણાવેલી પ્રેમચેષ્ટા અને કામચેષ્ટાણી જ નહિ પણ કામકલાથી પણ તેવી સ્ત્રી પતિને આનંદ આપનારી બને. આજે એ પ્રકારનું જ્ઞાન હેતુપુરઃસર તો અપાતું જ નથી, એટલે એક નવપરિણીતા બાળા સંસારના ગુહ્ય રહસ્યને સમજતી હોય તોપણ *વાસ્તવિક કામકલાથી* તો અજ્ઞાન જ હોય છે. પૂર્વે જેવી રીતે કામચેષ્ટા અને પ્રેમચેષ્ટા વિનાના લુખ્ખા સ્વભાવના પતિઓનાં દૃષ્ટાંતો આપ્યાં છે, તેવી રીતે કામકલાના જ્ઞાન વિનાના પતિ અને પત્નીઓ પણ જગતમાં અનેક હોય છે અને તેઓ સમાગમ તથા સહચાર છતાં આનંદની લ્હાણ મેળવી શકતાં નથી. કેટલાક પુરુષો કે જેઓ વેશ્યાગામી થઇ ચૂકયા હોય છે તેઓને પોતાની જુવાન પત્ની પણ સમાગમમાં આનંદ આપનારી નીવડતી નથી. એટલું ખરું છે કે વેશ્યાઓ લજ્જારહિત હોય છે, તેઓનો હેતુ પૈસા લઇને પોતાના ઘરાકને કોઈ પણ રીતે સંપૂર્ણ આનંદ આપવાનો હોય છે; આ કારણથી તેઓ સમાગમની કળામાં શિક્ષણ પામીને નિપુણ બની હોય છે. સમાગમસમયના આઘાત પ્રત્યાઘાતની સમજ જેટલી એ વેશ્યાને હોય છે તેટલી એક સાધારણ કે નવપરિણીત ગૃહિણીને હોતી નથી. જેવી રીતે વેશ્યાનું હાસ્ય, હાવ-ભાવ, કટાક્ષ ઇત્યાદિ કૃત્રિમ હોય છે, તેવી

જ રીતે સમાગમસમયની તેની ચેષ્ટાઓ પણ કૃત્રિમ જ હોય છે–યંત્રવત્ બની ગએલી હોય છે, એટલે તેથી તેના ઘરાકને આનંદ તો મળે છે પણ તે કેવળ શારીરિક આનંદ હોય છે. વેશ્યાની કામકલા કે ચેષ્ટાઓની પાછળ તેનું હૃદય હોતું નથી. તેથી ઉલટું પત્નીની ચેષ્ટાઓ અપૂર્ણ, અર્ધભાવદર્શક કે કલારહિત હોવા છતાં તે નૈસર્ગિક અને હૃદયપૂર્વકની હોય છે. પરન્તુ વેશ્યાગામી ભરથારોને એ નૈસર્ગિક ચેષ્ટા કે કલાનું ભાન હોતું નથી. સૌમ્ય ચાહને બદલે હોટેલોમાં જઈને કડક ચાહ પીનારાઓને ઘરની ચાહ ફીક્કી લાગે છે? આ જ કારણથી એવા પતિઓને પોતાની સ્ત્રી ઠંડી લાગણીની, અરસિક કે વિચિત્ર લાગે છે! વેશ્યાગામી પુરૂષો કિંવા વેશ્યાઓના સહવાસમાં સમય ગાળતા પતિઓ આ રીતે સ્ત્રીઓનું માનસ યથાર્થ રીતે સમજવાને શક્તિમાન જ રહેતા નથી. પત્નીના સૌમ્ય સ્મિતનું મૂલ્ય વેશ્યાના તીવ્ર કટાક્ષ કરતાં કેટલું વિશેષ છે તે તેઓ પરખી શકતા નથી. આમ હોવા છતાં અટલું ખરૂં છે કે વેશ્યાઓ સમાગમસમયે જે શારીરિક હાવભાવની ચેષ્ટાઓ કરે છે, તે નૈસર્ગિક થવી જોઈતી ચેષ્ટાઓનાં જ કૃત્રિમ પ્રતિબિંબ છે; એટલે કલાનિપુણ અને રસિક ગૃહિણીની નૈસર્ગિક ચેષ્ટાઓ પણ વેશ્યાની કૃત્રિમ ચેષ્ટાઓના જેવી જ હોય. પત્ની પણ નૈસર્ગિક સુખદ ચેષ્ટાઓ કેવી રીતે કરનારી બને તે દરેક પતિએ જાણવું જોઈએ. કયા પ્રકારથી પત્ની ઉત્તેજિત બની આનંદ આપનારી બને છે તેની ચાવી પતિએ જ શોધી કાઢવી જોઈએ. પૂર્વે મીસીસ છ. નો જે દાખલો આપ્યો છે, તેવી રીતે જૂદી જૂદી સ્ત્રીઓનો ઉમંગ વધવાની કે રસિકતાની ચાવીઓ જૂદા જૂદા પ્રકારની હોય છે; તેનો કોઈ એક નિયમ હોતો નથી, તેટલા માટે પતિએ પોતાની ચતુરાઈથી જ એ ચાવી શોધી કાઢવી જોઈએ, અને કામકલાનિપુણ બની સંસારસુખના ભોક્તા થવું ઘટે.

---

## પરિચ્છેદ ૩ જો.

---

## કામવાસના : સ્ત્રીની સમાગમની ઈચ્છામાં ભરતી–ઓટ.

સ્ત્રીને સમાગમની ઇચ્છા થાય છે?—આ પ્રશ્નનો જવાબ સેંકડે નવ્વાણું ટકા પુરૂષોને પોતાની સ્ત્રી તરફથી નકારમાં મળશે!

વયમાં આવેલી કુમારિકાને તો એ પ્રશ્ન પૂછવાની ધૃષ્ટતા જ કરી શકાય નહિ; અને તેઓ તો સોએ સો ટકા નકારમાં જવાબ આપે તેમાં નવાઈ નહિ. કારણ શું? બીજા દેશોમાં તેમ જ આપણા દેશમાં પુરૂષોની સમજ જ એવી હોય છે કે સમાગમની ઇચ્છા જે સ્ત્રીને થાય તે સ્ત્રી તો ખરાબ ચાલની જ હોય, અને કુમારિકાવસ્થામાં એવી ઇચ્છા થાય તે તો વેશ્યાની જ પુત્રી હોય! આવી પુરૂષોની સમજ સ્ત્રીઓની જાણમાં પણ હોય છે તેથી રખેને પોતાના વર્તન માટે પુરૂષવર્ગ ઉપર ખરાબ છાપ પડે એવા ભયથી તેઓ પોતાની કામી અવસ્થા હમેશાં છુપાવતી જ રહે છે. વિધવા જો એવી ઇચ્છાની વાત કોઈ સખી પાસે પ્રકટ કરે, તો તે તો જરૂર હલકી ચાલની જ મનાય. આ કારણથી વિધવાઓને મરણસુધી વૈધવ્ય પળાવવાનો લોકોએ આપણા દેશમાં કાયદો કર્યો છે, જ્યારે વિધુરોને તેવા કાયદાના બંધનમાંથી મુક્તિ આપી છે! વિધવાઓ અને કુમારિકાઓ પોતાને સમાગમની ઇચ્છા થાય છે એવું સ્વીકારવા કરતાં મૃત્યુને જ વધારે પસંદ કરે. આ જ કારણથી કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો પણ એવા અભિપ્રાય દર્શાવી ચૂક્યા છે કે-સાધારણ સ્ત્રીમાં સમાગમની ઇચ્છા કુદરતી રીતે જન્મ પામેલી હોતી નથી, પરન્તુ બાહ્ય સંયોગો ઉપરથી પ્રાપ્ત થએલી હોય છે, પણ જો સ્ત્રીમાં સમાગમની ઇચ્છા જન્મ પામે તો-સમજવું કે તે સાધારણ સ્ત્રી નથી પણ અસાધારણ છે. પરન્તુ હાલમાં વિશેષ શોધખોળ અને સ્ત્રીઓના દિલની સાચી વાતને આધારે વિદ્વાનોએ નક્કી કર્યું છે કે-સ્ત્રીઓને પણ કુદરતી રીતે કામવાસના થાય છે કે જેવી રીતે મનુષ્યને કુદરતી રીતે જ ભૂખ અને તરસ લાગે છે. બિચારી સ્ત્રીઓ પોતાના ભરણપોષણને માટે-જીંદગીની જરૂરીઆતને માટે પુરૂષો ઉપર જ આધાર રાખે છે અને સમાજમાં સ્ત્રીની કામવાસના હલકી ચાલના પુરાવારૂપ મનાય છે એટલે સ્ત્રીઓ પોતાની કામવાસના અથવા સમાગમની ઇચ્છાને હમેશાં દબાવવાને જ ટેવાઈ ગએલી છે.

**સ્ત્રીની કામવાસના અનિયમિત નથી પણ નિયમિત છે—** બાહ્ય સંયોગોની ઉશ્કેરણીને બાદ કરીએ તો સ્ત્રીની કામવાસના અનિયમિત નહિ પણ નિયમિત માલુમ પડે છે. ઘણા પતિઓ પોતાની જ કામવાસનાને તૃપ્ત કરવાને સ્ત્રીસમાગમ કરે છે, પછી ભલે સ્ત્રીની કામવાસના જાગ્રત હોય કે ન હોય; ઘણી સ્ત્રીઓ અમુક સમયે સમાગમની આનાકાની કરે છે, છતાં પતિ આગળ તે નિરૂપાય બને છે અને પતિની

કામવાસનાનો તે ભોગ બને છે. પતિ એવી આનાકાનીને કોઇ વાર તેની લજ્જાશીલતા, તો કોઇ વાર તેનું તરંગીપણું અને કોઇ વાર તેનું અરસિકપણું સમજે છે; કોઇ વાર તેને પત્નીના કંટાળાનો પણ ખ્યાલ આવે છે; પરન્તુ એ કશાની તેને દરકાર હોતી નથી! તે તો તેને પોતાની કામવાસના તૃપ્ત કરવાનું જડ યંત્ર સમજે છે અને પોતાના હવસને સંતોષે છે. આવી સ્રીઓની કામવાસનાની દુર્દશા થાય છે. તેમને નૈસર્ગિક કામવાસના ભાગ્યે જ ઉત્પન્ન થાય છે અને રસિક સ્વભાવની સ્રીઓમાં પણ જે ઠંડી લાગણીનો અનુભવ તેમના પતિઓને થાય છે, તેનું એ જ કારણ છે. પતિઓ પોતે જ સ્રીઓને સમાગમ માટે નિરુત્સાહી, અરસિક અને શિથિલ બનાવી મૂકે છે, પછી તેઓ સ્રીની અરસિકતાની ફરીયાદ કરે છે, જેને પરિણામે કોઇ વેશ્યાગામી બને છે તો કોઇ બીજી સ્રી પરણે છે! આવી સ્રીઓની શારીરિક શક્તિ ઘટે છે અને સમાગમની કુદરતી ઇચ્છાને સમયે પણ તેમનો આનંદ લુપ્ત થઇ જાય છે. સ્વભાવનાં કજોડાં ઘણી વાર આ કારણમાંથી જ જન્મેલાં માલૂમ પડ્યાં છે. આ કારણથી સ્રીની કામવાસના અનિયમિત નથી પણ નિયમિત છે તેવી શોધ આવા પતિઓની સાથે રહેલી સ્રીઓ ઉપરથી થઇ શક્તી નથી. જે સ્રીઓ પૂર્ણ રીતે તંદુરસ્ત હોય અને જેઓ સદાચારિણી હોય, તેઓ જ્યારે પતિગૃહે હોતી નથી ત્યારે તેઓને સમાગમની ઇચ્છા ક્યારે થાય છે તેની નોંધ મેરી સ્ટોપ્સે રાખીને આ શોધ કરી છે. ખુલ્લા દિલની અને જરા પણ વાત નહિ છુપાવવા ઇચ્છનારી અનેક સ્રીઓની પાસેથી તેમની ઇચ્છાની માહિતીની નોંધ કરીને તેણે આ શોધ કરી છે. પતિનો વિરહ ભોગવનારી સ્રીઓ પતિના સહચારને ઇચ્છે એ તો સ્વાભાવિક છે, પરન્તુ એવા સહચારની ઇચ્છા અને સમાગમની ઇચ્છા એઉ જૂદી જૂદી છે એવો અનુભવ પણ આવી સ્રીઓને થયો છે અને તેમની ઇચ્છાઓની નોંધ કરી રાખવાથી મેરી સ્ટોપ્સને જણાઇ આવ્યું છે કે સ્રીને સમાગમની ઇચ્છા રજોદર્શનની પૂર્વે અમુક દિવસે અને રજોદર્શનની પછી અમુક દિવસે થાય છે અને તેની બધી તંદુરસ્ત સ્રીઓને એ નિયમ લગભગ સર્વાંશે મળતો આવે છે. એટલું ખરૂં છે કે જે સ્રીઓ સુખી ગૃહિણીઓ હોય છે અને જેમને ભરણપોષણની ચિંતા કરવી પડતી નથી તેઓની સમાગમની ઇચ્છા તીવ્ર હોય છે અને જે મજુરવર્ગની સ્રીઓ હોય છે તથા જેઓને ઉદરપોષણ અર્થે વૈતરૂં કરવું પડે છે તેઓની તેવી ઇચ્છા કાંઇક મૃદુ હોય

છે; તોપણ તેની ઇચ્છા ગાળાના સમયનો નિયમ તો એકને માટે એક સરખો જ માલૂમ પડી આવ્યો છે.

**કામવાસનાનો નિયમ**—આર્યોના દાંપત્યવિજ્ઞાન શાસ્ત્રમાં જેને ચંદ્રકળા અથવા કામવાસ કહે છે તે જ આ કામવાસના અથવા સમાગમની ઇચ્છા છે. 'ચંદ્રકળા'નો અર્થ જ એ છે કે ચંદ્રની કળાની પેઠે કામવાસનાથી વધઘટ થતી તે મેરી સ્ટોપ્સ પણ કહે છે કે એક ચાંદ્ર માસે જ સ્ત્રીને રજોદર્શન થાય છે અને રજોદર્શન પૂર્વે અને પછી અમુક નિયમે તેની કામવાસના જાગ્રત થાય છે. આ નિયમના સંબંધમાં મેરી સ્ટોપ્સની અને આર્ય સંશોધકોની ગણત્રી લગભગ મળતી આવે છે. આર્ય શાસ્ત્રમાં ચંદ્રની કળાને નિયમે પુનમથી એકમ અને એકમથી અમાસસુધીના દિવસોમાં સ્ત્રીના કયા અંગમાં કામવાસ રહે છે તેનું નિદર્શન કરવામાં આવેલું છે. બાજુએ તેનું કોષ્ટક આપેલું છે. આ કોષ્ટકનો અર્થ એવો નથી સમજવાનો કે દરેક, સ્ત્રીને સુદ પુનમને દિવસે અને વદ એકમને દિવસે મસ્તકમાં જ કામવાસ હોય છે. કેટલાક એમ સમજે છે પણ તે સમજ બરાબર લાગતી નથી.

| સુદ | અંગ | વદ |
|---|---|---|
| ૧૫ | મસ્તક | ૧ |
| ૧૪ | આંખ | ૨ |
| ૧૩ | અધરોષ્ઠ | ૩ |
| ૧૨ | કપોલ | ૪ |
| ૧૧ | કંઠ | ૫ |
| ૧૦ | કુચ | ૬ |
| ૯ | સ્તન | ૭ |
| ૮ | હૃદય | ૮ |
| ૭ | નાભિ | ૯ |
| ૬ | નિતંબ | ૧૦ |
| ૫ | ગુહ્યાંગ | ૧૧ |
| ૪ | જંઘા | ૧૨ |
| ૩ | પગની પીંડી | ૧૩ |
| ૨ | પગના પંજા | ૧૪ |
| ૧ | પગનો અંગુઠો | ૦)) |

વાસ્તવિક સમજ એ છે કે જે દિવસે રજોદર્શન થાય તે દિવસે સ્ત્રીને મસ્તકમાં કામવાસ હોય છે અને પછી તે દિવસે દિવસે ઉતરવા લાગે છે. પંદરમે દિવસે તે કામવાસ પગને અંગુઠે આવે છે સોળમા દિવસથી તે પુનઃ ઉપર ચડવા લાગે છે અને ૩૦ મે દિવસે—ચાંદ્રમાસને હિસાબે ૩૦મે કે ૨૯મે દિવસે કામવાસ પુનઃ મસ્તકે જઇ પહોંચે છે કે જ્યારે પુનઃ રજોદર્શન થાય છે અને કામવાસ પુનઃ એ જ ગતિએ ચડઉતર કરે છે. જ્યારે કામવાસ ગુહ્યાંગમાં હોય છે ત્યારે સ્ત્રીને સમાગમની ઇચ્છા થાય છે. આર્ય શાસ્ત્રના નિયમ મુજબ રજોદર્શન પછી ૧૧ મે દિવસે અને ૨૦ મે દિવસે સ્ત્રીને ગુહ્યાંગમાં કામવાસ હોય છે. આ જ નિયમ મેરી સ્ટોપ્સની છેલ્લામાં છેલ્લી ગણતરી મુજબ પણ

કેટલો સત્ય કરે છે તે આપણે જોઇએ. બાજુએ જે આકૃતિ આપી છે તે સ્ત્રીના ત્રણ સમયના રજોદર્શનની આપી છે. તેમાં ઝીણાં ટપકાંવડે કાળો કરેલો ભાગ એ રજોદર્શનના દિવસોનો છે. સૌથી નીચે ૧ થી ૨૮ સુધી દિવસોની અથવા ચાંદ્રમાસની નોંધ આપી છે. વચમાં જે કાળી લીટી ઉપર–નીચે જતી દર્શાવી છે તે સ્ત્રીની કામવાસનાનું સૂચન કરે છે. એ લીટી જેટલી વધારે ઉંચી કે નીચી તેટલી સ્ત્રીની કામવાસના તીવ્ર અથવા મૃદુ સમજવી. આ ઉપરથી જોઇ શકાશે કે રજોદર્શનની પૂર્વેના ૪ દિવસમાં સ્ત્રીની કામવાસના ખૂબ ઉંચે ચડેલી એટલે પ્રબળ છે. રજોદર્શનના ૫–૬ દિવસમાં તે તદ્દન ઉતરી ગઇ છે: સાતમા દિવસથી તે સહેજ ચડે છે. અને બારમા દિવસસુધી સાધારણ રહે છે. તેરમા દિવસથી ૧૬ મા દિવસસુધી ખૂબ પ્રબળ રહે છે અને ૧૭ મા દિવસથી તે ઉતરે છે તે ૨૪ મા દિવસ સુધી તેવી રહે છે. પુનઃ ૨૫ મા દિવસે ચડે છે અને બીજું રજોદર્શન આવત સુધી તેની કામવાસના પ્રબળ રહે છે અને રજોદર્શન થતાં પુનઃ એકદમ નીચે ઉતરી જાય છે આ પંચાંગ મુજબ ૧૧ મા અને ૨૦ દિવસે સ્ત્રીના ગુપ્તાંગમાં કામવાસના રહે છે જે દિવસોની વચ્ચે ૯ દિવસનું અંતર છે. મેરી સ્ટોપ્સે મેળવેલી માહિતી ઉપરથી જણાય છે કે ૧૧ મો દિવસ (રજોદર્શન પછીની

[ આકૃતિ ૧૬૪ ]

પહેલી કામવાસનાની ભરતીનો છેલ્લો દિવસ) અને ૨૫ મો દિવસ (કામવાસનાની બીજી ભરતીનો પહેલો દિવસ) એ બેઉની વચ્ચે ૯ દિવસનું અંતર છે. રજોદર્શનની પૂર્વેના નજીકના જ દિવસોની કામવાસના જેને મેરી સ્ટોપ્સ ભરતીનો સમય જણાવે છે તે આર્ય કામશાસ્ત્રમાં જણાતો નથી, પરન્તુ છેલ્લી શોધો તેમજ હિંદનું પ્રાચીન શાસ્ત્ર એ બેઉને આધારે એટલું તો જણાય આવે છે કે સ્ત્રીની કામવાસના અનિયમિત નથી, પણ તે નિયમિત છે અને રજોદર્શનના દિવસની સાથે એ કામવાસનાની ભરતી અને ઓટનો સંબંધ છે.

**નિયમના અપવાદો**—આ નિયમના કેટલાક અપવાદો પણ માલુમ પડ્યા છે. એ અપવાદોમાં પણ કેટલીક વાર ઉંડી રીતે નિયમિતપણું રહેલું માલુમ પડી આવે છે અને ખુલ્લા અપવાદો તો વિરલ જ હોય છે. એક જુવાન પરણેલી સ્ત્રીએ જણાવ્યું છે કે જ્યારે પોતે પોતાના પતિના સહવાસમાં હોય છે, ત્યારે કામવાસનાના ભરતીઓટનો તેને બરાબર ખ્યાલ રહેતો નથી, પરન્તુ જ્યારે પોતે પતિથી દૂર હોય છે, પતિ પરદેશમાં હોય છે, ત્યારે પોતે એ પ્રકારના ભરતીઓટને નિયમિત રીતે—ઘડીયાળના જેવી નિયમિતતાથી અનુભવે છે. આમ હોવા છતાં, જેવી રીતે બે માણસના ચહેરા બધી રીતે સરખા હોતા નથી તેવી રીતે કોઇ બે સ્ત્રીઓની કામવાસના દરેકે દરેક પ્રમાણમાં અને નિયમિતપણામાં સરખી હોતી નથી. જો સંપૂર્ણ વિગતોમાં જુદી જુદી સ્ત્રીઓની કામવાસનાની નોંધ કરવામાં આવે તો ભાગ્યે જ બે સ્ત્રીઓની કામવાસનાની નોંધ બધી રીતે મળતી આવશે, તોપણ અગત્યની નોંધ તો સરખી જ માલૂમ પડશે. કેટલીક સ્ત્રીઓને કામવાસનાની ભરતીનો અનુભવ એક ચાંદ્ર માસમાં એક જ વાર થાય છે. આવી સ્ત્રીઓમાં કોઇને રજોદર્શનની પહેલાં અને કોઇને ત્યારપછી એવો અનુભવ થાય છે. જેઓને એક જ વખત આવી ભરતીનો અનુભવ થાય છે તેઓને કેટલીક વાર બીજો અનુભવ જ્યારે તેઓની તબીયત સારી હોય છે અને મન ઉલ્લાસમાં હોય છે ત્યારે થાય છે, અથવાતો જ્યારે તે કામવાસનાને પ્રદીપ્ત કરે તેવી નવલકથાઓ વાંચે છે કિંવા પતિનું સ્મિત કે હાવ-ભાવ તેને ઉત્તેજે છે ત્યારે તેમને સમાગમની ઇચ્છા પ્રકટે છે. કોઈક જ સ્ત્રી એવી માલૂમ પડે છે કે જેને રજોદર્શનના દિવસોમાં જ સમાગમની ઇચ્છા ઉદ્દભવે છે. આ ભરતીઓટની માહિતી મેળવવા માટે જો કોઇ પુરૂષ જુદી જુદી સ્ત્રીઓને પૃચ્છા કરશે તો ઘણું કરીને

તેને નિરાશા અનુભવવી પડશે. તેનું પહેલું કારણ એ છે કે આવી વાત સ્ત્રીઓ સાચેસાચી કહેવાની ઇચ્છા જ રાખતી નથી. લજ્જા અને ભય તેમને તેમ કરતાં અટકાવે છે. બીજું કારણ એ છે કે મોટા ભાગની સ્ત્રીઓની કામવાસનાનો ભરતીઓટ પતિની ઇચ્છાને અધીન રહીને વર્તવાના જ પરિચયથી લગભગ વિલક્ષણ બની ગયો હોય છે તેથી તેમને તેનું કશું ભાન હોતું નથી કિંવા તેનું ભાન રાખવાની તેમને દરકાર હોતી નથી. પરન્તુ વધારે બારીકીથી તપાસ કરતાં તેવી સ્ત્રીઓને રજોદર્શન પૂર્વેની ભરતીનો અનુભવ થએલો જણાશે. એક વાર આ ભરતીઓટનો નિયમ ધ્યાનમાં આવ્યો એટલે તેને મળતો આવતો અનુભવ એક યા બીજી રીતે સમજાયા વિના રહેશે નહિ. કૈરેલ નામનો ગ્રંથકાર કહે છે કે "એક પરણેલી સ્ત્રીને મેં તેના દુરાચાર માટે ઠપકો આપવા માંડ્યો, ત્યારે તેણે કબૂલ કર્યું કે મને પખવાડીયામાં એક વાર કામવાસના ઉદ્ભવે છે અને જો મારો પતિ ઘેર હોતો નથી તો પછી જે કોઇ પુરૂષ મને મળે છે તેને હું સાધી લઉં છું." આ ઉપરથી સમજી શકાશે કે ઉપર જણાવેલો પખવાડિક ભરતીઓટનો નિયમ જ આ સ્ત્રીના અનુભવમાં આવ્યો હોવો જોઇએ. જે પતિ પોતાની સ્ત્રીની કામવાસનાનો કાળ જાણ્યા વિના સમાગમ કરે છે અને ભરતીકાળને બેદરકારીથી કે અજ્ઞાનથી જવા દે છે, તે પતિની સ્ત્રી અસંતુષ્ટ રહે તે નવાઇભરેલું નથી. આવી સ્ત્રીઓમાંથી કોઇ દુરાચારિણી પણ નીવડે. રસિક, સશક્ત, સુખી અને સ્વરૂપવાન પતિની સ્ત્રી પણ જો કોઇ વાર દુરાચારિણી માલૂમ પડે તો તેનું એક કારણ એ પણ હોવું જોઇએ કે પતિ પત્નીની કામવાસનાની ભરતીથી અજ્ઞાન હોય અને પોતાની કામવાસનાની તૃપ્તિ પૂરતો જ તે સ્વાર્થી હોય. આવી અસંતુષ્ટ સ્ત્રીઓ જો કુમાર્ગે જઇ શકતી નથી, તો તે હસ્તક્રિયાની કુટેવને વશ થાય છે એવું પણ કોઈ કોઈ વાર માલૂમ પડે છે.

**રજોદર્શનના દિવસોમાં સમાગમની મનાઇ**—યાહુદી લોકોમાં જૂના વખતથી ચાલ્યો આવતો એક એવો કાયદો છે કે રજોદર્શનના દિવસોમાં અને ત્યારપછીના સાત દિવસોસુધી સ્ત્રી સાથે સમાગમ કરવો એ પાપ છે. એ લોકોમાં ચુસ્ત ધાર્મિક પુરૂષો તો એટલેસુધી પાળે છે કે રજોદર્શનમાં રક્તસ્રાવ એક–બે કલાક જ થાય તોપણ પાંચ દિવસસુધી રજોદર્શનનો કાળ પાળવો અને ત્યારપછી બીજા સાત દિવસસુધી સ્ત્રીએ પુરૂષથી દૂર રહેવું. આ રીતે બાર દિવસસુધી સ્ત્રી

પુરુષ એકત્ર થવામાં પાપ સમજે છે. આ નિયમ ઉપર જણાવેલા ભરતીના નિયમનું જ પ્રતિપાદન કરે છે. આર્ય લોકોમાં રજોદર્શનના ચાર દિવસ પાળવાનો નિયમ છે, જે ઉપરાંત મનુ ૧૧ મી અને ૧૩ મી રાત્રિનો તથા આઠમ, ચૌદસ, પૂનમ તથા અમાસનો ત્યાગ કરવાનું સૂચન કરે છે. રજોદર્શન પછીની ૧૬ રાત્રિસુધી ગર્ભાશયનું મુખ ખુલ્લું રહેતું હોવાથી ગર્ભાધાન થાય છે-ત્યારપછી થતું નથી. પહેલી ચાર રાત્રિએ સમાગમનો નિષેધ છે. ઉપર જણાવેલા કામવાસનાના ભરતીઓટના નિયમને યાહુદીઓનો નિયમ જેટલો અનુસરે છે, તેટલો આર્યોનો નિયમ અનુસરતો નથી, છતાં રજોદર્શન પછી ચાર-પાંચ દિવસનો ત્યાગ કરીને અને સ્ત્રીની કામવાસનાની ભરતી તેનાં ઉલ્લાસાદિ લક્ષણોથી સમજીને વર્તવું એ ઉભય વચ્ચે પ્રીતિ વધવાના કારણરૂપ બને છે. આજકાલના જમાનામાં તો ઘણી વાર એવું માલૂમ પડે છે કે પતિનો સહજ સ્પર્શ કે તેનું મધુરૂં સ્મિત કિંવા એકાંત સ્ત્રીની કામવાસનાને પ્રદીપ્ત કરે છે અને નવદંપતીના કેટલાક મહિના તો એવા જાય છે કે ભાગ્યે જ એકાદ દિવસ કામવાસનાની ભરતી વિનાનો જતો હોય! પરન્તુ આવી વાસના કોઈ લાંબો કાળ ટકતી નથી. એ માનસિક કામવાસનાની ભરતી શિથિલ થતાં ચતુર પુરુષને માલૂમ પડી આવશે કે પોતાની સ્ત્રીમાં રજોદર્શનને નિયમે જ મહિનામાં બે વાર કામવાસનાની ભરતીને અનુકૂળ રહીને વર્તનાર દંપતીનો પ્રેમ દૃઢ જામે છે, તેઓનાં વદન પર નિત્યમેવ સ્મિત અને સંતોષ ફરકયા કરે છે અને સમાગમકાળનો તેમનો આનંદ સંપૂર્ણ નીવડે છે.

**પુરુષની કામવાસના**—આર્યશાસ્ત્રકાર એવું જણાવે છે કે-સામાન્ય રીતે શિયાળામાં રાત્રિસમયે, ઉનાળામાં મધ્યાહ્નને, વસંતઋતુમાં રાત્રિ-દિવસે, અને વર્ષાઋતુમાં વરસાદ વરસતો હોય તે સમયે સ્ત્રી-પુરુષ ઉભયમાં કામવાસના જાગ્રત થાય છે; પરન્તુ જેવી રીતે સ્ત્રીમાં ચંદ્રકળાને નિયમે કામવાસ હોવાનું શાસ્ત્રકાર જણાવે છે, તેવી રીતે પુરુષમાં પણ એ નિયમે કામવાસ હોય છે એવું પણ તે જણાવે છે. પૂર્ણીમાને દિવસે પુરુષના હૃદયમાં, પડવોને દિને નાભિની ઉપરના ભાગમાં, પાંચમે નાભિના મૂળમાં, છઠે મધ્ય ભાગમાં, સાતમે અગ્રભાગમાં, આઠમે ઊરૂના મૂળદેશમાં, નોમે કમરમાં, દશમે કમરની બાજુમાં, અગીઆરશે નિતંબમાં, બારસે ગુહ્યાંગ પાસે, તેરસે ઉરૂકંદમાં અને ચૌદસે આખા દેહમાં કામવાસ હોય છે. પાશ્ચાત્ય દેશના વિદ્વાનોને માલૂમ પડયું છે કે સ્ત્રીઓની

પેઠે પુરૂષોને પણ સૂક્ષ્મ રીતે માસિક અથવા પાક્ષિક કામવાસનાની ભરતીનો અનુભવ થાય છે; પરન્તુ મોટા ભાગના પુરૂષોની કામવાસના હમેશાં અર્ધનિદ્રિત જ હોય છે અને સહજ ઇશારો થતાં જ તે જાગ્રત થઇ જાય છે. એ વાસનાને દબાવી રાખવાનુ-મથન કર્યાં છતાં તેની નિદ્રા ક્ષણ વારમાં ઊડી જાય છે. પુરૂષોની આવી સદાજાગ્રત કામવાસના હોય અને સ્ત્રીને જો પાક્ષિક કામવાસનાની ભરતી ન હોતાં પશુ માદાના જેવી ઋતુ–અનુસારી વિરલ કામવાસના હોત, તો પુરૂષોની શી દશા થાત ? પશુમાદાને માસિક કે પાક્ષિક કામવાસના હોતી નથી, પરન્તુ જ્યારે ગર્ભધારણનો કાળ થાય છે, ત્યારે જ કામવાસના જાગ્રત થાય છે. સ્ત્રીઓને માસિક કે પાક્ષિક કામવાસનાની ભરતી હોય છે, પરન્તુ એ ભરતી પુરૂષની સદાજાગ્રત કામવાસનાની સમાન હોતી નથી. પુરૂષને પોતાની કામવાસના ઉપર અંકુશ રાખવો પડે છે, મન મનાવી લેવું પડે છે, ધર્મશાસ્ત્રની આજ્ઞાને માન્ય રાખવી પડે છે, અથવાતો સામાજિક બંધનોને સ્વીકારી લઇને નીતિપુર.સર વર્તવું પડે છે. છતાં આપણા શાસ્ત્રકારોએ પુરૂષોને એકથી વધુ સ્ત્રી પરણવાની છૂટ આપીને તેમનો માર્ગ મોકળો કરી આપ્યો છે. પ્રાચીન કાળમાં રાજાઓ અને સાધનસંપન્ન વિલાસી નાગરિકો તેનો સારો પેઠે લાભ લેતા. આજે પણ કેટલાકો એ મોકળા માર્ગનો લાભ લે છે અને વાત્સ્યાયને તો પોતાના 'કામસૂત્ર'માં પુરૂષને અનેક પ્રકારનો વ્યભિચાર નિષ્પાપ રીતે કરવાના માર્ગો પણ દાખવ્યા છે ! પુરૂષની આવી સદા-જાગ્રત કામવાસનાને પરિણામે જ પુરૂષોએ શાસ્ત્રમાં તેમજ કાયદામાં પતિનો 'હક્ક' સ્થાપિત કર્યો છે, જ્યારે સ્ત્રીની 'ફરજ' કે 'ધર્મ' સ્થાપિત કર્યો છે ! આ જ કારણથી પતિની ઇચ્છાને માન આપવાની સ્ત્રીની ફરજ આખા જગતમાં મનાઇ ચૂકી છે, જ્યારે સ્ત્રીની ઇચ્છાનો ભોગ અપાઇ રહ્યો છે. શાણો પતિ આ વિષમતાને ન સ્વીકારે, પરન્તુ સ્ત્રીની પતિ પ્રત્યેની ફરજની સાથે પતિની સ્ત્રી પ્રત્યેની ફરજનો પણ સ્વીકાર કરે અને એને જ નિયમની સમતા સમજે.



## પરિચ્છેદ ૪ થો.

---

### અનુકૂળ-પ્રતિકૂળ સમાગમ.

**સ્ત્રી-પુરૂષનાં ગુહ્યાંગોની રચના**—પૂર્વે જણાવ્યું તેમ સ્ત્રી પુરૂષની ઇચ્છાનો ભોગ થઇ પડે છે એ ખરૂં છે, છતાં પુરૂષોનો મોટો ભાગ તેમ જાણી જોઇને નહિ પણ અજ્ઞાનપણે કરે છે. સ્ત્રીને પોતાની ઇચ્છાનો ભોગ બનાવવાથી શું પરિણામ આવે છે, પોતાનો તેમજ સ્ત્રીનો આનંદ કેવી રીતે લુંટાઈ જાય છે તેનું તેને ભાન હોતું નથી. એવા પુરૂષો થોડી ક્ષણોના શારીરિક આનંદની ખાતર સમાગમના સાચા આનંદને ગુમાવે છે અને સ્ત્રીના આનંદનું તો ખૂન જ કરે છે. વસ્તુતઃ સાચા આનંદનાં દ્વાર તેમને માટે બંધ થવા પામે છે. આ આનંદના નાશ માટે જે અજ્ઞાન કારણીભૂત છે તેનો હવે આપણે વિચાર કરીએ. પ્રત્યેક દંપતીએ ઉભયનાં ગુહ્યાંગોની કિંવા જનનેંદ્રિયોની રચનાનું જ્ઞાન ધરાવવું એ સૌથી પહેલું આવશ્યક છે. પુરૂષની જનનેંદ્રિય માંસપેશીએ, શિરાએ અને તંતુઓની બનેલી હોય છે જેની દ્વારા શુક્ર સમાગમસમયે સ્ત્રીની જનનેંદ્રિયમાં પ્રવેશ કરે છે. સ્ત્રીની જનનેંદ્રિયના માર્ગને અંદરને છેડે એક નાનું દ્વાર રહેલું હોય છે તે સ્ત્રીના ગર્ભાશયનું મુખ હોય છે. પુરૂષનું શુક્ર એ ગર્ભાશયના મુખવાટે ગર્ભાશયમાં પ્રવેશ કરે છે ત્યારે જ સ્ત્રી ગર્ભ ધારણ કરે છે. શુક્ર એ મુખદ્વારા ગર્ભાશયમાં પ્રવેશ ન કરે તોપણ સમાગમની પૂર્ણતા તો થઇ શકે છે—માત્ર ગર્ભ ધારણ થતો નથી. સ્ત્રી અને પુરૂષનાં ગુહ્ય અવયવોની આ મુખ્ય રચના છે, પરન્તુ તે ઉપરાંત એ બેઉનાં અવયવોમાં એવાં બીજાં તંતુઓ અને માંસપેશીઓ હોય છે કે જે બીજું એક પ્રકારનું કાર્ય બજાવે છે. એ જ તંતુઓ અને માંસપેશીઓ મનુષ્યના શરીરની બીજી એકેએક ઇંદ્રિય ઉપર અસર નીપજાવે છે.

**પુરૂષની જનનેંદ્રિય અને શુક્ર**—પુરૂષની જનનેંદ્રિય કશાના સ્પર્શથી કિંવા માનસિક ઉશ્કેરણીથી જ્યારે ઉપસ્થિત થાય છે ત્યારે તેનું કદ વધે છે અને તે કઠિન બને છે. ઘણા પુરૂષો એવું સમજે છે કે વીર્ય કિંવા શુક્રના આવીર્ભાવથી જનનેંદ્રિયની એવી સ્થિતિ થાય છે, માટે જો વીર્યનો સ્રાવ કરવામાં આવે તો શાન્તિ મળે અને તેટલા માટે તેઓ સમાગમમાં ઉદ્યુક્ત થવાની જરૂર સમજે છે; પરન્તુ એ સમજ

સૂત્રભરેલી છે. જનનેંદ્રિયની ઉપસ્થિતિ શુક્ર ધરી આવવાથી થતી નથી. ઘણી વાર વીર્યહીન દુર્બળ પુરુષો પણ એવી ઉશ્કેરણી કિંવા ઉપસ્થિતિનો અનુભવ કરે છે. એમ થવાનું ખરૂં કારણ એ છે કે મનનો કિંવા સ્થૂલ સ્પર્શનો જે આઘાત જ્ઞાનતંતુઓ પર થાય છે, તેથી જ્ઞાનતંતુઓ ચલિત થઇને સામો પ્રત્યાઘાત કરે છે એટલે કે તેઓ રૂધિરવાહિની ઓ-શિરાઓ-નસોને રૂધિરથી ભરી દે છે. રૂધિર જનનેંદ્રિય તરફ શિરાઓદ્વારા ધસી જવાથી તેની ઉપસ્થિતિ થાય છે. ઉપસ્થિત જનનેંદ્રિયઓના ગુહ્યાવયવમાં પ્રવેશ કરવાથી વિશેષ ઉશ્કેરાય છે તે સમયે શુક્ર ઇંદ્રિયમાર્ગમાં ધસી આવે છે અને તેનો સ્રાવ થાય છે. આ ઉપરથી સમજી શકાશે કે જનનેંદ્રિયની માત્ર ઉપસ્થિતિ ઉપરથી એમ નહિ માની લેવું કે સમાગમની આવશ્યકતા છે, કિંવા વીર્ય કે શુક્રનો સ્રાવ થવાની જરૂર છે. જો લોહીથી ફૂલેલી જનનેંદ્રિયની નસો પુનઃ લોહી પાછું ખેંચાઇ જવાથી લોહી વિનાની બને તો જનનેંદ્રિયની ઉપસ્થિતિ વીર્યની હાનિ થયા વિના પણ શાન્ત થઇ જાય, અને લોહી શરીરનાં બીજાં અવયવોના નિયમિત અભિસરણમાં દાખલ થઇ જાય. આ માટે ખરી જરૂરીઆત ઉશ્કેરાએલા જ્ઞાનતંતુઓને સ્થૂળ રીતે કિંવા શાન્તિના માનસિક ચિંતનવડે શાન્ત કરવાની છે. તેથી ઉલટું જનનેંદ્રિયની ઉપસ્થિતિ અને ઉશ્કેરણી અત્યંત પ્રમાણમાં થઇ જવાથી જો શુક્ર ખેંચાઇ આવે છે તો સમાગમ વિના કે ઇચ્છા વિના પણ શુક્ર સ્રવી જાય છે અને એ અમૂલ્ય ખજાનો ગુમાવવો પડે છે. અકાળે થઇ ગએલી ઉપસ્થિતિને શાન્ત કરવાની ટેવ જરૂરી છે, નહિતો તેમાંથી સ્વપ્નદોષનું અને વીર્યની નબળાઇનું દર્દ લાગુ પડે છે.

**શુક્રમાં રહેલાં તત્ત્વો**—એક સમયના સમાગમથી પુરૂષ જેટલું વીર્ય ગુમાવે છે તેટલા વીર્યમાં ૨૦ થી ૫૦ કરોડ શુક્રજંતુઓ હોય છે, એવું અનુમાન કાઢવામાં આવ્યું છે! એક તંદુરસ્ત માણસના વીર્યમાંનો એ દરેક શુક્રજંતુ એક સ્ત્રીના ગર્ભાશયમાં ગર્ભ ધારણ કરવાને યોગ્ય હોય છે અને તેમાંથી એક બાળક ઉત્પન્ન થાય છે! એ પ્રત્યેક સૂક્ષ્મ શુક્રજંતુમાં એ પુરૂષના અસંખ્ય ગુણોનો વારસો ઉતરેલો હોય છે અને પ્રત્યેક જંતુમાં મનુષ્યદેહને રચનારાં બધાં મૂલ્યવાન તત્ત્વો વસી રહેલાં હોય છે. વીર્યનું રાસાયનિક પૃથક્કરણ કરવાથી એવું માલૂમ પડ્યું છે કે બીજાં તત્ત્વો ઉપરાંત તેમાં કેલ્સ્યમ અને ફોસ્ફોરીક એસીડનું પ્રમાણ ઘણું વધારે હોય છે કે જે તત્ત્વો મનુષ્યના શારીરિક બંધારણ માટે

## પરિચ્છેદ ૪ થો.

---

## અનુકૂળ-પ્રતિકૂળ સમાગમ.

**સ્ત્રી-પુરૂષનાં ગુહ્યાંગોની રચના**—પૂર્વે જણાવ્યું તેમ સ્ત્રી પુરૂષની ઇચ્છાનો ભોગ થઇ પડે છે એ ખરૂં છે, છતાં પુરૂષોનો મોટો ભાગ તેમ જાણી જોઇને નહિ પણ અજ્ઞાનપણે કરે છે. સ્ત્રીને પોતાની ઇચ્છાનો ભોગ બનાવવાથી શું પરિણામ આવે છે, પોતાનો તેમજ સ્ત્રીનો આનંદ કેવી રીતે લુંટાઈ જાય છે તેનું તેને ભાન હોતું નથી. એવા પુરૂષો થોડી ક્ષણોના શારીરિક આનંદની ખાતર સમાગમના સાચા આનંદને ગુમાવે છે અને સ્ત્રીના આનંદનું તો ખૂન જ કરે છે. વસ્તુતઃ સાચા આનંદનાં દ્વાર તેમને માટે બંધ થવા પામે છે. આ આનંદના નાશ માટે જે અજ્ઞાન કારણીભૂત છે તેનો હવે આપણે વિચાર કરીએ. પ્રત્યેક દંપતીએ ઉભયનાં ગુહ્યાંગોની કિંવા જનનેંદ્રિયોની રચનાનું જ્ઞાન ધરાવવું એ સૌથી પહેલું આવશ્યક છે. પુરૂષની જનનેંદ્રિય માંસપેશીઓ, શિરાઓ અને તંતુઓની બનેલી હોય છે જેની દ્વારા શુક્ર સમાગમ-સમયે સ્ત્રીની જનનેંદ્રિયમાં પ્રવેશ કરે છે. સ્ત્રીની જનનેંદ્રિયના માર્ગને અંદરને છેડે એક નાનું દ્વાર રહેલું હોય છે તે સ્ત્રીના ગર્ભાશયનું મુખ હોય છે. પુરૂષનું શુક્ર એ ગર્ભાશયના મુખવાટે ગર્ભાશયમાં પ્રવેશ કરે છે ત્યારે જ સ્ત્રી ગર્ભ ધારણ કરે છે. શુક્ર એ મુખદ્વારા ગર્ભાશયમાં પ્રવેશ ન કરે તોપણ સમાગમની પૂર્ણતા તો થઇ શકે છે—માત્ર ગર્ભ ધારણ થતો નથી. સ્ત્રી અને પુરૂષનાં ગુહ્ય અવયવોની આ મુખ્ય રચના છે, પરન્તુ તે ઉપરાંત એ બેઉનાં અવયવોમાં એવાં બીજાં તંતુઓ અને માંસપેશીઓ હોય છે કે જે બીજું એક પ્રકારનું કાર્ય બજાવે છે. એ જ તંતુઓ અને માંસપેશીઓ મનુષ્યના શરીરની બીજી એકેએક ઇંદ્રિય ઉપર અસર નીપજાવે છે

**પુરૂષની જનનેંદ્રિય અને શુક્ર**—પુરૂષની જનનેંદ્રિય કશાના સ્પર્શથી કિંવા માનસિક ઉશ્કેરણીથી જ્યારે ઉપસ્થિત થાય છે ત્યારે તેનું કદ વધે છે અને તે કઠિન બને છે. ઘણા પુરૂષો એવું સમજે છે કે વીર્ય કિંવા શુક્રના આવીર્ભાવથી જનનેંદ્રિયની એવી સ્થિતિ થાય છે, માટે જો વીર્યનો સ્રાવ કરવામાં આવે તો શાન્તિ મળે અને તેટલા માટે તેઓ સમાગમમાં ઉદ્યુક્ત થવાની જરૂર સમજે છેઃ પરન્તુ એ સમજ

શૂલભરેલી છે. જનનેંદ્રિયની ઉપસ્થિતિ શુક્ર ધસી આવવાથી થતી નથી. ધણી વાર વીર્યહીન દુર્બળ પુરુષો પણ એવી ઉશ્કેરણી કિંવા ઉપસ્થિતિનો અનુભવ કરે છે. એમ થવાનું ખરૂં કારણ એ છે કે મનનો કિંવા સ્થૂલ સ્પર્શનો જે આઘાત જ્ઞાનતંતુઓ પર થાય છે, તેથી જ્ઞાનતંતુઓ ચલિત થઇને સામો પ્રત્યાઘાત કરે છે એટલે કે તેઓ રૂધિરવાહિની ઓ-શિરાઓ-નસોને રૂધિરથી ભરી દે છે. રૂધિર જનનેંદ્રિય તરફ શિરાઓદ્વારા ધસી જવાથી તેની ઉપસ્થિતિ થાય છે. ઉપસ્થિત જનનેંદ્રિયના ગુહ્યાવયવમાં પ્રવેશ કરવાથી વિશેષ ઉશ્કેરાય છે તે સમયે શુક્ર ઇંદ્રિયમાર્ગમાં ધસી આવે છે અને તેનો સ્ત્રાવ થાય છે. આ ઉપરથી સમજી શકાશે કે જનનેંદ્રિયની માત્ર ઉપસ્થિતિ ઉપરથી એમ નહિ માની લેવું કે સમાગમની આવશ્યકતા છે, કિંવા વીર્ય કે શુક્રનો સ્ત્રાવ થવાની જરૂર છે. જો લોહીથી ફૂલેલી જનનેંદ્રિયની નસો પુનઃ લોહી પાછું ખેંચાઇ જવાથી લોહી વિનાની બને તો જનનેંદ્રિયની ઉપસ્થિતિ વીર્યની હાનિ થયા વિના પણ શાન્ત થઇ જાય, અને લોહી શરીરનાં બીજાં અવયવોના નિયમિત અભિસરણમાં દાખલ થઇ જાય. આ માટે ખરી જરૂરીઆત ઉશ્કેરાએલા જ્ઞાનતંતુઓને સ્થૂળ રીતે કિંવા શાન્તિના માનસિક ચિંતનવડે શાન્ત કરવાની છે. તેથી ઉલટું જનનેંદ્રિયની ઉપસ્થિતિ અને ઉશ્કેરણી અત્યંત પ્રમાણમાં થઇ જવાથી જો શુક્ર ખેંચાઇ આવે છે તો સમાગમ વિના કે ઇચ્છા વિના પણ શુક્ર સ્ત્રવી જાય છે અને એ અમૂલ્ય ખજાનો ગુમાવવો પડે છે. અકાળે થઇ ગએલી ઉપસ્થિતિને શાન્ત કરવાની ટેવ જરૂરી છે, નહિતો તેમાંથી સ્વપ્નદોષનું અને વીર્યની નબળાઇનું દર્દ લાગુ પડે છે.

**શુક્રમાં રહેલાં તત્ત્વો**—એક સમયના સમાગમથી પુરુષ જેટલું વીર્ય ગુમાવે છે તેટલા વીર્યમાં ૨૦ થી ૫૦ કરોડ શુક્રજંતુઓ હોય છે, એવું અનુમાન કાઢવામાં આવ્યું છે ' એક તંદુરસ્ત માણસના વીર્યમાંનો એ દરેક શુક્રજંતુ એક સ્ત્રીના ગર્ભાશયમાં ગર્ભ ધારણ કરવાને યોગ્ય હોય છે અને તેમાંથી એક બાળક ઉત્પન્ન થાય છે ! એ પ્રત્યેક સૂક્ષ્મ શુક્રજંતુમાં એ પુરુષના અસંખ્ય ગુણોનો વારસો ઉતરેલો હોય છે અને પ્રત્યેક જંતુમાં મનુષ્યદેહને રચનારાં બધાં મૂલ્યવાન તત્ત્વો વસી રહેલાં હોય છે. વીર્યનું રાસાયનિક પૃથક્કરણ કરવાથી એવું માલૂમ પડયું છે કે બીજા તત્ત્વો ઉપરાંત તેમાં કેલ્સ્યમ અને ફોસ્ફોરીક એસીડનું પ્રમાણ ઘણું વધારે હોય છે કે જે તત્ત્વો મનુષ્યના શારીરિક બંધારણ માટે

## પરિચ્છેદ ૪ થો.

## અનુકૂળ-પ્રતિકૂળ સમાગમ.

**સ્ત્રી-પુરૂષનાં ગુહ્યાંગોની રચના**—પૂર્વે જણાવ્યું તેમ સ્ત્રી પુરૂષની ઇચ્છાનો ભોગ થઇ પડે છે એ ખરું છે, છતાં પુરૂષોનો મોટો ભાગ તેમ જાણી જોઇને નહિ પણ અજ્ઞાનપણે કરે છે. સ્ત્રીને પોતાની ઇચ્છાનો ભોગ બનાવવાથી શું પરિણામ આવે છે, પોતાનો તેમજ સ્ત્રીનો આનંદ કેવી રીતે લુંટાઈ જાય છે તેનું તેને ભાન હોતું નથી. એવા પુરૂષો થોડી ક્ષણોના શારીરિક આનંદની ખાતર સમાગમના સાચા આનંદને ગુમાવે છે અને સ્ત્રીના આનંદનું તો ખૂન જ કરે છે. વસ્તુતઃ સાચા આનંદનાં દ્વાર તેમને માટે બંધ થવા પામે છે. આ આનંદના નાશ માટે જે અજ્ઞાન કારણીભૂત છે તેનો હવે આપણે વિચાર કરીએ. પ્રત્યેક દંપતીએ ઉભયનાં ગુહ્યાંગોની કિંવા જનનેંદ્રિયોની રચનાનું જ્ઞાન ધરાવવું એ સૌથી પહેલું આવશ્યક છે. પુરૂષની જનનેંદ્રિય માંસપેશીઓ, શિરાઓ અને તંતુઓની બનેલી હોય છે જેની દ્વારા શુક્ર સમાગમસમયે સ્ત્રીની જનનેંદ્રિયમાં પ્રવેશ કરે છે. સ્ત્રીની જનનેંદ્રિયના માર્ગને અંદરને છેડે એક નાનું દ્વાર રહેલું હોય છે તે સ્ત્રીના ગર્ભાશયનું મુખ હોય છે. પુરૂષનું શુક્ર એ ગર્ભાશયના મુખવાટે ગર્ભાશયમાં પ્રવેશ કરે છે ત્યારે જ સ્ત્રી ગર્ભ ધારણ કરે છે. શુક્ર એ મુખદ્વારા ગર્ભાશયમાં પ્રવેશ ન કરે તોપણ સમાગમની પૂર્ણતા તો થઇ શકે છે—માત્ર ગર્ભ ધારણ થતો નથી. સ્ત્રી અને પુરૂષનાં ગુહ્ય અવયવોની આ મુખ્ય રચના છે, પરન્તુ તે ઉપરાંત એ બેઉનાં અવયવોમાં એવાં બીજાં તંતુઓ અને માંસપેશીઓ હોય છે કે જે બીજું એક પ્રકારનું કાર્ય બજાવે છે. એ જ તંતુઓ અને માંસપેશીઓ મનુષ્યના શરીરની બીજી એકેએક ઇંદ્રિય ઉપર અસર નીપજાવે છે.

**પુરૂષની જનનેંદ્રિય અને શુક્ર**—પુરૂષની જનનેંદ્રિય કશાના સ્પર્શથી કિંવા માનસિક ઉશ્કેરણીથી જ્યારે ઉત્તેજિત થાય છે ત્યારે તેનું કદ વધે છે અને તે કઠિન બને છે. ઘણા પુરૂષો એવું સમજે છે કે વીર્ય કિંવા શુક્રના આવીર્ભાવથી જનનેંદ્રિયની એવી સ્થિતિ થાય છે, માટે જો વીર્યનો સ્રાવ કરવામાં આવે તો શાન્તિ મળે અને તેટલા માટે તેઓ સમાગમમાં ઉયુક્ત થવાની જરૂર સમજે છેઃ પરન્તુ એ સમજ

પછી દસેક દિવસ સમાગમ ન કરતાં સંયમ જાળવવો અને બીજા ભરતીકાળે પુનઃ એ જ રીતે સમાગમ કરવો, એ સમાગમ માટેનું સુયોગ્ય પ્રમાણ છે; છતાં કોઇ બાહ્ય કારણો કે ઉત્સાહજનક વાતાવરણથી ઉભયની કામવાસના જાગ્રત થાય તો સમાગમ કરવામાં ખાસ હાનિ નથી. મેરી સ્ટોપ્સ અનેક દંપતીઓના અનુભવથી કહે છે કે—આ નિયમે જે દંપતીઓ વર્તે છે તેઓ સુખી માલૂમ પડ્યાં છે.

**યોગ્ય અને અયોગ્ય સંયમ**—કેટલીક સ્ત્રીઓ એવી હોય છે કે જેમને એક માસમાં માત્ર એક જ વખતે કામવાસનાની ભરતીનો કાળ માલૂમ પડે છે. મજબૂત ઇચ્છાશક્તિવાળા પુરુષો આવી સ્ત્રીઓને અનુકૂળ થવા માટે ૨૫-૨૬ દિવસનો લાંબો વખત સંયમમાં ગાળવા સમર્થ રહી શકે છે, છતાં ઘણા પુરુષોને આટલો વખત સંયમમાટે બહુ ભારે થઇ પડે છે, અને વૃત્તિને કાબૂમાં રાખવા માટે તેઓને પોતાના સામર્થ્યનો ભારે વ્યય કરવો પડે છે. કુદરતી રીતે ઉશ્કેરાએલી કામવાસનાને કાબૂમાં રાખવા માટે ઇચ્છાશક્તિનો અને સામર્થ્યનો અસાધારણ વ્યય એક પરિણીત પુરુષે કરવો એ વાજબી નથી એવો મેરી સ્ટોપ્સનો અભિપ્રાય છે. તેથી જ્ઞાનતંતુઓ પર, મગજ ઉપર અને બુદ્ધિ ઉપર માઠી અસર થવા પામે છે. તેથી જે પુરુષની કામવાસના તીવ્ર હોય અને જેને ૨૫-૨૬ દિવસ જેટલો વખત સંયમ સાચવવા જતાં બહુ માનસિક યાતના સહન કરવી પડતી હોય તેણે આ પ્રમાણે આચરવું:-રજોદર્શન પછીના ભરતીકાળે તેણે સમાગમ કરવો, પછી બે અઠવાડીયાં સંયમ જાળવવો અને પછી સ્ત્રીને કુદરતી રીતે કામવાસના ઉત્પન્ન ન થતી હોય તો કામચેષ્ટા અને પ્રેમચેષ્ટાદ્વારા તેની કામવાસનાને જાગ્રત કરી પછી સમાગમ કરવો, પરન્તુ સ્ત્રીની કામવાસનાને જાગ્રત કર્યા વિના માત્ર પોતાની તૃપ્તિ અર્થે સમાગમ ન કરવો, કારણકે તેથી સ્ત્રીને આનંદ મળતો નથી, તે આનંદ આપતી નથી અને તેને પોતાની વૃત્તિ ઉપર પ્રહાર થએલો લાગવાથી તે શિથિલ તથા ઉદાસીન બની જાય છે. આ રીતે વર્તવાથી જો સ્ત્રીની તબીયત સારી હશે તો તેની કામવાસના જાગ્રત થયા વિના રહેશે નહિ અને એ કુદરતી ભરતીકાળ નહિ હોવા છતાં પુરુષને તેથી પ્રતિકૂળ સમાગમ થએલો માલૂમ પડશે નહિ. તીવ્ર કામવાસનાવાળા પુરુષને કદાચ બે અઠવાડીયાંનો સંયમ પણ મુશ્કેલ જણાય, તોપણ એ સંયમ કોઇ રીતે વધારે કે હાનિકારક નથી પરન્તુ એટલો સંયમ તો તેના તથા તેની

અતિ મૂલ્યવાન છે. વીર્ય એ કેટલો મૂલ્યવાન પદાર્થ છે અને વારંવાર તે ગુમાવવું એ કેટલી ભૂલ છે તેનો ખ્યાલ આટલા ઉપરથી આવશે. જે તત્ત્વ એક મનુષ્ય પ્રાણીને સર્જવા શક્તિમાન છે તે તત્ત્વો તે કાર્ય માટે ઉપયોગમાં લેવું એ જ યુક્ત છે. જે માણસમાં પ્રબળ ઇચ્છાશક્તિ હોય તે પોતાનાં જ્ઞાનતંતુઓને શાંત કરી શકે છે અને એ રીતે વીર્યસ્રાવને નકામો ગુમાવવાને બદલે જનનેંદ્રિયની ઉશ્કેરાએલી નસોને વીર્ય નહિ ગુમાવવાની આજ્ઞા કરી શકે છે.

**સમાગમનું યોગ્ય પ્રમાણ**—પુરુષે અયોગ્ય કાળે ઉશ્કેરાએલી વૃત્તિને શાન્ત કરવી એ સારી વાત છે, પરન્તુ હંમેશાં તેને શાન્ત કર્યા કરવી એ સલાહભરેલું નથી. જે સંયમથી પુરુષની શક્તિમાં વૃદ્ધિ થાય છે, તે જ સંયમનો જો અતિયોગ થાય તો તેથી પુરુષની શક્તિ ઉપર માઠી અસર થાય છે. સ્ત્રીની કામવાસનાના ઓટનો સમય ચાલતો હોય તેટલા દિવસ સંયમ જાળવવો એ ઘણુ સારૂં છે અને તેથી પુરુષનું બળ, ઉત્સાહ અને આનંદ જળવાઈ રહે છે, તેમજ સામાન્ય પ્રકારની કામવાસનાયુક્ત સ્ત્રીનો ઉત્સાહ તથા બળ પણ સચવાય છે. જો સ્ત્રી તંદુરસ્ત અને યુવાન હોય છે તો પૂર્વે જણાવ્યા પ્રમાણે એક પખવાડીયામાં એક વાર તેની કામવાસના જાગ્રત થાય છે, એટલે એ ભરતીકાળમાં જો સમાગમ થાય તો ઉભયને સરખો 'આનંદ મળે છે અને એ જ ઉભયને માટે અનુકૂળ પ્રકારનો સમાગમ છે. આ ભરતીકાળે પણ માત્ર એક જ દિવસનો સમાગમ આનંદ માટે પૂરતો થતો નથી એવું અનેક દાખલાઓ ઉપરથી માલૂમ પડ્યું છે. જે પુરુષો ૧૨–૧૪ દિવસસુધી સારી રીતે સંયમ જાળવી શકે છે તેઓને પણ ભરતીકાળમાં એક દિવસના સમાગમથી તૃપ્તિ થતી નથી જે પતિની સ્ત્રી પૂર્ણ આરોગ્યવાળી હોય છે તેને પણ માલૂમ પડ્યા વિના રહેશે નહિ કે સ્ત્રીને પણ ભરતીકાળે એક સમાગમ પૂરતી તૃપ્તિ આપી શકતો નથી, પરન્તુ બે-ત્રણ દિવસની અંદર વધુ નહિનો બે-ત્રણ સમાગમની આવશ્યકતા હોય છે. પૂર્વે આપેલી કામવાસનાની ભરતીની આકૃતિ ઉપરથી પણ માલૂમ પડે છે કે એ ભરતી બે-ત્રણ કે ચાર દિવસસુધી એક સરખી ઉચાઇએ વર્તતી હોય છે, એટલે સંપૂર્ણ આરોગ્યવાળા સ્ત્રીને એ બે ત્રણ દિવસમાં અનેક વાર કામવાસના પ્રકટે છે અને જો તેને તૃપ્ત કરવામાં આવતી નથી તો થોડે થોડે કલાકે કામવાસના ઉંચે ચડે છે. આ બધાનો સાર એટલો છે કે-ભરતી કાળે બે-ત્રણ દિવસસુધી રોજ સમાગમ કરવો,

પછી દસેક દિવસ સમાગમ ન કરતાં સંયમ જાળવવો અને બીજા ભરતીકાળે પુન એ જ રીતે સમાગમ કરવો, એ સગાગમ માટેનું સુયોગ્ય પ્રમાણ છે; છતાં કોઇ બાહ્ય કારણો કે ઉત્સાહજનક વાતાવરણથી ઉત્તમની કામવાસના જાગ્રત થાય તો સમાગમ કરવામાં ખાસ હાનિ નથી. મેરી સ્ટોપ્સ અનેક દંપતીઓના અનુભવથી કહે છે કે-આ નિયમે જે દંપતીઓ વર્તે છે તેઓ સુખી માલૂમ પડયાં છે.

યોગ્ય અને અયોગ્ય સંયમ—કેટલીક સ્ત્રીઓ એવી હોય છે કે જેમને એક માસમા માત્ર એક જ વખત કામવાસનાની ભરતીનો કાળ માલૂમ પડે છે મજબૂત ઇચ્છાશક્તિવાળા પુરુષો આવી સ્ત્રીઓને અનુકૂળ થવા માટે ૨૫-૨૬ દિવસનો લાંબો વખત સંયમમા ગાળવા સમર્થ રહી શકે છે, છતાં ઘણા પુરુષોને આટલો વખત સંયમમાટે બહુ ભારે થઇ પડે છે, અને વૃત્તિને કાબૂમાં રાખવા માટે તેઓને પોતાના સામર્થ્યનો ભારે વ્યય કરવો પડે છે કુદરતી રીતે ઉશ્કેરાએલી કામવાસનાને કાબૂમાં રાખવા માટે ઇચ્છાશક્તિનો અને સામર્થ્યનો અસાધારણ વ્યય એક પરિણીત પુરુષે કરવો એ વાજબી નથી એવો મેરી સ્ટોપ્સનો અભિપ્રાય છે તેથી જ્ઞાનતતુઓ પર, મગજ ઉપર અને બુદ્ધિ ઉપર માઠી અસર થવા પામે છે. તેથી જે પુરુષની કામવાસના તીવ્ર હોય અને જેને ૨૫-૨૬ દિવસ જેટલો વખત સંયમ સાચવતા જતાં બહુ માનસિક યાતના સહન કરવી પડતી હોય તેણે આ પ્રમાણે આચરવુ -રજોદર્શન પછીના ભરતીકાળે તેણે સમાગમ કરવો, પછી બે અઠવાડીયાં સંયમ જાળવવો અને પછી સ્ત્રીને કુદરતી રીતે કામવાસના ઉત્પન્ન ન થતી હોય તો કામચેષ્ટા અને પ્રેમચેષ્ટાદ્વારા તેની કામવાસનાને જાગ્રત કરી પછી સમાગમ કરવો, પરન્તુ સ્ત્રીની કામવાસનાને જાગ્રત કર્યા વિના માત્ર પોતાની તૃપ્તિ અર્થે સમાગમ ન કરવો, કારણકે તેથી સ્ત્રીને આનદ મળતો નથી, તે આનદ આપતી નથી અને તેને પોતાની વૃત્તિ ઉપર પ્રહાર થએલો લાગવાથી તે શિથિલ તથા ઉદાસીન બની જાય છે આ રીતે વર્તવાથી જો સ્ત્રીની તબીયત સારી હશે તો તેની કામવાસના જાગ્રત થયા વિના રહેશે નહિ અને એ કુદરતી ભરતીકાળ નહિ હોવા છતા પુરુષને તેથી પ્રતિકૂળ સમાગમ થએલો માલૂમ પડશે નહિ તીવ્ર કામવાસનાવાળા પુરુષને કદાચ બે અઠવાડીયાનો સંયમ પણ મુશ્કેલ જણાય, તોપણ એ સંયમ કોઇ રીતે વધારે કે હાનિકારક નથી પરન્તુ એટલો સંયમ તો તેના તથા તેની

સ્ત્રીના આરોગ્ય તેમજ આનંદ માટે જરૂરનો છે. એટલા સંયમથી વધેલી શરીરશક્તિને લીધે પણ તે વિશેષ આનંદનો ઉપભોક્તા બને છે. પુનઃ પુનઃ સંયમ જાળવવાથી પછી સંયમ જાળવવાનું મુશ્કેલ બનતું નથી અને સંયમ પણ એક ટેવરૂપ બની જાય છે; તેથી ઉલટું ઇચ્છાને મોકળી મૂકી દેવાની ટેવ પાડવાથી સંયમ કરવાની શક્તિ ઘટે છે અને પછી ઇચ્છા અતિપ્રયત્ન છતાં કાબૂમાં રહી શકતી નથી. પછી એવી ઇચ્છા કિંવા કામવાસના એક દર્દરૂપ બની જાય છે

**કામવાસનાની કૃત્રિમ ભરતી**—જે સ્ત્રી તીવ્ર કામવાસનાવાળી હોય છે અને જેની ભરતીના કાળમાં પખવાડીયે સમાગમવડે તેને તૃપ્ત કરવામાં આવી હોય છે, તોપણ કેટલીક વાર એવું બને છે કે તેની એ કામવાસના પુનઃ કૃત્રિમ રીતે જાગ્રત થાય છે, અને તે વખતે તેને સમાગમની ઇચ્છા ઉદ્દભવે છે. વૃત્તિને ઉશ્કેરે તેવી એકાન્ત હોય, કોઇ આનંદનો પ્રસંગ હોય કિંવા કોઇ ચિત્રના અવલોકનથી કે વાર્તા વાંચવાથી કામવાસના ઉશ્કેરાઇ હોય ત્યારે એ વૃત્તિ જાગ્રત થાય છે. આવા વાતાવરણમાં જો સ્ત્રીની વાસના જાગ્રત ન થઇ હોય તો પ્રેમચેષ્ટા કે કામચેષ્ટાવડે પુરૂષ તે જાગ્રત કરવામાં ઘણી વાર સફળ નીવડે છે; છતાં જો એવા વાતાવરણમાં સ્ત્રીની કામવાસનાનો ઓટકાળ જ ચાલી રહેલો હોય છે તો તેને જાગ્રત કરવા માટે વધારે તીવ્ર પ્રકારની ચેષ્ટાની જરૂર પડે છે. પતિએ એવા કાળે સ્ત્રીની માનસિક વૃત્તિને ઉત્તેજિત કરવી એ સ્ત્રીના સ્થૂળ અવયવને ઉત્તેજિત કરવા કરતાં વધારે સારૂં છે. ટુંકમાં પતિને માટે ઉપયોગી નિયમ એવો છે કે-દરેક સમાગમને સુકોમળતાપૂર્વક પ્રેમચેષ્ટાવડે જીતી લેવો જોઇએ અને સ્ત્રીની ઇચ્છા જાગ્રત થયા વિના કિંવા જાગ્રત થાય નહિ ત્યાંસુધી સમાગમ સાધવો જ ન જોઇએ.

**પુરૂષની શિથિલ કામવાસના**—કેટલાંક દંપતીઓ એવાં હોય છે કે તેમાં પુરૂષની કામવાસના મધ્યમ કે શિથિલ હોય છે અને સ્ત્રીની કામવાસના તીવ્ર હોય છે એવાં દંપતીઓમાં સ્ત્રીને પખવાડીયામાં ભરતીકાળે કામવાસના જાગ્રત થાય છે, પરન્તુ પુરૂષને માસમાં એક જ વાર વાસના જાગે છે, અને જો તે સ્ત્રીને આનંદ આપવા વધુ સમાગમ કરે તો તેને તે ઉપર અણગમો થાય છે કિંવા તેની તંદુરસ્તી લથડે છે. કોઇ વાર સ્ત્રીની ઇચ્છા જાણ્યા છતાં તે તેની અવગણના કરે છે. આવું દંપતી સુખાનુભવ કરી શકતું નથી આવા પતિએ માત્ર સ્ત્રીનાં જ્ઞાનતંતુઓને શાન્ત કરવા માટેના શારીરિક અને માનસિક યત્નો જ કરવા.

તે સિવાય બીજો માર્ગ રહેતો નથી. પાશ્ચાત્ય દેશોમાં તો આવાં સ્ત્રી-પુરૂષો પોતપોતાની જરૂરીઆતો સમજીને રાજીખુશીથી છૂટા છેડા કરી નાંખે છે, પરન્તુ આપણા દેશમાં એ બહુ જ ઓછું શકય છે. ઉચ્ચવર્ગોમાં તે અશકય જ છે. દંપત્યાવજ્ઞાનના આર્ય વિદ્વાનોએ એટલા માટે બાહ્ય લક્ષણો ઉપરથી સ્ત્રી-પુરૂષની પરીક્ષા કરી તેના વર્ગો પાડયા છે. અશ્વ, વૃષ અને શશ એ ત્રણ પુરૂષની જાતિ છે અને હસ્તિની, અશ્વિની તથા મૃગી એ ત્રણ સ્ત્રીની જાતિ છે. અશ્વ પુરૂષ અને હસ્તિની સ્ત્રી, વૃષ પુરૂષ અને અશ્વિની સ્ત્રી તથા શશ પુરૂષ અને મૃગી સ્ત્રીનો સમાગમ 'સમ' એટલે સુખોત્પાદક લેખાય છેઃ અન્ય પ્રકારનો સમાગમ મધ્યમ કે કનિષ્ટ પ્રકારનો લેખાય છે. અશ્વ અને અશ્વિની તથા વૃષ અને મૃગીનો સમાગમ કનિષ્ટ છે. એ જ રીતે શશ અને હસ્તિનીનો સમાગમ કનિષ્ટ છે. શશ અને અશ્વિની તથા વૃષ અને હસ્તિનીનો સમાગમ ઉતરતો મધ્યમ છે. આ પુરૂષ અને સ્ત્રીનાં બાહ્ય લક્ષણો ઉપરથી પરીક્ષા કરી તેમનું લગ્ન ગોઠવવામાં આવે તો તેઓ સુખાનુભવ કરનારાં બને.* દંપતીઓના વિષમ પ્રકારો એટલા બધા છે કે એ દરેક પ્રકાર માટે સુખાનુભવનાં સૂચનો અને માર્ગો દર્શાવવાનું અહીં મુશ્કેલ છે.

---

## પરિચ્છેદ ૫ મો.

---

## સમાગમ વિષે વિશેષ માહિતી.

**સમાગમ માટે સ્ત્રીની તૈયારી**—પ્રેમચેષ્ટા અને કામચેષ્ટાથી જ્યારે સ્ત્રી ઉત્તેજિત થઇ હોતી નથી, ત્યારે તે સમાગમ માટે તૈયાર થઇ હોતી નથી. તે વખતે ગુહ્ય પ્રવેશદ્વાર સાંકડું અને સુકું હોય છે, તે જ રીતે ગુહ્યાંગના બહારના ઓઠ જે સુકોમળ માંસપેશીઓ તથા મજ્જાતંતુઓના બનેલા હોય છે તે પણ સુકા તથા સંકોચાયલા હોય છે. પરન્તુ જ્યારે તે ઉત્તેજિત થઇને સમાગમ માટે તૈયાર થાય છે ત્યારે ગુહ્યાંગમાં નસોદ્વારા લોહી ધસી આવે છે, તે પ્રફુલ્લ બને છે અને માંસપેશીઓમાંથી ચીકાશવાળો અનંગરસ દ્રવે છે. આથી પ્રવેશદ્વાર તેમજ ગુહ્યાંગનો માર્ગ રીઢો તેમજ સુંવાળો બને છે. એ માર્ગ એવી માંસપેશીઓનો

---

* આ લક્ષણો માટે જુઓઃ "સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક" ગ્રંથ પહેલોઃ ખંડ ૧૪ મો.

અનેશે હોય છે કે જે માંસપેશીઓ સંકોચાવા તથા પ્રફુલ્લિત થવાના સ્વભાવવાળી હોય છે. તે માંસપેશીઓ પણ એ વખતે પ્રફુલ્લિત થઈને સમાગમ સિદ્ધ કરવા ઉત્તેજિત બને છે. અત્યંત ઉત્તેજિત થએલી સ્ત્રીના ગુહ્યાંગનું દ્વાર દૃષ્ટિથી પણ આકુંચન-પ્રસારણ પામતું દેખાય છે. માનસિક વિચારની અસર શરીરનાં અવયવો પર એટલી શક્તિવાળી હોય છે કે કેટલાક મનુષ્યો આ બધી સ્થિતિનો અનુભવ માત્ર ઉત્તેજિત થએલી દશામાં પણ કરે છે. વિરહવાળાં સ્ત્રી-પુરૂષો જ્યારે પ્રેમિક જનોનું સ્મરણ કરે છે કિંવા ભૂતકાળની કામચેષ્ટાઓને સંભાળવામાં લીન બને છે, ત્યારે તેઓ એવી જ દશા અનુભવે છે. આ ઉપરથી સમજી શકાશે કે જો કામચેષ્ટા કે પ્રેમચેષ્ટા વિના પુરૂષ સમાગમમાં ઉદ્યુક્ત થાય છે તો સ્ત્રી સમાગમ માટે ઉત્તેજિત થઇ નહિ હોવાથી તેના સુક્કા અને સંકુચિત ગુહ્યાંગ સાથે જ માત્ર પુરૂષનો સમાગમ થાય છે, તેથી સ્ત્રીને કષ્ટનો અનુભવ થાય છે અને તેવા પુરૂષ તરફ તેને તિરસ્કાર આવે છે. સ્ત્રીને ઉત્તેજિત કરવી એ તેને કષ્ટનો અનુભવ ન થવા દેવાના જ હેતુથી નહિ, પણ તે કાર્ય પુરૂષની દૃષ્ટિથી પણ લાભદાયક છે. ઉત્તેજિત સ્ત્રી સાથેના સમાગમથી પુરૂષની કામવૃત્તિ પ્રફુલ્લ થાય છે, તેને પૂરો આનંદ મળે છે અને તેની અસર સ્ત્રી તેમ જ પુરૂષના આરોગ્ય ઉપર સારી થાય છે એવો આ વિષયના વિદ્વાનોનો અભિપ્રાય છે. પ્રત્યેક સમાગમની પૂર્વે સ્ત્રીને પ્રેમચેષ્ટા અને કામચેષ્ટાથી ઉત્તેજિત કરવાની જરૂર હોય છે. નરપશુઓ બીજા નરપશુઓ સાથે લડીને માદાના દિલને જીતે છે, અને નરપક્ષીઓ પોતાનાં પીંછાં પ્રસારીને માદાને મોહિત કરે છે એ પણ તેમની કુદરતી કામચેષ્ટાનો જ પ્રકાર છે.

**નવપરિણીતા સાથે સમાગમ**—નવપરિણીતા બાળા સાથેના પ્રથમ સમાગમ સંબંધી કેટલીક વધુ સમજની જરૂર છે. અક્ષત કુમારિકા બાળાના ગુહ્યાંગમાં એક એવું સૂક્ષ્મ આવરણ હોય છે કે જે બહુ ભાગે પ્રથમ સમાગમથી ભેદાય છે, અને તે સમયે તેને કષ્ટનો અનુભવ થાય છે, તેટલા કારણથી આ વિષયના જ્ઞાતાઓની એવી સલાહ છે કે પ્રથમના કેટલાક સમાગમો ઉતાવળા કે ચંડવેગી ન હોવા જોઇએ. શાણો પતિ આરંભમાં ધીરેથી વર્તે છે અને થોડાએક સમાગમોથી ધીરે ધીરે આવરણ ભેદાવાથી સ્ત્રીને અતિકષ્ટનો અનુભવ થતો નથી. નવપરિણીતાઓએ પણ શરૂઆતના થોડા વખત માટે આ પ્રકારના સ્વલ્પ કષ્ટને માટે તૈયાર રહેવું જોઈએ; નહિતો એ કષ્ટનું જેને જ્ઞાન નથી તે સ્ત્રી સમાગમ તરફ

અત્યંત ભયથી જુએ છે. આવાં સ્ત્રી-પુરૂષોનો સંસાર પ્રારંભમાં જ કલહવાળો નીવડે છે. આ આવરણની મૃદુતા અને કઠીનતા સંબંધે જુદા જુદા મતો છે. કેટલીક સ્ત્રીઓનાં એ આવરણ એટલાં મૃદુ હોય છે કે એક જ સમાગમથી ભેદાય છે અને કેટલાંક એટલાં કઠીન હોય છે કે અનેક પ્રયત્નો છતાં તે નહિ ભેદાતાં પુરૂષ નિરાશ થાય છે અને પુરૂષને પોતાના કૌવત સંબંધી શંકા ઉત્પન્ન થાય છે. કોઇ કોઇ સ્ત્રીઓનાં એ આવરણને હુશિયાર ડાકટરો પાસે સહજ છેદાવવાની પણ જરૂર પડે છે.

**સમાગમ માટે સુખાસન કયું?**—'કોકશાસ્ત્ર' અને 'કામસૂત્ર'માં સમાગમમાટેનાં અનેક આસનો કહેલાં છે અને તેની સંખ્યા ૮૪ની લેખાય છે. પશુઓ અને પક્ષીઓના સમાગમના અનુકરણરૂપે પણ એમાંનાં કેટલાંક આસનો યોજાયાં છે. પરન્તુ એ બધાં આસનો સુખાસનો નથી. ત્યારે સુખાસન કયું? સ્ત્રીની કટિ નીચે તેમજ મસ્તક નીચે સુકોમળ તકીયા રાખીને કરવામાં આવતો સમાગમ એ સુખાસન છે; પરન્તુ મેરી સ્ટોપ્સ કહે છે કે આ સુખાસનમાં પુરૂષે પોતાના શરીરનો ભાર પોતાની કોણીઓ ઉપર ઝીલવો જોઇએ, નહિતો સ્ત્રી અત્યંત ભારથી કચાય છે, થાકી જાય છે અને સમાગમ પછી કલાકો સુધી તેનો થાક ઊતરતો નથી. બીજું સુખાસન સ્ત્રી-પુરૂષ એક બીજાનાં મુખ સામસામે રાખી બેસીને અને ઓષ્ઠાદિનું ચુંબન કરતાં સમાગમમાં ઉદ્યુક્ત થાય એ છે. આનંદપૂર્વક એક બીજાને મળતાં અને ભેટતાં સ્ત્રીપુરૂષનું એ આસન વધારે નૈસર્ગિક પણ છે. આ ઉપરાંત વિપરીતાસન વગેરે અનેક આસનો છે, પરન્તુ સ્ત્રી કે પુરૂષ કોઇને વ્યર્થ શ્રમ ન થાય તે બેઉ જણાંએ જોવું જોઇએ, શરીર સમતોલ રહેવાં જોઇએ અને અવયવો અક્કડ નહિ પણ સહેલાઇથી વળે તેવાં શિથિલ રહેવાં જોઇએ. કેટલાંક દંપતીઓ પડખાંભેર સૂઇ રહીને સમાગમ સાધે છે, પરન્તુ ગર્ભધારણ માટે એ આસન ઉપયોગી નથી એવો વિદ્વાનોનો અભિપ્રાય છે. ટુંકામાં ઉભયને અનુકૂળ આવે તેવી રીતિ ગ્રહણ કરવી એ જ સર્વોત્તમ માર્ગ છે.

**સમાગમસુખનું શિખર-વાસનાના ઉન્માદનો અનુભવ**—સમાગમસમયે પુરૂષનો માનસિક અને શારીરિક ઉશ્કેરાટ ઉન્માદનો અનુભવ કરે છે, વીર્યપાત થાય છે, એ સમાગમસુખનું શિખર છે. એવો જ માનસિક અને શારીરિક વાસનાનો ઉન્માદ સ્ત્રીના અનુભવમાં પણ આવે છે. આ ઉન્માદ બેઉને માટે આવશ્યક છે, તે વિના સમાગમસુખનો પૂર્ણ અનુભવ થતો નથી. પરન્તુ કેટલીક વાર પુરૂષ એ

અનુભવ વહેલો કરે છે, જે વખતે સ્ત્રીને એ અનુભવ થવાની તૈયારી માત્ર હોય છે. પોતાનો સુખાનુભવ પૂરો થતાં પુરૂષ સ્ત્રીનો ત્યાગ કરે છે તો સ્ત્રી અતૃપ્ત દશામાં રહી જાય છે. આવી સ્ત્રીઓ કોઇ વાર પર-પુરૂષગામિની કે હસ્તક્રિયાની કુટેવને વશ થતી જોવામાં આવે છે કોઇ કોઇ વાર પુરૂષના સુખાનુભવની પૂર્વે સ્ત્રી સુખાનુભવ કરે છે, છતાં મેરી સ્ટોપ્સે એવી ગણતરી કરી છે કે પરણેલી સ્ત્રીઓનો ૭૦ થી ૮૦ ટકા ભાગ એવો છે કે જે પતિના શીઘ્રકામિત્વથી કે ચંડ વેગથી સંપૂર્ણ સુખાનુભવ કિંવા વાસનાની ઉન્મત્ત અવસ્થા ભોગવી શકતો નથી. સ્ત્રી-જાતિની કામવાસના એટલી અગમ્ય અને ગહન હોય છે કે એ વાસ-નાને જાગ્રત કરતાં પુરૂષ તેના આખા શરીરને અને આત્માને પણ જાગ્રત કરે છે. આ માટે થોડો સમય પૂરતો નથી. સ્ત્રીના ગુહ્યાંગની સપાટી ઉપર એક એવું નાનું ચિન્હ હોય છે કે જેનો આકાર પુરૂષના ગુહ્યાંગને મળતો હોય છે. તેને આપણે સ્ત્રીલિંગ કિંવા મદનછત્ર કહીશું. એ સ્ત્રીલિંગ સહજ સ્પર્શથી ઉશ્કેરાઇ જવાના સ્વભાવવાળુ હોય છે. જ્યારે સ્ત્રી કામોન્મત્ત બને છે, ત્યારે એ ચિન્હ ઉશ્કેરાય છે અને કદ તથા આકારમાં વધે છે. સમાગમથી તે વધારે ઉશ્કેરાય છે અને આખા શરીરના જ્ઞાનતંતુઓને સતેજ કરે છે. સ્ત્રીની કામવાસનાને જાગ્રત કર્યા પછી ૧૦ થી ૨૦ મિનિટસુધીના શુદ્ધ સમાગમની આવશ્યકતા રહે છે. અજ્ઞાન પતિઓ બે કે ત્રણ મિનિટમાં સમાગમની પૂર્તિ કરે છે તેઓ પરસ્પરના સમાગમસુખના શિખરે પહોંચી શકતા નથી.

**સંતાનોત્પત્તિનો હેતુ**—આર્ય ધર્મશાસ્ત્રકારોનું ફરમાન એવુ છે કે સ્ત્રીસમાગમ કેવળ સંતાનોત્પત્તિને માટે જ હોવો જોઇએ અને સ્ત્રીએ ગર્ભ ધારણ કર્યા પછી તેમજ રજસ્વલા સ્ત્રી નાહ્યા બાદ તેને એક ઋતુ-દાન દીધા પછી સમાગમ કરવો જોઇએ નહિ. ઋતુદાન પછી પુરૂષે સંયમી રહેવું જોઇએ એવું એમનુ કથન છે. પાશ્ચાત્ય વિદ્વાનો આ માન્યતા કબૂલ રાખતા નથી. તેઓ કહે છે કે સમાગમનો લાભ કેવળ સંતાનપ્રાપ્તિ જ નથી પરન્તુ તેથી શારીરિક લાભો અને માનસિક આનંદ પ્રાપ્ત થાય છે કે જે આત્માનંદવિજ્ઞાનની એક શાખા છે. તેથી દંપતીનું આત્મૈક્ય પણ સધાય છે વળી જે આનંદ તેથી પ્રાપ્ત થાય છે તે એકપક્ષીય કે સ્વાર્થીય નથી પણ તે ઉભયના આનંદનું કારણ બને છે. છેવટે સમાગમથી જગતમાં એક નવું-પ્રાણી જન્મ પામે છે. વા-ત્સ્યાયન કહે છે કે સમાગમનો આનંદ પુરૂષને કામવાસનાના ઉન્માદની

ક્ષણે પ્રાપ્ત થાય છે અને સ્ત્રીને પ્રારંભથી અંતસુધી પ્રાપ્ત થાય છે.

**સમાગમ અને શારીરિક લાભ**—કેટલાક સ્ત્રીપુરૂષો અમુક સંતાનો થયા પછી વધુ સંતાનની ઇચ્છા રાખતાં નથી, છતાં તેઓ સમાગમ-સુખ તો મેળવવા ઇચ્છતાં હોય છે. આવી ઇચ્છાવાળા કેટલાક પુરૂષો સમાગમથી વીર્યસ્રાવ થવાની ક્ષણ આવે છે ત્યારે સ્ત્રીનો ત્યાગ કરે છે, છતાં સ્રાવ તો સ્ત્રીના ગુહ્યાંગની બહાર થયા વિના રહેતો નથી. આથી વીર્ય કેવળ નકામું ગુમાવાય છે અને ગર્ભાધાન થતું નથી. વીર્યનો નકામો વ્યય પુરૂષને હાનિકારક છે એટલું જ નહિ, પણ સ્ત્રીનેપણ હાનિકારક છે. તેથી સ્ત્રી અતૃપ્ત દશામાં રહે છે, વૃત્તિનો ઉશ્કેરાટ નિષ્ફળ થાય છે અને તેનાં જ્ઞાનતંતુઓ તેમજ આરોગ્ય હાનિ પામે છે. વૈજ્ઞાનિકો કહે છે કે પુરૂષના વીર્યમાં એવાં કેટલાંક પુષ્ટિકારક તત્ત્વો હોય છે કે જે સ્ત્રીના ગુહ્યાંગમાં દાખલ થયા પછી ગુહ્યાંગની માંસપેશીઓ અને જ્ઞાન-તંતુઓ તેનું શોષણ કરે છે, અને એ તત્ત્વ સ્ત્રીના દરેક અવયવસુધી પ્રસરીને તેને પ્રફુલ્લ કરે છે. વીર્યમાંનાં કયાં કયાં રાસાયનિક દ્રવ્યો આ કાર્ય નીપજાવે છે તે હજી નક્કી થયું નથી, પરન્તુ ડાક્તરોએ અનેક પ્રયોગોવડે આ વાત સિદ્ધ કરેલી છે; અને તેટલા જ માટે વીર્યપાત ગુહ્યાંગની બહાર કરવો એ ઉભયને હાનિકારક છે.-આવા વર્તનવાળા પુરૂષોને નપુંસક બનતાં વાર લાગતી નથી.

---

## પરિચ્છેદ ૬ ઠ્ઠો.

---

## દંપતીની નિદ્રા કેમ ઉડી જાય છે?

**શાન્તિ અને શક્તિ આપનારી નિદ્રા**—નિદ્રા એ અદ્ભુત રીતે શાન્તિ અને શક્તિ આપે છે. કુદરતના નિયમોનો ભંગ કરનારને જ અનિદ્રા અથવા નિદ્રારહિત અવસ્થા પ્રાપ્ત થાય છે. જુવાન સ્ત્રી પુરૂષોના રતિસમાગમનો અનિદ્રા સાથે કેવો અને કેટલો સંબંધ છે તેનો વિચાર ભાગ્યે જ કોઇએ કર્યો હોય છે વસ્તુતઃ તૃપ્તિ તથા આનંદનો અનુભવ કરાવનાર સંપૂર્ણ સમાગમ અને નિદ્રાને નિકટનો સંબંધ રહેલો છે.

**નિદ્રા ઉડી જવાનાં કારણો**—પુરૂષોને એવો અનુભવ ઘણી વાર થતો જોવામાં આવે છે કે જે સમાગમને માટે ઉત્સુક થએલા તેના

મનને સંપૂર્ણ સુખોત્પાદક સમાગમવડે તૃપ્તિ થયું હોતી નથી તો જ્યાં-સુધી તેને તૃપ્તિ મળતી નથી ત્યાંસુધી તે બેચેન રહે છે, તેની ઉંઘ ઉડી જાય છે અને તેના જ્ઞાનતંતુઓ ઉસ્કેરાએલી હાલતમાં જ રહે છે. જ્યારે સમાગમથી તે તૃપ્ત થાય છે ત્યારે તેનાં જ્ઞાનતંતુઓ શિથિલ થાય છે, તેની માંસપેશીઓ નરમ બને છે, અને થોડી વારમાં જ તેને એક બાળકની પેઠે ઉંઘ આવી જાય છે. આવી મધુરી નિદ્રાનો પડદો જ્યારે ઉચકાય છે ત્યારે તેને શક્તિ, ઉત્સાહ અને તાજગીનો અનુભવ થાય છે. સ્ત્રી પણ જ્યારે સમાગમથી તૃપ્તિનો અનુભવ કરે છે ત્યારે તે પણ એવી જ મધુરી નિદ્રાનો અને નિદ્રાને અંતે તાજગીનો અનુભવ કરે છે. પરન્તુ પુરૂષો કરતાં વધારે પ્રમાણમાં સ્ત્રીઓ અનિદ્રા ભોગવતી બિ-છાનામાં આળોટયા કરે છે; જ્યારે તેમના પતિઓ તેમની બાજુમાં જ ઘસઘસાટ ઉંઘી રહ્યા હોય છે! આનું કારણ શું? પુરૂષ સ્ત્રીની સાથેના સમાગમથી પોતાની તૃપ્તિ કરી લે છે, પણ સ્ત્રીને અતૃપ્ત દશામાં જ રહેવા દે છે અને એ અતૃપ્ત દશાથી જ તેમની નિદ્રા ઉડી જાય છે. કેટલીક વાર કલાકોસુધી અને કોઇ વાર આખી રાત તેમની નિદ્રા ઉડી જાય છે! સમાગમવડે સ્ત્રીને વાસનાના ઉન્માદનો અનુભવ થયા વિના તેને તૃપ્તિ થતી નથી અને પુનઃ પુનઃ રહેલી અતૃપ્ત દશાથી અનિદ્રાનું દર્દ લાગુ પડી જાય છે, એટલું જ નહિ પણ તેમનાં જ્ઞાનતંતુઓ રોગિષ્ઠ બને છે અને તેમાંથી હિસ્ટીરીયાનું દર્દ લાગુ પડી જાય છે.

**એક નિદ્રારહિત સ્ત્રીનું દૃષ્ટાન્ત**—મેરી સ્ટોપ્સે પોતાના પુસ્તકમાં મીસીસ એ નામની એક સ્ત્રીનું દૃષ્ટાન્ત આપ્યું છે. સમાજમાં સ્ત્રીઓ-નો મોટો ભાગ એ સ્ત્રીના જેવો જ હોય છે એવું તેનું કહેવું છે. તે સ્ત્રીએ એવા પતિ સાથે લગ્ન કર્યું કે જે તેને સારી રીતે ચાહતો હતો, પરંતુ તે કામકલાથી અજાણ હતો. આથી સમાગમવડે તે તૃપ્તિ અનુ-ભવતો અને તુરત નિદ્રામાં પડતો, પરન્તુ સ્ત્રી તો અધવચ સ્થિતિમાં જ રહી જતી અને તેથી તેને ઉંઘ આવ્યા વિના આમથી તેમ આળો-ટીને રાત્રિ પસાર કરવી પડતી. તેની તબિયત બગડવા લાગી. પછી તેના પતિનું મરણ થયું અને તેની તબિયત સુધરવા લાગી વરસ-દોઢ વરસ પછી તેણે બીજા પુરુષ સાથે લગ્ન કર્યું, જે કામકલાથી જાણીતો હતો એટલે તે સ્ત્રીની તૃપ્તિને આવશ્યક માનીને વર્તતો હતો. આથી તેને સારી પેઠે ઉંઘ આવવા લાગી અને પહેલાં જે અનિદ્રા તેને અનુભવવી પડતી હતી તે તેનું દર્દ નાશ પામ્યું. અને તબિયત વધારે સુધરવા લાગી.

અનિદ્રા ભોગવતી સ્ત્રીને વૈદ્યો કે ડાક્ટરોએ સૌથી પહેલો પ્રશ્ન એ પૂછવો જોઇએ કે તેનો પતિ સંપૂર્ણ સમાગમથી તેને તૃપ્તિનો અનુભવ કરાવે છે કે નહિ.

**કુમારિકાની અનિદ્રા**—કેટલીક વાર વયમાં આવેલી કુમારિકાની નિદ્રા પણ ઉડી જાય છે. તેની અનિદ્રાનું કારણ તેની અતૃપ્ત સ્થિતિ હોતી નથી કારણકે સમાગમના અનુભવ વિના તેની વૃત્તિ સમાગમ-સુખની વાંચ્છના પાછળ ભટકતી નથી; પરન્તુ મનુષ્ય પ્રાણીમાં સર્જક શક્તિરૂપ કામબીજ રહેલું હોય છે તે કામબીજ, કોઇ એકાંતમાં કિંવા કોઇ વાર્તા વાંચવાથી કે ચિત્ર જોવાથી કિંવા અપરિણીત પતિનો પત્ર મળવાથી કિંવા કોઇ સખીની કામચેષ્ટાની વાત સાંભળવાથી કે તે ચેષ્ટા જોવાથી, ઉશ્કેરાઈ જવાથી તેની ઉંઘ ઉડી જાય છે. પરણેલી સ્ત્રીને રતિસુખની વાંચ્છાથી જ અનિદ્રા ભોગવવી પડે છે અને તેની દશા કુમારિકા કરતાં વધારે દુ:ખભરિત હોય છે. વિરહિત સ્થિતિમાં ઘણી વાર એવો અનુભવ થાય છે. પતિગૃહે પતિની બાજુએ સૂઇ રહેવા છતાં જ્યારે તે જુએ છે કે પોતે ઉંઘી શકતી નથી અને પતિ તો ઘસઘસાટ ઉંઘે છે ત્યારે તેને ઘણી વાર માઠું લાગી આવે છે અને પતિ ઉપર અણગમો પણ આવે છે.

**અતૃપ્ત ચિત્ત**—જ્યારે કામચેષ્ટા કે પ્રેમચેષ્ટાદ્વારા એક પતિ પત્નીને ઉત્સાહિત અને ઉત્તેજિત કરે છે ત્યારે સ્ત્રી પોતાના હૃદયની ગુહ્યમાં ગુહ્ય વાતો અત્યંત સુકોમળતાથી પતિને કહેવા લાગી જાય છે. તે સમયે પતિ અને પત્નીનાં હૃદયો વચ્ચેનું અંતર કેવળ નાશ પામી ગયા જેવું લાગે છે. તેનામાં વાચાળતા અને રસિકતા પણ ખીલી નીકળેલી પતિને દેખાઇ આવે છે એવા ઉત્તેજિત થએલા ચિત્તને શાન્ત કરવા માટે સમાગમની જરૂર હોય છે, પરન્તુ જો પતિ તેના ચિત્તને તૃપ્ત કરતો નથી અને ઉંઘવા લાગી જાય છે, તો પત્નીની ઉંઘ અતૃપ્ત ચિત્તને લીધે ઉડી જાય છે. પતિની એ બેદરકારી પત્નીમાં નિરાશા અને ગુસ્સાને પણ ઉત્પન્ન કરે છે. આ નિરાશા અને ગુસ્સો મન ઉપર અસર કરીને અટકતો નથી, પણ તેની ભીડી અસર જ્ઞાનતંતુઓ અને શરીર ઉપર પણ થાય છે. પતિના અતિમૈથુનથી સ્ત્રીઓની તબિયત બગડે છે એ જેટલું ખરૂં છે, તેટલું જ ખરૂં એ પણ છે કે સ્ત્રીની અતૃપ્ત સ્થિતિથી તેની ઉંઘ અને ભૂખ ઉડી જાય છે અને પરિણામે તેની તબિયત બગડે છે.

અપૂર્ણ સમાગમનાં માઠાં પરિણામ—સ્ત્રીઓની ઉશ્કેરાયે વૃત્તિ તૃપ્ત નહિ થવાને લીધે તેઓ જ્ઞાનતંતુઓનાં અને બીજાં દર્દે ભોગ થઈ પડે છે એવું આપણા દેશમાં થોડા જ ડાક્ટરો સમજતા. એક એસ્ટ્રીયન ડૉક્ટર કહે છે કે-મૂત્રાશયનું દર્દ ભોગવતી એક સ્ત્રી દર્દીઓમાં સીત્તેર સ્ત્રીઓ એવી માલુમ પડે છે કે જેઓનું ગર્ભાશય જડ બની ગયું હોય અને ગર્ભાશયની એવી અવસ્થા અપૂર્ણ સમાગમને પરિણામે જ થવા પામે છે. બ્રિટિશ જોર્નલ (૧૯૧૦-એપ્રિલ) કેટલાક એવા કેસો પ્રસિદ્ધ થયા છે કે જેમાં સ્ત્રીઓનાં ગંભીર જ્ઞાનતંતુઓના દર્દો સુધારવા માટે તેમના પતિઓને ઉતાવળા સમાગમ-ગેરલાભો સમજાવીને સ્ત્રીની કામવાસના તૃપ્ત થાય તે રીતે પૂર્ણ સમાગમ માટેનું શિક્ષણ આપવામાં આવ્યું હતું અને એ રીતે સ્ત્રીનાં દર્દ સુધરવા પામ્યાં હતાં. તાત્પર્ય એ છે કે જો સમાગમ યોગ્ય રીતે અને ઉભયને આનંદ તથા તૃપ્તિનો અનુભવ થાય તે રીતે કરવામાં આવે તે પતિ અને પત્ની બેઉ શાન્ત નિદ્રાનો અનુભવ કરવા ભાગ્યશાળી નીવડે છે

## પરિચ્છેદ ૭ મો.

## સંતાનોત્પત્તિ.

જીવાણુઓનો નાશ થયા જ કરે છે—આપણા ધર્મગુરૂઓ બ્રહ્મચર્ય અને નૈષ્ઠિક બ્રહ્મચર્યનો ઉપદેશ કર્યા જ કરે છે, પરન્તુ આપણાં માનવશરીરોની રચના એવા પ્રકારની છે કે તેમના ઉપદેશને અનુસરીને વર્તવાથી પણ ભાવી જીવોનો નાશ થતો અટકાવવાનું કામ મુશ્કેલ થઈ પડ્યા વિના રહેતું જ નથી. સ્ત્રીના રજમાંના જીવાણુઓ પુરૂષના વીર્યમાંના જીવાણુઓ કરતાં ઘણા ઓછા હોય છે, તોપણ દરેક કુંવારી કે પરણેલી સ્ત્રીમાં એ જીવાણુઓ ઉપરાઉપરી ઉત્પન્ન થયા જ કરે છે. સ્ત્રી અને પુરૂષના રતિસમાગમથી બેઉનાં જીવાણુઓ મળીને ગર્ભ ઉત્પન્ન કરે છે તે વખતે પણ લાખો જીવાણુઓનો નાશ તો થાય છે જ. સંતાનોત્પત્તિના હેતુ સિવાય સ્ત્રીપુરૂષ સમાગમ ન કરે અને બ્રહ્મચર્ય પાળે, તોપણ એ જીવાણુઓનો નાશ થતો અટકાવી શકાય તેમ નથી. દર મહિને સ્ત્રીના જીવાણુઓ રજોદર્શનની સાથે જ નાશ પામતા રહે છે અને તેમનો નાશ થતો અટકાવવાને તો કોઈ જ સમર્થ નથી. કુદરતી

પોતે જ એ નાશ કર્યા કરે છે, તેમાં કાંઇ પુરૂષનો અપરાધ નથી. એ રીતે જો સ્ત્રીપુરૂષના જીવાણુઓનો મોટો ભાગ ગર્ભ ઉત્પન્ન થયા વિના જ નાશ પામ્યા કરે છે, તો પછી તેમાંના એકાદ જીવાણુવડે ગર્ભાધાન થવા દઇને જગતમાં એક નવા મનુષ્યપ્રાણીનો જન્મ થવા દેવો એમાં ખોટું શું છે?

**પ્રથમ ગર્ભાધાન**—ઘણી વાર ઉમરલાયક દંપતીને લગ્ન પછી નવ માસે જ બાળક સાંપડે છે એટલે લગ્ન પછીના તુરતના સમયમાં જ સ્ત્રીને ગર્ભાધાન થાય છે. વધારે સારૂં તો એ છે કે લગ્ન પછી છ-બાર મહિના પછી જ ગર્ભાધાન થાય. લગ્ન પછી લાંબા વખતસુધી ગર્ભાધાન થવા ન પામે કિંવા પોતાની આર્થિક સ્થિતિ સારી ન હોવાને કારણે દંપતી ગર્ભાધાન થવા ન દે, એ એક રીતે સારૂં પણ નથી, કારણકે લાંબો કાળ એવી રીતે પસાર થઇ જવાથી સ્ત્રી વંધ્યા નીવડવાનો સંભવ ઉત્પન્ન થાય છે. આશા અને આનંદમાં રહેલા ગર્ભને માતા-પિતાએ પ્રેમ તથા બુદ્ધિવડે વિકાસની બની શકતી સગવડ આપવી જોઇએ. ગર્ભાધાન સમયે માતા નીરોગી, સુખી અને ચિંતારહિત પણ હોવી જોઇએ. સ્ત્રીના શરીરની રચના ઉપર લગ્નથી મોટી અસર થવા પામે છે એટલે લગ્ન પછીના પરિણીત જીવનના તુરતના દિવસોમાં તે ગર્ભાધાન થવાને ઓછી લાયક હોય છે, પરંતુ પાછળના દિવસોમાં તેની શરીરરચના નવા સંયોગોને અનુકૂળ થવા માંડે છે એટલે તે ગર્ભાધાનને માટે વધારે લાયક થતી જાય છે.

**સમજવાયોગ્ય બે દૃષ્ટાન્તો**—એક ગૃહસ્થ શાન્ત સ્વભાવનો, સંસ્કારી અને સારી પેઠે પ્રેમાળ હતો. તે રતિસમાગમમાટે પૂરો સશક્ત પણ હતો, પરન્તુ સમાગમમાં સ્ત્રીની કામવાસનાની તૃપ્તિની આવશ્યકતાની તેને ખબર નહોતી, એટલે તેણે સમાગમવડે સ્ત્રીને રતિસુખના શિખરનો કદાપિ અનુભવ કરાવ્યો નહિ. આથી સ્ત્રીને કદાપિ તૃપ્તિ થતી નહિ અને તેની દૃષ્ટિએ સમાગમ અપૂર્ણ જ રહેતો. લગ્ન પછી થોડે વખતે સ્ત્રી સગર્ભા બની. બાળકના પ્રસવ પછી બે વર્ષ સુધી સ્ત્રીની શક્તિ એટલી બધી ઘટી ગઇ કે તેને રતિસમાગમ અત્યંત કંટાળાભરેલો થઇ પડ્યો અને તે પતિને વારંવાર ના પાડવા લાગી. આથી લગ્ન પછી લગભગ ત્રણ વર્ષે પતિ-પત્ની પરસ્પર સમાગમ માટે અનુકૂળ સ્થિતિમાં આવ્યાં. એટલા કાળમાં તેઓ સાથે રહેતાં પરન્તુ વચ્ચે બે વર્ષસુધી સમાગમ થયો નહિ. પુરૂષને પોતાના મન ઉપર એ

સમય દર્મિયાન એટલો બળાત્કાર કરવો પડ્યો કે જ્યારે સ્ત્રી સમાગમ-માટે ઉત્સુક થઈ ત્યારે પુરૂષની સમાગમવૃત્તિ નાશ પામી ગઈ ! સ્વાભાવિક રીતે ઉત્સાહ જાગ્રત કરી શકાય એવી સ્થિતિ પુરૂષની રહી નહિ, તેને પરિણામે સમાગમથી જે પરસ્પર આનંદ મળવો જોઇએ તેનો અનુભવ તેઓ કરી શક્યાં નહિ. એક બીજા દંપતીનું દૃષ્ટાન્ત એવું છે કે સ્ત્રી પોતાની કલ્પિત નબળી શરીરસ્થિતિને કારણે સમાગમની ના જ પાડ્યા કરતી. કેટલાક વખત પછી જ્યારે તેને કામવાસના ઉદ્‌ભવી અને તેની નબળાઇ તેને દૂર થએલી લાગી, ત્યારે પતિને તેની સાથેનો સમાગમ અસંભાવત લાગ્યો. પોતાની પત્ની સાથેનો સમાગમ તેને પોતાની બ્હેન ઉપર બળાત્કાર કરવા જેવું પાપકર્મ લાગવા માંડ્યું ! તાત્પર્ય એ છે કે પુરૂષને એક વાર ઉદાસીન વૃત્તિ થઇ ગઇ, એટલે પછી તેના શરૂઆતના આનંદનો ઊભરો નવેસરથી લાવવો એ મુશ્કેલ છે. પરન્તુ જો પતિપત્ની બેઉ કેટલાક મહિના સંયમમાં રહેવાને ટેવાઇ ગયાં હોય અને પરસ્પર અનુકૂળ બનતાં શીખ્યાં હોય તો ગર્ભાધાનકાળ જેટલા થોડા મહિના સમાગમરહિત રહેવાથી તેમની કામવાસના શિથિલ બનતી નથી પરન્તુ તેથી ઉલટું સંતાનપ્રાપ્તિથી બેઉના પ્રેમમાં વૃદ્ધિ થાય છે.

**સગર્ભાવસ્થામાં સમાગમ**—સગર્ભાવસ્થામાં સમાગમ થઇ શકે ? આ પ્રશ્નના જવાબમાં જુદા જુદા અનુભવો માલૂમ પડે છે. ગર્ભાધાન થયા પછી સ્ત્રીની સ્થિતિ અત્યંત નાજૂક પ્રકારની બને છે. એ નાજૂક સ્થિતિમાં બાળક થયા પૂર્વેના ઓછામાં ઓછા ૬ માસસુધી પુરૂષે સંયમ જાળવવો એ વાજબીમાં વાજબી સલાહ છે.' છતાં એવા દાખલા મળે છે કે જેમાં કોઇ કોઇ સ્ત્રીને સગર્ભાવસ્થામાં જ સમાગમની તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થાય છે, જ્યારે કોઇ કોઇ સ્ત્રીને સમાગમની વાત સરખી કંટાળો ઉપજાવનારી થઇ પડે છે. એક ડાકટરે પોતાના એકાદ બે દર્દીઓની એવી વાત જણાવી છે કે-સ્ત્રીને સગર્ભાવસ્થામાં સમાગમની તીવ્ર ઇચ્છા ઉદ્‌ભવી પરન્તુ તેના પતિએ સ્ત્રીની એવી નાજૂક અવસ્થામાં તેની તંદુરસ્તીની ખાતર સમાગમની ના પાડી. પરિણામ એ આવ્યું કે તે સ્ત્રીને જે બાળક થયું તે ચંચળ, સ્વચ્છંદી, દુરાચારી અને કુટેવવાળું નીવડ્યું. આવા એકથી વધુ દૃષ્ટાંતો પણ મળે છે. તાત્પર્ય એ છે કે સગર્ભાવસ્થામાં સ્ત્રીને ખાવાપીવાના પદાર્થોના સંબંધમાં જે ઇચ્છા-દોહદ (ડોહળો) ઉત્પન્ન થાય છે અને તે દોહદ પૂરો કરવાનું કાર્ય પવિત્ર તથા આવશ્યક માનવામાં આવે છે, તેવી જ રીતે સમાગમની મધ્યમ

પ્રકારની ઈચ્છા જો સ્ત્રીને ઉપજે તો તે પૂરતી સંભાળથી ગંતોષનામાં વાંધો નથી. તેમાં પતિપત્ની અને ભવિષ્યમાં જન્મનાર બાળક એ ત્રણેનું હિત સમાએલું છે. કેટલાક ડાકટરોનો એવો અભિપ્રાય છે કે સગર્ભાવસ્થામાં જો સ્ત્રીને કામવાસના થાય તો જ સમાગમથી તેને ફાયદો થાય છે, પરન્તુ હરખબહારની તેવી કામવાસના એ નઠારૂં ચિન્હ હોવાથી તે સંબંધી કોઈ અનુભવી ડાકટરની સલાહ લેવી જોઈએ. પ્રેમાળ પતિથી રહેલા ગર્ભના સમયમાં સ્ત્રીને એવી અભિલાષા રહ્યા કરે છે કે પોતાનો પતિ હમેશાં પોતાની પાસે રહે તો સારૂં. આવી અભિલાષાનું કારણ જેવી રીતે કોમળ માનસિક ભાવના છે, તેવી જ રીતે પરસ્પર શારીરિક સંબંધથી સ્ત્રી–પુરૂષની ચામડીની વચ્ચે જે સૂક્ષ્મ પરમાણુઓનું પરસ્પર આકર્ષણ અને વિનિમય થાય છે તે પણ છે. સગર્ભા સ્ત્રીના જ્ઞાનતંતુઓને સમાગમથી રતિસુખના શિખરનો–અત્યંત ઉશ્કેરાટનો અનુભવ થતો નથી, થઇ શકતો જ નથી; તોપણ પરસ્પર મિઠાશ વધારનારો અને પરસ્પર તલ્લીનતા નીપજાવનારો કોમળ સમાગમ વૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ યોગ્ય છે. સગર્ભાવસ્થામાંનો સમાગમ બીજા સાધારણ સમયના સમાગમ જેવો ન જોઇએ. સામાન્ય સમયનું આસન તે સમય માટે નઠારૂં છે. સ્ત્રીના દેહ ઉપર જરા પણ ભાર ન પડે તેવી પુરૂષે કાળજી રાખવી જરૂરની છે. જ્યારે સગર્ભા સ્ત્રીને એમ લાગે કે પોતાના પતિને ગર્ભને કારણે પોતે સમાગમ કરવા દઈ શકે નહિ, ત્યારે તેણે પતિની કુદરતી કામવાસનાને તૃપ્ત કરવાને કાંઇ માર્ગ શોધવો જોઇએ અને તેને અતૃપ્ત કામવાસનાને લીધે જે માનસિક બોજો સહન કરવો પડતો હોય તેનો પણ વિચાર કરવો જોઇએ એવે વખતે પતિનો કેવળ તિરસ્કાર કરી નાંખવો એ અયુક્ત અને પોતાના હિતને માટે પણ અનિષ્ટ છે. પ્રેમી પતિ જે પોતાની પત્નીને સાચા પ્રેમથી ચાહતો હોય છે તે આવે વખતે સમાગમ વિના માત્ર પત્નીના સહવાસ તથા આલિંગનથી જ તૃપ્તિ અનુભવે છે.

**પહેલું બાળક થયા પછી**—પહેલું બાળક અવતર્યા પછી તે બાળક અને તેની માતા ઉભયના આરોગ્યને અર્થે બીજું બાળક ઉત્પન્ન કરવાની ઉતાવળ કરવી નહિ. પહેલું બાળક થયા પછી બીજું ગર્ભાધાન થતાંસુધીમાં ઓછામાં ઓછું એક વર્ષ તો જવું જ જોઇએ, એટલે કે પહેલા અને બીજા બાળકના જન્મ વચ્ચે ઓછામાં ઓછાં ઓણુા બેથી બે વર્ષનું અંતર હોવું જોઇએ. આપણા દેશમાં જીયાયનાનું

આવું પહેલા બાળકના જન્મ પછી લાંબે વખતે ફરવાનો એટલે કે બાળક સારી પેઠે મોટું થયા પછી જ તેની માતાને પતિગૃહે મોકલવાનો ચાલ છે તે કેટલો પ્રશંસનીય છે તે આ ઉપરથી સમજાશે. કેટલાક બે બાળકોના જન્મ વચ્ચે ત્રણથી પાંચ વર્ષનું અંતર રાખવાની સલાહ આપે છે. સગર્ભા સ્ત્રી રસ્તામાં ખુલ્લી રીતે ચાલતાં શરમાય એ આ પણ ઉપર એક કલંક છે. જ્યાંસુધી એવી રોગિષ્ટ મનોદશા દૂર નહિ થાય અને સગર્ભા સ્ત્રી પોતાનો એ પવિત્ર બોજો સાધ્વી સમાન ગૌરવથી ઉઠાવીને હરી ફરી શકશે નહિ, ત્યાંસુધી મનુષ્યજાતિ સાચા આરોગ્યને પ્રાપ્ત કરી શકશે નહિ.

**રહવારમાં સગર્ભા સ્ત્રીને થતી ઉલટી**—સગર્ભા સ્ત્રીને શરૂઆતના મહિનામાં રહવારમાં બહુધા ઉલટી થાય છે અને કેટલાક ડાક્તરો તથા વૈદ્યો એ ચિન્હને સગર્ભા સ્ત્રીની સામાન્ય શારીરિક ક્રિયા સમજે છે; પરન્તુ મેરી સ્ટોપ્સ કહે છે કે એ ચિન્હ સ્ત્રીનું આરોગ્ય બરાબર નહિ હોવાનું સૂચન કરનારૂં છે. સ્ત્રીના જીવનમાં સગર્ભાવસ્થાના મહિના આનંદોલ્લાસના હોવા જોઇએ, તેને બદલે તે જ સમયમાં ગભરાવી નાંખનારી ઉલટી શામાટે થવી જોઇએ? લોકો ચોમેર આવા બનાવો જોતા હોય છે અને ડાક્તરોની પાસે તો નબળા બાંધાનાં મનુષ્યો જ હમેશાં આવતાં હોય છે, એટલે તેઓ સૌ આ ચિન્હને સ્વાભાવિક માની બેઠા છે અને સંપૂર્ણ નીરોગી સ્ત્રી વિષેની તેમની કલ્પના પણ મરી ગઈ હોય એમ લાગે છે. એવા અનેક દાખલાઓ મળે છે કે જેમાં સ્ત્રીઓને રહવારમાં ઉલટી જેવી બિમારીનો કે એવી બીજી કશી અડચણનો અનુભવ થયા વિના જ સગર્ભાવસ્થાનો સમય વીતી જાય છે. આવી સ્ત્રીને અપવાદ લેખવો ન જોઇએ પણ જેમને ઉલટી થતી હોય તેમને જ ઉત્તમ આરોગ્ય માટેના અપવાદરૂપ એટલે નબળી તંદુરસ્તીની લેખવી જોઇએ. આવું આરોગ્ય જાળવવા માટે મુખ્ય વાત એ ધ્યાનમાં રાખવાની છે કે સગર્ભા સ્ત્રીએ તંગ, કસકસતાં કે વજનદાર કપડાં-ઘરેણાં બીલકુલ પહેરવાં ન જોઇએ. સગર્ભાવસ્થામાં કસકસતાં કપડાંનું દબાણ સ્ત્રીને નુકસાનકારક છે અને તેથી જ ઘણે ભાગે રહવારમાં ઉલટી થયા કરે છે. આ અવસ્થામાં સ્ત્રીએ એટલાં ઢીલાં કપડાં પહેરવાં જોઇએ કે કપડાંની નીચે પતંગીઉં પણ તેની પાંખોને ઇજા થયા વિના સહેલાઇથી ચાલી શકે. આ અવસ્થામાં તંદુરસ્તી જાળવવા માટે બીજી એક વાત ધ્યાનમાં રાખવાની છે કે સ્ત્રીના ખોરાકમાં તાજાં ફળો-નારંગી,

મોસંબી, મંતરાં વગેરેનો વધારે ઉપયોગ થવો જોઇએ.

**વંધ્યત્વ અને તેના ઉપાયો**—(૧) કેટલીક વાર એવું જોવામાં આવે છે કે પૂરા તંદુરસ્ત તથા પ્રેમાળ દંપતીને પણ સંતાન થતાં નથી; આનો અર્થ એ નથી કે તેઓ સંતાનોત્પત્તિને માટે લાયક નથી, પરન્તુ તેઓના માર્ગમાં કાંઈ નજીવી અડચણ હોય છે અથવાતો તેઓનાં અવયવોમાં કાંઇ નિર્જીવ ફેરફાર હોય છે, જેનો ઉપાય સહેજે થઇ શકે છે. પરંતુ ખાસ કરીને મધ્યમ અને ઉચ્ચ વર્ગનાં દંપતીઓમાંનાં ઘણાં સંતાનરહિત હોય છે, અને કયા કારણથી તેમને સંતાન થતું નથી તે સમજવું મુશ્કેલ થઇ પડે છે. જો ડાકટરની સલાહ તેઓ લે છે તો તે તેમને સંતાનોત્પત્તિ માટે સંપૂર્ણ લાયક જણાવે છે. આનું કારણ કેટલીક વાર એ હોય છે કે સ્ત્રીના ગુહ્યાંગમાં ઝરતા રસમાં ખટાશવાળો ભાગ વધુ પ્રમાણમાં હોય છે અને તેના કારણથી ગર્ભાધાન થતું નથી. વીર્યમાંના ગર્ભાધાન માટેના જીવાણુનો તે પદાર્થ નાશ કરે છે. આનું નિવારણ કરવાનો ઉપાય એ છે કે સમાગમ પૂર્વે સ્ત્રી જો "સોડીયમ કાર્બોનેટ"ને પાણી સાથે મેળવીને બનાવેલા બહુ જ નરમ પ્રકારના મિશ્રણની પીચકારીથી પોતાના ગુહ્યાંગના અંદરના પ્રદેશને ધોઇ નાંખે તો એ ખટાશવાળો પદાર્થ દૂર થાય અને સ્ત્રીને જરૂર ગર્ભ રહે. (૨) પુરૂષનો જીવાણુ ખુલ્લા થએલા ગર્ભાશયમાં કેટલીક વાર દાખલ થઇ શકતો નથી તેનું એક કારણ એવું પણ છે કે સ્ત્રીના ગર્ભાશયના મુખ ઉપર એક પ્રકારનો ચીકણો પદાર્થ વધુ પ્રમાણમાં હોય છે, કે જેથી વીર્યમાંનો પ્રબળ જીવાણુ અંદર દાખલ થવા પામતો નથી. આનો ઉપાય એ છે કે સમાગમ સંપૂર્ણ કે જોરદાર થવો જોઇએ અને સ્ત્રીને ઉશ્કેરાટનો અનુભવ વિશેષ પ્રમાણમાં કરાવવો જોઇએ; અને તે ઉશ્કેરાટ પણ બરાબર વીર્યસ્રાવ વખતે અથવાતો ત્યારપછી થવો જોઇએ. (૩) કેટલીક વાર એવું કહેવામાં આવે છે કે સ્ત્રીની કામવાસના તૃપ્ત થઇ ન હોય કિંવા સ્ત્રીને ઉશ્કેરાટનો અનુભવ ન થયો હોય તોપણ તેને બાળકો તો થાય છે: આ અસંભવિત નથી. જુદી જુદી અનેક પ્રકૃતિની સ્ત્રીઓ હોય છે. જો સ્ત્રીનું ગુહ્યાંગ સારી પેઠે પહોળું હોય અને તેના ગર્ભાશયના મુખ ઉપર ચીકણો પદાર્થ બહુ ઓછો હોય, તો સમાગમસમયે ઉશ્કેરાટનો અનુભવ થયા વિના પણ તેને ગર્ભ રહે. કોઇ કોઇ સ્ત્રીઓ એવી પ્રકૃતિની હોય છે કે તેમના ગુહ્યાંગમાં પુરૂષનું વીર્ય સ્ખલિત થયા પછી તેને ઉશ્કેરાટનો અનુભવ થાય છે અને તે સમયે તેને ગર્ભાધાન

થઇ જાય છે. (૪) કોઇ કોઇ સ્ત્રીને ગર્ભાશયનું દ્વાર અને ગુહ્યાંગનું દ્વાર એ બેઉની વચ્ચેનો માર્ગ સીધો નહિ હોતાં વાંકો હોય છે; એટલે કે ગુહ્યાંગના દ્વારથી સીધે માર્ગે ગર્ભાશયનું દ્વાર હોતું નથી, તેથી પુરૂષનું શુક્ર તેમાં દાખલ થવા પામતું નથી. આ અડચણનો મહેલો માર્ગ એ જ કે સમાગમ પૂર્ણ થયા પછી સ્ત્રીએ તુરત જ ઉંધા સૂઇ જવું અને થોડા કલાક એવી રીતે ઉંધા જ સૂઇ રહેવું. (૫) બધી સ્ત્રીઓને વધુ કે ઓછી સંતાનોત્પાદક શક્તિનો સમય તો આવે છે જ, પરન્તુ કેટલીક સ્ત્રીઓને એ સમય સ્પષ્ટ જણાય છે અને કેટલીકને નથી જણાતો. કેટલીક સ્ત્રીઓને બે રજોદર્શનની વચ્ચેના કોઇ પણ દિવસે ગર્ભાધાન થાય છે, જ્યારે કેટલીક સ્ત્રીઓને અમુક દિવસો સિવાય બાકીના દિવસોમાં કદિ ગર્ભ રહેતો નથી અને એ થોડા દિવસોમાં જ ગર્ભાધાન માટેની તેની શક્તિ વિશેષ હોય છે. આર્ય શાસ્ત્ર એવું કહે છે કે રજોદર્શન થયા પછીના ૧૬ દિવસોસુધી ગર્ભાશયનું મુખ ખુલ્લું હોય છે અને ત્યારપછી તે બંધ થઇ જાય છે. ગર્ભાશય ખુલ્લું હોય તે દિવસોમાં સમાગમ થાય તો ગર્ભ રહે છે અને તે બંધ થઇ ગયા પછી ગર્ભ રહેતો નથી. મેરી સ્ટોપ્મ એવું કહે છે કે રજોદર્શન થયાની પૂર્વેનો એક દિવસ અને રજોદર્શન થયા પછીના એક બે દિવસ ગર્ભાધાન—થોડા અપવાદોને બાદ કરતાં—જરૂર થાય છે. પરન્તુ રજોદર્શન થયા પછીની પાંચ રાત્રિઓ સમાગમ માટે કેવળ નિષિદ્ધ છે એવું આર્ય શાસ્ત્રકારો માને છે, તે કારણે એ રાત્રિઓમાં સંતાનોત્પત્તિ માટેનો સમાગમ ઇષ્ટ લેખાય નહિ.

**અતિશય સમાગમથી ગર્ભાધાન થતું નથી**—સગર્ભા થવાની ઇચ્છા સ્ત્રીના આખા શરીરના જ્ઞાનતંતુઓ ઉપર ઘણી જ થવા પામે છે. ઘેલી અને ઉગ્ર કામવાસનાથી વારંવાર સમાગમ કરવાથી ગર્ભાધાન થતું નથી, કારણકે સ્ત્રીના જીવાણુ અને પુરૂષના જીવાણુ માત્ર એકઠા થવાથી જ ગર્ભાધાન થતું નથી પણ એ બેઉના જીવાણુઓ એકત્ર થઇને ગર્ભાશયમાં ચોંટી રહેવા જોઇએ અને જ્ઞાનતંતુ બહુ ઉશ્કેરાઇ જવાથી કિંવા વારંવાર થતા સમાગમથી એ જીવાણુઓ ગર્ભાશયમાં ચોંટી ન રહેતાં બહાર નીકળી જાય છે એટલે ગર્ભાધાન થવા પામતું નથી. કેટલીક જાતિની સ્ત્રીઓ એટલી ચતુર અને રતિશાસ્ત્રના જ્ઞાનવાળી હોય છે કે તેઓ ગર્ભાધાને થવા ઉપર અંકુશ રાખી શકે છે અને તેઓ જ્ઞાનતંતુઓને જોર આપીને જીવાણુઓને ગર્ભાશયમાંથી બહાર કાઢી

નાંખી શકે છે. ઉગ્ર જ્ઞાનતંતુઓવાળી કિંવા અત્યંત ક્રોધી સ્વભાવની સ્ત્રીઓને તેમજ દારૂ પીવાની ટેવવાળી સ્ત્રીઓને સંતાનો નહિ થતાં હોવાનું કેટલીક વાર માલૂમ પડે છે તેનું કારણ આ જ છે. એવી સ્ત્રીઓનાં ગર્ભાશયોમાં જીવાણુઓનું મિશ્રણ સ્થિર થવા પામે તે પહેલાં તેના જ્ઞાનતંતુઓ અશાન્ત બનવાનો સમય આવી જાય છે અને ગર્ભાધાન થતું નથી. એવી સ્ત્રીઓએ વ્યસન ત્યજી દેવું, ખૂબ આરામ લેવો, ઉંઘવું, સાત્વિક ખોરાક લેવો, ખુલ્લી હવામાં ફરવું અને વૃત્તિઓને શાન્ત રાખવી એ જ હિતકારક છે. એથી જ્ઞાનતંતુઓને પોષણ મળશે અને તે વારંવાર ઉશ્કેરાઈ જતાં અટકશે.

**વંધ્યત્વને માટે પુરૂષ પણ જવાબદાર હોય છે**—કેટલીક પાકી ઉંમરનાં દંપતીઓ સમાગમનું પ્રાથમિક જ્ઞાન પણ ધરાવતાં નથી! ગર્ભાધાન માટે પુરૂષની ગુહ્યેન્દ્રિય પૂરા પ્રમાણમાં સ્ત્રીના ગુહ્યાંગમાં દાખલ થવી જોઇએ અને તેની અંદરનું આવરણ તૂટવું જોઇએ એવું જ્ઞાન પણ તેઓને નહિ હોવાથી એવા કેટલાક દાખલાઓ માલૂમ પડ્યા છે કે દાંપત્યજીવનમાં વર્ષો ગાળ્યા પછી પણ સ્ત્રી અક્ષતયોનિ કુમારિકા જ રહી હોય છે! આવાં મનુષ્યોને આ વિષયની પૂર્વે આપેલી સમજુતી બહુ ઉપયોગી હોય છે. એક સ્ત્રીને જ્યારે બાળકો થતાં નથી, ત્યારે તે બિચારી ધ્રૂજતી ધ્રૂજતી ડાકટર પાસે જાય છે અને પોતાના શરીરમાં શો રોગ છે તે જાણવાની ઇચ્છા દર્શાવે છે. પણ ઘણી વાર વંધ્યત્વને માટે સ્ત્રી પુરૂષ બેઉ જવાબદાર હોય છે. એક બીજાને અનુકૂળ થતાં તેઓ શીખ્યાં હોતાં નથી, અથવા બેઉ અમુક–અમુક અંશે અજ્ઞાન હોય છે, બેઉમાં કાંઇ કાંઇ ખામીઓ હોય છે, તેના નિવારણને માટે બેઉએ ડાકટરની સલાહ લેવી જોઇએ. એક સ્ત્રીથી બાળકો ન થતાં હોય એટલે એકદમ સ્ત્રીને જ વંધ્યત્વ માટે જવાબદાર લેખી બીજી સ્ત્રી પરણનારો પુરૂષ પોતાની સ્ત્રીને અન્યાય કરે છે એટલું જ નહિ પણ પોતાનું રતિવિદ્યાનું અજ્ઞાન પ્રદર્શિત કરે છે. મોટા શહેરમાં રહેનારો પતિ કે જે માનસિક પરિશ્રમ કરનારો હોય છે તે તો પોતાની પત્નીના વંધ્યત્વ માટે પોતે જ ઘણે ભાગે જવાબદાર હોય છે.

**ગર્ભમાંના બાળક પર માતાની અસર**—રોગમુક્ત માતાને ધવરાવેલું બાળક નીરોગી રહે છે, તેવી જ રીતે માતાની માનસિક સ્થિતિની અસર બાળકના શરીર ઉપર થાય તેમાં નવાઈ નથી. માતાની માંસપેશીઓ જે ધાવણ ઉત્પન્ન કરે છે તે બાળકના શરીરમાં જાય છે.

એ માંસપેશીઓ માતાની માનસિક સ્થિતિ ઉપર અસર કરનારી હોય છે તો એ જ માંસપેશીઓમાંથી ઝરતો રસ સ્વાભાવિક રીતે બાળકની માનસિક સ્થિતિ ઉપર અસર કર્યા વિના કેમ રહે? એપ્લીસ કહે છે કે માતા જ બાળકની સર્વોપરિ પોષક છે અને ગર્ભાવસ્થાના દિવસોથી બાળકના જન્મસુધીના સમયમાં માતાના દેહદ્વારા બાળકનાં આરોગ્ય ઉપર અસર પહોંચે છે. આ ઉપરથી એ નિર્વિવાદ જણાય છે કે આ અસર બાળકને પહોંચે છે અને તેથી જ વંશપરંપરાના ગુણો બાળકમાં ઉતરવા પામે છે.

**ગર્ભધારણ ઉપર અંકુશ**—કેટલાકો એવું માને છે કે ગર્ભધારણ ઉપર અંકુશ મૂકવો એ અનીતિભર્યું છે, કારણકે ભવિષ્યના બાળકનો નાશ કરવાનો આપણને અધિકાર નથી. આ ધાર્મિક કે નૈતિક દૃષ્ટિ ધારણ કરનારાઓએ સમજવું જોઇએ કે બ્રહ્મચારી કે પરણેલો માણસ હમેશાં લાખો જીવાણુઓનો નાશ કરતો જ હોય છે. એ જીવાણુઓ જો સ્ત્રીના જીવાણુઓ સાથે મળે તો જરૂર બાળક પેદા કરી શકે. એ કુદરતી રીતે મરતા લાખો જીવાણુઓમાંના એકાદ બેને બચાવવા જતાં ઉપરાઉપરી બાળકો પેદા કરવાનો બોજો સ્ત્રી ઉપર અને તેમનું પોષણ કરવાનો બોજો પુરૂષ ઉપર આવી પડે છે થોડા થોડા અંતરે બાળકો પેદા કરનારી-સંવત્સરીયાં બાળકોની માતા શરીરે હમેશાં નબળી જોવામાં આવે છે અને તેનાં બાળકો પણ તેવાં જ નબળાં હોય છે. જો લાંબે વખતે સ્ત્રીને ગર્ભ રહે તો તે બાળકો મજબૂત અને તંદુરસ્ત બને તથા તેની માતાનું આરોગ્ય પણ જળવાઇ રહેવાથી તેને જીંદગી કંટાળારૂપ ન લાગે. આ કારણથી દરેક રજોદર્શન સમયે ઋતુદાન દઇને સંતાનોત્પત્તિ કરવાની કામના રાખીને પુરૂષ સમાગમ કરે તેમાં જ નીતિ ને ધર્મ માની બેસવું એ યોગ્ય નથી. આ ધર્મનીતિ માની બેસનાર પુરૂષ દરવર્ષે પોતાની સ્ત્રીને ગર્ભવતી બનાવ્યા કરે છે અને પરિણામે સ્ત્રીને અલ્પાયુષી તથા નિર્બળ બનાવે છે એટલું જ નહિ, પણ અલ્પાયુષી બાળકોનાં ટોળાંને ઉત્પન્ન કરી જીવનમાં ન ઉપાડી શકાય તેવો બોજો વ્હોરી લે છે. ગરીબ કુટુંબોમાં ટોળાંબંધ છોકરાંઓની માતાઓ અર્ધી ભૂખી રહે છે અને ગંદી હવામાં બાળકોને ઉછેરી ખરેખર મનુષ્યોમાં ભિખારીઓની સંખ્યા જ વધારે છે.

**સંવત્સરીયાં બાળકો**—સંવત્સરીયાં બાળકોને-દર વર્ષે એક એક બાળકને જન્મ આપનારી માતાઓ નબળા બાંધાની હોય છે અને

ગામડાંમાં રહેતી કોઈક જ એવી માતા હોય છે કે જે દર વર્ષે બાળકને જન્મ આપતી હોવા છતાં સારા બાંધાની રહે છે. પરંતુ તેનાં બાળકો તો ઉત્તરોત્તર નબળાં જ ઉત્પન્ન થાય છે. ડૉ. પ્લોત્ઝે એવી ગણતરી કરી છે કે પહેલી વારનાં બાળકોમાંથી દર હજારે ૨૨૦ બાળકો મરણ પામે છે; સાતમી વારનાં બાળકોમાંથી દર હજારે લગભગ ૩૩૦ મરણ પામે છે અને બારમી વારનાં બાળકોમાંથી દર હજારે ૫૯૭ મરણ પામે છે. માતાના શરીરનું હીર મોટા પ્રમાણમાં ચુસાઈ ગયા પછી જે બાળક ગર્ભવાસી બને તે નબળું હોય તેમાં નવાઇ નથી અને તે જ કારણથી એવાં બાળકોમાંથી ૬૦ ટકા મરણ પામે છે. હૉલેન્ડમાં બાળકો તંદુરસ્ત અને ઇચ્છાપૂર્વક જ ઉત્પન્ન કરવાની ખૂબ કાળજી રખાય છે; તેથી ત્યાં બાળકોનું મરણપ્રમાણ ઘણું જ ઓછું છે અને તેની વસતી ઘટવાને બદલે વધી છે. આખા યુરોપની તુલનામાં હૉલેન્ડમાં ઓછામાં ઓછું બાળમરણપ્રમાણ છે.

**સંતતિ-નિયમન**—હિંદુસ્તાન જેવા ગરીબ દેશમાં મધ્યમ અને ગરીબ દંપતીઓને વધારે સંતાનો થાય એ પણ એક પ્રકારની આપત્તિ છે. પતિ પોષણ કરી શકે તેથી વધારે બાળકો થાય તો દંપતીનો સંસાર જીવનકલહ, દુઃખ અને અનારોગ્યમાં જ ચાલે છે. સંવત્સરીયાં બાળકોની માતાઓ નબળી અને રોગિષ્ઠ હોય છે. આર્થિક સ્થિતિમાં ન પાલવી શકાય તેટલાં બધાં બાળકોની કેળવણી, આરોગ્ય, નીતિ ઇત્યાદિ ઉપર પણ તેઓથી લક્ષ આપી શકાતું નથી. વળી ઉપરાઉપરી થતાં બાળકો પણ નબળા બાંધાનાં અને રોગિષ્ઠ હોય છે. એવાં બાળકો કુટુંબ ઉપર જ નહિ પણ દેશ ઉપર એક પ્રકારના બોજારૂપ થઇ પડે છે. આ કારણથી માત્ર જોઇએ તેટલાં જ બાળકો ઉત્પન્ન કરવા માટે સંતતિનિયમનની આવશ્યકતા મનાય છે. તે માટેનો એક માર્ગ એ છે કે રજોદર્શન પછી સ્ત્રીનું ગર્ભાશય ૧૬ દિવસસુધી ખુલ્લું રહે છે તેટલા દિવસ બ્રહ્મચર્ય પાળવું. ગર્ભાશયનું મુખ બંધ થઇ ગયા પછી કરેલા સમાગમથી ગર્ભાધાન થતું નથી, છતાં કોઇ કોઇ સ્ત્રી ૧૬ દિવસ પછીના સમાગમથી પણ ગર્ભ ધારણ કરે છે એવું માલૂમ પડે છે. બીજો માર્ગ 'ક્વીનીન પેસરી' વાપરવાનો છે કે જે ક્વીનીન અને કોકોના મિશ્રણથી બને છે. સમાગમ પૂર્વે ચાર-પાંચ મિનિટ તેની ગોળીને યોનિમાર્ગમાં રાખવાથી તે ઓગળી જાય છે અને સમાગમથી દાખલ થએલા શુક્રજંતુઓનો નાશ કરે છે. ત્રીજો માર્ગ એ છે કે સમાગમ પછી ક્વીની-

નના મિશ્રણની કિંવા જંતુનાશક બીજા મિશ્રણની પીચકારીથી યોનિમાર્ગને ધોવો; છતાં જો ગર્ભાશયમાં શુક્રજન્તુ એકદમ દાખલ થઇ જાય છે તો એ ઉપાય નકામો થઇ પડે છે. ચોથો માર્ગ એ છે કે રબ્બરની ટોપી જેવી 'ચેક પેસરી' સ્ત્રીએ યોનિમાર્ગમાં પહેરવી, એથી ગર્ભાશયનું મુખ બંધ થઇ જાય છે, શુક્રજંતુઓ ગર્ભાશયમાં દાખલ થઇ શકતાં નથી અને સમાગમસુખમાં કાંઇ ક્ષતિ થતી નથી. આ વિના બીજા ઉપાયો પણ છે, પરન્તુ આ બધા સામાન્ય ઉપાયો છે. સમાગમસુખનો ત્યાગ એક યા બીજા કારણથી જેઓ ન કરી શકે, અને તે સાથે સંતતિનિયમન કરવા ચાહે તેમને માટે આ માર્ગો છે. ધર્મજિજ્ઞાસુ આર્યો તેનો સદુપયોગ જ કરે.



**વિદ્વાનોના જાતિ અનુભવથી ભરેલો, દેશી તથા વિદેશી વિદ્વાનોના અર્કરૂપ, અવનવી માહિતીથી યુક્ત અને ગુજરાતી ભાષામાં પહેલી જ વાર પ્રસિદ્ધ થએલો 'સ્પિરિચ્યુએલિઝમ' (Spiritualism) વિષેનો અપૂર્વ ગ્રંથ**

# સચિત્ર પ્રેતાત્મવિદ્યા

અથવા

## ભૂત–પિશાચનું આવાહન.

જેને આપણો દેશ 'પ્રેતાવાહન વિદ્યા' કહે છે તેનો આ ગ્રંથ લગભગ ૩૯૦ પૃષ્ઠનો, **૩૫૦ બાબતોની માહિતીવાળો અને ૨૫ ચિત્રો તથા સાક્ષાત્** ભૂતોના ફોટોગ્રાફોથી યુક્ત છે. પુસ્તક પાકા સોનેરી પુંઠાનું છે. મૂલ્ય રૂ. ૪, વી. પી. થી મંગાવનારને અંકદરે રૂ. ૪–૧૦–૦ ખર્ચ થશે.

ઈંગ્લાંડ, અમેરિકા તથા હિંદુસ્તાનમાં ભૂત–પ્રેતને લગતી વિદ્યા કેટલી આગળ વધી છે, કેવી કેવી રીતે પ્રેતોનું આવાહન કરી તેમની સ્થિતિની, મરણ પામેલાં સગાં વહાલાંની સ્થિતિની, મલીન ભૂત–પ્રેતની, તથા ભૂત–પ્રેતના વળગાડની માહિતી મેળવવામાં આવે છે તેની વિગતવાર અને વહેવારૂ–જાતિઅનુભવ લઈ શકાય તેવી માહિતી આ ગ્રંથમાં આપી છે. ભૂત–પ્રેત ખરાં છે, પણ તે ક્યારે ખરાં અને ક્યારે ખોટાં છે તે આ પુસ્તકમાં અનેક દાખલા–દલીલો, વિદ્વાનોના જાતિઅનુભવો અને શાસ્ત્રોના પુરાવા સાથે બતાવી આપ્યું છે. યુરોપ–અમેરિકામાં લોકોએ અનેક પ્રયોગો, ભૂતોના સાક્ષાત્કાર, ભૂતો સાથે સીધી વાતચીત, ભૂતોના ફોટોગ્રાફ તથા ફીલમો લઈને આ વાત સિદ્ધ કરી છે; તે બધી માહિતી તમને આ ગ્રંથમાં મળશે.

'પ્રેતાત્મવિદ્યા' જાણવાની જરૂર છે, તેનાં કારણો એ છે કે તેથી કેવાં મનુષ્યોના પ્રેતાત્માઓ પરલોકમાં કેવી દશા ભોગવે છે, કેવાં સુખ–દુઃખ અનુભવે છે, મૃત્યુલોકમાં કેવાં સારાં–નરસાં કાર્યો કરે છે, કેવા ચમત્કારો કરે છે કે ઉત્પાત મચાવે છે, મલીન પ્રેતો કેવી રીતે વળગે છે અને બીજાઓને પીડા કરે છે, તે સમજી શકાય છે અને તેની મુક્તિનો તથા પીડાના નિવારણનો માર્ગ શોધી શકાય છે. જૂદી જૂદી જાતના પ્રેતાત્માઓના અને પિશાચોનાં દેહમોચન તથા પીડા-

નિવારણુ મારેના અનેકાનેક ઉપાયો તમને આ ગ્રંથમાંથી મળશે. ટુંકમાં મૃત્યુથી માંડીને નવો અવતાર મળતાંસુધીની પ્રેતાત્માની સ્થિતિનું જ્ઞાન તમને તેમાંથી મળશે. પ્રેતાવાહનની શક્તિ તેમજ અદશ્ય વસ્તુઓ જોવાની દીવ્ય દૃષ્ટિ કેળવવાની અનેક રીતો છે, તે એકડે એકથી માંડીને શક્તિની સંપૂર્ણ કેળવણી કરવાસુધી આ પુસ્તકમાં સમજાવેલી છે. તે માટે જોઇતાં ચિત્રો પણ આપ્યાં છે. ભૂત-પ્રેતને નામે ઠગી ખાનારા ભુવા અને જાદુગરોની યુક્તિઓ તેમાં ઉઘાડી પાડી બતાવી છે. હિંદમાં અને યુરોપ-અમેરિકામાં જે બનાવો બન્યા છે તે પણ ખુલ્લી પાડી છે; છતાં ભૂત-પ્રેતના સાચા બનાવોને તેના ખરાં સ્વરૂપમાં રજુ પણ કર્યો છે. ભૂત-પ્રેતનો મેળાપ થતાં તેથી ભય પામવાની જરૂર નથી. તેને કેવી રીતે મળવું અને તેને કેવે માર્ગે દોરવું એ મારેની મુદ્દામ સલાહ તમને આ ગ્રંથમાં મળશે.

## આ ગ્રંથમાં આપેલાં પ્રકરણો.

(૧) પ્રેતાત્મવિદ્યાનું અસ્તિત્વ. (૨) ભૂત-પ્રેત છે કે નહિ? (૩) મૃત્યુનો ચમત્કાર. (૪) ભૂત-પ્રેત-પિશાચની દેહરચના. (૫) જીવંત મનુષ્યોનો સૂક્ષ્મ દેહનો અનુભવ. (૬) ભૂત-પ્રેતની દુનિયા અને પ્રેતભુવનનું સ્પષ્ટીકરણ (૭) ભૂત-પ્રેતના શાસ્ત્રીય પ્રકાર. (૮) ભૂતોના અનુભવપ્રસિદ્ધ પ્રકારો. (૯) ભૂતનો ભય અને ભ્રમ. (૧૦) ભેખી મદદમારો. (૧૧) સામાન્ય વાસનાવાળાં ભૂલોકબદ્ધ પ્રેતો (૧૨) મલિન ભૂત-પ્રેતનાં દુષ્ટ કાર્યો. (૧૩) ભૂત-પ્રેતના અસાધારણ ચમત્કારો. (૧૪) ભૂત-પ્રેતના પરિચયના વિધિવિધ પ્રકારો. (૧૫) કાજળી, હજરત અને ત્રિકાળદર્શી આયનો. (૧૬) મણિનિધ્યાન અથવા ક્રિસ્ટલ ગેઝીંગ. (૧૭) પ્રેતાવાહન મંડળ અને ટેબલ રેપીંગ. (૧૮) પ્લેંચેટમાં પ્રેતાવાહન. (૧૯) પિશાચલેખન અથવા ઓટોમેટિક રાઇટીંગ અને સાયકોગ્રાફી. (૨૦) પ્રેતોચ્ચારશ્રવણના પ્રયોગો અથવા સાયકોફોન. (૨૧) ભૂતોના ફોટોગ્રાફ. (૨૨) દેહસંચાર. (૨૩) કેટલાક પૈશાચિક ચમત્કારોની ઉપપત્તિ. (૨૪) બનાવટી પૈશાચિક ચમત્કારો અથવા રંગભૂમિ પર પિશાચનો જાદુ. (૨૫) પ્રેતાત્માનો આ દુનિયા સાથેનો સંદેશવહેવાર. (૨૬) ભૂતના વળગાડનો વહેમ (૨૭) ભૂતનો સાચો વળગાડ અને તેના ઉપાયો. (૨૮) ભૂતોને વશ કરવા વિષે. (૨૯) દીવ્ય દૃષ્ટિ અથવા ત્રિકાળ દૃષ્ટિ. (૩૦) નવો અવતાર અથવા પુનર્જન્મ.